# એની બ્હેન.

અથવા

# એક મુગી છોડીનું વૃત્તાંત.

પ્રસિદ્ધ કરનાર,

વિઠ્ઠલરાવ વ્રજશંકર પંડિત.

સુરત.

અમદાવાદ.

ધી જેસી પ્રિન્ટીંગ પ્રેસ.

સને ૧૯૦૪. સંવત ૧૯૬૦.

કિંમત રૂ ૧-૦-૦

# એની બહેન.

અથવા

# એક મુંગી છોડીની વાર્તા.

---

પ્રસિદ્ધ કરનાર.

વિઠ્ઠલરાવ જયશંકર પંડિત.

---

સુરત.

" ધી જોશી પ્રીન્ટીંગ વર્કસ " ખાડિયા—અમદાવાદ

સન. ૧૯૦૪,

---

રૂ. ૧-૦-૦

# अर्पण पत्रिका



આ પુસ્તક મારા પરમ પૂજ્ય પિતાશ્રી
જયશંકર જેઠાભાઈ પંડિતના સ્મ-
રણાર્થે તેમના વાત્સલ્ય ભાવ,
ઉદાર વૃત્તિ, બ્રહ્મ નિષ્ઠતા
અને સકલ ગુણ
ભાંડારને મો-
હિત થઈ
સપ્રેમ
અર્પણ
કર્યું છે.

# પ્રસ્તાવના.

આધુનિક સમયમાં યુરોપીયન ભાષાનાં પુસ્તકોના ભાષાંતરો એટલાં બધાં થયાં છે અને તે ભાષામાં પ્રવીણ થયેલા પણ એટલા બધા હાલમાં છે કે તે ભાષાનાં ભાષાંતરો વાંચવા કરતાં મુળ ભાષામાં લખેલાં પુસ્તકો વાંચવાથી વાંચનારના મન ઉપર જે અસર થાય છે તેવી ભાષાંતરથી થતી નથી. એવા પુસ્તકોના ભાષાંતર કરતી વેળા કેટલાક દેશી ભાષામાં તેનું મુળ સ્વરૂપ ફેરવી નાખી તદન નવુંજ પુસ્તક બનાવે છે, જેને Adaptation એમ કહે છે, તેમ કરવામાં એક હરકત આવે છે. તે એ કે જે ભાષામાં તે પુસ્તક લખાયું હોય તે ભાષા બોલનારા લોકોના રીત રીવાજો દેશી લોકોના રીત રીવાજો કરતાં જુદા હોવાથી આપણા લોકોના વિચાર તેમના વિચારની સાથે બંધ બેસતાં થતાં નથી, એમ જાણી મુળ સ્વરૂપ ન ફેરવતાં માત્ર ભાષામાં ફેર કરી આ પુસ્તક પ્રગટ કરી ઇતર ભાષાંતર થયેલા પુસ્તકોમાં ઉમેરો કર્યો છે. ભાષાંતર કર્તાએ જેમ બને તેમ લખનારનો મુળ હેતુ સાચવીને ભાષાંતર કરવાનો પ્રયત્ન કીધો છે. જો કે મુળ દેશી ભાષામાં લખાયલા પુસ્તકોની ભાષાથી આ ભાષાંતર કાંઇક જુદુંજ પડે છે છતાં તે સમજવામાં મુશકેલી નડશે એમ ધારી શકાય નહી. પુસ્તકના વસ્તુ તથા સંકલનામાં બીલકુલ ફેરફાર ન કરતાં જેમનું તેમ દેશી ભાષામાં આ મારૂં પુસ્તક વિદ્વજ્જન આગળ મુકું છું, તેનો તેઓ સ્વીકાર કરશે એવી આશા છે.

હમારા વાચક વર્ગને જણાવવાની આવશ્યકતા છે કે જગ-વિખ્યાત અંગ્રેજી નવલ-કથા-લેખકજી૦ ડબ્લ્યુ૦ એમ૦ રેનૉલ્ડ સાહેબે લખેલી "ધી એમ્પ્રેસ યુજીનિ'જ બેડવાર નામના પુસ્તકના બીજા ભાગમાં આવેલી વાર્તાનું આ ભાષાંતર છે. એની અસલની વાર્તા અસલ ફ્રેંચ ભાષામા પોલ-ડ-કોક નામના વિદ્વાને લખેલી હતી. એમાં હાસ્ય અને કરૂણારસ પ્રાધાન્યપણે દ્રષ્ટીએ પડેછે. એ વાર્તા ઘણી રસીલી હોવાથી તેનું આ ગુજરાતીમાં ભાષાંતર કરવામાં આવ્યું છે.

આ પુસ્તકમાં ઘણી ભુલો રહી ગયેલી જણાશે પરંતુ તે માટે વિદ્વજ્જન ક્ષમા કરશે. માટે એટલીજ વિનંતિ છે કે તેહાનો ભુલોતરફ લક્ષ ન આપતા હંસક્ષીર ન્યાયથી જોઇ સાર ગ્રહણ કરશે તો ભાષાંતર કરનારના શ્રમનું સાફલ્ય થયું એમ હું માનીશ.

ભાષાંતર કર્તા.

સુરત.

તા. ૧ મે ૧૯૦૪.

# એની બહેન.

અથવા

# એક મુંગી છોકરીનો વૃત્તાંત.

## ભાગ ૧ લો

——:(૦):——

વખત રાત્રીનો હતો. નિદ્રાવશ થવાની ઝાઝી ઇચ્છા ન રાખતાં એક ગૃહસ્થ પારીસ શેહેરની કોઇ આ વેળાના શાંત માર્ગમાં આમ તેમ ફરતો હતો. કલાકેક પર્યંત રૂ. ડી. ટેંપલ અને રૂ. ડી. પોઇશનીઅરની વચ્ચે આવેલા બુલેવાર્ડ નામના લત્તાપર થઇને જતો હતો; અને વારે ઘડીએ ફોબર્ગમાં જઇ પાછો વળતો પણ પોતે ક્યાં થઇને જતો હતો તેનું તેને ભાન ન હતું. એવામાં તે ઉભો રહ્યો, આસપાસ નજર કરી જોયું અને મનમાં બોલ્યો. " વળી આ દિશાએ શું માથું ફોડવા હું જાઉંછું ? " પાછો બુલવર્ડ તરફ ચાલ્યો.

આ ભટકનારા ગૃહસ્થની ઉમર ત્રીશ વર્ષની હતી. ઉંચાઇમાં સાધારણ, અને પાતળો હતો છતાં મજબુત હતો. તેની કાંતિ ખુબસુરતે ન હતી તેમ કદરૂપી પણ ન હતી; તેની ગોળગટોળ આંખો સ્હેજ આગળ આવેલી હતી; અને તેનું નાક સ્હેજ બેઠેલું છતાં ગ્રીસના લોકોના જેવું સુંદર ન હતું તેમ અણીદાર પણ ન હતું. પણ આ ખોડના બદલામાં તેની મુદ્રા પાણીદાર હતી, અને તેનામાં એવી બુદ્ધિ હતી કે પોતાના મનમાં જે મનોવિકાર લોકોને જણાવવા માગે તેવી રીતે પોતાની મુખમુદ્રા બદલી શકતો,—જે બુદ્ધિ અગર ચાતુર્ય જેટલું નાટકના તકતાપર ઉપયોગી છે તેટલુંજ આ દુનિઆમાં કામ લાગેછે; કારણ માણસો માત્ર આ જગતરૂપી નાટકના તકતાપર ખેલ કરનારા જેવા છે. આ ખુબી રાજમંદિરમાં, શેહેરમાં, દરબારમાં, પુરૂષ મંડળમાં, સ્ત્રી મંડળમાં અને નીચ લોકોમાં પણ

જોવામાં આવે છે.

આ ગૃહસ્થનો પોષાક ઘણો ઉંચો ન હતો તેમ મેલો પણ ન હતો. જે માણસ ઉંચી મંડળીમાં ફરે છે તેના જેવો તેનો પોષાક હતો પણ પોતાના કોટ અથવા ઇજારની તરફે અગર તેના રંગની પસંદગી ઉપર ધ્યાન આપતો નહી. તેની ચાલ તેના પોષાકને અનુસરતી હતી, તેમાં હોય થોડું ને બતાવવું ઘણું એમાંનું કાંઇ ન હતું.

હવે આ ગૃહસ્થ કેવા પ્રકારનો માણસ હતો તેની કલ્પના હમારા વાચકને આવી હશે, પણ જ્યારે સઘળા માણસો આ વખતે ભર નિદ્રામાં પડયા હતા ત્યારે આ ગૃહસ્થને બુલવર્ડના રસ્તામાં અડધી રાત્રીએ ભટકવાનું શું કારણ હશે તે જાણવાને વાચક ઇંતેજાર હશે. આ તેમનો હેતુ પાર પાડવાને સારામાં સારો ઉપાય એ છે કે તે ગૃહસ્થ પોતાના બન્ને હાથ ગજવામાં ઘાલી સાંજના જાણે આઠ વાગ્યા હોય તેમ શાંત રીતે ફરતો હતો તે વેળા એના મુખમાંથી જે શબ્દો નીકળ્યા હતા તે વાંચક સન્મુખ મુકવા.

“ મને ધાસ્તી લાગેછે કે મારૂં તે કેમ થશે ? આજ સાંજના મારે મીસ ડેલ્રાઇનને ત્યાં જવું હતું; મારી પાસે તો હાલ પાનસેં ફ્રાંક મારા ગજવામાં હોતે પણ તે એવી તો મનોવેધકછે, અને મને બોલાવવાને મારાપર જે પત્ર લખ્યો હતો તે એવો તો આગ્રહપૂર્વક હતો કે મને દુનિઆનો પૂર્ણ અનુભવ છતાં અને સ્ત્રીઓની કપટજાળની માહીતી છતાં મારા આગલા સર્વ વિચાર ક્ષણમાત્રમાં ફરી ગયા ! જો આજે મારી પાસે ત્રણસેં ફ્રાંક હોત તો હમણાં થોડા ઘણા પણ ગજવામાંથી જડતે. પણ, એમ નહીં ! મારે મોટા માણસ બનવું તે ગમેતેમ કરી જુગાર રમવો ! પણ મારી પાસે તો ફુટી બદામે નથી તેનું કેમ ? મારા ઘરનું ભાડું ચુકવ્યું નહી તેથી તો કાલે મારા ઘરધણીએ મને ઘરમાંથી રૂખસદ આપી ! ફક્ત ચાર ફ્રાંકની વાત, કેવો લુચ્ચો માણસ. મારી કાકીએ પાનસેં ફ્રાંક મોકલ્યા હતા તેમાંથી ભાડું ચુકવી આપતે પણ એવામાં પેલી મનોવેધક ડેલ્રાઇને મને તેડયો તેથી મારા બધા વિચાર પડી ભાંગ્યા! ભલા ડયુબર્ગ ! તું કોઇ દિવસ સુધરવાનો નથી; તારે સમજવું જોઇએ કે “ તારૂં નસીબનું પાસું ઉલટું પડયું છે. ’,

હમણાં ડયુબર્ગે ( વાચકને એ ગૃહસ્થના નામની તો ખબર પડી ) ગજવામાંથી તપકીરની દાબડી કાઢી અને એક લોઢમ તાણી કાઢી. આગળ જરા ચાલી ફાનસના દીવાને અજવાળે જઇ દાબડી જોઇ બોલ્યો, “ ઓ!

મારી સુખ દાતા ! મારી સખી ! સારૂં થયું કે તને સીંગડાની બનાવી છે, નહી તો તારો ને મારો કયારનોએ વિયોગ થાત ! પણ જરા હું યાદ કરૂં ! હું આ શું બકુંછું ? મારે ઘરબાર નથી. તેમ કોઇ નોકરી પણ નથી. સરકારી ખાતામાં કેવા માણસો છે ! મને પંદરસે ફ્રાંક વરસદહાડે મળતા હતા, ને મારા ઉપરી કારકુનને ત્રણ હજાર મળતા હતા તેથી મેં એવો વીચાર કીધો કે મારે પણ તેના જેટલુંજ કામ કરવું. ખરૂં જોતાં એના અડધા કામ કરતાં મારે વધારે કાંઈ કરવું જોઇએ એ વાતનો મને શક છે. રાવસાહેબ કચેરીમાં બાર વાગે આવે ને પાછા ચાર વાગે ઘેર જાય; તે આફીસમાં હોય ત્યારે પોતાનો વખત વર્તમાનપત્ર વાંચવામાં કલમો ઘડવામાં, ગાગગપાટા મારવામાં ને ગરમી વધારે લાગી તો હવા લેવા બહાર ફરવામાં ગાળેછે. હવે મેં શો વિચાર કીધો હું તો તેની આગળ હવે જવાનો નથી. ને એ ખુરસી ઉપરથી ઉઠયો કે બંદા પણ ચાલ્યા ! એટલુંજ નહી પણ વર્તમાનપત્ર ત્રણ કલાક વાચવાનું મને ઘણું અનુકુળ થઇ પડતું. વારે ઘડીયે કલમ ઘડતો—ચોપડાને હાથ અડકાડયા વિના ચોપડામાં જોઇ રહેતો. કલાકેક તો આફિસની ફાઇલો ઉથલાવી જોતો ને તેમાંથી કશું જાણ્યા વિના પાછી મુકી દેતો. અને ચા પીવાને બહાર જતો ત્યારે જેટલો વખત કહાય તેટલો વખત કાઢતો, જાણે બંદા છ ગાઉની મજલ કરી આવ્યા હોયની તેમ આવી તો મારી ચાલ હતી અને તે મેં નિષ્પક્ષપાતી ન્યાયના તત્વ ઉપર ચલાવી હતી: પણ કોણ જાણે કેમ આ વાત મારા ઉપરીને ગમી નહીં મારાથી જેટલુ વધારે કામ થાય તેટલું બધું કામ કરવાનું તેને ગમતું કે જેથી તેને થોડુંકજ કામ કરવું પડે; ને તેમનું અનુકરણ હું કરવા જાઉં તે તેને ગમતું નહીં. તેથી તેણે મારા સેઠ આગળ મારી ચાડી કરી તે ઉપરથી શેઠે મને રજા આપી. એટલું ખરૂં કે શેઠે દયા આણી મને પાછી નોકરી આપવાને કહ્યું પણ તે આફિસના ઝાડુવાળાની, પણ આટલી મોટી પદવી ભોગવવાને હું લાયક ન હતો. ”

ડયુબર્ગે થોડીવાર ઉભો રહ્યો, વિસામો લીધો ને વળી તેણે મોઢું ચલાવ્યું:—“ પછી મને એક પેઢીમાં નોકરી મળી. અહીંની તો વાતજ જુદી ! મારા ઉપરી અધિકારીઓ હમેશાં કામમાં ને કામમાં, હમે એ ખાતામાં જેટલાં માણસો હતા તેમાં ઉપરથી તે છેલ્લી પદવીના માણસ સુધી સઘળાને કામપર સવારે આઠ વાગતે આવવું પડતું ને પાંચ વાગતાં લગણ રહેવું પડતું પછી સાત વાગતા સુધી ઘેર ને પાછા સાતથી તે

દશ સુધી કામ. આખા દિવસમાં જરાએ નવરાશનો વખત ન મળે: આખો દાહાડો લખવું ને સરવાળા ગણવા એ શીવાય બીજું કાંઇ નહી. કદાચ કોઇ વાત કાઢે તો તે હીસાબનીજ વાત. રજાનું તો નામ ગળે નહી. ફકત એક રવીવારે રજા! સવારથી તે રાત્ર સુધી હલકારા આવે ને જાય કામ બહુ થયું એમ તો કોઇ કહેતુંજ નહીં. ને જો વખત થયાની થોડીક ગીનીટ અગાઉ હું ઉઠવાનું કરૂં તો એક અભાગીઓ ઉપરી જેણે પીસ્તાળીશ વરસ ચોપડા લખવામાં ગાળ્યા હતા તે પોતાનું ઘડીઆળ જોઇ કહેતો "કેમ સાહેબ જવાની બહુ ઉતાવળ છે કે સું?"

ડયુબર્ગે બીજી વાર સોઢમ તાણી ને પાછું બોલવા માંડયું:—

"મારાથી આ ખમાયું નહીં. એમ કરવાથી મારી પ્રકૃતિ ક્ષીણ થતી ચાલી એક દીવસ જરા બીડી પીવા ઉઠયો તો ઉપરીએ એ માટે મોટું લેકચર આપ્યું તેથી મેં તે પેઢીને છેલ્લી સલામ કરી. પછી હું જન્મ મરણને લગ્ન નોંધનારની આફીસમાં રહ્યો. ત્યાં એક માણસ પરણવાનો હતો તેને પર્ણીયતનું સર્ટીફીકીટ આપવાને બદલે મરણનું સરટીફીકેટ ભુલથી આપ્યું એટલે આપણને તો તુરત પાણીચું મળ્યું. પછી બંદા વકીલને ત્યાં રહ્યા. ત્યાં ઘણો વખત મેં સુખમાં ગાળ્યો તે વકીલની એક જુવાન બાયડી હતી તેને ફરવા જવાનો ઘણો શોખ હતો; ને મારૂં કામ તેની સાથે જવાનું હતું. વકીલ તો ખુશી થયા કે ચાલો આવું અણગમતું કામ પોતાના માથે હતું તે મારા ઉપર પડયું. ને જો તેની આગળ હું ગરીબાઇથી રહેતે તો મને મોટો કારકુન બનાવતે. પણ મારે તેનો હાથ ઝાલી ખેંચી લઇ જવી પડતી તેથી મને ઘણો કંટાળો આવતો; ને તેની આગળ નમ્રતા જણાવવામાં જરા જેટલી ખામી પડી તેથી વકીલે તો મારા પર રાતા પીળા થઇ મને નોકરીપરથી દુર કીધો.

ડયુબર્ગ ત્રીજીવાર ઉભો, તપકીરની દાબડી ઉઘાડી સોઢમ તાણીને મોટે સ્વરે બોલવા લાગ્યો:—

"તે વખતથી આફીસમાં નોકરી કરવાની માથાકુટ છોડી દીધી; ને સ્વતંત્ર ધંધો કરવાનો વિચાર કીધો. પણ તેમાંએ શું સુખ? માટે કોઇપણ ધંધો ન કરવો ને સ્વતંત્ર રેહેવાનો વિચાર કીધો, આવો વિચાર કરવો દરેક માણસને ઘણો સહેલ છે! પણ એટલી વાત છે કે આવા પ્રકારની જીનગી ગાળવા માટે થોડી ઘણી નિયમિત આવક જોઇએ. દૈવયોગે એવી કાંઇ આવક મને નહોતી. એટલુંજ નહી પણ મારા દરજી મોચી, ઘર ધણીને આપવાને પૈસા પણ મળે નહીં, હું માબાપ વગરનો પડયો એ

વાત ખરી. મારા બાપે થોડી પુંજી મારે માટે મેલી હતી; પણ તે કેટલી મુદ્દત ચાલે? તેમાં–મને કે જે ખર્ચ કરવાની મઝા લેવા માટે પૈસાની અપેક્ષા રાખે છે. મારો બાપ વૈદનો ધંધો કરતો હતો, ને તેમાં તે ઘણી પુંજી એકઠી કરી શકત. પણ કદાચ તેના વખતમાં તાવ, ઉધરસ, સળેકમ જોઇએ એટલાં નહીં હોય. માત્ર પોતાનું નામ પાછળ મેલી ગયા. તે નામને હું કોઇ દીવસ બટ્ટો લગાડનાર નથી. કોઇ ઉદ્ધત હોય તોએ તે આબરૂદાર ગણાય. મારા બાપે આપેલી થોડી પુંજી મેં ખરચી નાખી ત્યારે હું સુધરવા લાગ્યો. પૈસો કેવો ઠગારો છે તેના ઉપર એક પુસ્તક લખવાનુ મને મન થયું: પણ સેનેકા વિદ્વાને જ્યારે આ વિષય ઉપર એક ગ્રંથ લખ્યો ત્યારે તેની પાસે ચાર કરોડ ફ્રાંકની પુંજી હતી. તેથી તે એવા વિષય ઉપર લખવાને વધારે યોગ્યતા ધરાવે પણ મારી પાસે તો રાતી પાઇ પણ નથી. અને જે વિષયનું આપણને જ્ઞાન નથી તે વિષય ઉપર આપણે બોલવું નિરર્થક છે તેથી માત્ર દ્રવ્ય મેળવવાનોજ વિચાર રાખ્યો. કારણ દ્રવ્યની ને મારી આજ દીન સુધી ઓળખાણજ નહતી. સુદૈવે કરીને મારી એક ડોસી કાકી કોઈ દૂરના મુલકમાં રહે છે. તેની પાસે નાણું ઝાઝું નથી. છતાં એ મને છોડતી નથી. મેં તેને ઘણા કરૂણાજનક પત્ર લખ્યા એટલું ખરૂં. ગરીબ બીચારી; આ વખતે તે ધાર‌તી હશે કે મારૂં લગ્ન થયું હશે! મારા છેલ્લા પત્રમાં શું સબબ બતાવવો તે નહી સુઝયું ત્યારે એક કલમના ગોદાની સાથે એક સ્ત્રી અને બે જોડીઆ છોકરાની બતાવણી કરી! તેના જવાબમાં તેણે પાંનસે ફ્રેંક મારાપર મોકલાવ્યા કે જે મેં જુગાર રમવામાં ગુમાવ્યા. હવે રમીશ નહીં એવા મેં કસમ લીધા જો કે આ મહીનામાં એક પણ પૈસો કમાયો ન હતો. પણ મને જે લાલચ લાગી તેને કેમ રોકી શકું? હું તો મીસડેલ્હાઇનને ત્યાં ગયો તોતેને એક પારીસના ગૃહસ્થના પ્રેમપાશમાં પડેલી દીઠી. ને પેલા ટાર્ટર દોસ્તદારની સાથે જુગાર ઘણો રમ્યો. આખરે ધુળધાણી. જ્યારે હું હારૂં કે મને પેલો મુર્ખ દારૂ પાય! અરે! મારી વાહલી કાકી, તારા પૈસાનું શું મેં કીધું તે તું જાણત તો શુંએ થાત. તેમાંથી માઠું પરિણામ એટલું થાત કે ઘણા વખત સુધી એક પૈ પણ મારે સારૂ મોકલાવતે નહીં! દર મહીને તે હું મારી બાયડીને કયાંથી જણાવું અને એક વર્ષની મુદતમાં પાંચ છ વખત જોડીઆ છોકરાં કયાંથી આણું? તેમ હમેશ હું માંદગીનો સબબ કેમ દર્શાવું. હું માંદગીને ખાટલે પડયો છું એવું બે વખત તો લખી ચુકયો ને આ દુનિઆમાં જેટલા રોગ છે તે તો સઘળા

ખાઇ ચુકયા. છાતીના દરદનું તેમ તાવનું બાહાનું હવે ફરીને બતાવ્યું તેજ બા-હાનાંકેમ ચાલે? ના ના. મારી વાલી કાકી, હવે તને ગજવીશ નહીં. તારા મુર્ખ ભત્રીજાને ખાતર તારા હજારો નાના સુખો તું ગુમાવીશ નહીં."

ડયુબર્ગે ઉતાવળે ચાલ્યો ને ગજવામાં કાંઇ જડયું નહી તેથી ધુસ્સામાં પોતાના હાથ બાહાર કાઢયા. જરા શાંતી રાખી ચાલવા માંડયું ને બોલવા લાગ્યો:—

"ત્યારે હવે મારે કરવું શું ? ચાલ ડયુબર્ગ, મોજ કર મારા વાહાલા! જે દરિદ્રતામાંથી તું નિકળ્યો નથી તે દરિદ્રતાના વખતમાં આનંદી અને બેફીકર થા ! યાદ રાખજે કે સંકટના વખતમાં કેમ ધીરજ રાખવી અને વિનાશ કાળે મનને કેવું શાન્ત રાખવું, એ કામ જેનાં મોટાં મન હોય તેજ કરી શકે. પણ જ્યાં સુધી ડેલફાઇનને ત્યાંથી પેટમાં રોટલી ને દારૂ ભરેલો છે ત્યાં સુધી આવું બોલવું ઠીક છે પણ જ્યારે મને ક્ષુધા લાગશે ત્યારે મારૂં આ ડાહાપણ બધું બાજુએ રહી જશે. સંકટની વેળાએ મીત્રની જરૂર છે; પણ એવો સમય આવે છે ત્યારે કોણ જાણે મીત્ર બધા કયાં જતા રહે છે. પણ બધા કાંઇ આપ મતલબીઓ હોતા નથી. ઠીક મને સાંભર્યું. પેલો ફ્રેડરીક તે જરૂર મારી મદતે આવશે ! તેની ઉમર કાંઇ વીસ વરસ કરતાં વધારે નથી. જુવાન માણસો જેમ આ દુનિયાના પ્રપંચથી ભોળવાઇ જાય છે તેમાંનો ફ્રેડરીક છે. તેનો સ્વભાવ ઘણો સારો, ઉદાર, ખુલ્લા દીલનો ખરેખર ઘણોજ ઉમદા માણસ, પણ તેના મનમાં કાંઇ ભરાયું કે તે પ્રમાણે એ ઝટ કરી બતાવે છે તેથી તે દોષ પાત્ર છે એમ કાંઇ મારાથી નહી કહેવાય. ઘણીએ વેળા તેણે મને મદત કરી છે. ફીકર નહીં. હું જઇશ તો ફરી મને તે કાંઈ આપશે ત્યારે ચાલો આપણે ફ્રેડરીકની પાસે જઇએ ! "

હવાનું રૂપ બદલાઇ ગયું ને વરસાદના ફોરા પડવા માંડયા. ભાડુતી ગાડીઓની આવજા બંધ પડી ને માર્ગના દીવાઓનો પ્રકાશ મંદ પડયો.

ડયુબર્ગે ચારેબાજુ નજર કરી પાછું બોલવા માંડયું " વખતનો થઇ ગયોછે. અગર કોણ જાણે વેલું પણ હોય. ફ્રેડરીક પોતાના બાપના મકાનમાં રહેછે. આ વેળા હું એને કેમ મળી શકું ? કૌંટ–ડી–મોંટ્રેવીલ ઘણા કરડા મીજાજનો માણસ છે. કાંઇ કાચો નથી. એની આગળ આપણું કાંઇ ફાવે એમ નથી. તે પોતાના છોકરાને પોતાના તાબામાં રાખેછે ને ફ્રેડરીક તો તેને જોતાની સાથે થરથર ધ્રુજવા માંડે છે. કદાચ મારૂં ધારવું અતિશયોકિત ભરેલું હશે. તે તો મને ઓળખતો એ નથી. હું ઘણી વેળા એને

ઘેર ગયો છું પણ કોઇ દીવસ એ મારી નજરે પડ્યો નથી. એના બાપના સ્નેહ શું થી ફ્રેડરીકનું રહેણાણ આધું છે તેથી કાંઇપણું ધાસ્તી રાખ્યા વગર એને મળું તો ઠીક થાય. ”

જે લત્તામાં ડયુબર્ગ આંટા મારતો હતો ત્યાંથી રૂડી પ્રાવેન્સ તરફ ચાલ્યો જ્યાં કાઉંટ-ડી-મોંટ્રીવાલનો મહેલ હતો. જેવો તે મહેલ તરફ ચાલ્યો જાયછે તેવ તેના મનમાં ફ્રેડરીક મળશે કે નહીં એવી શંકાઓ આવવા લાગી; કારણ એ સારી પેઠે જાણતો હતો કે આવી વેળાએ દરવાજા ઉપરના રખેવાળને ઉઠાડવો પડે એ સારૂં નથી. છોકરાને ઉઠાડતાં વખતે બાપ ઉંઘમાંથી જાગી ઉઠે અને સવારના બે ત્રણ વાગતે કાઉંટને ઘેર જઇ તેની ઓળખાણ કરવી એ અસભ્યતા ભરેલું છે એમ એને લાગ્યું.

આવા વિચારો કરયા છતાંએ ડયુબર્ગે હીંમત ધરી આગળ ચાલ્યો જેવો તે મહેલ તરફ જાય છે તેવામાં ગાડીઓની બે હારો તેની નજરે પડી. તેના દીવાઓથી આખા મહોલ્લામાં પ્રકાશ થઇ રહ્યો હતો. પગલાં ઉતાવળે મુકવા માંડયા. જ્યાં આગળ એ ગાડીઓ ઉભી હતી તે કાઉંટ-ડી-મેટ્રીવીલનો મહેલ હતો; આગલા બારણા ઉઘાડાં હતાં. અને અંદર ગાડીઓની ગીર્દી હતી. ગાડીવાનો એક બીજા સાથે વાતોમાં વળગ્યા હતા. ગાડી આગળ દોડનારા અધીરાઇથી વાટ જોતા હતા. મહેલમાંના નોકરો આમ તેમ દોડાદોડી કરતા હતા; થાંભલા ઉપરના દીવા અને મોટા દાદર આગળ મુકેલા દીવાથી સર્વ ઠેકાણે ઝગઝગાટ થઇ રહ્યો હતો-મકાનમાંથી ગાનતાનના મધુર સ્વર સંભળાતા હતા. મુખ્ય દીવાનખાનામાંના પ્રકાશથી આંખો દીપી જતી. જેટલો અંદર પ્રકાશ હતો તેટલું બહાર અંધારૂ ધોર હતું.

ડયુબર્ગથી ધીરે ચલાયું નહિ. તેણે દોટ મુકી ! દીવાનો પ્રકાશ, હજારો માણસના અવાજનો ગડગડાટ, વાદ્યનો સ્વર અને નાચ થતો હતો તેનો મંજુળ સ્વર કાને પડતાં ડયુબર્ગના મનમાંના વિચાર ક્ષણમાત્રમાં ખસી ગયા.

તે બોલ્યો “ ઓહો ! અહીં તો નાચ ચાલે છે ! અરે ! હું કેવો મુરખ કે મને ગુરૂવારનો દિવસ યાદજ ન રહ્યો, ગુરૂવારે તો કોંઉટ સાહેબ પારિસના લોકોને માટે ગાનતાન નાચ રંગ ઉડાવેછે ! ફ્રેડરીકે મો ઘણી વેળાએ એના બાપને ઘેર તેડયો હતો; ને મારી અને કોંઉટની વચ્ચે ઓળખાણ કરવાની ગોઠવણ કરતો. પારિસ શેહેરમાં મોટા લોકોમાં જવાના

જે તેડાં આવતાં નથી એમાં વાંક મારો છે. પણ એમ નથી. હું કોઇ દિવસ સુધરવાનો નથી અને ગારાથી જુગાર છોડાતો નથી; અને-અરે ! આતો રોઝીનીનો અવાજ સંભળાયો. તે છોકરી સાથે તો હું ઘણી વેળા નાટકમાં નાચ્યો છું. "

આ પ્રમાણે વિચાર કરતાં ડયુબર્ગ મહેલના મોટા દરવાજામાં ઘુસ્યો. ગાડીઓની અને, ગાડીવાળાની વચેથી ગયો; પણ કોઇએ એને ગણકાર્યો નહી જો એણે ઉંચો પોષાક પહેર્યો હતે તો મેહેલમાં દાખલ થઇ, રમતે નાચને અને ઘરધણીની નજરે પડયા વિના સારી ગમત મેળવતે; કારણ, આવા મોટા મેળાવડામાં એવું ઘણી વખતે બની શકેછે કે ઘરધણી બ-ધામાં આવ્યા માણસને પણ ઓળખી શકતો નથી.

નાચરંગ ચાલતો હતો ત્યાં આગળની બારી પાસે ડયુબર્ગ ઉભો અને કોઇની નજરે ન પડે તેથી એક ગાડીને ઓથે ઉભો જેથી કરીને કોઇએ એને ભાળ્યો નહીં. અંદર દાખલ થવાનું એના મનમાં આવતું, પણ મોંટ-ડી-કોટ્રાવીલ દરેકના પોષાક ધારીને જોતો તેથી તેના આગળ જવું એ અસભ્યતા ભરેલું છે એમ એને લાગતું. ડયુબર્ગનો પહેરવેષ માત્ર એક ભુરા રંગનો કોટ ને તેને પીતળનાં બોરીઆં ને ગળે કાળો રૂમાલ વીટા-ળ્યો હતો. આવો પહેરવેશ મીસ ડેલ્ફાઇનને ત્યાં પાસા રમતી વેળા ઠીક દેખાતો; પણ મોટા લોકોના ઘરમાં જવા લાયકનો પહેરવેશ ન હતો.

ડયુબર્ગ નાચ જોતો હતો અને સ્ત્રીઓને નીહાળી જોતો હતો પણ સ્ત્રીઓ કાંઇ એના તરફ નજરે કરતી ન હતી એવામાં બે માણસોને પાસા રમવાના ટેબલ આગળ આવતા જોયા. એ ટેબલ નાચના દીવાન-ખાનાની પાસેની એક ઓરડીમાં બારી પાસે મુકેલુ હતું. તુરતજ બીજા કેટલાક સખસો ત્યાં આવ્યા ને પાસા લઇ રમવા લાગ્યા; થોડીવારમાં ટેબલપર નાણાં આવી પડયા. આ રમત જોવા ખાતર ડયુબર્ગ જે ગાડીને ઓથે ઉભો હતો તેની ઉપર ચઢયો. આથી કરી રમનારાઓના હાથમાંના પાસા તે જોઇ શકતો.

ડયુબર્ગ પોતાના મનમાં કહેવા લાગ્યો કે " આ શખસો કેવા સુખી છે: તે પાસાં અને પાનાથી રમતાં ગમે એટલી સરત બકેછે ! ખેલ તો હવે રંગમાં આવ્યો ! સો ફ્રેંકની સરત બોલાઇ. આ વેળા મારી પાસે મારી કાકીએ આપેલા પાંનસેં ફ્રાંક હોત તો હું પણ આ રમતમાં ઉતરત. હું શું બોલુ છું ! મારા હાથમાં આ પાનું હતતો ગઈ વેળા આજ પા-નાએ મને હરાવ્યો. આ પાનાથી હુ ખેલના કાયદા પ્રમાણે

સરત જીતને. ઠીક, જોઇએ એ પાનાનું શું કરે છે? નકી આ પાનું નાખવાનો. ડયુગર્ગે પોતે કયાં ઉભો છે તેનો વિચાર ન કરતાં ગાડીપર ઉભો થઇ મોટે સાદે બુમ પાડી હં. હં. નાંખ નકી. નાખ નકી. એ શું કરે છે? ચોકો નાખ ચોકો-મારૂ માનરે! જો ન જીતે તો મને કહેજે.

ડયુબર્ગના અવાજથી મંડળી ચમકી ઉઠયું; સઘળાએ તેના ભણી જોયુ ને કોણ બોલી ઉઠયું એ વિશે માંહો માંહે પુછપરછ કરવા લાગ્યા.

જેનો દાવ આવેલો હતો એવો એક બુઢો ગૃહસ્થ બોલ્યો "આ શીખામણ દેવા વળી કોણ પેદા થયું? શુ એણે વધારે સરત કરી કે મારાપર તાન કરી મને શીખવવાનો હક બજાવે છે. ચલ જવાબ આપ.!"

બારી આગળ એક માણુસ ઉભો હતો તેણે કહ્યું "બહારથી અવાજ આવેલો લાગે છે. પેલો બુઢો માણુસ બોલ્યો. હા. હા. બ્હારથીજ આવ્યો. શું પેલા ગાડીવાળા આપણો ડાવ જોઇ શકે છે?

આ શબ્દ બોલવાની સાથે પેલો બુઢ્ઢો શખ્સ ઉઠી ઉભો થયો તે બારીમાં ડોકુ ઘાલી બાહેર જોવા લાગ્યો ડયુબર્ગ ગાડી ઉપરથી લાગલોજ નીચે કુદી પડયો:—પણુ તેના કુદવાથી ગાડીને જે આચકો લાગ્યો તેથી ઘોડા ચમકવા ને ગાડી ચાલુ થવાની હોય ત્યારે જેમ ઘોડાઓ આતુરતાથી જમીનપર પગ અફાળે છે તેમ કરવા લાગ્યા. ભર ઉંઘમાં પડેલા ઘોડાવાળાઓ આંખો ચોળતાં ઉઠયા એવું ધારીને કે નાચ પુરો થઈ રહયો હશે; ને બીજાઓ જે ગપાટા મારતા હતા તેઓ પોતાની હાંકવાની જગાએ જઇ બેઠા; ને બહાર જે બીડી પીતા ઉભા હતા તે અંદર દોડી આવ્યા. અને જે ગાડીપરથી ડયુબર્ગે કુદકો મર્યો તે ગાડીવાળાને પોતાના ઘોડાની લગામ ખેંચી રાખવા અને ગાડી જે હારમાં ગોઠવાઇ હતી તે હારમાં પોતાની જગો સાચવી રાખતાં ઘણી પંચાત પડી ડયુબર્ગે જે આ ગડબડાટ કરી મેલ્યો તે જોઇ તે ગાડીની પછાડે થઇ ઓટલાપર ચઢી ખસી ગયો ને મનમાં બોલ્યો "હાય, હાય! જહાં હું જાઉંછુ ત્યાં કોઇ પણ તરેહની મોહકાણ વળગે છે અહીં નકીને એ તોશેક ગાડીવાળાને તેટલાજ નોકરો હશે. તે બધા કેટલા ગભરાટમાં પડી ગયા. ઘોડા નો જાણે મને હમણાં ખુંદી નાખશે. આ બધાનું કારણ શું તો મેં પેલા ડોસાને ફલાણું પાનું નાખવાની સુચના કરી માટે. પણ આજથી હું કોઇ દીવસ બીજાના કામની વચે પડનાર નથી."

આવેળા બહાર શું ગડબડાટ થાય છે તેનું કારણ જાણુવાને માટે એક નોકર જે બારણામાં ડયુબર્ગ ઉભો હતો ત્યાં આવી પોચ્યો. નોકરો

સઘળા ડયુબર્ગના આંગપર ધરયા કે લાગલાજ ડયુબર્ગે પેલા ફ્રેડરીકના નોકરને ઓળખ્યો.

ડયુબર્ગે પુછયું " અલ્યા જર્મિન તારા શેઠ કયાં છે !"

નોકરે ડયુબર્ગને પોતાના શેઠની સાથે ઘણી વેળા જોએલા તેથી પુછયું "ઓહો તમે પોતે છો કે? ચાલો નાચના દીવાન ખાનામાં આવવું છે કે"?

ડયુબર્ગે જવાબ આપ્યો " ના ના જર્મિન પણ તારા શેઠ કયાં છે તે કહે ?"

નોકરે કહ્યું-'મોનશર ફ્રેડરીક તો નાચમાં બેઠેલા છે"

ડયુબર્ગે કહ્યું-તેઓને મારે કાંઇ જરૂરનું કામ છે તેથી મારે મળવું છે. એવું નહી હોત તો તેમને વિના કારણ તસદી નહીં આપત તે નાચમાં હું આવતજ નહીં કારણ આવા સમારંભને યોગ્ય પેહેરવેશ મેં કીધો નથી.

નોકરે કહ્યુ-જરા અહિં ઉભા રહો તો હું તમને તેના ઓરડામાં દાખલ કરીશ.

ડયુબર્ગે કહ્યું. "ઘણું સારૂં ચાલ જલદી તારા શેઠના ઓરડામાં મને તેડી જા"

જર્મિને મીણબતી સળગાવી. વે ફ્રેડરીક જ્યાં બેઠો હતો ત્યાં લઇ ગયો તે ઓરડી દીવાનખાનાથી દુર હતી. થોડા કલાક વિશ્રાંતિ ગાળવાનું સાધન જડી આવ્યુ તેથી ડયુબર્ગને આનંદ થયો અને ડયુબર્ગ પોતાના શેઠનો ખાસ મિત્ર છે એમ જાણતો હતો તેથી તેણે ધાર્યું કે મને આ કામમાં શેઠ ઠપકો આપે એવું નથી. તેણે મીણબતી ટેબલપર મુકતાં કહ્યું " તમે અંહીં આવ્યા છો એમ હું શેઠને જઇને કહું ?

ડયુબર્ગે જવાબ આપ્યો " ના ના. કાંઇ કેહેવાની જરૂર નથી. તે આવશે ત્યાં સુધી ચોપડી વાંચતો બેસીસ તેને ગમે ત્યાં લગણ નાચવા દો. મારે કાંઈ ઉતાવળ નથી "

જર્મિને સલામ કીધી ને પાછો વળ્યો તે નજર આડ થતાંની સાથે ડયુબર્ગ મોટી આરામ ખુરસીપર લોટી પડયા અને હાથમાં ઝાલેલી ચોપડી ટેબલપર પછાડી ઉંઘ લેવાને હાથપગ લાંબા કરી ડયુબર્ગ બોલ્યો" બળી એ ચોપડી, ઉંઘવાનો વખત જાય છે! આ આરામ ખુરસી કેવી નરમ છે. તેમાં રસ્તામાં ફરીને થાક ચઢેલા મારા જેવાને કેવી સુખદાયક લાગે, આપણેતો મોન્ટ્રીલના મહેલમાં બીરાજ્યા. કૌટનો બહુ ભલો માણસ છે તેની આવક વરસ દહાડે ત્રીસ હજાર ફ્રેંકની છે ને માત્ર વારસામાં એકનોએક

દીકરો તે વળી મારો ખાસ મિત્ર એને વિદ્યા મારે શીખવવાનીછે. કારણ હું એમ ધારૂંછું કે આજ પર્યંત એના બાપે અને ગુરૂજીએ એના મગજમાં માણસના મનમાં શું છે તે બાગ્યેજ જાણી શકે તેમાં વળી સ્ત્રીના મનની વાત તો દુરજ; ને બંદા તો બધી વિદ્યામાં પુરા એટલે મારે ગમ એમ કરી ફ્રેડરીકને પાવરધો કરવો. દુનિઆદારી શું છે એ એને હું સારી રીતે સીખવીશ જેથી–પ્રવાસમાં મારૂં અનુકરણ તરત કરશે."

આ પ્રમાણે વિચાર કરતાં અને દરેક વાકય નીચે ગવાળો રાખી ડયુબગેની આંખમાં ઘેન આવવા લાગ્યા; તે આરામ ખુરશીપર પાંચેક મીનીટ લંબાવ્યાં પછી પોઢી ગયો.

## ભાગ ૨ જો.

જે વેળા હમારી વર્તાની શરૂઆત થાય છે તે વેળા ક્રાંટડીમોંટ્રેની વીસની ઉમર સાઠ વર્ષની થઇ હતી. તે સારા ઉંચા અને ખાનદાન કુળમાં જન્મીને. લશ્કરી ખાતામાં નોકરી રહ્યો. થોડાક વર્ષ પર્યંત નોકરી કરી, પછી લગન કીધું ને નોકરીમાંથી મુકત થઇને સંસારમા કાંઇપણ મુશ્કેલીમાં ન આવતાં પોતાની જીંદગીનો ઘણો ભાગ સુખમાં પસાર કીધો. તેનુ કદ પણ ઠીંગણું ને પાતળું ને મુદ્રા ગંભીર ને તેને જોયાથી જોનારના મનમાં ભય ઉત્પન થતો. તેનામાં કાંઇ અકલ ઓછી ન હતી અને માલબર લોકોમાં જેવા પ્રકારના વહેમ હોયછે તેવા ખાલી વહેમોમાંથી તદન અલગ રહેતો.

પરંતુ ક્રાંટને કેળવણી એના બાપે આપી હતી; અને બચપણથી વિદ્યા વિનોદનો સંસ્કાર થયેલો તેથી તેજ માર્ગે પોતાનો છોકરો વળે એવો એનો હેતુ હતો. ફ્રેડરીક સાત વર્ષનો થયો ત્યારે તેની મા ગુજરી ગઇ. તે દિવસથી કાઊન્ટે પોતાની એકલી જીનગી ગાળવાનો વિચાર કીધો. તેનું નામ રહે એટલા માટે તેને વારસ હતો એટલું ઘણું હતું. ફ્રેડરિકને પારિસની એક ઉત્તમ શાળામાં વિદ્યાભ્યાસને માટે મુકયો હતો; તેની ચૌદ વર્ષની ઉમરે એવા ચિન્હ દેખાતાં કે તે સારા ગુણવાળો નિવડશે. એની કેળવણી ત્યાં પુરી થઇ નહીં; કારણ તેના બાપે વિચાર્યું કે રખેને છોકરો ખરાબ સંગતમાં પડે તેથી એણે પોતાના છોકરાને પોતાની દેખરેખ નીચે રાખવાની ઇચ્છાથી નિશાળમાંથી ઉઠાડયો ને તેને માટે ખાનગી શિક્ષક રાખ્યો. આ શિક્ષકની ઓળખાણ હમણાં આપણને પાકી થશે. એ માણસ કાંઇ તીવ્ર બુદ્ધિનો ન હતો; પણ એની જાદુજ ! કારણ તે કાઉન્ટના

સદા હુકમમાં રહેતો અને પોતાના શિષ્યને કેથેં બહાર લઇ જવો હોય તો તેના બાપની શું મરજી છે તે ખાનગીમાં પુછ્યા વગર લઇ જતો નહીં. તેની અકલ ટુંકી છતાં નાના વાઇકાઉંટની ઉપર દેખરેખ રાખવાનું કામ સોંપવામાં આજ મુખ્ય કારણ હતું.

કાઉન્ટ પોતાના છોકરાપર પ્રેમ રાખતો, પણ તેનું હેત કેટલુંછે તે પૂર્ણ બતાવતો ન હતો. તેને એમ લાગતું કે મિત્ર ભાવથી છોકરા સાથે વર્તીશ તો મારે માટે જેટલું ફ્રેડરીકે માન રાખવું તેમાં કદાચ કમીપણું આવે તેમજ ફ્રેડરીકનું હેત પોતાના બાપ ઉપર હતું અને એની આગળ જઇને ઉભો કે તેના ગાત્ર નરમ થઈ જતાં. બાપની ઇચ્છા જરાપણ ઉલંઘન કરવાની ટેવ ન હોવાથી ઉંમરે આવ્યા પછી તાબામાં રહેવાની ટેવ જાળવી રાખી તેમજ બાપ આગળ ખુલાસાથી પોતાના મનની વાતો કરવાની બીક લાગતી હતી તે ટેવ હવે પણ દુર થઇ નહીં. પણ મોનશર-ડી-મોંટ્રીવીલ માટે સાચું બોલીએ તો પોતાના છોકરાના નરમ સ્વભાવનો ખોટો લાભ મેળવતો નહીં. જ્યારે ફ્રેડરીકની ઉમર અઢાર વર્ષની થઈ ત્યારે કાઉન્ટે જોયું કે તેની કેળવણી પૂરી થઇ તેથી શિક્ષકને રજા આપી અને પોતાના વાહાલા બેટાને પાસે બોલાવી નીચે પ્રમાણે કહ્યું:—

બાઇ ફ્રેડરીક, તારો અભ્યાસ ક્રમ જોઇ હું ઘણો રાજી થયોછું. તને સારૂં શિક્ષણ મળે તેને માટે મેં જે શ્રમ લીધોછે તેનું યોગ્ય સાર્થક થયું છે; અને તારા સ્વભાવમાં કાંઇપણ ખામી હોય એમ મને લાગતું નથી. તારી ઉમર હવે એટલી થએલીછે કે હવે તારી મેળે બીજાની સહાયતા વિના દુનિઆની માહીતગારી મેળવવી જોઇએ. આજથી હું તને તારા મન લાયક વર્તન રાખવાની રજા આપુંછું. તારે મારા મકાનમાં રેહેવું; ને તારા ખાનગી ઉપયોગને માટે પેલા ઓરડાઓ વપરાસમાં લેવા. મકાનની જમણી તરફની બાજુ તારે વાપરવી જેથી કરી મારા કામમાં ખલેલ ન થતાં તને બહાર જવા આવવાનું સુગમ પડે. જ્યારે તને પૈસાની જરૂર પડે ત્યારે મુનીમ તને આપશે. એટલી તો મારી પૂર્ણ ખાતરીછે કે જે હક હું તને બક્ષું છું તેનો ગેરઉપયોગ તું કરનાર નથી મોજમઝા લેવા જેવી તારી ઉમર થઇછે, તે મોજનો તું સુખેથી ઉપયોગ કરજે પણ ભય અને અન્યાયના માર્ગમાં જઇશ નહીં. તું હેતાળ અને ખુલ્લા દીલનો માણસછે તેથી ઉતાવળમાં મિત્રતા કરવામાં કે કોઇની સાથે સંબંધમાં આવતાં પછી તે પુરૂષ હોય કે સ્ત્રી હોય તેમાં તું બહુ સંભાળ રાખજે. તારા વર્તન ઉપર હું હમેશ નજર રાખીશ; પણ હમણાં હું જે તારાપર વિશ્વાસ મેલુંછું

તેનો ગેરઉપયોગ થયો જાણી મને પશ્ચાતાપ કરવાનો વખત ન આવે એવી મારી અંતઃકરણની ઇચ્છા છે. "

બાપના બાષણથી ફ્રેડરીકના મનને લાગણી થઇ આવી અને આવેશમાં બાપને ગળે પડયો પરંતુ તેના જેવોજ માયાનો ઉભરો દબાવી દઇ પોતાનો હાથ તેના હાથમાં આપ્યો ને ગળગળીત કંઠે કહ્યું કે "થોડા વર્ષમાં તારૂં ભલું થાય એવું કરીશ તારે માટે યોગ્ય કન્યા શોધી કાઢીશ પણ તે વાત હાલમાં નથી, તે સમય આવતાં સુધી તારી યુવાવસ્થા ગુમાવીશ નહીં ને જે સુખ તારે માટે યોજ્યું છે તે પ્રસંગનો ગેર ઉપયોગ કરીશ નહીં "

આ શબ્દ કહી કાઉંટ ઓરડીમાંથી ચાલ્યો ગયો-કારણ આ ભાષણથી તેનું હૃદય નરમ થયું. તેની આંખમાં પ્રેમાશ્રુ આવ્યાં એમ લાગ્યું ને આ પ્રેમનો ઉભરો ફ્રેડરીકની નજેર પડયો હત તો જરૂર તેને દુઃખ થયા વીના રહેત નહી.

આ વાત ચીત થયાને બે વર્ષ વીતી ગયાં; અને ફ્રેડરીક સ્વતંત્ર થયા પછી પોતાના મનમાં આવે તેમ રેહેવા લાગ્યો. લાગણીનો સ્વભાવને કોમળ અંતઃકરણને લીધે તેના મનમાં પ્રીતીના અંકુર ફુટવા લાગ્યા. અઢાર વર્ષની ઉમર જુવાનીઆ કહે છે કે હમારે રમવું, નાચવું ને ઘોડાપર બેસી ફરવું જોઇએ, તેમ હમારે પ્રેમ જાણવો જોઇએ. પણ જુવાન ફ્રેડરીકે તે પવિત્ર પ્રેમને હલકો ગણ્યો નહિ. તેના મનમાં પ્રેમનો ઉદય થવા લાગ્યો તેને પ્રતીસ્પર્ધી હેવાની ઇચ્છા થવા લાગી. પરિણામ એ આવ્યો, કે તેની પ્રેમપાશમાં પડેલીઓ બદલાઇ ગઇ. ત્યારે તે નીસાસા મુકતો, અને અશ્રુપાત કરતો

ફ્રેડરીકનું રૂપ મોહક હતું, અવયવ સુંદર અને ચહેરાનો દેખાવ કોમળ અને મનને ગમે એવો હતો. તેની આંખમાંથી તેના મનના વિચારો જણાઇ આવતા, તેનામાં હાલના જુવાનીયાની પેઠે તીતાલીઆપણુ ને હલકાપણુ નહતું; તે કોઇ દીવસ આરસી જોઇ હસતો નહીં; તેમ જુવાનીઆ ટોળીમાં જેવા મુખમાંથી વેણ નિકળેછે, તેવા કોઈ દીવસ એના મોંઢે સંભળાતા નહી; કોઇ સ્ત્રી તરફ તેની સુંદરતા જણાવવા ખાતર તેની તરફ વાંકી નજરે જોતો પણ નહી.

પણ આવી ચાલ ઘણે ટેકાણે જોવામાં આવેછે. જેમ પ્રેમ દેવીના ઉપાસક સીવાયને સ્ત્રીઓ પ્રેમાંકીત થતી નથી, તેમ ફ્રેડરીક સરઆલ હતો તેથી સ્ત્રીઓ એમ કહેતી કે ફ્રેડરીકને હવે દુનિઆની હવા બતાવવી જોઇએ

હાલના વખતની સ્ત્રી કોઇ પરાયા પુરૂષની સાથે પ્રેમમાં પડતાં પ્રથમ અચકાસે. જોકે તે એવા શખસને અંદરખાને ચાતી હોય. પણ કોઇ ઉદ્ધત જુવાન માણસ હોય તેજ તેનમાં પ્રેમનો ઉદ્દ્ભવ કરાવે. તેવો કાંઇ ફ્રેડરીક નહતો. જે જે સ્ત્રિઓના સંબંધમાં તે આવ્યો તે સઘળીઓએ તેને ભોળવી દગો દીધો હતો. ડ્યુબર્ગના અને એની ઓળખાણ એક દુકાને થઇ હતા એક દીવસ ડ્યુબર્ગ પોતાના બે ત્રણ સોબતીઓને સાથે લઇ પોતાના કને થોડા પૈસા હોવાથી એક કલાલની દુકાને ગયો હતો. ત્યાં ધીંગાણું મચાવ્યું હતું. રસ્તે થઇ કેટલાક જતા હતા તેઓને આ પસંદ ન પડવાથી તેને શાંત કરવા લાગ્યા; એવામાં તેઓના મોઢાંપર ડ્યુબર્ગે દારૂનું ભરેલું જામ ફેંકયું. તેઓ ડ્યુબર્ગે આવી રીત ચલાવી તે માટે તેને પટકાવી કાઢવા ઉભા એટલામાં ડ્યુબર્ગના સોબતી પોબારાગણી ગયા. પોતાના સોબતીના આવી નાહિંમત ભરેલા ચાલ જોઇ ગુસ્સે થઇ સામાવાળા સાથે એકલો મારામારી કરવા ઉઠ્યો. એટલામાં ફ્રેડરિક એની મદદે ગયો. બન્ને તરફથી તૈયારો થઇ ને બીજે દિવસે સવારે દ્વંદ્વ યુદ્ધ કરવાનો ઠરાવ થયો. ડ્યુબર્ગના સામાવાળીઆને ઇજા થઇ અને લઢાલઢીનો અંત આવ્યો. આ બનાવથી ડ્યુબર્ગની સાથે ફ્રેડરિકને સ્નેહ થયો. ફ્રેડરીક કરતાં ડ્યુબર્ગ દસેક વરસે મોટો હશે પણ તેના જેવો ગંભીર નહીં. ડ્યુબર્ગનો ગમતી સ્વભાવ એને ગમતો. કારણ કે આવા સ્વભાવને લીધે એનું મન જે સ્ત્રીઓના સંબંધમાં આવવાથી છીન્ન ભિન્ન થઇ ગયું હતું તેમાં એને ગમત મળતી.

ત્યારે હવે વાચક વર્ગને કાઉન્ટ ડી મોન્ટ્રીવીલ અને તેના છોકરાની સારી રીતે ઓળખાણ થઇ. ને હવે જ્યાં આગળ પારિસની સુંદર લલનાઓ આ મેળાવડામાં હાજર થઇ હતી તેમાં વાચકને લઇ જઇએ. તે દીવસે ગુરૂવાર હતો એટલે એ દીવસે દર અડવાડીએ એવા મેળાવડા કાઉન્ટ હમેશા કરતો હતો.

વાલશેટને મણીબત્તીના ઉજાસવાળા ઓરડાઓમાંથી મેળાવડો વિભક્ત થઇ ગયો. એકમાં નાચ બીજામાં જુગાર--ને ત્રીજામાં વાતચીત ચાલતી. જુગારના ઓરડામાં ગરમી ઘણી થતી; કારણ ત્યાં લોકોનો જમાવ ઘણોજ હતો. પોતાના દરજાને માન આપવા લાયક માણસની પેઠે હાસ્ય મુદ્રા તથા મળતાવડી રીતથી કાઉન્ટ–ડી–મોંટ્રીવીલ પોતાના મોટા ઓરડામાં ફરતો હતો. એક કોચઉપર એકલી બેઠેલી મારશીઅનેસની સાથે થોડીક વાતચીત કરવા મંડયો. પછી જે એક સ્ત્રી નાચમાં ભાગ લેતી ન

હતી તેને નાચવા માટે આગ્રહ કરવા લાગ્યો; આ પ્રકારે જે નવયૌવન લલનાઓ નાચતી હતી તેની સાથે બે બોલ કહેવાનો પ્રસંગ સાધ્યો. તેમજ દરેકને દારૂનો જામ, બરફ, થંડુ જળ બધાને મળે એવી તજવીજ રાખતો: પછી તે જુગારના ઓરડા તરફ વળ્યો ને જુગાર જો રંગમાં આવેલો જોતો તો પોતાની થેલીનું મોં પણ ખુલ્લુ મુકતો.

ફ્રેડરીક ઉદાસીનતાવાળી મુદ્રાથી બારીના બારણા આગળ ટેકીને શા માટે ઉભો હતો? તે નાચ તરફ ધ્યાન આપીને જોતો હોય એવું જણાતું. શું ખરેખર તે નાચ જોતો હતો? જો નવ યૌવનાઓ તરફ ખરેખર જોતો હતો તો પોતાના મનમાં શા માટે મુઝાતો હતો? તેની તરફ જોતાં તેનું મન શાંત જણાતું નહીં; એની સાથે કોઇ બોલતું તો હસીને જવાબ આપતો પણ તે શું ખરેખર હસતો હતો! ફ્રેડરીકનું મન વિહ્વળતામાં પડયું હતું. પણ તે નાચ જોઇને નહીં; થોડેક છેટે વીસેક વર્ષની નવ યૌવના લલના બેઠેલી હતી જો કે તેણી એક સાઠ વર્ષના બુઢ્ઢાં વકીલ સાથે ત્રણેક વર્સ પર પરણેલી હતી. તેનો ધણી આ વેળા જુગારના ઓરડામાં બેઠેલો હતો ને તેનુ મન જુગારમાં લાગેલું હતું,

મેડેમ ડારનેજ સુંદરતાની ભરેલી સ્ત્રી હતી. તેની રીતભાતની સફાઈ, આંખોનો ચળકાટ અને બુદ્ધિ પ્રભાવ–આથી જોનારની આંખો દીપતી ને સુદ બુધ ઠેકાણે રહેતી નહી; એક નેત્રબાણની સાથે તે આનંદ ઉપજાવતી—મન હરણ કરતી. ને તેનાપર જીત મેળવતી. બીજાનું મન પોતાની સૌંદર્યતાથી મેળવવામાં કાબેલ હતી. તેથી હમેશાં તેની તારીફ કરનારા ઘણા જણ મેળવવાનો પ્રયત્ન કરતી. સતર વર્ષની ઉમરે તે પોતાની ખુસીથી મોનશર ડારનેજ સાથે પરણી હતી કારણ તે સ્વતંત્ર વિચારથી ચાલનારી સ્ત્રી હતી અને જે નખરાથી તે સ્વર્ગ તુલ્ય સુખ માનતી. તે ભોગવવાને તે કોશીશ કરતી. સાઠ વર્ષના ઠચર વરની સાથે પરણ્યાથી પોતાને મનમાં ફાવે તેમ વર્તન કરતી; ને તેણે અગાઉથી ધાર્યા પ્રમાણે મોનશર ડારનેજ તેના કૃત્યપર અંકુશ મુકવાનો જરા પણ પ્રયત્ન કરતો નહી તે સ્ત્રી દરેક આવા મેળાવડામાં હાજર રહેતી, દરેક પ્રસંગે નાચમાં જતી ને કોઇ જાફત બાકી રાખતી નહી. કોઇ કોઇ વેળા તેનો ધણી સાથે જતો; કોઇ વેળા તે ઘરની બાહેર ગઇ કે તરતજ બીછાનામાં પોઢી જતો એટલું છતાં બન્ને ધણી ધણીયાણીનું જોડુ સલાહ સંપતી રહેતું– ખરૂં જોતાં પોતાની સ્ત્રીની સાથે સલાહ સંપમાં રહેવુ એ સેહેલું છે; જો એમ કરવું હોય તો એટલુંજ કરવું કે તેણી જેમ કરે તેમ કરવાની બધી

વાતે છુટ આપવી !

મોનશર ડારનેજ દુનિઆનો પુરો માહીતગાર માણસ હતો ને પોતાની સ્રી મનમાં આવે તેમ વર્તે એવું જોઇને પોતાના મનમાં ખુશી થતો. ઘણા લોકો એમ કહેતા કે તેના ધણીનો તેના ઉપરંજે વિશ્વાસ હતો તેનો તેણે ભંગ કર્યો ન હતો મતલબ કે તે સારી ચાલની સ્ત્રી હતી એવું લોકો માનતા અને એમ ધારવુ એ બનવા જેવું છે. તે છીનાલ નખરાની સ્રી હતી. લોકો વળી એમ કહે છે કે એવી સ્રીઓ ઘણુ કરી કોઇજ વેળા બગડે છે પણ આ તેઓનુ ધારવુ આપણે મંજુરં કરી શકતા નથી. આ પ્રેમપાત્ર મેડેમ ડારનેજ ને ફ્રેડરીક એકદરની નજરે જોતો નહી. તેના એક કટાક્ષથી એનું અંતઃકરણ વીંધાઈ જતું; અને એકજ કટાક્ષથી તે પોતાના કૃત્યથી બન્નેના મનપર મજબુત અસર કરતી એવું તે માનતી. ફ્રેડરીક ઉપર કટાક્ષ પ્રહાર કર્યો હોય તો તેમાંથી તે છટકી જાય એવું ન હતું:—મેડમ ડારનેજે એને પોતાની પ્રેમ ધુસરીએ જોડવાનો વિચાર કીધો અને પોતાનો હેતુ પારપાડવામાં માત્ર થોડીક પ્રેમી નજર, તે તરફ જોઇ હાસ્ય મુદ્રા કરવી, સેકેજમાં તેના હાથમાં હાથ મેળવવા હસ્તકૌશલ્ય કરવુ ને એક બે શબ્દ ગદગદીત સ્વરે બોલવા એટલુજ બાકી હતું આવી રીતના ઉપાયો છીનાલ સ્રીઓ પરપુરૂષન હતવીર્ય કરવામાં યોજે છે.

બીચારો ફ્રેડરીક હમણાંજ તેના પ્રેમ પંઝામાં સપડાયો હતો. તે એવુ જાણતો કે તે મારાપર પ્રેમ રાખે છે તે મને ખુશી કરવા માંગે છે; થોડા દીવસ પર્યંત એવા વિચારમાં મશગુલ હતો પણ જે નાચનું હમે વર્ણન કરીએ છીએ તેમાં એક ભવ્ય લશ્કરી સરદારે મેડેમ ડારનેજની સાથે મુલાકાત કરી. આ સરદારની ચાલ સારી ન હતી એવુ સઘળા જાણતા હતા. તે દરેક સ્રી આવા નરને પોતાનો પ્રેમપાત્ર કરવા પ્રયત્ન કરતી; આ નવો અખતરો અજમાવાની મેડેમ ડારનેજે કોશીશ કરી. બીચારો ફ્રેડરીકતો ક્યાંએ વિસારી મુકાયો આવી દગાખોર સ્રીની કપટ જાળમાં તે હજી ફસાયો ન હતો. પણ પેલો ભવ્ય સરદારની વારે વારે મેડેમ ડારનેજ ફ્રેડરીક તરફ હાસ્ય મુદ્રાથી અવલોકન કરતી ને તેના ચાળાથી સહજમાં ઓળખાય ગયો તેનામાં સ્પર્ધા ઉત્પન્ન થઇ ને તેણે જોયુ કે નખરાબાજ સ્રીના કટાક્ષો પોતા તરફ ખસી પેલા સરદારને વશ કરવા તરફ રોકાય જતી.

વારે ઘડીએ ફ્રેડરીક મેડેમ ડારનેજની પાસે જતો એવું જણાવવાને કે આ પ્રેમ ચાંચલ્ય તેના લક્ષની બહાર ન હતું મતલબ કે પોતાના પ-

રનો પ્રેમ ખસેડીને બીજાપર સ્થાપ્યુ કીધો ને સારી પેઠે સમજ્યો હતો. તે સ્ત્રી તેની સાથે મધુર હાસ્યથી બોલી મોનશ્યડી મોરેવીસ આજે તમે આમ ફીક છો? તમારૂ મોઢું ઉતરી ગએલું જોઇ મને ઘણું હસવું આવે છે."

સ્પર્શ વાળા પ્રીયતમને આ શબ્દથી કેવી થંડક ઉપજે! ફ્રેડરીકે કાંઇ જવાબ દીધો નહીઃ—ને મનમાં ખીજ થઇ દુર જતો રહ્યો અને આવું જોઇ પેલો સરદાર કે બીજે કોઇ કાંઇ ટીકારૂપ શબ્દ બોલ્યો તેથી પેલી ચંચળ સ્ત્રી મોટેથી હસી પડી આખી રાત્ર ફ્રેડરીકને ચેન પડયું નહીં. આખરે નાચ પુરો થયા પછી મેડેમ ડારોજને પેલા સરદારની સાથે કોચપર બેસીને વાતચીત કરતી હતી તેથી પોતે જરા દુર ઉભો રહ્યો. બારી આગળ જઇ તેને અઢેલી પેલા એ જણા તરફ પોતાની પીઠ કરી ઉભો; ને જાણે નાચને વિશે કાંઇ વિચાર કરતો હોય તેમ દેખાવ કીધો. પણ મેડેમ ડારનેજ અને પેલા સરદારની વચે જે વાતચીત ચાલતી હતી તેમાંનો એક એક શબ્દ તેણે સાંભળ્યો પેલા સરદારનું મન રંજીત કરવાની દરેક કોશીસ કરતી અને જેટલી જેટલી હાસ્ય વિનોદની વાતો થાય તેટલી કરતી મોટેથી હસતી, લીલા યુવાન ગોવારકને તે હૃદયને આકર્ષણ કરનારી દેખાતી, એક બીજા સાથે મજા મશકરી કરતા, એ જોઇ ફ્રેડરીકના મનમા ઇર્શાનો અગ્નિ પ્રકટ થયો. પોતાનો ગુસ્સો તેણે કાબુમાં ન રાખ્યો હોતતો તે સરદારનું અપમાન કરવાને તે કાઢી મેલીને ગાળો દઇ હાંકી કાઢતા ચુકતે નહી પણ એટલોતો સમજુ હતો કે આવી વેળા આવી રીત ચલાવતે તો રંગમાં ભંગ થઇ જતે ને લોકોમાં હસવા સરખુ થતે કારણ આવી પ્રેમની બાબતમાં જે પુરૂષ થાપ ખાઇ પરાજય પમી અયોગ્ય કૃત્ય કરે છે તેની જગતમાં હાંસી થયા વગર રહેતી નથી.

સરદાર એક લશકરી અમલદાર તરીકે પ્રેમ કરતો હતો એટલે થોડા થોડા વખતમાં હુમલો કરી જીત મેળવતો. સરદારે મેડેમ ડારનેજને એવુ પુછયું કે તારે ઘેર તને સલામ કરવા મને આવવા દેશે? આ વાકય ફ્રેડરીક ને કાને પડયું તેમાં આ લશકરી અમલદારની સલામ. ફ્રેડરીકના કપાળઉપર પ્રસ્વેદનાં થડાં બીંદુ આવ્યાં. તે કુલટા સ્ત્રીએ સહેજ આનાકાનીના કારણો દર્શાવ્યાં ને હસી પડી, મજાક મશકરી કરીને તે વિશે પોતાના ધણીની મરજી શી છે તે પુછયા વગર મારાથી કાંઇ કહી શકાય એવું નથી એવો જવાબ વળ્યો

પછી હાસ્યયુક્ત મુખમુદ્રા કરી બોલી પણ હા. મોનશર ડારનેજ તમને ઘણું કરીના નહી કહે.

ફ્રેડરીક મેડેમડારનેંજનો કપટી સ્વભાવ સહન ન થયાથી નાચના ઓરડામાંથી બાહેર ઉતાવળો આવ્યો. ઘણાએક પરોણાઓ વદાય થયા હતા; ને જુગાર રમવાની ઓરડી ખાલી પડી. તે એક આરામ ખુરસીપર લેટી પડયો. ઝુમરોના બીલોરી ગોળાઓમાંથી પ્રકાશ મંદ પડીગયાથી સહેજ અંધારૂ થયું હતું: તેથી તેનું મન ઘણુ ઉદ્વિગ્ન થવાથી શાંતિ મેળવા માટે પ્રયત્ન કીધો, ગજવામાંથી તેણે રૂમાલ કાઢયો—ગુસ્સો અને દુ:ખથી તેની છાતી ભરાઇ આવી-અને આંખમાંથી મોટા આંસુ ગાલપર પડયાં. તેન મોંડામાંથી, કપટી-અવિશ્વાસ પાત્ર:—ચળીત સ્વભાવ;એવા શબ્દ નિકળ્યા, અને ઉડા નિસાસા મુકયા. કલાકેક દુખના ઉભરા આવી ગયા. ગીણુગતીઓ ઓલવાઇ ગઇ ને નાચની ગડબડ પતી ગઇ. કેટલાક માણસો એને જોયા વિના ચાલ્યા ગયા અથવા એક ખુણામાં તે પડ્યો હતો તેની દરકાર કર્યા વિના વિદાય થયા ફ્રેડરીકની ખુરસી આગળ પડેલાં ઉપવસ્ત્ર ભુલી જવાથી એ ત્રણ સ્ત્રીઓ પાછી લેવા આવી; તેમાં એકનો અવાજ એણે ઓળખ્યો. તેના અવાજથી તેની નસે નસ ઉડવા લાગી; તે પેલી કુલટા મેડેમ ડારનેજનો અવાજ હતો તે આવેલા એક મિત્રની સાથે વાત કરતી હતી. તે બન્ને સ્ત્રીઓ ખુસી થઇ એક બીજા સાથે હસ્તી હતી.

એક ડોસી વકીલની સ્ત્રી બોલી "આજ રાત્રે કેવી મઝા પડી; પેલો લશ્કરી સરદાર કેવો ખુબીદાર માણસ છે?"

બીજી સ્ત્રી બોલી " પણ મારી વાલી સહીયર, તું સરદાર સાથે વાત કરતી હતી તે વેળા ફ્રેડરીકનુ મોઢુ કેવુ થયુ હતું તે તેં દીઠું ?

મેડેમ ડારનેજ બોલી, હા, ખરી વાત એ જોઇ મને ઘણું હસવું આવ્યુ તે કેમે કરયું દબાઇ શકયુ નહીં.

બીજીએ જવાબ આપ્યો—તે બહુ દુ:ખી થયો હશે.

મેડેમ ડારનેજ બોલી—મોટી દુર્દૈવની વાત છે કે તે તરૂણ જુવાન ઘણો ચમત્કારી અને ઘણી લાગણી વાળા સ્વભાવનો છે તેથી મને ઘણો કંટાળો ઉપજે છે.

બીજી બોલી--અરે! મારી વાલી સખી, તે ઘણો રૂપાળો છે તેનામાંથી છોકરવાદપણું જઈ પુખ્તપણુ આવ્યું કે તે આપણા મંડળના નાચમાં અને જાફતોમાં એક સારામાંસારો માણસ ગણાસે."

મેડેમ ડારનેજ બોલી "અરે! જ્યારે એને ઘેર નાચનો બીજો કોઈ પ્રસંગ આવશે ત્યારે મારા મોંડામાંથી એક શબ્દ નિકળતાની સાથે અગર એક વખત જરા પ્રેમી આંખની નજર કરતાની સાથે તે મારે પગે લાગ્યા વગર રેહેવાનો નથી. પણ અડધો કલાક થયો મારૂં ઉપરણ તું ઝાલી રહી છે તે આપી દે! સરદાર મને ગાડીપર હાથે ઝાલી ચઢાવવાની વાટ જોતો ઉભો છે.

બન્ને બાઈઓ ઓરડામાંથી ચાલી ગઈ; ફ્રેડરીક ખુરસીપરથી ઉઠયો ને જે સાંભળ્યુ તે ખરૂં કે ખોટું એવી શંકા આવી તેના મનમાં ગુસ્સો, ઇર્ષા વધારે જોરમાં પ્રકટ થયાં; ને મેડેમ ડારનેજને તે ચાહતો હતો તેથી તેને બીજી કશી વાત ગમી નહી; તેના મનને એક ઘા લાગ્યો તેથી જખમ થયેલા મને તેના પ્રેમના ઉપર અમલ બજાવ્યો

જ્યારે તે પોતાના ઓરડામાં ગયો ત્યારે તેના મનની સ્થિતિ આવી હતી, ને બાહારનુ બારણું એવા જોરમાં વાસ્યુ કે તેના અવાજથી ડયુબર્ગ ઉંઘમાંથી ઝબકી ઉઠયો.

## ભાગ ૩

ડયુબર્ગ આરામ ખુરસીમાંથી ટટાર થઈ ગયો, ને ફ્રેડરીક પોતાના મિત્રને જોઈ આશ્ચર્ય પામ્યો કાંઈ પણ બોલ્યા વગર તેની તરફ જોઈ ઉભો.

આખરે પોતાના દુઃખમાં ભાગ લેનારાને જે બોલે તે શાંતપણે સંભળી લેનારા મિત્રને મળવાના આનંદમાં ગરક થઈ ગયો.

ફ્રેડરીક બોલ્યો—વહાલા ડયુબર્ગ, ખરેખર પરમેશ્વરેજ તને આ વખતે અહીં મોકલ્યો!

ડયુબર્ગ—"ના ના એમ નથી; એ તો મારા ઘરધણીએ મને ઘરમાંથી લાત મારી કાઢી મુકયો તેથી."

ફ્રેડરીક—ચાલો, ઠીક થયું. "મારૂં મન ખાલી કરવાને મને જગ્યા મળી આવી. તું મારૂં દુઃખ શું છે તે બરાબર સમજી શકીશ અને હેમાં ભાગ લે એવો તું છે"

ડયુબર્ગ—"કેમ કંઈ હારબાર ખાધી દેખાય છે કે શું?"

ફ્રેડરીક—'કેવી નિમકહરામ કપટી?"

ડયુબર્ગ—'મારા વાહાલા મિત્ર, પૈસો શું ચીજ છે. એક નારી જાત!"

ફ્રેડરીક—મારે માટે તેણીએ શું કહ્યું તે તારા જાણવામાં આવે તો.—

ડયુબર્ગ—શું—ને તારી સાથે કાંઇ બોલા ચાલી રહી?'

ફ્રેડરીક—હું હજી હેકાબકાસ છું હાં! ખરેખર તે બોલી તે બરાબર

છે; જ્યારે હું તેણીને ચાહતો હતો ત્યારે તો છોકરવાદ કરતાં વધારે લુચ્ચો હતો. પણ હવે સઘળું થઇ ચુક્યું હમેશાને માટે! તેણી એમ ધારે છે કે તેના એક ઉદ્દગાર આંખનો પલકારો ને હસવાથી તેને હું હવે વળગતો જઇશ! નહીં નહીં એનાથી હું હવે ભોળવાઉં? હવે મેં તેને સારી રીતે ઓળખી તેને તો મેં બરાબર ઓળખી."

ફ્રેડરીક ઘણોજ ગુસ્સાના આવેશમાં આવી ઓરડીમાં આમ તેમ આંટા મારતો. વખતે ઉભો રહેતો ને કપાળપર હાથ ઠોકતો. વખતે તુચ્છકારથી હસી પડતો. ડયુબર્ગ આંખ ચોળી ફ્રેડરીક તરફ એકીટસે જોઇ રહયો.

ડયુબર્ગ--"મારા પ્યારા મિત્ર, એ કોને માટે બબડે છે?

ફ્રેડરીક—મેડમ ડારનેંજને માટે આ બધું. જેવી તે સુંદર છે તેવું તેનું હૃદય ઠગારૂં છે. આજ બે માસ થયા તે કુલટાના ફાંસામાં સપડાઇ પડયો. તેને હું એમજ ધારતો હતો કે તેણી મારી સાથે ખરો પ્યાર રાખતી હસે. ટુંકામાં કહું તો ભાઇ ડયુબર્ગ, આખરે તે સ્ત્રીએ મને હસી તુચ્છ ગણી કાઢયો!

ડયુબર્ગ—શું તેથી તને આટલો બધો અચંબો લાગ્યો! તું હજી કાચી ઉમરનો છે ને હજી તને પુરા દુનિયાના વા વાયા નથી."

તે મને એમ જણાવતી કે જેવો મારો એના પર સ્નેહ છે તેવોજ સ્નેહ તે રાખતી હતી; અને આજે રાત્રના એક લશ્કરી સરદાર વળી ખોળી કાઢયો; અને તેની સાથે એવો તો પ્યાર બતાવ્યો કે જો તેટલો મો બતલો તો હું તેણીને માટે મરી મરો! મારા મનમાં ઘણુંએ થયું કે તે સરદાર જોડે દ્વંદ્વ યુદ્ધ કરૂં"

ડયુબર્ગ—તું એમ ધારે છે કે એ ઠકબાજી સારી છે.

ફ્રેડરીક--એવા વિચારથીજ મેં એનું નામ છોડયું."

ડયુબર્ગ--"તેણીની સાથે પ્રેમમાં પડયાથી સરદારે બીજું શું કીધું. એવી સ્થિતિમાં બીજો કોઇ હોય તો એમજ થાય. તારે સરદાર ઉપર ગુસ્સો કરવો યોગ્ય નથી, તેના બદલામાં તારે તો સરદારનો ઉપકાર માનવો જોઇએ. કારણ જે સ્ત્રીએ તને રમાડયો તેનું ખરૂં અંતઃકરણ કેવું છે તે સમજવાની તને તક આપી" ફ્રેડરીક--"તું કહે છે ને વાત ખરી" ફ્રેડરીક ડયુબર્ગની પાસે બેઠો. કારણ ડયુબર્ગ આવેળા સંપૂર્ણ જાગરૂતીમાં આવ્યો હતો તેથી પોતાના મિત્રને ઉપદેશ કરવાની જરૂર વિચારી.

ડયુબર્ગ—'મારા વાહાલા ફ્રેડરીક, તારા કરતાં મારી ઉમર વધારે છે

ને દુનિયા કેવી છે તે હું વધારે સારી રીતે જાણું છું. મને બધી વાતનો અનુભવ થયો છે છતાં મારાથી ડુંગરા જેવડી ભુલો થઇ જાય છે. મારા બોલવા પર તું વિશ્વાસ રાખજે. તું નાના પ્રકારની વારતામાં આવે છે તેવી અને જુઠા પ્રેમમાં તું ફસાઈ પડયો છે, તેમાંથી તું સંભાળ નહી રાખશે તો, કોઇ દીવસ સજ્જડ ઠોકર ખાવી પડશે. જેમ તારો બીજા માટે પ્રેમ ઉપજે છે તેમ બીજાને તારે માટે સ્નેહ ઉપજે છે એમ તું માને છે! આખો જન્મારો તું દુખમાં ગાળવા માગે છે! જેને ક્ષણિક સ્નેહ માટે તું કહે છે તેના કરતાં મજબુત સ્નેહ તારામાં છે એમ તારૂં કહેવું છે? કારણ મારા જાણ્યા પ્રમાણે તારી સાથે આ મારી ઓળખાણ થયા પછી છઠ્ઠી કે સાતમી વાર સ્નેહ પાશમાં પડયો. તેમાંથી કેવી ખરાબી નિપજી કે તારી સાથે સ્નેહ કરનારી સ્ત્રી તને પ્રથમ છોડી ચાલી ગઈ. પણ તેઓની સુદ્ધે ઠેકાણે આણવી પુરૂષનુ કામ છે. આજ સુધી તું તારી મેળે મનને સમજાવે છે. ને એ મેડેમડારનેજના સબંધમાં તુ વળી ફસી પડવાનો એમ દેખાય છે, મારા વાહલા મિત્ર, ટુંકામાં એટલુંજ કે તરૂણ અવસ્થામાં જે મુર્ખપણું થઇ જાય છે તેને માટે તું મનમાં દુખી થઇશ નહી સ્ત્રીઓની મરજી સંપાદન કરવા તું થોડો યાવત્તો સ્નેહ બનાવશે; પણ હદ કરતાં પ્રેમ બતાવતો નહીં? હદ કરતાં વધારે સ્નેહ કીધાથી સ્નેહ નો નાશ થાયછે! હું જે તને કહુંછું કે તારો બાપ લાર્ડ સાહેબ અહીંઆ હતો તે મારા બોલવાને ટેકો આપતે ને તને એક સારો મારા જેવો સ્નેહી મળી આવ્યો તે જોઇ ખુશી થતે. તારો હું મિત્ર છું માટે હું તને સારો રસ્તો બતાવીશ ને ઘણે દુરના પ્રદેશમાંથી મારી કાકીએ મોકલેલા પાનસેં ક્રેંક રાત્રે જુગારમાં ગુમાવ્યા ન હતે તો તને જે જોઇએ તે હું મદત આપતે"

ડયુબર્ગે જે યોગ્ય સલાહ આપી તે તરફ ફ્રેડરીકનું લક્ષ લાગ્યું નહીં તે શાંત બેસી રહ્યો; કારણ જેનો અંત જલદીથી આવે છે એવા મોટા સંકટો ઘણા તીક્ષ્ણ હોય છે, ને ફ્રેડરીક જેટલે અંશે પ્રેમમાં ડયુબ્યો હતો તેના કરતાં વધારે ડુબેલો ધારતો હતો.

આખરે ફ્રેડરીક બોલ્યો"—પણ રાત વેળા તેમાં આટલે મળસ્કે તું અહિં કયાંથી આવી પોંચ્યો

ડયુ૦—મારા વાલા મિત્ર મારા ઉપરતો હજારો સંકટો આવી પડયા છે, પ્રથમ તો કરમોરંટ પક્ષી જેમ માછલા ખઇ ધરાતો નથી તેમ મારો ઘર-

ધણી ન ધરાયાથી મને ઘરમાંથી કાઢી મૂકયો ને પછી હું મીસીસડેલફ્રાઇનને ત્યાં ગાયન હતું ત્યાં ગયો હતો.-તું તો મિસડેલફ્રાઇને સારી રીતે ઓળખેછે એક બે વેળા તું મારી સાથે તેને ત્યાં આવેલો—પણ એ જવાદે. મારી પોતાની વાત સાંભળ—મારી પાસે જેટલા પૈસા હતા તે મેં જુગારમાં ગુમાવ્યા. પછી મારે શું કરવું તેકાંઈ સુજ્યું નહિ-તું મને સાંભરી આવ્યો તુ મારી સાથે કેટલો સ્નેહ રાખે છે તે હું સારી રીતે જાણુછું ને તું આટલી સવારે મળશે એવો મને થોડો જ ભરોંશો હતો—છતાં હું આવ્યો ખરો. આ મકાનમાં દીવા દીવાને ગડબડાટ થઇ રહયો હતો મારા મનમાં કે તારી વાટ જોતો હું બેસુ પણ તારી પ્રીયતમા તને છોડીને જતી હતી ત્યારે બંદા ઉંઘમાં પડી ગયા,

ફ્રેડરીક—"વાલા ભાઇ ડયુબર્ગ"

ડયુ૦"—ખરેખર ભલો જાણે ભોળો ભટાક. પણ હું તારા જેવો ધારો નથી"

ફ્રેડરીક—"મારા મનમાં એક વાત આવી છે"

ડયુ૦—મહેરબાની કરી તેમને તો કેહે"

ફ્રેડરીક— મને હવે પારીસનો કંટાળો આવ્યો છે.

ડયુ૦—અરયા મને પણ આ શહેરમાં રેહેવુ ગમતું નથી કારણ ખરચવાને પાસે દમડી નથી,

ફ્રેડરીક—પેલી આડ કુલટા સ્ત્રીઓનું મારે દર્શન ન જોઇએ.

ડયુ૦—મને પણ એમજ લાગે છે મારી પણ એજ અવસ્થા છે મને ઠમારી સ્ત્રીઓનો પડછાયો ગમતો નથી,

ડયુ૦—ત્યારે તારે કયાં જવું છે તે હું જાણુતો નથી.

ફ્રેડરીક—મેળાવડાઓ એવા છે કે જેમાં સ્વાર્થી ભાપણો થાય છે. જેમાં ખરા મન શીવાય એક બીજાનેસ્નેહી સમજે છે ને કલાકેક પોતાના મનને ખુસી કરવા કરતાં બીજાને ભોળવવા જવા મળે છે. એવા બધા મેળાવડાનો મને અત્યંત કંટાળો ઉપજ્યો છે! હું સ્વતંત્ર થયાને બે વર્ષ પુરાં થયા નથી, ને એટલામાં પારીસ શહેરમાં રેહેવાનો મને કંટાળો આવ્યો છે. હવે મારો વિચાર એવો છે કે—

ડયુ૦—શું તું સંસાર છેડી વિરકત થઇ સાધુ થવા માંગે છે?'

ફ્રેડરીક—ના. ના પણ પારિસમાંથી મારે થોડોક વખત બાહાર જવું જોઇએ મને પ્રવાસ કરવાનુ મન થાય છે. મને જુદા જુદા દેશો જોવાનુ ઘણું મન થાય છે. કારણસૃષ્ટિ સૌદર્ય જોયાથી અને પરમેશ્વર પોતાના હ-

રત વડે જે ચમત્કાર કરી મુકયા છે તે ઉપર વિચાર - કરવાથી આપણી બુદ્ધી વધે છે અને જ્ઞાનમાં વધારો થાય છે."

ડયુ૦—ઘણીજ સારી વાત છે; મારા વાલા મિત્ર આપણે પ્રવાસતો કરવોજ જોઇએ. જુવાન માણસને દેસપરદેશ ફરવું બહુ સારૂં લાગે છે! પણ જ્યારે માણસો એકલા પરદેશ જાય છે તો તેમને એકાંત વાસથી ઘણો કંટાળો ઉપજે છે અને અરધુ સુખ પણ મળતું નથી. પણ જો કોઇ તેની સાથે હોય તો તેની સાથે સૃષ્ટીમાં ભવ્ય જગાઓ, જુના દેવાલયો, મહેલો, કીલ્લાઓ અગર મનપર જુના વખતની અસર કરનારાં ખંડીયરો જોઇ જે વિચાર આવે તે વિષય ઉપર વાતચીત કરવાનું ફાવે. એ શીવાયે એકલા પ્રવાસે નીકળવાને માટે તારી લાયક ઉમર હજી થઇ નથી. થોડાક અનુભવી મિત્રની તારે જરૂર છે. ને એમ હોય તો મારા પ્યારા મિત્ર તો હું તારી સાથે આવવાને તૈયાર છું.

ફ્રેડરિક—હું તને એજ હમણાં પુછવાનો હતો."

ડયુબર્ગ—"ત્યારે હું તારૂં કહેવું ઉપકારની સાથે માન્ય કરૂંછું."

ફ્રેડરીક—"પણ તારે પારીસમાં કાંઇ વળગણ તો નથી ના."

ડયુબર્ગ—"વળગણ કેવું! એક ગોદડું પણ બંદા પાસે ન મળે."

ફ્રેડરિક—સાથે કાંઈ કુમળું લફરૂં તો નથી.

ડયુબર્ગ—લફરૂં વળી કેવું. હું કાંઇ તારા જેવો નથી. આપણે પ્રવાસે નીકળ્યા કે જોઈએ તેટલાં મળી આવશે. પણ આપણે તો એ વાતમાં પડવાના નથી. બધુ આપણે તો કરી ચુકયા. બધું ખોટું છે! મારી ચાલ જોઇને તું સુધરવા લાગશે.

ફ્રેડરિક—ત્યારે પ્યારા મિત્ર આપણી વચે ઠરાવ થયો કે આપણે સાથે પ્રવાસે નીકળવું?

ડયુબર્ગ—પણ વચે એક નડે એવું છે ને તે તારા બાપ લાર્ડસાહેબ ના સબંધી છે. તેઓ કદાચ તને બહાર જવાની રજા ન આપે તો?"

મને એમ લાગે છે કે કાંઇ પણ વચે અડચણ લાવી નાંખશે. ડયુબર્ગ આ બાબતમાં એમની સાથે મેં વાત કરી છે; ને એમણે મારા વિચાર પસંદ કીધો છે.

ડયુબર્ગ—એના કરતાં બીજુ સારૂં શું? પણ તું એમને એમ કહેશે કે હું તારી સાથે આવુંછું.

ફ્રેડરીક—કેમ નહીં. હું એમને કહીશ કે મારો એક મિત્ર થોડા વખત સુધી મારી સાથે આવનાર છે.

ડયુબર્ગ-ચોક્ષો તારે તેમ તને ગમેતે પ્રકારની તૈયારી કરજે. ને જરૂર પડે તો તારા બાપ પાસે મને બોલાવજે, તે મને સેહેજ તો ઓળખે છે; હું કેવો ગંભીર દેખાવ કરીશ તે વળી તું જોશે. પણ જોજે, પેલા પાંનસો ફ્રેંક, મીસ ડેલફાઇનનું નામ, મારા ખોટાં લગ્ન અને મારા ખોટા ઉભા કીધેલા જોડીઆ છોકરાઓ સંબંધી એક પણ શબ્દ બોલીશ નહી હો.

ફ્રેડરીક—એ વાતની તારે ફીકર ન રાખવી.

ડયુબર્ગ—મારા કુળને માટે તું પુછે તો તે ઘણું ઉંચું નથી પણ સારૂં છે ને અમારા દેશમાં આવા કુળને માનની નજરથી લોકો જુએછે.

ફ્રેડરીક—બહુ સારૂ, હું તે બધું જાણુંછું.

ડયુબર્ગ—હું કાંઇ તારે જાણવા માટે કહેતો નથી પણ તારા બાપને માહિતી થાય તેને માટે કહુંછું. હવે આપણી ગોઠવણ નકી થઇ. હમણાં દિવસનો વખત છે; અને હું રાત્રે ખુબ ઉંઘોછું પણ તારે ઉંઘવાની જરૂર છે. જા સુઇજા. સવારમાં તું તારા બાપની આગળ વાત કરજે ને પછી જે હોય તે મને કહેજે.

હું તારી આજે સાંજના ૭ વાગતે રેટોંડીના કાફી ખાનામાં તારી વાટ જોઇશ.

ફ્રેડરીક—ઠીક છે.

ડયુબર્ગ—અરે, હું તો પેલી વાત ભુલીજ ગયો ! મને થોડાક ફ્રેંક આપ; મારાપર તારૂં ત્રીશેક ફ્રેંકનું લેણું ચઢેલું છે; ને મારી કાકી તરફથી બીજી વેળાએ નાણું આવસે એટલે તારૂં દેવું પતાવીશ ”

ફ્રેડરીક—શું મિત્રાચારીમાં પૈસાના કાંઇ હીસાબ છે ?

ડયુબર્ગ—મારા પ્યારા ફ્રેડરીક, તારા જેવા થોડાક જ મિત્ર મળી આવશે. ડયુબર્ગને ફ્રેડરીકે દશેક ફ્રેંક આપ્યા તે તેણે પોતાના ગજવામાં મુકી દીધા અને રાગનો આલાપ મારતો મકાનમાંથી બહાર નીકળ્યો. ને બુલવર્ડ તરફ ફરવા માટે ઉતાવળે ચાલ્યો ને મનમાં એટલો તો હર્ષ થયો કે જાણે વગર શ્રમે બાર હજાર ફ્રેંકના સાલીયાણાની જગો મળી હોય તેમ. તે દિવસે ફ્રેડરીકે પોતાના બાપની મુલાકાત લીધી ને બધી બીના કહી સંભળાવી. માનશર ડી મોંટ્રેવીલની નજરે પડતાં જ ફ્રેડરીક જરા ધ્રુજવા લાગ્યો. ને લાર્ડ સાહેબ પોતાના પુત્રની ઇચ્છા પ્રમાણે રજા આ-પવા અગાઉ છોકરો કેટલા પૈસા માંગશે એવો મનમાં ખ્યાલ આવ્યાથી કેટલા માગશે તે સાંભળવાની અપેક્ષામાં હતો. ફ્રેડરીકે પીતાની સાથે નમ્રતાથી વાત કાઢી ત્યારે વચમાં ઘણો ગભરાયો. કારણ તેના બાપ તેના

તરફ એકી નજરે જોતો હતો જાણે તેના અંતઃકરણમાં શું ખરૂં છે તે જાણવાને પ્રયત્ન કરતો હોય એમ દેખાતું. તેણે પોતાની ઇચ્છા દર્શાવીને સભય થઇ બાપ શું જવાબ આપે છે તેની રાહ જોવા લાગ્યો. કૌંટ સાહેબ થોડીકવાર વિચારમાં પડેલા જણાયા. ઘણો વખત સુધી કંઇ બોલ્યા નહીં. પણ ફ્રેડરીકની વચ્ચે બોલવાની હીંમત ચાલી નહીં આખરે લાર્ડ સાહેબ પોતાના છોકરા સાથે આ પ્રમાણે બોલ્યા:—

ફ્રેડરીક તારો વિચાર પારિસ છોડીને બહાર ગામ જવાનો છે કેમ? તને શું અહીંની મોજશોખનો કંટાળો આવ્યો છે? આટલા નાની ઉમરમાં તને કંટાળો આવ્યો? ફ્રેડરીકને આ ઠીક લાગ્યું નહિ. ને તેથીજ તે ચુપ રહ્યો.

કાઉન્ટ બોલ્યો તે વેળા તેના હોઠ બંગમાં બેવડા વાળી હસ્યો. મારી આગળ તું બધી વાત કહેતો નથી. કંઇ પ્યારની નિરાશા મળી કે શું?

ફ્રેડરીકે નજર નીચી કરી અને તે જરા લજવાયો.

કાઉંટે પણ ધીરે અવાજે કહ્યું " પણ આવી વાત બનવી એ તારા જેવી ઉમરના માણસને સ્વાભાવિક છે. પ્રવાસે જવા હું તને ખુસીથી રજા આપું છું; એ એક ગમત મેળવવાનું સાધન છે તેમ જ્ઞાનનો પણ વધારો થાય છે. પણ તારી સાથે કોણ આવે છે?

ફ્રેડરીક—મારો એક મિત્ર છે તે આવનાર છે. તે એક સદ્દગૃહસ્થ છે. તેનું નામ ડ્યુબર્ગ છે ને તે ઉંચા કુળનો માણસ છે. તેના દેશમાં તેની એક કાકી છે તે હજી જીવે છે. ને માણસ મારી સાથે આવવાને તૈયારછે.

કાઉંટ—ફ્રેડરીક એમ નહીં. હું મોનશર ડ્યુબર્ગ જેને તું મિત્ર તરીકે માનેછે તેની સાથે તને જવા દેનાર નહીં. એ શખસને માટે મારા સાંભળવામાં ઘણું આવ્યું છે. મેં તો માત્ર બે કે ત્રણવાર જોયો છે. મારા પુત્રને એની સાથે મોકલતાં મારા સાંભળવા પ્રમાણે અડચણ છે. હું જાણું છું કે તેનું કુળ ઉંચુ છે; પણ લોકો એમ કહે છે કે મોનશર ડ્યુબર્ગ ઘણો તરકટી ને છીછાંછરો માણસ છે.

ફ્રેડરીક—બાપાજી. હું તમને ખાત્રીથી કહું છું કે—

કાઉંટ—વચમાં ન બોલ. જ્યાં સુધી તું પારિસમાં છે ત્યાં સુધી એવા માણસની સાથે સ્નેહ રાખે તેની કાંઇ હરકત નથી પણ તારા મનના સુધારા અર્થે તું પ્રવાસ કરવા જાય છે તો મોનશર ડ્યુબર્ગની સાથે તું જાય એ મને ગમતી વાત નથી. જરમીનને પણ તારી સાથે મોકલવાને ચાહતો નથી, તે હલકા સ્વભાવનો માણસ નથી. એ સિવાય તારી સાથે પ્રવા-

સર્ગો નોકરની કાંઇ જરૂર નથી. તારી પાસે પૈસા હસે તો જે જે વીસીમાં તું ઉતારો લેશે તેમાં તને નોકર મળી રહેશે."

ફ્રેડરીક—હું તો એકલો જ જવાનો છું.

કાઉંટ—ના, તું એકલો જાય એવી તારી હજી ઉમર નથી ને તું પોતાની મેળે એકલો પ્રવાસ કરે એટલો તું પાકટ થયો નથી. તારી સાથે આવવાને મોનશર મીનાર્ડ યોગ્ય માણુસ છે.

ફ્રેડરીક—શું, મારો જુનો શિક્ષક ?

કાઉંટ—તે તારી સાથે શિક્ષક તરીકે નહીં આવે, મારા વાલા દીકરા, પણ એક વિશ્વાસુ મિત્ર તરીકે આવશે. મિ. મિનાર્ડ ભલો માણુસ છે. ને તેનો સ્વભાવ ઘણો મળતાવડો છે. જો કે તે પોતાને વિદ્વાનમાં ખપાવવા માંગે છે છતાં તારી મોજમઝામાં વચ્ચે પડશે નહીં એવો માણુસ છે; તેની તારાપર માયા છે. પણ કાઉન્ટ-ડી-મોંટ્રીવીલનો છોકરો કાંઇ એવુ કૃત્ય કરવા માંગશે કે જેથી તેના બાપની આબરૂને નામોશી લાગે એવું હોય તો તેમ થવા દેશે નહીં. એટલીજ બાબતમાં તે પોતાના કહ્યાસર ચલાવશે."

ફ્રેડરીક—પણ પ્યારા પીતાજી—

કાઉંટ—બસ ! હું હમણાં મો. મીનાર્ડને બોલાવી મંગાવુંછું ને મારૂં કહેવું એ માનશે એમ હું ધારૂંછું તો ખરો—તો તું કાલે પ્રવાસે નીકળી પડજે.

ફ્રેડરીક આ સાંભળી ચાલ્યો ગયો. પોતાના બાપની પસંતતા એને બહુ ગમી નહીં. જો કે તે જાણતો હતો કે મો. મીનાર્ડ ઉત્તમ પ્રકારનો માણસ છે પણ ડયુબર્ગની સાથે જવું તેને વધારે ગમતું. કારણ ડયુબર્ગનો સ્વભાવ પૂર્ણ આનંદી હોઇને પોતાના સ્વભાવની સાથે ઘણો અનૂકુળ થઇ પડે એવું હતું. જો કે આ શબ્દ દેખીતી રીતે ઉલટા માલમ પડે છે પણ ખરૂં જોતાં એમ નથી. કારણ આપણા જોવામાં એમ ઘણી વખત આવેછે કે ઠીંગણા માણસોને ઉંચી સ્ત્રીઓ ગમે છે, ને ઉંચી સ્ત્રીઓને ઠીંગણા નર પસંદ પડે છે. જે થોડું ખાનારા છે તેમાં રંધીઆરીઓ સ્વાદિષ્ટ જમણ બનાવે છે. જબરા માણસોને નિર્માલ્ય માણસોની સાથે હળેછે. વિદ્વાન માણસોને ઘરના કામકાજમાં રમુજ માનનારી સ્ત્રી ગમેછે. ચોપડીઓ લખનારી મુર્ખની સાથે પરણે છે; ગર્વિષ્ટ માણસને ગર્વિષ્ટ માણસ સહન થતો નથી. લુચ્ચા લોકો ભલા માણસોની સાથે મિત્રતા રાખેછે. જગત્ યોષિતાઓને ( રાંડો ) દુર્ગુણને ધિઃકારનારા ગમેછે ને ભલા માણસો ઘણી વેળાએ સ્વચ્છંદી સ્ત્રીઓના લાડ પુરા પાડેછે. અતિશયતાનો મિલાપ અતિશયતાની સાથે થાયછે. એટલુંજ નહી પણ કોઈ

વેળા બન્ને કટ્ટા શત્રુ ની સાથે મિત્રતા થાયછે. જેમ કે કુત્રો અને બીલાડી પોપટ અને બીલાડી, વિરુદ્ધતા એક બીજાને સ્નેહમાં રાખે છે; કાળામાં કાળા રંગની છાંયામાં ચીતરો સાગમાં સારા રંગ શોધી કાઢેછે. તે પ્રમાણે ડયુબર્ગ અને ફ્રેડરીક એ બેની ચાલ, કુળ, દ્રવ્ય, સ્થિતિ, ખાનપાન, વિદ્વતા, ડાહાપણુ ઇત્યાદી બધી વાતમાં વિરુદ્ધતા હતી છતાં તે બેમાં કાંઇ કારણથી સ્નેહ જામે એમાં નવાઇ જેવું કાંઇ નથી.

ફ્રેડરીક સંજના વચન આપ્યા પ્રમાણે ડયુબર્ગને મળ્યો.

ડયુબર્ગ—કેમ ? શી ખબર છે ?

ફ્રેડરીક—ઘણું ખુસી થવા જેવું કાંઇ નથી.

ડયુબર્ગ—તારા પીતાએ તને બાહાર જવાની રજા આપી નથી કે શું?

ફ્રેડરીક—જવાની રજા આપી એટલુંજ, પણ પોતે રાજી થયા.

ડયુબર્ગ—ત્યારે તો સારી ખબર લાવ્યો જણાય છે.

ફ્રેડરીક—પણ એક વાત એઓને ગમી નહીં—મારી સાથે—

ડયુબર્ગ—તારી સાથે શું ? આગળ બોલ.

ફ્રેડરીક—તું આવવાનો છે એ વાત ગમી નહીં.

ડયુબર્ગ—એનું કારણ શું વારૂ ?

ફ્રેડરીક—કારણ તેઓ એમ કહેછે કે—"

ડયુબર્ગ—કે, શું- બોલી દે ઝટપટ.

ફ્રેડરીક—તેઓ એમ કહેછે કે "તું છીછાંછળો છે.

ડયુબર્ગ—તેમણે તો મને એક કે બે વખત જોયો હશે.

ફ્રેડરીક—કોઇએ પણ તારે માટે એમને કહ્યું છે.

ડયુ૦—શું ગરીબ માણસોના ગુણને નીચા ઉતારવાની પણ નીંદાખોર તજવીજ કર્યા વિના રહેતા નથી. ! પણ જો કાઉંટ તારો બાપ ન હોત તો હું એને—એમ છતાં તેનું કહેવું કંઈ છેક ખોટું નથી. ! પણ જો એઓને ખબર પડત કે મારામાં કેટલો સુધારો થયો છે તો—

ફ્રેડરીક—મારી સાથે મોનશર મીનાર્ડ જે મારો શિક્ષક થાયછે તેને મોકલવાનો ઘણો આગ્રહ છે.

ડયુ૦—વીસ વરસની ઉમરે પોહોચેલાં માણસને બાળવાને શિક્ષક ! શો જુલમ ! ફીકર નહી. કાઉંટ સાહેબને તેમ કરવા દો. આપણે આપણું મન ફાવતું કરીશું.

ફ્રેડરીક—એ શી રીતે ?

ડયુ૦—તું તો મને સાથે લઇ જવા માંગે છે.



ફ્રેડરીક—બનવાનું તો એમજ.

ડયુ૦—હું તો પારિસ થોડા દીવસ છોડીસ તો હરકત જેવું નથી. તેથી એટલું થશે કે મારી પાસે માંગનારાઓ જે મારૂં માથું રોજ ખાઇ જાય છે તે થંડા પડી જશે.

ફ્રેડરીક—પણ મારા પીતાજી કેહેછે તેનું શું ?

ડયુ૦—છોને તારો શિક્ષક આવતો. બાકીનુ સઘળું મને સોંપજે એટલે હું મારી મેળે સર્વ ઠેકાણે પાડીશ. પણ વળી તારો શિક્ષક તે વળી કેવા પ્રકારનો માણસ છે ?

ફ્રેડરીક—આખી દુનિઆમાં એનો જોટો ન મળે પણ ઝાઝા ચંચળ નથી.

ડયુ૦—એટલું ઠીક થયું.

તે માણસ વિદ્વાન માણસોને માટે બહુ ઉંચું મત ધરાવે છે. "

ડયુ૦—જે તે જાણતો નહીં હોય તો હું એની સાથે લાટીન, ગ્રીક, અંગ્રેજી અને ચીનાઇ ભાષામાં બોલીશ.

ફ્રેડરીક—હું ધારૂંછું કે નકશા ઉપર મુશાફરી કર્યા શિવાય બીજે કયે મુશાફરી કરી નથી.

ડયુ૦—હું એને કહીશ કે મેં આખી દુનિઆમાં મુશાફરી કરી છે.

ફ્રેડરીક—પણ તેની એટલી ખાંગીછે કે તેને પદવીવાળા શખસોની સાથે ફરવાનું બહુ ગમે છે.

ડયુ૦—તો હું એક મોટી પદવી ધારણ કરીશ કે જેથી તે અંજાઇ જશે.

ફ્રેડરીક—તું કેમ કરવા ધારે છે. ?

ડયુ૦—તે હું મારી મેળે કરીશ, તારા શિક્ષકને લઇને કાલે નિકળવું, પણ એટલું યાદ રાખજે કે સાથે પુષ્કળ પૈસા રાખજે. તે રસ્તામાં ઘણા કામ લાગશે તારે તો એટલું જ કરવાનું કે તું કયે રસ્તે જવાનો છે અને ક્યારે નિકળવ.નો છે તે મને કહે એટલે બધું કરીશ.

ઉપર કહ્યા પ્રમાણે તજવીજ કરવા કહી ફ્રેડરીકે ડયુબર્ગને કયાં આગમ પત્ર લખી જણાવવો તે કહી બન્ને મિત્ર છુટા પડયા.

પરતુ આપણે હાલ ડયુબર્ગ અને ફ્રેડરીકને કોરાણે મુકીએ અને આપણા જાણવામાં આવેલાં મોનશર મીનાર્ડની સાથે વધારે સારી રીતે ઓળખાણ કરી લઇએ. તેની ઉમર આસરે પચાસ વર્ષની હતી. શરીરે ઠીંગણો ને જાડો હતો, ને તેનો ચહેરો લાલ હતો. તેને બે હડપચીઓ હતી. જે એના નાકની સાથે ઠીક બંધ બેસતી આવતી. કારણ તેનું નાક મોટી છે.લેની નારંગી જાણે બે ગાલ વચે ગોઠવી હોય નહીં તેવું હતું. તેનું

પેટ ચાલતી વેળા અડચણ કર્તા થઇ પડતું પણ તેના હુંશ પણ એટલા જાડા હતા કે તેના શરીરનો બોજો ઉંચકતાં ઘણો થાક લાગતો નહીં.

મોનશર મીનાર્ડે પોતાની જીંદગી છોકરાંઓને શિક્ષણ આપવામાં ગાળી હતી; ને શીક્ષકને જેમ આપે એવો સારો ને આનંદી સ્વભાવ હતો. તે જાતે કાંઇ વિદ્વાન ન હતો. પણ તેને જે આવડતું હોય તેનો મિથ્યા ગર્વ હતો ને તેના વખાણ કરનાર મળે તો તેમને તે ઘણો ચાહતો. છોકરાંઓની સાથે સંબંધમાં આવ્યાથી તેનું મન વિસ્તૃત થયું ન હતું. છતાં તે, ખરો, માયાળુ ને સારા સ્વભાવનો માણસ હતો. તેનામાં મુખ્ય ખામી એટલીજ હતી કે મોટા માણસનો સાથે મળ્યો કે એક ઇંચ ફુલાઇ જતો એમ એ માનતો. તેનામાં મોટામાં મોટી ખામી એટલી હતી કે ખાવા બેઠો તો ખાવાનો સુમારજ રાખે નહીં. દારૂ પીવામાં એટલુંજ નહીં પણ ખાવામાં સુદ્ધાં એવી છુટ વારંવાર લેવાથી ઘણી વેળા અજીરણથી પીડાતો.

કાઉન્ટડીમોન્ટ્રીવીલે મોનશર મીનાર્ડને બોલાવી મંગાવી તેને પોતાની ઇચ્છા દર્શાવી એટલે મીનાર્ડે તે ખુસીથી કબુલ રાખી. આ વખતે તેને કાંઇ નોકરી ચાકરી ન હોવાથી કાઉંડીમોન્ટ્રીવીલના છોકરાની સાથે સવેળા ગાડીમાં બેસી જવાનું થાયછે એ મોટા ભાગ્યની વાત માની. કાઉન્ટે તેને ફ્રેડરીકની સંભાળ રાખવાને ફરમાવ્યું ને કહ્યું કે ફ્રેડરીક જુવાન હોવાથી કાંઇ અયોગ્ય કામ કરે તો તેને તેમ કરતાં રોકવો.

સઘળી તૈઆરી થયા પછી કાઉન્ટ-ડી-મોન્ટ્રીવીલે મીનાર્ડના હાથમાં પ્રવાસમાં કંજુસાઇ ન કરતાં પોંચે એટલા ફ્રેંકની થેલી મુકી, ને કહ્યું કે આમાંથી ફ્રેડરીકને જેટલા જોઇએ એટલા કાઢી આપજે.

કાઉંટ—મારા વાલા ફ્રેડરીક, પ્રવાસમાં તું તારો દરજ્જો ભુલી જતો નહીં તેમજ ફાજીલ ખરચ કરીશ નહીં ને ડાહાપણથી ચાલજે. જો કાંઇ વધારે પૈસાની જરૂર પડે તો મિનાર્ડને કેહેજે કે તે મને લખી જણાવશે. ફ્રેડરીકે પોતાના બાપે કહેલી આગ્ના પાળવાનું વચન આપ્યું; આટલું કહી પાંચેક મીનીટ પછી ડયુબર્ગને એક ચીઠી લખી, તેમાં તેને એવું જણાવ્યું કે હું કાલે સવારે નિકળવાનો છું ને અહીંથી લાયન્સ શહેર તરફ જવાનો વિચાર છે. જુવાન માણસને તૈઆરી કરતાં વાર કેટલી? મિ. મીનાર્ડને પણ પોતાની તૈઆરી કરતાં ઘણો વખત લાગ્યો નહીં. તે બુઢા શિક્ષકે એટલું ડહાપણ વાપર્યું કે નિકળવાની અગાઉ ખાવાનું તથા દારૂની બાટલી સાથે રાખવા ભુલી ગયો નહીં.

આખરે સઘળી તૈઆરી થઈ, ફ્રેડરીકના મનમાં આનંદ થયો કે

ચાલો, પારિસમાંથી છુટા પડયાને મેડેમ ડારનેજના પાશમાંથી મુક્ત થયા. બીચારા ફ્રેડરીકના મનમાં કે તેના જવાથી મેડેમ ડારનેજ દીલગીર થશે. અરેરે ! આવા ખોટા વિચારો ખસેડવાને પ્રવાસની જરૂર પડી !

પરંતુ ગાડી રાહ જોઇ ઉભી હતી ને ગાડીવાળા હાંકનારની જગાપર જઇ બેઠો. ફ્રેડરીકે પોતાના બાપનો હાથ પોતાની છાતી સરસો દબાવ્યો અને મો. મીનાર્ડ ફ્રાંટને છ વખત નમીનમીને સલામ કરી ન ધરાતાં ગાડીમાં પાછલે ભાગે બેઠો કે જેથી ફરીથી સલામ કરવાને બની આવે. પછી ફ્રેડરીક ગાડીમાં બેઠો. ઘોડાવાળાએ ચાબુક ફટકાવી અને બન્ને પ્રવાસી ઈટાલી દેશ જવા નીકળી પડયા.

---

## ભાગ ૪.

---

કેટલાક વખત સુધી વાઇકાઉન્ટ અગર શિક્ષકના મહોડાંમાંથી એક પણ શબ્દ નિકળ્યો નહીં; અને ગાડી ઝડપથી ચાલતી હતી. આખરે વાતમાં પ્રથમ પોતાને પ્રવાસમાં સાથે લઇ જવા નિમંત્રણ કરી જે માન આપ્યું તે માટે મો. મિનાર્ડે તેનો ઉપકાર માન્યો. ફ્રેડરીકે કાંઇક યોગ્ય પ્રત્યુતર આપ્યો; ત્યાર બાદ માર્ગમાં જે જોવા લાયક દેખાવ નજરે પડતા તે જોઇ તેની ખુબીનું વર્ણન કરતા. વાતચીત બંધ થઇ; ફ્રેડરીકને મેડમ ડારનેજ અને બીજી સ્ત્રીઓ જેણીઓએ તેની સાથે દગાઇ કરી હતી તેઓ સાંભરી આવી તેથી તેના વિચારમાં લીન થઇ ગયો; એવામાં મો. મીનાર્ડે પાસે રાખેલા ભાથાપર હાથ ચલાવ્યો ને દારૂની બાટલી હાથમાં રાખી ઘુંટડાં ભરતો વાત કરવા તૈઆર થયો.

ફ્રેડરીકે જોયું કે હવે એનું પેટ ભરાયું એટલે વાત કરવાનું ફાવસે તેથી કહ્યું કે આપણને હવે ગમત મળશે નહીં ?

મી મીનાર્ડ—મારૂં તો એમ ધારવું છે, આપણા સુખચેનને માટે આપશ્રી સાથે સર્વ સાહિત્ય રાખ્યું છે; જો સાહેબની મરજી હોય તો આ કકડો જરા મોંમા નાખી તો જુઓ, કેવો સ્વાદિષ્ટ છે ને—

ફ્રેડરીક—તું મને પુછેછે તેથી હું તારો આભારી છું. મને હજી ક્ષુધા બરાબર લાગી નથી.

શિક્ષક—જેવી લાર્ડ સાહેબની મરજી.

ફ્રેડરીક—હવેથી તું મને લાર્ડ સાહેબના નામથી બેલાવીશ નહીં

મારી વિનંતી છે. પણ મારા સાદા નામથી બોલાવશે તો ઠીક પડશે.

મીનાર્ડ—એનું કારણ એટલુંજ કે જે જે વીસીઓમાં આપણે ઉતારો લઈશું ત્યાં કોણ આવેલું છે ને કોની પરોણાગત વીસીવાળા કરેછે તે લોકોના જાણવામાં આવે.

ફ્રેડરીક—તેથી તો વીસીવાળો આપણી કને ત્રણ ઘણા પૈસા લેશે! પ્રવાસમાં આપણી મઝામાં આડે આવે એવી હાસ્યજનક પદવીઓ કાઢી નાખવાનો મારો વિચાર છે.

મિનાર્ડ—ત્યારે તમને હું મોનશર–ડી–મોંટ્રીવીલને નામે બોલાવીશ; કારણ તમારા બાપને જો ખબર પડશે કે તમે સર્વ પદવી મુકી દઈ એક સાધારણ સાદા માણસ તરીકે પ્રવાસ કરોછો તો તે વાત ગમશે નહીં."

ફ્રેડરીક—મારા પીતાની વાત ઠીક કાઢી, ચાલો, ત્યારે તને પ્રવાસના ખર્ચ માટે એમણે કેટલા ફ્રેંક આપ્યા છે?

મિનાર્ડ—આઠ હજાર ફ્રેંક (એટલે ૩૨૦ પાઉંડ અગર ૩૨૦૦ રૂપીઆ.)

ફ્રેડરીક—આઠ હજાર ફ્રેંક! એ કાંઇ ઘણા નથી.

મિનાર્ડ—મારા લાર્ડ, શું એટલા આપણા બે જણ વચ્ચે બસ નહીં થાય ને તેમાં વળી આપણે બે ઘોડા ને ગાડી તો મળેલી છે. આપણે કાંઈ દુનિઆને છેડે જવું નથી; ને વળી તારા બાપે મને કહ્યુંછે કે જો આપણને વધારે પૈસાની જરૂર પડે તો તેઓ મોકલી દેશે.

ફ્રેડરીક—હા, ઠીક સાંભળ્યું. વળી એમ પણ કહ્યું હતું કે ખપ જેટલોજ ખરચ કરવો."

મીનાર્ડ—તેમાં વળી સાથે ઘણા પૈસા રાખવા એ એક જોખમ ભરેલું કામ છે. આપણે ઇટાલી દેશમાં જઇએ છીએ. તે દેશમાં લુટારા ઘણાછે. તેમાં રોમ અને નેપલ્સની વચ્ચે રસ્તો ઘણો વિકટ છે. આપણે તે દેશમાં ગયા કે બહુ સાવચેતીથી ફરવું પડશે.

ફ્રેડરીકે આ સવાલના જવાબ આપ્યા નહીં. તેના મનની અંદર ડયુબર્ગના વિચાર આવતા હતા ને હજી તેનો કંઇ મુદ્દો જણાતો નથી એવું જાણી અચંબો લાગ્યો. આ વખતે તે બન્ને જણા પારીસથી વીસ મૈલને છેટે આવી પહોંચ્યા હતા. રસ્તો ઘણો સારો હતો તેથી ડયુબર્ગને માર્ગમાં કાંઇ અકસ્માત થયો હોય એમ ધારવું ખોટું હતું. પણ જુવાન વૈકાઉન્ટ આ પ્રમાણે વિચાર કરતો હતો એટલામાં પાછળ ગાડીવાળાની ચાબુકનો અવજ સંભળાઓ તેથી એમ માલમ પડયું કે પાછળથી કોઇ બીજી ગાડી આવે છે. પાછળ કોની ગાડી આવેછે તે જોવાને ફ્રેડરીકે

બારી વાટે જોયું તો પોતે અને મીનાર્ડ બેઠા હતા તે ગાડી સાથે આવી પોંચવા વધારે ઉતાવળે દોડતી બે ઘોડાની નાની પ્રવાસ કરવાની ગાડી હતી એવું જણાયું. પાસે આવતાની સાથે ધુળના ગોટેગોટ ઉડયા. પણ રસ્તો પહોળો હોવાથી ડર રાખવાનું કાંઇ કારણ નહોતું. પાછલી ગાડી દોડતી જોરમાં આવી આગલી ગાડીની સાથે એવા જોરમાં અફ-ડાઇ કે એક આચકાની સાથે આગલી ગાડી ઉંધી વળી ને મીનાર્ડ ગાડી-માંથી ઉછળી એક ખાડામાં પડયો ને ત્યાં મોટેથી દયા ઉપજે એવી બુ-મો પાડવા લાગ્યો. પેલી ગાડી ઉભી રહી અને બન્ને ગાડીવાનો વચ્ચે ગાળાગાળી ચાલી ફ્રેડરીકને કાંઇ ઇજા ન થવાથી તે મીનાર્ડની આસના વાસના કરવા લાગ્યો. ને શિક્ષકને હવે શું તે કરતા તે ઘણો ગભરાયો. કાંઇ હાડકાં બાડકાં ભાગ્યા કે શું ને તપાસવા પોતાના શરીરપર હાથ ફેરવી જોયો, ને બોલ્યો. હાય! હાય! આ આચકાથી મને અજીરણ થશે.

જે ગાડીને લીધે આ અકસ્માત બન્યો તેનો ગાડીવાળો ગાડી ઉપર-થી નીચે ઉતરી પડયો; ને અંદર બેઠેલા માણસ સાથે એક બે બોલ બોલી હાથમાં ટોપી ઝાલી અકસ્માત થયેલા માણસ પાસે ગયો ને કહ્યું કે "સ-રદાર બેરનગાડી સલાસ પોટોસ્કી, રાજાને સેડોમીરના પેલેટાઇન સાહેબે જે ગૃહસ્થની ગાડી ઉંધી વળી હતી તે જોઇ પોતે ઘણા દીલગીર થયા છે. જો કાંઇ મદતની જરૂર હોય તો તે આપવાને પોતે ઘણી ખુશીથી મદત આપશે એમ કહાવ્યું છે."

ગાડીવાળાના મુખમાંથી નિકળેલા ગાદીમાં બેસનારના મોટા નામો ને મોટી પદવીઓ સાંભળીને મીનાર્ડ ખાડામાંથી ઉઠી ઉભા થઇ કપડાં ધુ-ળથી બગડયાં હતાં તે ખંખેરી નાખ્યાં.

ફ્રેડરીક—તારા સેઠને જઈને કહે કે આપે જે મહેરબાની રાખી દી-લગીરી બતાવી મદત આપવાનું કહ્યું તે હમારા ધ્યાનમાં છે ને હમારાથી ભુલી જવાશે નહી પણ હમે એવી આશા રાખીએ છીએ કે આ જે અકસ્માત થયો છે તે કાંઇ ઘણો ગંભીર પ્રકારનો નથી."

મીનાર્ડે કહ્યું—આપણી ગાડી ભાંગી ગઇ તેનું કેમ? બેરન-પોટા પોટો-પોટોસ્કી મદત આપવાનું કબુલ કરે છે તો આપણે તેઓને વિનંતી કરીએ કે હમને પાસેના ગામમાં પોહોંચાડી દે.

શિક્ષકનું બોલવું પુરૂ થતાની સાથે પોલ દેશનો સરદાર પોતાની ગાડી માંથી ઉતરી પડયો ને ફ્રેડરીક પાસે ગયો. આ સરદાર હાથ નીચે રાખી બન્નો તરફ હલાવતાં આવ્યો કે લાગલોજ ફ્રેડરીકે તેને ઓળખ્યો. તે નહી

બેરન પોટોસ્કી બોટોસ્કી કોઇ નહીં પણ પેલો ડયુબર્ગ. ફ્રેડરીક હરખથી મળવા જતો હતો એટલે ડયુબર્ગે તેને ચુપ રહેવાની નીશાની કરી. ડયુબર્ગ તેની તરફ જઇ બોલ્યો " ઓહો. કેવો મઝેનો સંજોગ કે આપણે મળ્યા ? આપનું નામ હું ધારૂંછું કે વાઇટ કાર્ફ-ડી-મોટ્રેવીલ છે.

ફ્રેડરીક— ( ઘણીજ નમ્રતાથી ) હા. એ હું પોતેજ. ને હું ભુલ કરતો ન હોઉં તો જે ગૃહસ્થ સાથે મારી મુલાકાત થાયછે તે બારન—

ડયુબર્ગ—બારન પોટોસ્કી.

ફ્રેડરીક—ઓહો ! બેરન પોટોસ્કી કહેવાય છે તે આપ પોતેજ કે ?

ખાડાની પાસે આ પ્રમાણે બન્ને સરદારોની ઓળખાણ થતી હતી તે વેળા મીનાર્ડ તો વાંકો વળી સલામ ઉપર સલામ કરવા લાગ્યો; તે વેળા ફ્રેડરીકના કોટની બાય ઝાલી રસ્તાની વચ્ચોવચ્ચ લઇ જતો હતો એમ ધારીને કે આ જગો બન્ને સરદારોની મુલાકાત થવા વધારે અનુકુળ છે.

ડયુબર્ગ—જેની આગળ ઉભા રહેવાને હું માન સમજું છું તે આપના પીતા થાયછે ? એવા રીતે ડયુબર્ગે શિક્ષક તરફ વળીને કહ્યુ. ને તેના સામું જોઇ કોઇ મોટા પુરૂષને જોત હાસ્યમુદ્રા કરવી પડેછે તેમ ભાવ બતાવ્યો.

ફ્રેડરીક—એમ નથી. તે મારા પીતા તુલ્યજ છે. માનશર મીનાર્ડ જે મારો આગલો શિક્ષક થાયછે તેની સાથે મારે તમારી ઓળખાણ કરાવી જોઇએ.

જેવી રીતે કોઇ શખસ ફ્રેંચ વિદ્વાન વોલ્ટીઅરને મળે તો જે આનંદ ને આશ્ચર્યતા ઉત્પન્ન થાય તેવી રીતે આનંદને અચંબાની સાથે ડયુબર્ગે કહ્યું.

" મોનશર મીનાર્ડ ! મોનશર મીનાર્ડ કહેછે તે આજ કે ! એમના વિશે મારા સાંભળવામાં આવ્યું છે કે પોતે ઘણાજ કાબેલ શીક્ષક છે ! એમની સાથે ઓળખાણ કરતાં મને ઘણોજ આનંદ ઉપજે છે. રાવા અને અને સેડોમીરના પેલેટાઇનના દરજ્જાના માણસના મોઢામાંથી જે વખાણ સાંભળ્યા તેથી મો. મીનાર્ડનો હર્ષ મનમાં સમાયો નહીં. તે શખસને વારે વારે સલામ કરતાં આગળ જાય ને પાછળ જાય એમ કરતાં જો ફ્રેડરીકે એને ઝાલીને રસ્તાની વચ્ચોવચ ઉભો રાખ્યો ન હોતતો મિ. મીનાર્ડ બાજી વખતે ખાડામાં ગબડી પડયો હોત, બીચારા શિક્ષકને ગભરાટમાંથી મુક્ત કરવા ખાતર ડયુબર્ગે તેનો હાથ ઝાલી ઘણાજ સ્નેહથી દાબ્યો.

મીનાર્ડ—લાર્ડસાહેબ. આપ મને ઘણું મોટું માન આપોછો. ને પછી ( ફ્રેડરીક તરફ જોઇ ) ત્યારે તમારી બેરન પોટોસ્કી સાથે સારી ઓળખાણ થયેલી દેખાય છે.

ફ્રેડરીક હસીને બોલ્યો "ઓળખાણ ! એટલુંજ નહી પણ હમો દીલોજાન દોસ્ત છીએ. હું–ને–ડયુબર્ગ.

મીનાર્ડ––( આશ્ચર્ય પામીને ) ડયુબર્ગ કોણ.!

વેષ ધારી બેરને ઝટ જવાબ આપ્યો કે થોડા ઉપર પારિસમાં એ નામથી હું ઓળખાતો હતો. એનું કારણ એવું હતું કે કેટલાક રાજપ્રકરણી કારણોને લીધે મારૂ ખરૂં નામ ગુપ્ત રાખવુ પડયું. ખરૂ પુછો તો સરકારે મને કાંઇ અગત્યનું કામ કરવાને નિમ્યો હતો. મો. મિનાર્ડ. હા. મને હવે સમજણ પડી.

ડયુ૦—મારા પ્યારા ફ્રેડરીક, મહેરબાની કરીને જે નામથી તું મને ઓળખે છે તે નામ દઇને બોલાવજે. તારા જુના મિત્રને એ નામ બહુ ગમે છે.

મીનાર્ડે ઉંધી વળેલી ગાડી તપાસી જોવાનો વિચાર કીધો; અને ફ્રેડરીકે આ પ્રસંગ ન ગુમાવતાં ડયુબર્ગ ને તેણે કહ્યું. મારા વહાલા મિત્ર મને આવી મળવા જે યુકત તે વાપરી ને ઘણી જોખમ ભરેલી છે. આજે મને અને મિ. મીનાર્ડને તો લગભગ મારીજ નાખ્યા હતા.

ડયુ૦––એ બધો મારા ગાડીવાનનો વાંક છે. મે તો માત્ર એને એમ કહ્યું હતું કે તારી ગાડીની સોડેથી મારી ગાડી જાય ત્યારે મારી ગાડી ઉધી વાળવી પણ મારા હુકમ પ્રમાણે ન કરતાં તે મુરખાએ તારી ગાડી ઉધી વાળી. આ વાત કાંઇ સારી બની નહીં. કારણ હવે મારી ગાડીમાં તને બેસાડવો પડશે. પણ મારો ઇરદો તો તરી ગાડીમાં બેસવાનો હતો. પરંતુ કાંઇ હરકત નથી. હું ધારૂં છું કે મિ૦ મીનાર્ડને સમજાવતાં વાર લાગવાની નથી. તારે માત્ર મને મદત કરવાની છે જે જરૂરને પ્રસંગે હું જે કહીશ તેને તારે ટેકો આપતાં રેહેવું; હવે એટલુંજ કહેવાનુ કે હું બેરન પોટોરકી રાવા ને સાંડોમીરનો પલેટાઇન છું તેની ભુલ્ર કરતો નહી, તેં એક મોટી ભુલ કરી છે કે તે મારે સુધારવી પડી. પણ હવે પછી એવી ભુલ કરતો નહીં નહીં તો તારા વિના મારે પ્રવાસ કરવો પડશે; ને તેમ બને તો મારે ઘણે દુર રેહેવું પડશે નહીં

આ વેળા મીનાર્ડ આવી પોહચ્યો અને બોલ્યો ગાડીની ધરી ભાંગી ગઇછે તે કાલે સમારાવ્યા વિના દુરસ્ત થઇ શકવાની નથી.

ડયુ૦—મારી ગાડીમાં બેશીને પ્રવાસ કરવાની તમારે મેહેરબાની કરવી. આપણે આગલે ગામ મુકામ કરીશું ને રાત્રે ત્યાંજ રહીશું તે વેળા ગાડીની ધરી સમારી લઇશું."

આ વાત માન્ય કીધા પછી ભાંગેલી ગાડીના હાંકનારને કહ્યું કે તારે અમારી ગાડીની પાછળ આવવું; એમ કહી તેઓ તે ઠાઠીઆ ગાડીમાં બેઠા. તે ગાડી એવી હતી કે તેનો રંગ ઉડી ગયો હતો ને ગાડીની સાગટી કમાન ઉપર અધર લટકતી હતી તેથી બેસનારના હાડકાં પાંસળાં આચકાથી છુટા પડી જતા.

પાલેગ્રાઈનની ગાડીની આ અવસ્થા જોઈને ફ્રેડરીકને હસવું આવ્યું. અંદરનો ભાગ તો ભાંગ્યો તુટ્યો હતો, પણ મી. મિનાર્ડ જે ઘોડાની તરફ પોતાની પીઠ ફેરવી બેસાઈ ગયો હતો ને હાલચાલ કીધા વગર આ નજર આમ તેમ ફેરવતો તેની સાથે ડયુબર્ગ વાત કરવા લાગ્યો.

ડયુ૦—આ ગાડી જોઈ આપણી ઉમર કરતાં જુની છે. તેમાં મારા બાપ બેસતા હતા. એની હકીકત એવી છે કે જ્યારે સ્ટેનીસલાસ બારમા ચાર્લ્સનો અંકીત હતો ત્યારે ઝારના માનીતા આગસ્ટસે સ્ટાનીસલાસ લેક ઝીન્સકીની પીઠ પકડી હતી ત્યારે મારા બાપે આની આ ગાડીમાં બેસાડીને એનો જીવ બચાવ્યો હતો. પણ મી. મિનાર્ડ, તમને એ બધુ સારી રીતે યાદ હોવું જોઈએ, કારણ તમે વિદ્વાન માણસ છો.

શિક્ષકે ગંભીર મુદ્રાથી જવાબ આપ્યો—"એટલી બધી તારીફને હું લાયક નથી.

ડયુ૦—પણ આપણે પાછા આ ગાડીની બાબતપર વાત ચલાવીએ. આ ગાડીને મારી માફક મારા કુટુંબના બધા માણસો માનની નજરથી જુએ છે જાણે વારસો મળ્યો હોય તેમ. રાજદ્વારી ખટપટની વેળા મારા બાપને ક્રેકો શેહેરમાંથી નાસવું પડ્યું ત્યારે આજ સાદી ગાડીમાં સાઠ લાખની કીંમતનું જર ઝવેરાત લઈને ગયા હતા. એની મીલકતમાં એજ એની પાસે આખરે રહ્યું હતું. તે લઈને માખણ ને દુધને માટે બ્રીટીશ દેશ જે પ્રસિદ્ધ છે ત્યાં જઈ તે રહ્યા હતા.

આ વખતે ફ્રેડરીકે જ્યારે સાઠ લાખની વાત ડયુબર્ગને કરતાં સાંભળ્યો ત્યારે તેને હસવું આવ્યું હતું પણ તે દાબી દેવા ચોડ કરવા લાગ્યો. ને માખણ તથા દુધની વાત સાંભળીને તેનાથી મોટેથી હસાઈ દેવાય તે રોકવા ખાતર ઉધરસ ખાવા લાગ્યો. ને મીનાર્ડ છાનોમાનો ગાડીનું જુનું અસ્તર ધારી ધારીને જોતો હતો.

ડયુબર્ગે પોતાનો દેખાવ બદલવા ખાતર ગજવામાં રૂમાલ હતો તે કાઢી પોતાના મોઢા ઉપરથી ફેરવ્યો ને બોલ્યો. જે ગાડીમાં આટલી મોટી વાતો બની તે માટે ગરૂર થવું જોઈએ. હું જાણું છું કે તે નવી

નથી ને તેની કમાનો સુધારી શકાશે, મારા ગાડીવાને મને સેંકડો વેળા ગાડી દુરસ્ત કરાવવાને કહ્યું પણ હું એમાં કાંઈ ફેરફાર કરવા માગતો નથી કારણ હું જ્યાં આગળ બેઠો છું ત્યાં હંગારી દેશની રાણી બેઠી હતી. તે જ્યાં તમે બેઠા છો ત્યાં સ્ટેનિસલાસ રાજા બેસતો ને એટલું તો કહ્યા વિના ચાલતું નથી કે આટલા બધા માણસો આ યુટ્રેચની મખમલ ઉપર બેઠા હતા તે કાઢી નાખવાની મારી મરજી નથી."

આવા પંકાએલા બે શ્રીમંત ગૃહસ્થો સાથે પ્રવાસ કરવાનો પ્રસંગ મળયો તેથી મી.મીનાર્ડને જાણે સ્વર્ગ પાતાળ એક થયું હતું તેમાં વિશેષ એકે તેની જગા પર એક વેળા પાદશાહ બેસતો હતો.

મીનાર્ડ—મારા લાર્ડ-તમારી વાત સત્ત્વજી સાચેસાચીછે મારા લોર્ડ. આ ગાડી તમને બહુ ગમતી હશે ને હું કહુંછુ કે આ ગાડી એવી તો સુ-ખદાયી ને સગવડતા વાળીછે કે—"

એટલું કહેતાની સાથે ગાડીના આચકાની સાથે મીનાર્ડ ફ્રેડરીકના અંગપર પડી ગયો. તરતજ પાછો જગાપર બેસી ગયો. ફ્રેડરીકને ઉધરસ આવી ને તેણે ડોકું બારીમાં ઘાલ્યું,. ને મીનાર્ડે ધીરેથી કહ્યું "મારા સ-રદાર" મારાથી ગફલત થઇ જાય છે તેની મને ક્ષમા કરજો. ડયુબર્ગ આગળ બોલતાં બોલ્યો—હું છુપી રીતે મારૂં નામ નીશાન ન જણાવતાં પ્રવાસ કરૂં છું તેથી એક પણ નોકર સાથે રાખ્યો નથી ને તેથી હું તમને જણાવુંછું કે મને અગવડ પડતી નથી. મોટાઇ આવી કે ચાકર, નફર, દામદમામ, ને મુલાજો રાખવો પડે છે તેને હું ઘણો ધીક્કારૂંછું. હું જ્યારે પ્રવાસમાં હોઉં છું ત્યારે મોટાઈ, દમામ સાથે રાખતો નથી. હુંતો માત્ર સૃષ્ટિસોંદર્ય જોઇને ખુશી થનારો માણસ છું. મારા વાલા ફ્રેડરીક—હવે તમારે કેણી ગમ જવાનું છે તે તો તમને પુછવાનું રહી ગયું."

ફ્રેડરીક—મારા પ્યારા બેરન, મારે પારીસથી નીકળવાનું કારણ એ કે બધી સ્ત્રીઓ મને. કુલટા, અંતઃકરણનો ખરો પ્રેમ ન સમજનારી અને પ્રેમ એ શી ચીજ છે તેનું તો ભનાજ ન મળે એવી મારા જો-વામાં આવી."

ડયુ૦ એનું કારણ સ્પષ્ટ છે. હાલના જમાના પ્રમાણે પ્રેમ કરવાની રીત તમને ખબર નથી. પણ આ નાસીપાસી ઘણો લાંબો વખત ટકી શકવાની નથી. તમારા વિચાર જુની રીતના છે. ફ્રેડરીક, આ ખામીઓ મારે સુધારવી જોઇએ. કેમ મો. મીનાર્ડ ખરી વાત કેની?

મો. મીનાર્ડ—તમારાંથી એ વાત બની શકે પણ આટલો સુધારો

કરવો એ મારાથી બની ન શકે, મારા સાહેબ જુવાનીના દુર્લક્ષ તરફ આપણે ઝાઝો વિચાર કરવો નહીં.

ડયુ—ખરી વાત. માણસો મોટા થયા તેમાં શું તેમાં પણ ખામીઓ તો હોયજ. બધી વાતોમાં પુરા કયાંથી હોય ? એના હું તમને દાખલા આપું. અલેકઝાંદર પાદશાહ દારૂ પીતો હતો કલીઓપેટ્રાને રાજી રાખવા ખાતર એંથની એકસનો વેષ રાખતો એનીયસ કયુમીમાં સીબીલની સાથે મસલત કરતો. ને માકસીમીલીયન નામનો પાદશાહ તડબુચાં અનીયસ ગળચવાથી પેટ ફુલીને મરણ પામ્યો. આવી મોટી ભુલો મોટા માણસો કરતા હતા તો ફ્રેડરીક કરે એમાં નવાઇ જેવું કાંઇ નથી."

મીનાર્ડે નમીને સલામ કીધી ને લાર્ડ પોટોસ્કી જેવા ખુશ મીજાજીને મહા વિદ્વાન પુરૂષની સાથે પ્રવાસ કરવાનો પ્રસંગ આવ્યો જાણી મનમાં બહુ રાજી થવા લાગ્યો.

ફ્રેડરીક–મેં કયે ઠેકાણે જવું એનો કાંઈ વિચાર કીધો નથી. પણ જે દેશ નામીચા નરોની જન્મ ભૂમી, જે દેશમાં એવા બુદ્ધિમાન પુરૂષો થઇ ગયા કે સેંકડો વરસ થયા છતાં તેથી થવા પામ્યા નથી તે દેશમાં થઇને જવાનું મને ઘણું ગમે છે. તેથી પ્રથમ તો ઇટાલી દેશમાં પ્રવાસ કરવાની સુચના કરૂંછું,

ડયુ૦—એમ છે ? ત્યારે તો મારો પણ ઇરાદો એવોજ છે. મારા ગ્નાન ને અનુભવમાં વધારો થાય તેમ કરવાનો મારો હેતુ છે. કેવો સારો વિચાર? વારૂ આપણે સાથે જઈએ તો:—

ફ્રેડરીક--તો ઘણી ખુશીની વાત. એનાથી વધારે ખુશી થવાની વાત બીજી કઇ છે!"

ડયુ૦—હું કેટલો બધો ઉપકૃત થયો છું ! ખરેખર નસીબ આવેળા મારી મદદે આવ્યું. મારા ધન્ય ભાગ્ય કે આવો પ્રસંગ મળ્યો. મારા મિત્ર ફ્રેડરીકની સાથે ને વિદ્વાન મો. મીનાર્ડની સાથે પ્રવાસમાં જવું એ ઉમદા વાત છે ! આપણા જોવામાં જે જે આવે તે વિશે આપણા વિચારો મેળવીશું, મારા મિત્રના વિચારો જાણવામાં આવ્યાથી મારા વિચારો સુ-ધરશે ને તેમજ મહા વિદ્વાન મિનાર્ડના વિચારો પણ જાણવામાં આવશે

મો. મીનર્ડ તો ગર્વથી ફુલી ગયો ને આ વખાણ સાંભળીને નમી નમી સલામ કરવા લાગ્યો. પણ ડયુબર્ગે વાતના સપાટા ચલાવવા માંડયા કે તેમાં મિનાર્ડને વચમાં બોલવાનો વખતજ ન મળ્યો.

ડયુ૦ મિત્રની સાથમાં પ્રવાસ કીધાથી કેટલો આનંદ ઉપજે છે ?

આપણે પ્રાચીન રોમ શેહર જોઇશું, ભબ્ય છતાં આ શહેર જોઇશું. હું મી. મીનાર્ડની સાથે વિસુવિયસ પર્વત ઉપર ચઢીશ ને ત્યાં દેહશત ભરેલું નહીં હશે તો તેના મુખમાં ઉતરીશું! આપણે સ્વીટ્ઝરલેંડ કે જે અમર ટેલનો દેશ ને રાજકીય સ્વતંત્રતાની જન્મ ભુમી, જ્યાં આપણને દરેક ઘેર આં-મતા સ્વાગતા મળશે ને મી. મીનાર્ડ—આપણને ત્યાં સારામાં સારી મલાઇ ખાવાની મળશે. જેવી મલાઇ સ્વીટઝરલેંડમાં બને છે તેવીજ ત્યાં મળે છે: પણ બ્રીટનીમાં જે મલાઇ થાય છે તેની બરોબરી કરી શકે એમ મારાથી નહી કહી શકાય. કારણ બ્રીટનીની મલાઇને કોઇ ન પોહોંચે.

ફ્રેડરીકે બ્રીટનીનું નામ ન દે માટે મુર્ખનાથે ડયુગર્ગી કોણી દબાવી કારણ ત ઘણા વર્ષ બ્રીટનીમા રહ્યો હતો. પણ એ તુચનાની એ કાંઇ અસર ન થતાં વાત આગળ ચલાવી. મો. મીનાર્ડ, સ્વીટઝરલેંડમાં કેવી જોઇએ તો પંદર કે વીસ વરસની જુની મલાઇ મળી શકે સ્વીસ લોકોને મલઇ જાળવી રાખતાં ઘણી સારી આવડે છે”

મો. મીનાર્ડ—તે રાકફોર્ટની મલાઇ કરતાં સારી હશે નહી વારૂં ?

મો. મીનાર્ડને તો ખાવાની વાત આવી કે જાણે પરમેશ્વર મળ્યા એવું હતું.

ડયુ૦—હા, એમાં ભુલ નહીં સ્વીસ મલાઇ આગળ અમારી રાક-ફર્ટની મલાઇ કાંઇ હીસાબમાં નથી મો. મીનાર્ડ, તમે મારી સાથે ફરશો તો હું એમ ધારૂં છું કે ઘણી જાતની મલાઇનો સ્વાદ તમને ચખાડીશ.”

મો. મીનાર્ડ ત્યારે તો તમારી મોટી મહેરબાની.

ડયુ૦—બરફના ઢગલા આપણી નજરે પડશે આપણે સેંટગોથાર્ડ ને રીગી પર્વત ઉપર ચઢીશું, ત્યાં તો બરફ જોવા જેવું છે. તે પર્વતોની ટોચ ઉપરથી દુનિઆમા સારામાં સારો દેખાવ નજરે પડશે. પછી આપણે ખીણોમાં ઉતરીને ફરીશું. ને મી મીનાર્ડ, તમે વનસ્પતિ ચુંટી લેતા હશો ત્યારે હું ખેતરમાંથી સુંદર ખેડુતની છોકરીઓ જતી હશે તે જોયા કરીશ.

ફ્રેડરીક—આ વિચારો, મારા વાલા માસ્તર, તમને કેવા લાગે છે ?

મો. મીનાર્ડની અક્કલ આ સાભળીને બેર મારી ગઇ એમાં શી નવાઇ. બેરન પોટાસ્કી જેવા ભલા, વિદ્વાન, ને મળતાવડા માણસની સાથે ફરવા નિકળવું એ સારા નસીબની વાત છે. કઠણ તકીઆ ને ગાડીના આંચકાથી તે અંમુઝવો થયો હતો છતાં જે ગાડીમાં સ્ટેનીસલાસ રાજા ને હંગારી દેશની રાણીએ પ્રવાસ કીધો હતો તેમાં બેસીને ત્રણ હજાર માઇ-લનો પ્રવાસ કરવો પડે તોએ તેટલી વેઠ ઉઠાવવાની એનામાં હામત હતી.

મો. મીનાર્ડ—બારન સાહેબ સાથે પ્રવાસ કરવામાં કાંઇ ખામી આવશે નહી એમ હું માનું છું અને હવે કાઉન્ટરી મોંટ્રીલને લખી જણાવવાને હું પ્રથમ તક હાથ કરીશ ને તેમાં લખીશ કે તમારા છોક-રાને એક એવો મિત્ર મળ્યો છે કે—

ડ્યુ૦—અરર, એમ ના લખતો મો. મીનાર્ડ, એ બાબત તમારે કાઉં-ટને એક અક્ષર પણ લખવો નહી. મે તમને કહી દીધું છે કે હું ગુપ્ત રીતે નામ બદલીને પ્રવાસ કરૂં છુ. ને હું ડેણીગમ જાઉં છું એ વાત આરે કોઇને જણાવવી નથી, પોલીશ સરકાર તો મને સુલતાનના રાજનાં વકીલ તરીકે મોકલવા ધારે છે પણ મને તે પદવીની જરૂર નથી, કાઉં-ટડી-મોંટ્રીલ ભુલે ચુકે મારી છાની વાત બહાર મુકે તો થોડાજ વખ-તમા હુ કયાં છું તેની આખા ફ્રાન્સ દેશમાં ખબર પડી જાય. માટે એ બાબત તમારે ન લખવી એજ સારૂં છે.

ફ્રેડરીક—મારો પણ એજ વિચાર છે. આ બધું મારા કહ્યાથી શો ફાયદો? મારે જવું હોય ત્યાં ને મને જવા દે છે ને તેમણે મારી સાથે મો. મીનાર્ડને શીક્ષક તરીકે નહીં પણ એક સોબતી તરીકે મોકલ્યો છે. બારનની સાથે પ્રવાસ કરવાથી મારો બાપ ખુશી થશે ને તેઓ એમ સાંભળશે કે બેરન પોટાસ્કી મારા મિત્ર છે તો તેમને જે આનંદ થશે તેની લેહેરમાં જે વાત છુપી છે તે પ્રસિદ્ધ કરી દેશે. ને તેમ થશે તો બેરનને પાછા વળવું પડશે.

મો. મીનાર્ડ—વાત ખરી. હુ સમજ્યો પણ—

ડ્યુબર્ગે શિક્ષકને હજી સંશય છે એમ જાણી પોતાની સીંગડાની તપખીરની દાબડી કાઢી, ને ફ્રેડરીક આંખનો ઈશારો કરી તેને આપી ને કહ્યું. મારા" મિત્ર તેં આ દાબડી ઓળખી? મે તને એક વેળા પારી-સમાં બતાવી હતી તેજ છે."

ફ્રેડરીક—હા, મે હવે ઓળખી. પણ ડ્યુબર્ગનો પુછવાનો મત-લબ સમજ્યો નહી. તે વેળા મિ મીનાર્ડ મોટી નવાઈથી તે જોવા લાગ્યો. ને તેને માટે શું છે તે જાણવાની ઈંતેજારી બતાવી.

ડ્યુબર્ગ—(દાબડીમાંની થોડી તપખીર સુંઘીને)—મારી નજરે આ અમુલ્ય પદાર્થ છે. મો. મિનાર્ડ—તને ખબર નહી હશે કે આ સાદી દાબડી કોની છે!"

મીનાર્ડ—ના સાહેબ; તે કોની છે તે મને જણાવો.

ડ્યુ૦—જો કે આ સાદી દાબડી છે તેને લઇ તેના બદલામાં

સુનુ તથા હીરાની જડેલી મને આપે તો હુ કબુલ કરૂં નહીં. આ દાબડી પ્રાશિઆના રાજાની છે.

મો. મીનાર્ડ—શું પ્રશીઆના રાજાની!

ડયુ૦-પ્રશીઆનો રાજા ફ્રેડરીક-ધી-ગ્રેટની. તારા જાણુવામાં તો હશે કે તેને તપખીર સુંઘવાનો ઘણો શોખ હતો.

તેની પાસે ઘણી દાબડીઓ હતી પણુ બધી સાદી, તે તેણે આ દાબડી મારા બાપને આપી હતી ને તેની પાસેથી મને વારસામાં મળેલીછે.

મો. મીનાર્ડ- મારે એક વાત પૂછવી છે તે એજ કે-"

મો. મીનાર્ડે એમ કહી પ્રશીઆના રાજાની દાબડી માગી એક ચપટી ભરીને નમ્રતા પૂર્વક લેવાને પોતાની એક આંગળી ને અંગુઠો આગળ ધર્યો ને ડયુબર્ગે હાસ્ય મુદ્રાથી એની આગળ ધરી;

શિક્ષકે બહુજ પ્રેમથી તેમાંથી ચપટી ભરી લીધી. ને નાકમાં સુંઘી ને કહ્યું કે ઘણીજ સારી તપખીર છે. ને તે સુંઘ્યા પછી છીંક ખાવાનો વ્યર્થ પ્રયત્ન કીધા પછી આંખમાં પાણી ભરાઇ આવ્યાં. ને મનમાં ધારવા લાગ્યો કે જાણે પોતે પ્રશીઆનો રાજા બન્યો. તેના મોટાઇના તર્કથી તેનું મગજ ભમવા માંડયું.. ત્રીજીવાર છીંક ખાતો હતે, એવામાં તે બોલ્યો " ખરેખર તમારા મતને હું મળતો થાઉં છું, કાઉંટ ડી મોટ્રીવીલને એ બાબત જણાવવી વ્યર્થ છે.

---

## ભાગ ૫.

---

સાંજ પડી ત્યારે આપણા પ્રવાસી એક ગરીબ ગામડામાં આવી પોહોંચ્યા ડયુબર્ગે ગાડીવાળાને એક સારી વીસી આગળ ગાડી થોભાયવાનો હુકમ આપ્યો; પણ તે ગામમાં એકજ વીસી હતી એટલે કઇ પસંદ કરવી તેની ભાંજગડ કરવાની જરૂર પડી નહી, આ વીસીમાં પગે ચાલી જનારા મુસાફરો શિવાય કોઇ બીજા ઉતારૂઓ આવતા નહીં. ફ્રેડરીકના મનમાં આ વીસીમાં ફકત એક રાત પડી રહેવાનો વિચાર હતો. પણ ડયુબર્ગે પોતાની વાકચાતુર્યતાથી તેનું મન ફેરવ્યું. બેરનની પોતાની ભાંગેલી ગાડીમાં આગળ ન જવાના વિશેષ કારણો તેની પાસે હતાં, એ મીનાર્ડના પેટમાં ક્ષુધાનોદાહ પ્રદીપ્ત થવાથી અને તેનું ખાવાનુ પોટલુ બંધી ભાંગેલી ગાડીમાં રહી ગએલું તેથી ડયુબર્ગના કહેવાને ટેકો આપ્યો.

ગાડી વીસીના બારણા આગળ આવી ઉભી, જ્યાં ઘુંટણપુર પુંજો પડેલો હતો. કેટલાંક બતક એક નાના ડબકામાં તરતાં હતાં; ને હંસપક્ષી અક્કડાઇથી પેલી તરફ ફરતા હતાં. ત્રણ ચાર ભુંડો પોતાનાં મોઢાં ઉકરડામાં ખોસી ગુર ગુર અવાજ કરતાં હતાં; ને એક લંગડું ઘોડુ હવાડામાંથી પાણી પીતું જેની આસપાસ દસ બાર મરઘાં પોતાનું ભક્ષ શોધતાં હતાં. આ પક્ષીઓને રસ્તામાં ખુણે ખોચરે, અગર ઘરને ભોંય તળીએ પોતાનાં ઈંડા મુકવાની ટેવ હતી કારણ સારી માડી જગો પસંદ કરવાની તેમને ટેવજ ન હતી. આ ગૃહ વ્યવસ્થાનો ચિતાર પૂર્ણ કરતાં એટલું તો કહ્યા વિના ચાલતું નથી કે કેટલાંક સસલાં બાગમાં ભરાયાં હતાં; પણ સર્વે પ્રાણીઓનો રક્ષક આ સરદારમાં એક મોટો જબરજસ્ત કુતરો હતો તે ભસતો કે બચારાં સસલાં પોતાના રહેઠાણ તરફ દોટમારી નાસી જતાં.

ઘણી મુસ્કેલીથી ગાડી જુના દરવાજામાં દાખલ થવા પામી, જેના બારણાં ઘણા દીવસ ઉઘાડવામાં આવેલાં નહીં. એક બાજુએ પૈડા ખાડામાં ફસાઇ ગયાં, ને બીજી બાજુએ એક મોટા ટેકરા પર ચડી ગયાં તેથી મો. મીનાર્ડના ઇજારના નાડાં છુટી ગયાં; તેના મનમાં કે પેલેટાઇનની ગાડ. રખેને ઉંધી વળી જાય. તે એક વખત એવાજ અકસ્માતમાંથી બચવા પામ્યો ને તેવજ બીજા અકસ્માતથી કાંઇ નવું જુનું થાય. પણ આટલી બધી ધાસ્તી રાખવાનું કાંઇ કારણ ન હતું.

ગાડી વાડામાં દાખલ થઇ કે, ભુંડ, સસલાં, ને મરઘાં નાસી ગયાં; બદકાં કવા કવા કરવા લાગ્યાં. પાંખો ફરકાવા લાગ્યા, ને કુત્રા નવા માણસોને જોઈ ભસવા લાગ્યા, કેટલાક ગામડીઆ, ને ગામડાની છોકરીઓ જેની માત્ર આ ગામડામાં વસ્તી હતી તે ગાડીમાં બેસી આવેલા લોકોને જોવા એક ઠેકાણે ઉભી રહી.

ગાડીમાંની બારીમાંથી ડોકું બહાર કાઢી ફ્રેડરીક બોલ્યો—આ કયાં લઇ ચાલ્યો. પણ તરતજ પાછો પોતાની જગાએ બેઠો, કારણ પૈડાના ફરવાથી ધુળનો ગુબાર ઉડી રહ્યો હતો ને દુર્ગંધનો તો પાર ન હતો.

મો. મિનાર્ડ—(નાકે રૂમાલ દાબીને) હુ ધારૂં છું કે આપણે રસોડા આગળ આવ્યા તો નહી હઇશું ?

ડયુ૦—મનમાં કાંઇ ધાસ્તી રાખવા જેવું નથી. અહીં આપણને ઘણું સુખ મળશે. તને ખબર છે કે ઉપલા દેખાવથી અંદર શું છે તેની પરિક્ષા થઇ શકતી નથી. આ વીસીમાં હું એક વખત આવેલો છું. તેથી

મને યાદ છે કે અહીં સારી વાનીઓ બનેછે. સાદા પદાર્થ ખાઇને રત્તા ને સેંડોમીરનો લાર્ડ ખુશી થાય એ વાતનો જો કે મો, મીનાર્ડને કાંઇક ચમત્કાર લાગ્યો, પણ અંદર જતાં જેવું ને ધારતો હતો તેના કરતાં સ્થિતિ સારી જોવામા આવી. ને ડયુબર્ગ ગાડીમાંથી પુંજાના ઢગમાં પગ મુકી ઉતર્યો ને પાછળ મીનાર્ડ ઉતરી પડયો ને મકાન તરફ નજર કરી રસોડું કયાં આગળ હશે તે જોવા લાગ્યો. વિસીવાળો ઘણો આગળ આવી ઉભો ને પરોણાઓને નમીને સલામ કીધા વિના તેમને અંદર લઇ ગયો. ને પોતાને ઘેર ગાડાંવાળા ને મજુરોની ઘરાકી હોવાથી ને તેઓને સારી રીતભાતની ખબર ન હોવાથી આવનારાઓને બહુ આદરમાન આપતો નહીં. તેને ઘેર આવી ઘોડાગાડીમાં બેસી કોઇ જતું નહી તેથી આ ગાડી જોતા તેના બેસનારાઓને માન આપી બોલાવાનું ભાન રહ્યું નહીં. આ વીસીવાળો શરીરે ઠીંગણો ને પચાસેક વર્ષની ઉમરનો માણસ હતો. તેનો એક પગ બીજા કરતાં ટુંકો હતો. ને ઘણો દારૂ પીવાથી તેનું નાક રાતું ચોળ દેખાતું હતું. મીનાર્ડ તો રસોડું શોધી કાઢવામાં રોકાયો હતો તેની તરફ જોઇ વીશીવાળો બોલ્યો. "સાહેબો, આપનો વિચાર અત્રે મુકામ કરવાનો છે કે દારૂના જામ પીવાનો છે?

વીશીવાળાનાં બોલવાની રીત કાંઇ સભ્યતા ભરેલી લાગી નહીં.

ડયુબર્ગ--ચાલો ત્યારે હમને સારામાં સારા ઓરડામાં લઇ જા. હમારો વિચાર જમીને સુઇ રહેવાનો છે. ચાલો ઉતાવળ કરો. હમારા ફરાળને માટે જે સારામાં સારી વાનીઓ હોય તે લાવજો."

મી. મીનાર્ડે પોતેજ પ્રમુખ છે એવું ધારીને વીસીવાળાની પીઠ ઠોકી (શાબાશી આપી)ને કહ્યું--એમણે કહ્યું તેજ કરો. પણ યાદ રાખજો કે તમારે લાર્ડ વાઇકાઉંટ-ડી-મોંટ્રેવાલ, બેરન લડીસલાસ પોટોસ્કી જે રાત્તા ને સેંડોમીરના પેલેટાઇન છે-ને ગુરૂરાજ મો મીનાર્ડ, એમ, એ ને માન પામેલા બી. એ.--ની પરોણાગત તમારે કરવાની છે"

વીસીવાળો--તમારા ત્રણ જણનો સમાસ થાય એટલી મારી પાસે જગો નથી;

ડયુબર્ગેમીનાર્ડને ઠપકો આપ્યો કે તારે મારૂં નામ કહેવું ન હતું ને હવેથી એ બાબત ઘણી સંભાળ રાખવાની સુચના આપી.

વીસીવાળાએ બાગમાં જઇ-ગોટન-ગોટન. કરી બુમો પાડી ચાલ વેલી ચાલ. આ આપણે ત્યાં પરોણા આવેલા છે ને હું તેમના ઘોડાને સંભાળું છું. ને તારી શેઠાણીને કહે કે તે જાતે તજવીજ રાખે."

ગેટન આવી પોહોંચી. તે જાતે દેખાવડી હતી, તે ઉંચી મજબુત બાંધાની વીસ વરસની ઉમરની છોકરી હતી. તેની આંખો કાળી હોઇને મોટી હતી. ને વર્ણ સાગળો હતો. તેના અવયવ પ્રમાણસર ન હતાં પણ તેણીના સફેત દાંત ને રાતા બકાર પડતા હોઠથી તેના ચેહરાને સારી શોભા મળતી. ગેટને જો ફાટેલો ચણીઓ, એક મેલી ટોપી ને જાડી ચોળીને બદલે પોતાનો ચકેરો દીવાને એનો પડેરવેશ પહેર્યા હતે—મોઢે બદામનું તેલ ચોળયું હતે—અને વાળ હોળેલા હતે તો મંડમોઝેલ ગેટન પણ પારિસમાં કંઇકનાં મન લલચાવી નાખતે.

પોતાના સુંદર દાંત બતાવવાને ખાતર ગેટનં હાસ્ય મુખ કરી બોલી, કારણ તે સમજતી હતી કે તે હસીને બોલતી ત્યારે ઘણી સુસ્વરૂપ દેખાતી, નાના ગામડામાં કે મોટા શહેરમાં પોતાનું સ્ત્રીકૌશલ્ય કેમ બતાવવું તે એક સ્ત્રી સારી રીતે સમજે છે. "સદ્ગૃહસ્થો તમે મારી સાથે ચાલશો ?"

જયાં ગાડીવાળા, મજુરો, ખેડુતો આવી જમતા તે ઓરડો વીસીમાં સારામાં સારો હતો. આ વેળા તે ચાર ખેડુતો આપણા નામીચા મેમાન આવ્યા અગાઉ ઉતરેલા હતા ને ટેબલ આગળ બેસીને જમતાં જમતાં વાતો કરતા હતા. આ ત્રણ જણ એ અંદર આવ્યા તેથી તે ખેડુતોના મનપર ઝાઝી અસર થઇ નહી. તેઓ એક વેળા માત્ર ફ્રેડરીક ને તેના બે મિત્ર તરફ સહેજ જોઇ પોતાની વાતમાં વળગ્યા.

ગેટન—(ટેબલ આગળ જઇને) હું તમારે માટે અહીં કપડું પાથરૂંછું."

ડયુ૦—ના. ના. હમે અહીં જમવા બેસવાના નથી. હમે સુવાના ઓરડામાં બેસીસું.

ગેટન—પણ આ ઠેકાણે જમવાનો રીવાજ છે.

મો. મી૦—ને ગમે તેમ હોય. ભલે કાઉંટ ને બેરન અહીં બેસે. આપણે તો અહીં જમવા બેસવાના નથી !"

આ વાત ખેડુતોએ સાંભળીને પ્રવાસી તરફ એકી નજરે જોઇને એક બીજા સામું જોવા લાગ્યા.

ખેડુતો ખીજવાઇ જશે એ બીકથી અને તેઓ તોફાન કરશે એમ ધારી બારણામાં જઇ પોતાના મિત્રની વાટ જોતો મિનાર્ડ ઉભો; આણીગમ ડયુબર્ગ જેનો સ્વભાવ ઘણો ધાંધલીઓ હતો તેણે ગુસ્સાની નજરે ખેડુતો ભણી જોયું.ને ફ્રેડરીક આ બધું શું થાયછે તે મુગો મુગો ઉભો જોતો હતો.

એક ખેડુત—( મશ્કરીથી હસીને ) અલી ગેટન, આ લોકોને

હમારી સાથે બેસતાં શરમ લાગે છે કે શું ?

ડયુ૦—તમારી સાથે કોણ બોલે છે ? ચુપ રહો નહીં તો તમારી આ ચલથી તમારે પશ્ચાત્તાપમાં પડવું પડશે.

પેલો ખેડુત—હં, એમ છે કે ? તમારા મનમાં લઢવાનું છે કે ?

મી૦—( ઓરડામાં જઇ ) મારા લાર્ડ, આ માણસો સાથે તકરાર કરતા નહીં. મારા લાર્ડ બેરન તેમણે તમારૂં કાંઇ અપમાન કીધું નથી ”

બીજો ખેડુત—તમે બેરન છો કે ? ઠીક, મેં ધાર્યું કે તમે દંતવૈદ છો. કારણ તમારા કોટના ગજવામાં રૂમાલ છે.”

ત્રીજો ખેડુત—પેલી તેમની ગાડી જોઈ ? એવા ખડખડીયા ગાડાને મારા ખચ્ચરે જોડું નહીં ! ’,

મીનાર્ડ—ધીરે રહી બોલ્યો (પણ કોઇના સાંભળવામાં આવ્યું નહીં) ઠગારા લોક ! સ્ટેનિસલેસ રાજાને આવા બોલ બોલે ?

ડયુ૦—ઓ ભલા આદમીઓ તમે ચુપ રહોછો કે નહીં ? નહી તો થોડા વખતમાં તમારે કોની સાથે કામ પડયું છે તેની ખબર પડશે. ખેડુતો પોતાના ડંડુકા ફેરવી બોલ્યા “ચાલો આવી જાઓ. તમારીખબર લઈએ.

અત્યાર સુધી ફ્રેડરીક ચુપ રહ્યો હતો તેણે ગજવામાંથી પીસ્તોલ કાઢી; ને ખેડુતોની આગળ જઇ શાંતપણે બોલ્યો “ હમે ગમે તેટલા મોટા માણસો છીએ પણ તમારા જેવાજ માણસો છીએ, ને હમારામાં હીમત છે કે નહી તે તમારે જોવી હોય તો બતાવીએ. લાકડીઓથી હમને લઢતાં નથી આવડતું. પણ આ મારી પાસ એવી ચીજ છે કે તમે ને હમે સામ સામી થવાને અડચણ નથી. હમારામાંથી દરેક જણ પીસ્તોલ ફોડશે ! કોણ લઢનાને તૈઆર છે બોલો ઝટ ! ”

ડયુ૦—આ રહી મારી પાસે બે પીસ્તોલો.” એમ કહી પીસ્તોલ કાઢી.

હથિઆર જોઇને ખેડુતો નરમ પડી ગયા. મોંડું ફીકું પડી ગયું ને લાકડીઓ મુકી દીધી. ગોટન તો ભયથી કીકીઆરી મારતી હતી; વીસીવાળો ઓરડામાં આવી પોંચ્યો ને મો. મીનાર્ડ બારણાની પાછળ સંતાવાને ઉતાવળે જતાં વીસીવાળાની વહુ જે શી ગરબડ ચાલી રહી હતી તે જોવાને આવતી હતી તેની સામાં અથડાઇ પડયો. તે બાઇ ઠીંગણી ને જાડી કુંદા જેવી ને જેટલી ઉંચી તેટલી પોહોળી હતી. થોડો વખત થયો શરીર પણ એટલું બધું વધી ગયું કે મહા મુશકેલી વડે તે ચાલી શકતી. એટલું એ છતાં ચાલતાં ચાલતાં શરીરને ભીંતનો ટેકો દેવો પડતો. કારણ એ કે સહેજ આચકાની સાથે ઘડીમાં સમ તોલપણું જઇ ગબડી પડતી.

તે એટલી જાડી થવાનું કારણ તે હમેશાં ઘરમાં બેસી રેહેતી. આવી રીતે રેહેવાથી જાડાપણું ઓછું થવાને બદલે દીનપર દીન એટલું બધું વધી પડયું કે બાઇને પોતાને મહા હરકતવાળું થઇ પડયું અને ધણીને તેની આગળ પાછળ પ્રદક્ષિણા કરે તો ફરીને આવતાં પાંચ મિનીટ થાય.

ગોટનની ચીડીઆરી ને ધણીનાં બુમબરાડા સાંભળતા તે આરામ ખુરસીપરથી ઉઠીને મારામારીની જગોએ જવાનો વિચાર કરતી હતી પણ માર્ગ સાંકડો હોવાથી બે ભીંતની વચ્ચે શરીર એવું તો બંધ બેસતુ આવ્યું કે ઓરડીમાંના પવનને જવાનો માર્ગ રહ્યો નહીં. બીજા શબ્દ કહીએ તો તે માર્ગમાં ફસાઇ ગઇ. હવે બાઇ બારણામાં છતાં કોઇને બહાર જવુ હોય તો તેને માટે એક રસ્તો હતો તે એજ કે તેના માથા ઉપરથી કુદી જવાનો અગર તેના બે ટાંટીઆની વચેથી જવાનો; પીસ્તોલ નજરે પડતાની સાથે મીનાર્ડમાં જુવાનનું જોર આવ્યું હતું ને મારામારીના જગાએથી ગભરાટમાં દોડતા જતાં મો. મીનાર્ડ આ માંસના ને ચરબીના ગોળાની સાથે અફળાયો. એક બીજાને મોટી ટકર લાગી છતાં બાઇ તો જરાએ જમીન ઉપરથી ન ખસી જતાં માર્ગની ભીંતોની વચ્ચે લપટ ભરાઇ ગએલી હાલચાલ ન કરતાં પથરની પેઠે ઉભી રહી ને "ઓ પરમેશ્વર શું થયું ! મને કોણ મારવા આવ્યું" એવી બુમો પાડી. મીનાર્ડ હજી ભયનો ધ્રુજતો માર્ગમાથી પોતાને જવા માટે રસ્તો કરવા લાગતાં જમણા તરફ અફળાઈને એવો ધકકો લાગ્યો કે તેની સાથે તેનું નાક પેલાના ખભાની સાથે એવા જોરથી અફળાયું કે નાક સુઝી ગયું. તેણે જમણી તરફ માર્ગ ન મળવાથી ડાબી બાજુએ જવા માંડયું કે હાથના આચકાથી બારીના કાચ ફુટી ગયા.

માર્ગ કરવા મેંઢાની પેઠે માથું આગળ કરીને જે બાજુ ને જેની સામા ટકર ઝીલી તે શાથી થયું તેનું ખરૂં કારણ ન જાણતાં બીચારા શિક્ષકે બુમ પાડી કે ઓ બાપરે ! આ શું થયું. આ તે ડાકણમાં કેટલું જોર છે. તેના કરતાં મોટેથી બાઇએ જવાબ આપ્યો એ શું થયું ! આ માણસ ગાંડો તો નથી ! તેણીની બુમાબુમથી આપણા પ્રવાસી માણસ દોડી આવ્યા; કારણ ખેડુતો ફ્રેડરીક ને ડયુબર્ગે બતાવેલી પીસ્તોલો જોઇને છાનામાના બેઠા હતા. ને તેથી તેમનું લક્ષ માર્ગ તરફ ગયું.

વીસીવાળો—એ તો મારી બાયડીનો ઘાંટો છે. તે પોતાની ખુરસીપરથી ઉઠીને અહીં ખેંચાઇ આવી તે આશ્ચર્ય છે." એમ કહી ગોટનના હાથમાં ઝાલેલા દીવા સાથે માર્ગ તરફ દોડયો. પછીથી તરતજ ફ્રેડરીકને

ડયુબર્ગ દોડી પેઠેઆ ને ગડબડાટનુ કારણુ શું છે તે માલમ પડયું. પણ આગળ આવતાં પગલાંનો અવાજ સંભળાયાથી મીનાર્ડ વધારે બીચો ને એણે એમ ધાર્યું કે પેલા બેડુને આવ્યા. ને ગોંધાઈ રહ્યો હતો ત્યાંથી પોતાનો છુટકારો કરવાનો ફરીથી જીવને સાટે પ્રયત્ન કીધો. પણુ તે બાઇએ માર્ગ કાઢતાં જોર વાપરીને તે ચોર હશે એવુ ધારી શિક્ષકના કોટની ગળ-પટી ઝાલી તેને ગોટન, ફ્રેડરીક ને ડયુબર્ગ દોડી આવ્યા તોએ મુકીનહીં.

વીસીવાળાનો હોસકોસ ઉડી ગયા. આ જોઇ ફ્રેડરીક ને ડયુબર્ગ ગો-ટનના જેટલા હસવા લાગ્યા, ને મીનાર્ડ પોતાના ભલા સાથીને ધીરે બો-લાવ્યો એનો અવાજ આ વેળા ડરથી સંભળાય એવો નહોતો. બાઇ બોલી મેં ઝલી રાખ્યો છે. એ ગચેડો કયા છુટી જવાનો છે.

બીચારા મીનાર્ડનું મોંઢું ગભરાએલું દેખાયું ને તેની આંખોનો દેખાવ એવો હતો કે જાણે દયાની માગણી કરતો હોય તેથી બાઇના પંઝામાંથી છોડાવવા તેઓ વળી દોડી આવ્યા

મીનાર્ડ પોતાની સ્ત્રીની બચી લેવા પ્રયત્ન કરતો હતો એવું ધારી, અને જે તે બાયડીને આખા ગામમાં સારામાં સારી ચાલની સ્ત્રી ધરતો ને તેમ થવું અવશ્યનું હતું તે વીસીવાળો શિક્ષક ઉપર ધસી ગયો ને નિર્દયતાથી એને શિક્ષા કરવા જતો હતો એટલામાં એની બાયડીએ એને કહ્યું કે નમ્ર-તાના નિયમાનો ભંગ કરવાનો અપરાધ એણે કીધો નથી.

બાઇએ એને ધીરે અવાજે કહ્યું " હું તમને ખાત્રીથી કહૂં છું કે મારી સાથે એણે કાંઇપણુ છુટ લીધી નથી. એવું સાંભળી વીસીવાળાએ મીનાર્ડને જવા દીધો.

બાપડા શીક્ષકની અવસ્થા ઘણી ખરાબ હતી. તે ડરથી અધમુઓ થયો હતો. તેનો ચહેરો રાતોચોળ ને માથાના વાળ વીખરાઇ ગયા હતા.

વીસીવાળા—( સંશયથી મિનાર્ડ તરફ જોઇને ) આટલું કાંઇ બસ થયું નથી. એક નિરપરાધી માણસ પોતાની સ્ત્રીની બાથમાં માલમ પડી આવે એવું કવચિતજ બને છે.

શિક્ષક બોલ્યા વગર ટકટક જોવા લાગ્યો. કારણુ કે તે ગુસ્સાવાળા ધણીને શો જવાબ આપવો તે એને સુઝયો નહીં ડયુબર્ગ એની મદતે પોંચી ગયો; ને ગેર સમજુતી થવાનું કાંઇ કારણ હશે ધારી વીસીવાળાનો સંશય કાઢી નાંખ્યો. પોતાને અને પોતાના મિત્રને જમવાના ઓરડામાં લઇ જવા તેણે ગોટનને કહ્યું પણ તે જ્યાં સુધી વીસીવાળાની સ્ત્રી માર્ગમાં ઉભી હતી ત્યાં સુધી તેમ કરવાનુ ફાવ્યું નહીં. પ્રવાસીઓને માટે જે સા-

રમાં સારી જગો આપી શકાય એવી હતી તે જગોમાં એ મોટા ઓરડા હતા. તે ગંદા હતા ને તેના ગાળીઓ મોટા આડા બારોટીઆપર આવી રહ્યાં હતો. ને તેનાપર બીલાડીઓ ને કરોળીઆ નિરાંતે ફરતા હતા. અને ઓરડામાં એક બીછાનુ પડયું હતું ને તેની આસપાસ ડાઘાવાળી ફાટેલી ચાદરો બાંધી હતી. ને ચાદરો ટુંકી પડવાથી અંદરનો ભાગ ઉઘાડો જણાતો. ચાદરો જમીનથી માત્ર પાંચ ફીટ ઉંચી હતી.

ફ્રેડરીક--( હસીને ) " ઓરડાનું રૂપ કાંઈ દીલ ખુશ કરે એવું નથી પણ પ્રવાસીને તો આવી અડચણો મુગે મોંઢે સહન કરવી પડે છે.

શિક્ષક—" એમાં શું શક છે. રાત તો ઘણી થઇ છે, ને બીછાના બહુ નરમ ને સુંવાળા દેખાય છે. "

ફ્રેડરીક--બીછાનામાં સુવા જતાં એક નિસરણીની જરૂર પડે એવુંછે.

મીનાર્ડ--મારા લાર્ડ મારી નજરે તો એજ બીછાના પડેછે,

ડયુ૦—તેની તારે ફીકર રાખવી નહીં. મને આખી રાત કાંઈ ઉંઘ આવવાની નથી. સવારે કાંઇ અગત્યના પત્ર લખવાના છે તે કાલે સવારે મોકલાવી દઇશ પછી આરામ ખુરસીપર કલાકેક ઉંઘ ખેંચી કાઢીશ.

શિક્ષક—" પણ આરામ ખુરસી તો એકે દેખાતી નથી "

ડયુબર્ગ—તેની કાંઇ ચિંતા નથી. એક બારટી હશે તો ચાલશે. ખુલ્લાં મેદાનમાં જે માણસે આખી રાતો લશ્કરમાં પેરો કરવામાં ગાળી છે તેને બીછાનાની જરૂર નથી. પણ ભાણુ આવતાં બહુવાર લાગી. હું હમણાં ત્યાં જઇને તજવીજ કરૂં છું.

ડયુબર્ગ ઓરડામાંથી બહાર આવ્યો. ને ફ્રેડરીક એક બારી આગળ બેસી બહારનો કુદરતી દેખાવ જોતો હતો. સર્વત્ર ચંદ્રપ્રકાશ પડયો હતો ને સઘળે સામસુમ દેખાતું હતું. ફ્રેડરીક પેરિસના લોકોની અને ગામડાના લોકોની વચ્ચે શું ફરક છે તે વિષય ઉપર વિચાર કરતો હતો; તેના મનમાં એવો ખ્યાલ આવ્યો કે જે વેળા મોટા શહેરમાં મોટા માણસો નાચ રંગમાં અગર નાટકો જોવામાં પડે છે ત્યારે ગામડાના ગરીબ રહેવાસીઓ, મોટા મોટા વિચારો, નિરાશા ભરેલી, મગરૂરીથી મુકત એવી સ્વપ્નાવાળી શાંત સ્થિતીમાં નીરાંતે ઘસઘસાટ ઉંઘ લે છે

આ પ્રમાણે ફ્રેડરીક વિચાર કરતો હતો ત્યારે મિ. મીનાર્ડ આ બીછાનાં જોતો હતો. તેમાં તેને જણાયું કે બીછાનામાં બીજું કાંઇ નહી પણ એક ફાટી તુટી સાદડી અને ચાર ફુટ જાડું ઘાસનું ઓસીકું હતું. તેના મનમાં કે પથારી સારી હશે પણ આ જોઇ મનમાં ઘણો દીલગીર થયો.

મી. મીનાર્ડ—(ચાદરો તરફ નજર કરી) "આ ગામડીઆઓ કેવી ખરાબ પથારીમાં પડે છે! મારા મનમાં હતું કે ચાલો મને નરમ સુંવાળું બીછાનુ સુવા મળશે; આવી જાડી ચાદરો તો મારા જન્મારામાં મેં જોઇ નથી. ફરી જાડી ને મેલી! આવું છતાં બેરન લાર્ડ સાહેબ કહે છે કે આ વીસ. સારામાં સારી છે. ભોજન ન હોય તો ઠીક."

એટલામાં પોતાના ગાડીવાનને ડયુબર્ગે ખોળી કાઢયો ને તેની સાથે તેને સવારના પોહરમાં ચાલી જવાનું કહી તેને ભાડું ચુકવી આપતો હતો.

ફ્રેડરીક પાસેથી ઉછીના લીધેલા દશ ફ્રેંકમાંથી ડયુબર્ગની પાસે હાલમાં ફકત ત્રણ ફ્રેંક બાકી રહ્યા હતા. ને હવે ભાડું આપવાને પાસે પૈસો ન હોવાથી ગાડી વાળાને રજા આપવી પડી, ભાડુ ચુકવી આપ્યા પછી તે ગોટનને મળ્યો ને તેની સાથે થોડી વાત કરી. કારણ નિમેલે વખતે તે ગાડીવાળાને પૈસાને માટે હેરાન કરે નહી ખેડુતોની સાથે મારા મારીમાં ડયુબર્ગે કેવી બહાદુરી કરી હતી તેથી ગોટન ડયુબર્ગના વખાણ કરવા લાગી; સ્ત્રીઓને પછી તે ઉંચા દરજાની હોય કે નોકરના દરજાની હોય, શુરાતનવાળા પુરૂષ બહુ ગમે છે. આ વેળા ગોટન રસોડામાં કામે વળગતી હતી, તેણી આ તક જોઇ ડયુબર્ગને મળવા આવી. ને ગાડી-વાનને હરકત કરે નહી એમ કહી પાંચેક ફ્રેંક તેણીના હાથમાં ડયુબર્ગે મુકયા તેથી તેણીએ કહ્યું કે ગાડીવાનને હરકત પડવાની નથી. આથી ડયુબર્ગને એટલો તો આનંદ થયો કે તેની લેડરમાં દાદરની તળે આ રૂપાળી છોકરીના ગળામાં હાથ નાખી તેના ગાલ પર બચી કરી. પણ થોડીવારે હાથ છુટા કરી જોયું તો કઠેરાપરથી મિનાર્ડને ઉભો રહી તે તરફ જોતો દીઠો, શીક્ષક હાથમાં દીવો લઇ ભોજનની તૈઆરી થઇ કે નહીં તેની ખબર કાઢવા નીચે આવતો હતો. ને જયારે તેણે રાવાનેસેંડોમી-રના પેન્નેટાઇનને ચાકરડીના હસ્તપાશમાં પડેલો જોયો ત્યારે તે સ્તબ્ધ બની ગયો

ડયુબર્ગે મીનાર્ડ પાસે ગયો ને કહ્યું "જે નવી વાતી બનાવનો તેને હોલીઓગાઆલસ ઈનામ આપતો. તેવીજ રીતે હું ભોજનની તૈઆરી થઇ છે એમ કહે તેને ઉપકારની લાગણી બતાવું છું!"

મિ. મીનાર્ડ આ બાનું સાંભળી સંશય દુર થયો. તે ડયુબર્ગની પાછળ ગયો ને ગોટન ભાણું પીરસવા માટે જતી રહી.

ગાડીવાનને પતાવ્યા પછી નિચિંત થઇ ડયુબર્ગે કહ્યું--આપણે અહિં બેસી વિનોદ કરીએ. મિ. મીનાર્ડે તેના કહેવાને હસીને અનુમોદન આપ્યું ને ફ્રેડરીક બારીમાંથી નિકળી આકાશમાંના ચંદ્રનો વિચાર છોડી

પૃથ્વી ઉપરની બાબતો પર ધ્યાન આપવા લાગ્યો.

ડયું૦—ત્યારે ત્યારે આપણે આ દારૂ ચાખી જોઈએ. આ કયો દારૂ છે?

ગોટન—એ શીવાય બીજી જાતનો દારૂ હમારે ત્યાં નથી.

મો. મીનાર્ડ-(મોઢું મલકાવીને) આ તો જરા ખાટો લાગે છે. પણ મને લાગે છે કે આ વાની ઠીક બની છે.

ડયુબર્ગે એ વાનીનો સ્વાદ કાઢવા માંડ્યો; પણ પેલી મારામારીમાં જે ગડબડ ચાલી હતી તે જોવાને ગયો એટલે ચુલાપર વાની બળી ગઇ ને ખેડુતો ગોટનની પાસે દારૂના જગ પર જામ માંગવાથી કાંઇ મોડા મોળા ને બેકનની વાની સમારવાનું ભુલી ગઇ ડયુબર્ગે વાનીનો સુગંધ કેવો મજેનો આવે છે એમ પોતાના સાથીઓને મનાવવા પોતાથી બને તેટલી કોશીશ કીધી, મીનાર્ડે કાંઇ જવાબ વાળ્યો નહીં. કારણ બેરનને ખોટા પાડવો એ એની વૃત્તિ ન હતી—પણ દરેક કોળીઓ મોંઢામાં મુકે કે મોઢું લાંબું થઇ જતું.

ડયુબર્ગે જે થાળી ભરી હતી તે ખસેડી લઇ કહ્યું—આ વાની તે કેવીક હશે? આ વાની કોણીને કચા કાંઇ ખાઇને બનેના સસલાના માસની બનેવી લાગે છે, ને તેની સાથે તેમાં બળી ગએલ.નો સ્વાદ આવે છે

મો. મીનાર્ડ—(પોતાનું મત આપવાની હીમત કરી) મોનસરડી પોટોસ્કીના જેટલ વખાણને આ કાંઇ પાત્ર નથી એ તો ખુલ્લું માલમ પડી આવે છે. મારા મનમાં કે મરઘીના બચ્ચાંની બનાવેલી હશે.

ડયુબર્ગે—આવી બીન અગત્યની બાબતપર તકરાર કરવી નિરર્થક છે. રસોંઇઆને હાથે આવી ભુલો થઈ જાય. કેમ મિ. મીનાર્ડ ખરી વાત કેની?

શિક્ષક—મારા સાહેબ, જો આવી ભુલો કરે તો રસોઇઆ શાના?

ડયુ૦—મો મિનાર્ડ એમાં બધો તારો વાંક છે. તેં વીસી વાળાની બારીની કેમ બચી લીધી?

મો. મીનાર્ડ—તે વેળા મારૂં મન તો નિર્મળ હતું. હું તો માત્ર રસ્તામાંથી જવાનો પ્રયત્ન કરતો હતો.

ગોટને બીજી વાની લાવી ટેબલપર મુકી એટલે વળી બોલતાં બંધ પડ્યા. તેણી બોલી કેમ આ વાની તો ભાવે છે કે નહીં?

ફ્રેડરીક—એમાં તો કાંઇ માલજ જણાતો નથી.

મો. મીનાર્ડ—આ તો બેસ્વાદ લાગે છે.

ડયુ૦—(સુંદર નોકરડીને) હમારા બ્રીટનીમાં સસલાનો સ્વાદ કોણી કાંઇ જેવો આવતો નથી, બ્રીટનીમાં સસલાં થાય છે. પણ ખડી સસલાં

કેમ છોકરાં તેનીજ ખબર નથી.

મો. મીનાર્ડ— (ડયુબર્ગે ધરેલી પ્રશીઆના રાજાની તપખીરની દાબડીમાંથી ચપટી ભરી લેવા હાથ આગળ લંબાવી) આપ સાહેબનું રહેવું પ્રીટનીમાં ઘણા વરસ સુધી થયું છે ખરૂં? મી. ડયુબર્ગ-હું નાનો હતો ત્યારે ફ્રાન્સના તેજ ભાગમાં ફરેલો છું, પ્રીટનીની હવા કેવી મઝાની! ને ત્યાંનાં ઢોરો, ચરવાના ખેતરો, ને જમીનો કેવી તારીફ લાયક તેની તો વાતજ થાય નહીં. જંગલનો તો તમને ખ્યાલજ ન આવે! પ્રીટની દેશ એવો છે કે તે જાણે મોટો બાગ હોય એમ લાગે છે. ને ત્યાં સારીસારી ભાજીઓ અને ફળ ફળાવળ બહુ થાય છે.

શિક્ષક—ને પોલાંડમાં શું થાય છે સાહેબ?

ડયુ૦—પોલાંડમાં? પોલાંડની તો વાતજ થાય નહીં તમે પોલાંડ જોયું છે?

મિનાર્ડ—ના હું તે દેશ જોવાને ભાગ્યશાળી થયો નથી.

ડયુ૦—તમે જ્યારે એ દેશ જોયો નથી ત્યારે તમને પ્રસંગોપાત તે બાબત તમને કહીશ.

મીનાર્ડ—એ દેશ ઘણો રળીઆમણો હશે નહીં વારૂ!

ડયુ૦—એવો તો સુંદર છે કે તમારા સાંભળ્યામાં કેપેક પર્વતને માટે સાંભળવામાં આવ્યું હશે. તેના આગળ મોંટ બ્લેંક પર્વત તો જાણે નાની ટેકરી ને ચાંબોરેઝ પર્વત તો કંઇ લેખામાં નથી.

મી૦ મીનાર્ડ—તેના ઉપર હમેશાં બરફ પડે છે એ વાત ખરી?

ડયુ—રાત દીવસ બરફ પડેછે કેમ્પેક નામના પર્વતોની હારમાં એક પર્વતના ટોચ ઉપર મારો એક કીલ્લો છે તે પર્વત ઉપર ફકત જંગલી ઘેટાં જઈ શકે છે.

મો. મીનાર્ડ—જો એમ છે તો તમે કીલ્લામાં શી રીતે જઇ શકો છો?

ડયુ૦—પર્વતમાં વચ્ચે ગોળ ફરતાં પગથીઆં છે. તે બાંધવાનો મને એક લાખ ફ્રેંક ખરચ થયો; તેનું બાંધકામ કેવું નકશીદાર છે, જેઓએ તે નજરે જોયો છે તેઓ તેની તારીફ કીધા વિના રહેતા નથી.

કેમ્પેક પર્વત ઉપરના મારા કીલ્લામાં આવવાની એક દીવસ મહેરબાની કરશો એવી હું આશા રાખુંછું. હું તમને મારો ટોક નામનો દારૂ પાઇશ. તેમાંનો મારી પાસે થોડો છે ને તેની કીંમત મને એક બાટલીના ત્રણ સુધ પડયા છે. તે પીને પછી મને કહેજો કે તે કેવો લેહેજતદાર લાગેછે.

મી૦—મારા લાર્ડ, મારાપર તમારી કેટલી બધી મેહેરબાની છે. પણ

તમારા કીલ્લામાં હવા પણીજ થંડી આવતી હશે.

ડયુ૦—મારા બાપદાદાના વખતમાં તેવી હતી-પણ સારૂં થયું કે મારા વખતમાં વિદ્યાનો વધારો થયો જેથી મેં તે ખામી દુર કરવાની યુક્તિ શોધી કાઢી છે.

ગી૦—તે શી રીતે મારા લાર્ડ !

ડયુ૦-મેં કીલ્લાની નીચે બારોમીટર (શ્વાસ માપવાનું યંત્ર) મુકયું છે તમને તો ખબર હશે કે શ્વાસથી જમીનપર ઘણી ઉષ્ણતા મળે છે. ને એવું બન્યું કે શ્વાસના ખજાનામાંના જે નળી ઉપરે આવેલી છે તેના મોંઢાં આગળજ જનાવારી બાસમાં ચગુના ઝાડ ઉગ્યાં હતાં. પણ મારા મિત્ર ફ્રેડરીક તમારૂં ગળું સુકાઈ જતું હશે ! જરા કાંઈ પીઓ.

ફ્રેડરીક બહુજ અદબીથી અને ધ્યાન આપીને સાંભળતો હતો. ડયુબર્ગ આ પ્રમાણે બીચારા શિક્ષકો બનાવતો હતો તે જોઈ ફ્રેડરીકના પેટમાં હસવું સમયું નહીં છતાં તેણે મોઢું એવું હાવકું રાખ્યું હતું કે મીનાર્ડને આ સઘળી વાત ખરેખરી લાગી પણ એટલી વાત ચાલતી હતી એટલામાં એકાએક એક સખત આંચકો લાગ્યો તેથી આખું ઘર હલ્યું; ને થોડીવારે એવો તો કડાકો થયો કે જાણે જમીન ધરતીકંપથી ફાટી ગઈ.

મી. ગી૦---ઓ મારા બાપ આ શું થયું ? આ ઘર તો મજબુત બાંધણીનું છે.

ડયુ૦—અલી ગોટન. અમારી સ્વારી ગામમાં આવી પોંચી તેના માનમાં આ તોપ પડી કે શું ?

ગોટન—ના સાહેબ. એ તો મારા બાઈ સાહેબ બીછાનામાં સુઈ ગયાં. એ શિવાએ બીજુ કાંઈ નથી.

આ સાંભળી ડયુબર્ગ ને ફ્રેડરીક ખડખડ હસી પડયા વીસીવાળાની જાડી બાયડી એજ જમીનપર સુતી એવું જ્યાં સુધી તેને માલમ પડયું નહીં ત્યાં સુધી એની ખાતરી થઈ નહીં; કારણ, જ્યારે તે બાઈ સુતી ત્યારે આખુ ઘર હાલતું તેથી જે ઓરડામાં તે સુતી તેની નીચેના માળના ઓરડામાં સુવાનો કોઈ હીંમત એ વાત કરેત નહીં. તેણે વિચાર્યું કે જે છાપરા તળે તે બાઈ સુતી તેજ છાપરા તળે સુતું એટલે થયું.

એટલામાં પેલી છોકરી બીજી વાની પીરસવાને લાવી, તે વાનીની સાથે ખાવા માટે ગંધાતી બગડેલી મલાઈ વિના બીજું કશું હતું નહીં જેનો વાસ ફ્રેડરીકથી ખમાયો નહી તે તુરત ભાણાં ઉપરથી ઉઠી ગયો ને તેને લાગ્યું કે આવા ગામડામાં હવે એક રાત પણ થોભવું નહીં.

મો. મી૦ ને લાગ્યું કે બેરના સાહેબથી હવે ઉતરવું નહીં, ડયુમ- ર્ગે ગલાસપર ગલાસ ભરીને આપ્યા ને અલ્ફોના વખાણ કીધાં. તેમજ કહ્યું કે મને સ્વીટઝારલેંડમાં આવીજ ગલાઇ મારા ખાવામાં એક વેળા આવી હતી. આ સાંભળીને શિક્ષક સ્વીસ મલાઇની દુકાને કોપ દીવસ જવાનું નહીં એમ ધારવા લાગ્યો.

ડયુ૦—હા. મો મિનાર્ડ, સ્વિટ્ઝરલેંડમાં ગ્યર નામના ગામ મલાઇ માટે પ્રસિદ્ધ છે ને ત્યાં જાઓ તો તેનો સુગંધ તમને બે ગાઉથી આવે. આ ઉપરથી તમને ગામ આવ્યું એમ માર્ગમાં માલમ પડશે. આ મલાઇ વાળાની દુકાને તમે સુઇ રહો તો તમને એક મહિનો સુધી સુગંધ આવ્યા કરશે. તેનો વાસ બેરોગવાળાને સારો હોય છે. પણ મિ. મિનાર્ડ તમે થાકી ગયા હશો. મારે હવે ઘણા અગત્યના પત્ર લખવના છે ને તે લખવામાં હું આખી રાત્ર ગાળીશ.

મી. મી૦—મને ઉંઘ આવતી—"

ડયુ૦—કેમ વારૂ ડાયોજીનીસ તત્વવેતા અલેકઝાંડરના દેખતાં પોતા- ના પીપમાં ઉંઘી ગયો હતો.

મિ. મી૦—ત્યારે હવે તમે મને રજા— "

ડયુ૦—ભલે જાઓ ઉંઘ આવતી હોય તો, તમારાં કપડાં ઉતારીને સુજો.

મિ. મી૦ ધરાયો ત્યાં સુધી દારૂ પીધે. ને તેના ઘેનમાં તે ઘસ- ઘસાટ ઉંઘ આવશે તેથી ફરીથી કંકુવાની વાટ ન જોતાં પડદાની પાછળ જઇ પોતાના કપડાં ઉતાર્યાં. અને ડયુમર્ગે પાતના ગજવામાંથી કા- ગળોનું પડીકું કાઢી તેમાં જે લખેલું હતું તેની યાદી કરવાનો ઢોંગ કીધો. પણ ખરૂં જોતાં તે મીનાર્ડ ઉંઘી જવાની રાહ જોતો હતો કારણ તેના મનમાં ગાડીવાળાને નિકળવાની ઉતાવળ કરવાની હતી. કારણ તેને એવી શંકા હતી કે જો શિક્ષક સવારે વહેલો ઉઠશે તો, ગાડીયો હાંકી નહી લઇ જાય તો પોતાને ઘણી અગવડતામાં આવવું પડે.

આ કારણથી જોઇએ તે કરતાં વ્હેલા જતા રહેવાને ગાડીવાળાને કહ્યું આગલો દરવાજો ખુલ્લો હતો. ગોટન વાડામાં હતી. પણ તેનું લક્ષ ડયુમર્ગ તરફ હતું.

મી૦—પડદા પાછળ ગયો તેને કલાકેક થઇ ગયો. તે ઉંઘી ગયો હશે એમ ધારી ઓરડામાંથી બાહાર જતો હતો એટલામાં કોઇ ગરબડ કરતું હોય એમ માલમ પડયું.

ડયુ૦—મો. મિનાર્ડ, ભાઇ તમને શું થાય છે? એમ કહી તેના બી-

બાના પાસે જઈ પડદા ઉઘાડયા.

પણ તેને શું આશ્ચર્ય દેખાયું. બીચારો મીનાર્ડ માથે કાનટોકી ટોપી પહેરીને બીછાના આગળ ઉભો હતો. કારણ બીછાનાપર એક ટુંકી ખુરસી-ની ગદાવડે ચઢી જવાના હજારો ફાંફાં માર્યાં પણ સઘળા ફોકટ ગયા.

ડયુ૦—કેમ મિ. મીનાર્ડ તમને ઉંઘ આવતી નથી કે ?

શિક્ષક—ના, સાહેબ. દસેક મીનીટ થઈ મેં ચઢવાનો પ્રયત્ન કીધો પણ વ્યર્થ. શી નવાઈની વાત. જે બીછાના માળ સુધી પોચે એમાં સુનારા માણસો કેવા મુર્ખ હશે ! કાંઈ બધા છ ફીટ ઉંચા હોતા નથી. ને તમે રાક્ષસ જેટલા ઉંચા હો તો."

ડયુ--મો. મિનાર્ડ તારે તમે મને ગદને કેમ નહીં બોલાવ્યો!

મો. મી૦—મારા લાર્ડ હું આવા પ્રકારની છુટ તમારી આગળ કદી લઉં નહીં.

ડયુ૦--તમારી ભુલ છે, મારા મિત્ર, બીછાનાગમાં ચઢી જવાને માટે આખી રાત્ર ખોવી અશકય છે.

ડયુબર્ગે જવાબ સાંભળવાની રાહ ન જોતાં મી. મીનાર્ડને ખુરસી-પર ચઢવાને કહ્યું. એવો આચકો આપ્યો કે તેની સાથે વિદ્વાન માણસ તેના શરીરના ભારના પ્રમાણે એક સપાટાની સાથે બીછાનામાં પડયો.

ડયુબર્ગ—ઓ, ઓ, હું તો થાકીજ ગયો.

મો. મીનાર્ડ લાર્ડ સાહેબ હવે ઠીક થયું હે-

સેંટમીર-ને-રાવાના પેસેટાઈન બોલ્યા ત્યાં ઘણું સારૂં. સલામ.

ડયુબર્ગે ઓરડામાંથી બહાર આવ્યા અગાઉ પોતાની ગેર હાજરીમાં શિક્ષક ઉઠયો કે નહીં તે માલુમ પડી આવવા ખાતર પથારી પાસેની ખુરસી ખસેડી નાંખી. પાંચ મિનટમાં મો. મિનાર્ડની આંખ મળી ગઈ, ડયુબર્ગે પોતાનો હેતુ પાર પડયો જાણી દીવો લઈ વાડામાં ગયો. કાશીનાં ઓરડા પાસેથી જાય છે એવામાં તેણે બારીમાંથી નજર કરી તો જણાયું કે બે ખેડુતો ઉંઘી ગએલા હતા ને બીજા બે દારૂ પીતા હતા પણ તે એવી રીતે પીતા કે પોતાના બીજા બે સોબતી પેઠે સુઈ જવાની તૈઆરીમાં છે એમ ડયુબર્ગને માલુમ પડે. ડયુબર્ગ ગાડીવાળો કયાં છે તે જોવા ગયો ને તેના હાથમાં પાંચ ફ્રેંક આપીને એકદમ ત્યાંથી પાછા જવાનો હુકમ આપ્યો. થોડી વારમાં ગાડીએ ઘોડા જોડવામાં આવ્યા, મોટા પેસેટાઈનની પ્રવાસની ગાડી દૃષ્ટી મર્યાદાની બાહેર જતી રહી.

એટલામાં વાડામાં ગોટને ડયુબર્ગની પાસે આવીને કહ્યું—' હવે

ગાડી વીના શું કરશો?

ડયુ૦—મારી બીજી ગાડી છે તે કાલે સવારે અહીં આવશે. પણ જો સાંભળ, હું શું કહું છું તે. કાલે સવારે પાંચ વાગતે તારે ઉઠવું જોઈએ. ને મને મદત કરવી. એવી રીતે કે-મારી ગાડી ચોર લઈ ગયાની બુમ પાડવી જોઇએ તે પણ ચોર હશે એવી શંકાથી ડયુગર્મ તરફ જોઇને ગોટન બોલી—ચોર કયાં છે.

પેરેટાર્કન—મને સવાલ ના પુછ, મારી વાલી પણ મેં જેમ કહ્યું તેમ કરજે.

ગોટન—જો તમને ગમત મળતી હોય તો કહ્યા પ્રમાણે કરીશ.

ડયુ૦—કહ્યા પ્રમાણે બધું કરવામાં આવ્યું. સાડા પાંચ વાગતે ગોટન ઉઠીને કારીખાનામાં ડયુગર્મની વાટ જોતી ઉભી. થોડી વારમાં તે આવી પોહચ્યો. ને ગઇ રાત્રે દાદર તળે બન્ને જણાએ સમાચાર પુછયા હતા તેમ બન્ને મળ્યા. ફેર એટલોજ કે આ તેની નમ્રતા જોવાને ગિ. મિનાર્ડ ન હતો. તેણે "ચોર રે ચોર" એવી મોટેથી બુમો પાડવા માંડી.

ડયુ૦—ચોર ચોર; આવોરે આવો ઓ; ચોર આવ્યા.

ગોટન—ચોર કયા છે?

ડયુ૦—કાંઇ ફીકર નહીં. ઉતાવળે મારી માફક ચોર રે ચોર, બુમો પાડવા લાગ. ચોર ચોર.

ગોટન—ચોરરે ચોર. આ છોકરીનો અવાજ ડયુગર્મના ઘાંટાની સાથે મળી ગયો ને આ બેવડા અવાજથી આખું ઘર ગાજી ઉઠયું.

વીસીવાળો લંગડો લંગડો ઉતાવળથી નીચે ઉતરી આવ્યો. ફ્રેડરીક ઓરડીમાંથી બહાર આવ્યો ને મીનાર્ડ સુમારમાં ખુરસીપર પગ મુકવા ગયો કે લાગલોજ નીચે પડયો. બધાં કપડા ઉતાવળે પેહર્યા પછી તે શિક્ષક ફ્રેડરીકની પાછળ નીચે ગયો. ફ્રેડરીકે ડયુગર્મનો અવાજ સાંભળ્યો ને ન ડરતાં શું થયું તે જોવાને બહાર આવ્યો. કારણ તે નિસંશય જાણતો હતો કે તેના મિત્ર બેરને આ કાંઇ સજગડ ધીંગાણું મચાવ્યું છે. વીસીના બધા માણસો ત્યાં આગળ આવી લાગ્યા પણ વીસીવાળાની બાયડીથી બીછાનામાંથી ઉઠાયું નહીં તેથી આવી નહીં એવામાં ગામના કેટલાક લોકો અને મજુરીએ જનારા માણસો સહેજમાં ત્યાં એકઠા થઇ ગયા. બુમોનો પરિણામ જયારે ડયુગર્મના જોવામાં આવ્યો ત્યારે તે કારી ખાનામાંથી વધારે જોરથી, "ચોરરે ચોર, ગાડી પકડો ગાડી" એવી બુમ પાડતો બહાર આવ્યો.

વગર ગાડીએ ગાડીને માટે બુમો પાડતા સખસ તરફ વિસ્મયતાથી જોયું એટલામાં ગોટન ટોળાંમાં આવી બોલી" લાર્ડ સાહેબની ગાડી તો લઇ ગયા મિનાર્ડ-(સભય)શું છે મારા લાર્ડ?

ડ્યુબર્ગ—મારી ગાડી-મારી ગાડી—પેલો ચોર-ગાડી વાળો મારી ગાડી—લઇ ગયો ને તેમાં બેડકની નીચેની પેટીમાં પચાસ હજાર લુઇ મુકેલા તે શુધાં.

મિનાર્ડ-(સભય)શું તે લઇ ગયો—વાત ખરી કે શું?

ડ્યુબર્ગ—લઇ ગયો તે કેવી રીતે, ગાડી મારા બાપની છે એ ગાડી પોટો-સ્કીના ખાનદાનમાંની. પઇસાને માટે હું દીલગીર નથી પણ ગાડીને માટે, જે ગાડીમાં હંગારીની રાજકન્યા ને સ્ટોનિસલાસનો રાજા બેસીને ફરતો હ-તો. મારા મિત્રો, મારા સુખની તમને કદર હોય તો તે લુચ્ચા હમારા ગાડીવાનને પકડો, બધે ફરી વળો ને જે મારી ગાડી પાછી આણસે તેને સો લુઇનુ ઇનામ આપીશ.

ગોટન--જે ગાડી લઇ આવે તેને સો લુઇનુ ઇનામ એમ કહેવાનું કારણ ડ્યુબર્ગે તો પોતે જે બોલ બોલે તે બોલવાને કહ્યું હતું.

વીસીવાળો-તું ગોટન હતી તે કાફીખાનામાં કેમ ગયો?

ડ્યુબર્ગ—એમા તે શું કહેવા જેવું છે? હું મીનાર્ડની ઓરડીમાં ઉંઘવા માટે ગયો ને અરધા કલાકમાં અગાડ અને વાડામાં ઘોડાનો અવાજ સં-ભળાયો, હું ઊઠીને ગયો—ધીમે રહીને નીચે આવી ગાડીને ઘોડા જોડતાં મેં લુચ્ચાને જોયો. મદતને માટે કાફીખાનામાં દોડતો ગયો, ગોટન બેઠુંતો ના એ ત્યાં વાસણો સાફ કરતી હતી. ઘોડાવાળો મારા કરતાં ઘણો જબરો, મારી કને પીસ્તોલ મળી નહી, તે મુરખાએ મને કારીખાનામાં ગોંધ્યો ને તે ગાડી લઇ પલાયન કરી ગયો.

ગોટન—એજ વાત ખરી, ને તેથી અમે બન્નેએ મદતને માટે બુમો પાડી ને થોડી વારે બેરને બારણા ઉઘાડયાં.

મો. મીનાર્ડ--મારે ફોજદારને ત્યાં જવું જોઇએ. એકદમ તેને કહેવું જોઇએકે ચોરને પકડવાને હથીઆર બંધ ટોળાં મોકલે.

ડ્યુબર્ગ-(સ્વગત) જો એ પકડે તો તે હોશીઆર ખરો. આટલામાંતો મારો ગાડીવાળો કયારનોએ પારીસ પોચી ગએલો હોવો જોઇએ.

વીશીવાળો—ફોજદાર એકલો છે તે શુ કરે બીજે ગામથી પોલીસ મંગા-વી તો બે કલાકમાં આવશે.

ફ્રેડરીક--( હસીને ) મી. મીનાર્ડ તમે ગભરાસો નહીં. ધીરજ રાખો બેરનની ગાડીના બદલામાં આપણી પાસે સાદી ગાડી છે.

મો. મી૦—પણ, મારા ભાઈ, પેલા પચાશ હજાર લુઇછે તેનું કેમ?

ડયુ૦—હું પૈસાને રડતો નથી. હું ઇશ્વરને ઉપકાર માનું છું કે મારી સ્થિતિ એવી છે કે ગયા તેની ફીકર નથી. એ શિવાય મારી પાસે પ્રવાસના ખરચ માટે મારા પકીટ–બુકમાં પંદર હજાર ફ્રેંક છે. પણ મારા કપડાની પેટીની મારે દીલગીરછું. કારણ તેમાં કપડાં હતા ને તે પેટીગાડીમાં રહીગઇ.

ફ્રેડરીક—મારા વાહાલા મિત્ર તું મારાં કપડાં વાપરજે.

મો. મિ૦—(સલામ કરી) મારા કપડાં સુદ્ધાં તમે વાપરજો. શિક્ષક સવળાં કપડાં પહેરવા ઓરડીમાં ગયો. ને બેરનને કહ્યું કે આ વાતની ફરીઆદ ફોજદારીમાં માંડવી જોઇએ.

ફ્રેડરીકના ઘોડાવાળે આવી પોહોચી એમ કહ્યું કે ગાડી તૈઆર છે. મીનાર્ડ પાછો નીચે ઉતરીને કહ્યું કે એટલું ઠીક થયું જે વીસીથી આટલું નુકસાન થયું તે વીસીમાંથી ચાલ્યા જવાના. ડયુબર્ગના મનમાં ઠીક થયું ને ભાગી જંજાળ; ગાડી ગઇ તે સારૂં થયું. અને ફ્રેડરીકને પોટોસ્ટીની ગાડી કરતાં ઘણે દરજ્જે સારી ગાડીમાં બેઠો તે જોઇને પેલી વાતની જરાએ દીલગીરી થઇ નહીં.

મીનાર્ડ રાજા સ્ટેનીસલાસની બેસવાની જગો યાદ આવ્યાથી નિસાસા મુકવા લાગ્યો. પણ પર્શિઆના રાજાની તપખીરની દાબડી રહી હતી ને તે શીવાય ત્રણ લુઇના બાટલી ઉંચા ટોકે દારૂની બાટલી રહી ગઇ એથી નિરાંત વળી.

---

## ભાગ ૬.

આપણા પ્રવાસી પાસેના ગામમાં ગયા ને ત્યાં જમવા બેઠા. ગાડી ને પૈસા એ બેવડું નુકસાન તેના મિત્ર બેરનને અમત્રું પડયું તેમા તેણે એવી તો શાંતતા રાખી કે તે જોઇને મિનર્ડ મોટી તારિફ કરવા લાગ્યો.

ડયુ૦—લક્ષ્મીની ચંચળતા ઉપર વિદ્વાન લોકો વિશ્વાસ રાખતા નથી. હું તો એ અભિપ્રાયનો છું કે શ્રીમંત થવા કરતાં ગરીબ રહેવું સારૂં.

ફ્રેડરીક—મારા બેરન સાહેબ, તમારી તે શી વાત? દુનિઆમાં એવા પણ માણસો હોય છે કે જ્યાં સુધી પાસે દ્રવ્ય હોય છે ત્યાં સુધી બ્રહ્મજ્ઞાનની વાતો કરે છે, જેવી રીતે સંકટ આવી ગયા પછી હીંમતની વાતો કરે તેમ.

મી૦—હું તો કાંઇ મોટા માણસમાં ખપવા માંગતો નથી. પણ
ાણું કામ એવું છે જે વખત વિચારી કામ લેવું. પણ એટલું તો હું
ા કરૂંછું કે એક સારી તળાઇ ને સારૂં ટેબલ જો ચોરાઇ જાય તો
ાહન કરવાને પણ મોટી વિદ્વતાની જરૂર છે. સારી તળાઇ એટલે ઉંચી
ાઇ એવો અર્થ નથી.

ડયુબર્ગના જોવામાં આવ્યું કે મીનાર્ડે વીસીવાળાને ચુકવી આપ્યું.
ફ્રેડરીક તરફ ધીમેથી-કેમ તું પૈસાની થેલી રાખતો નથી કે શું ?

ફ્રેડરીક—ના. મારા બાપે એની પાસેજ રાખવા આપી છે.

ડયુ૦—એ વાત ખાસી ! હું મારો ભાગ આપી શકતો નથી એમ
જાણશે તો મારે માટે એ શું વિચાર કરશે ?

ફ્રેડરીક—એમ હતું ત્યારે એમ કેમ કહ્યું કે પંદર હજાર ફ્રેંક
ા પાસે છે. એમ કાં નહી કહ્યું કે બધા પૈસા ચોરાઇ ગયા. ?

ડયુબર્ગ—એમ નહી કહ્યું. એનું કારણ એટલુંજ કે જે વેશ લીધો
પુરો ભજવવો. ને તારા મજાની મહેરબાનીથી મારૂં ગાડું નીભ્યું
ા છે એ વાતની તારા શીક્ષકને ખબર નહીં પડે માટે.

ફ્રેડરીક—મારાથી કાંઇ મીનાર્ડને એમ નહીં કહેવાય કે તું મને બધા
ા આપી દે. તેથી તેના મનને ઘણું ખરાબ લાગશે.

ડયુબર્ગ—મને એ કામ સોંપી દે. હું એવી તદબીર લગાઉં કે તે
ા એની પાસેથી આપણી બેંક તને આપી દે એવું ન કરૂં તો મારૂં નમ
મર્ગ નહીં.

ફ્રેડરીક—શી રીતે ? જવાબ—તે તને હળવાં જણાશે.

ફ્રેડરીક—પણ જો તારા હાથમાં પૈસો આવે તો એટલી બધી હદ
ા ઉમરાવપણું રાખતો નહીં. યાદ રાખ કે હજી ઘણા દીવસ કાઢવાનાછે.

ડયુબર્ગ—તું એમ ધારે છે કે હું પારિસમાં હતો તેહવો ઉડાઉ છું.?
ા પ્યારા ફ્રેડરીક, એમ નથી. મારામાં બહુ ફેર પડયો છે. હું હવે જુ-
ા રમવાનો નથી. તારી સાથે પ્રવાસ કરતાં મારે એ લત છોડી દેવી
ાહું તો ડહાપણ વાપરૂં છું. તું જોશે કે હું જાતે બીજો મીનાર્ડ.

ફ્રેડરીક—તે ચોર આવ્યાનો પાટ ઠીક રચ્યો અને મંગળાચરણ
ા કર્યું.

ડયુબર્ગ—મેં મનમાં એ જુની ભાંગેલી ગાડી દુર કરવા માટે
યુક્તિ રચી હતી.

ફ્રેડરીક—મારા વાલા મિત્ર, પણ તપાસ, આ બધી વાતો મિનાર્ડ

આગળ કરતો નહીં, તારા બોલવામાં દરેક શબ્દ ઉપર તેને વિશ્વાસ છે. જાણે તુ દેવનો દુત હોય તેવી રીતે. ને સઘળા સંશય દુર કરવા માટે મેં એવી ખાતરી કરવાને મારે કહ્યું છે કે તારા કુટુંબની સાથે મારે સારી રીતે ઓળખાણ છે.

ડયુ૦—તેં બહુ ડાહાપણનું કામ કીધું. મારો દરજ્જો સચવાય તેવી રીતે મારે જેટલું બોલવું જરૂરનું છે તેટલું જ બોલુંછું. પણ હું પોલ દેશનો ઉમરાવ છું એ વાત તું ભુલી જતો નહીં.

ફ્રેડ૦—પણ જો તું તેની આગળ બીટનીની મલાઇ ને માખણની વારેવારે વાત કરશે તો એ કહ્યા વિના રહેવાનો નથી.

આપણા પ્રવાસીઓએ ગાડીમાં બેસી ઝડપથી રસ્તો કાપ્યો. આગલે ગામે જઇ વિસામો લેવાનો વિચાર હતો, પણ ત્યાં જતાં માર્ગમાં વચ્ચે મોટું ઘાડું જંગલ પસાર કરવાનું હતું; ડયુબર્ગે પોતાના વિચાર ગોઠવી રાખેલાજ હતા ને આટલીવાર જે વિષયપર ભાષણ ચાલતું હતું તે વિષય કરતાં જુદાજ વિષયોપર ભાષણ કરવા લાગ્યા. કારણ તેને એટલી ખબર હતી કે માણસ જેવી સ્થિતિમાં હોય તેમાં રહી ભાષણ કરતાં તે ભાષણને સ્થિતિનો ઓપ ચહડે છે એટલે સ્થિતિનુસાર ભાષણનો રંગ બદલાય છે ને આ દુનિઆમાં ને નાટકમાં કોઇ મોટી મસલત યુક્તિથી પાર પાડવાની હોય તો અગાઉથી તેને યોગ્ય રીતે ગોઠવીને પછી ધીમે ધીમે પ્રસંગ વિચારીને દુનિઆમાં કે નાટકમાં પ્રેક્ષક આગળ રજુ કીધાથી મનમાં હોય તે પ્રમાણે તેમાંથી પરીણામ આવીને તે કામમાં યશ મળે છે.

ડયુબર્ગ—પ્રવાસ કરતાં બીજું કશું મને વધારે અનુકુળ આવતું નથી. પણ અરેરે આપણો હેતુ પાર પાડવામાં કોઇ વેળા એવો અણધાર્યો બનાવ આવી ઉભો રહે છે કે આપણી ગોઠવણો ફસકી જઈ આનંદ એટલે રંગમાં ભંગ થાય છે.

ફ્રેડરીક—આવા બનાવ સંસારમાં ઘણી વેળાએ આપણા જોવામાં આવે છે. મને તું એવો દાખલો આપી શકશે કે આવતી કાલે શું બનવાનું છે તે તું જાણી સકે ?

બીનાર્ડ—વાઇ-કાઉંટ-ડી-મોરૂવીલનું બોલવું સાચે, સાચું છે. ઘણી વખતે ભુલાવો ખવડાવનાર આશા રૂપી સરિતાના પ્રવાહમાં આપણે પણ જઇએ છીએ એનો હું દાખલો તમને આપું. આપણે કાંઇ એમ ધારતા હતા કે આપણને આવી દુર્ગંધવાળી મલાઇ ખાવાનો વખત આવશે ?

ડયુ૦—આવા બનાવો બને ત્યારે યુક્તિથી તેમાંથી કેમ પાર ની-

રી જવું એ વિદ્વાન માણસને સારી રીતે આવડે. પણ પ્રેમ અને
આનંદમાં ઘણી વેળા નાસીપાસ થવું પડે છે એટલુંજ નહીં પણ એવા
। બનાવ બને છે કે જ્યાં આગળ માણસ ગમે તેટલો ડાહ્યો ને વિદ્વાન
ય તો તે ડાહાપણ ને વિદ્વતાનો કાંઇ પણ ઉપયોગ થઇ શકતો નથી.
તેની સામા માણસથી ટકી શકાતું નથી. આવો કાળ જોસમાં પોતાની
ખે માણસના વિચારોને ઉરાડી મેલે છે. અને એને માણસ નિરૂપાય
પ પોતાનો વાંક હોય તોએ તે ન આગળ આણતાં પોતાના મનનું
તેજ સમાધાન એવી રીતે કરે છે કે જે બનતું સર્જીત હતું તેમ થયું.
વે નસીબની વાત. જેમ શસ્ત્રના પ્રહાર ઝીલી લેવા ઢાલ આગળ કીધાથી
નાપર પ્રહાર પડી શરીરને નુકશાન પોંચતું નથી તે પ્રમાણે નસીબ બ-
ારે મુગે મોંડે માણસના ઠપકા સહન કરે છે. તેનામાં શક્તિ હોત તો
મારૂં શું ચાલવા દે ! પણ નસીબ હાથ પગ વિનાનું લુલુ પડયું તેથી
ોચી મુડી ઘાલીને દોષ રૂપી ઘા મુગે મોઢે સહન કરતું જાય છે.

આ ભાષણ સાંભળીને બચારો મિનાર્ડ તો સડક થઇ ગયો. પણ
આશાથી ડયુમર્ગના મોં તરફ જોવા લાગો. પણ ડયુમર્ગનો ચેરો એવો ગં-
ભીર ને શાંત હતો કે તેથી એના મનની આશા ફળીભુત થઇ નહીં.

મી. મીનાર્ડ—(વિચાર કરી) જે બનાવો વિશે લાર્ડ સાર્ડેગે કહ્યું તેવા
બનાવો પ્રવાસીને મળે તો પછી પુછવુંજ શું ? એમ કહેવાય છે કે ઇ-
ટાલી દેશ ઘણો ભયંકર દેશ છે. પણ તમે મા.-ડી.-પોટોસ્કી, દુનિઆના
ઘણા દેશમાં ફરેલા છો. એટલે તે દેશની તમને વધારે ખબર હોવી જોઇએ.

ડયુ૦—એમાં શક શો છે. ? ઇટાલી દેશમાં ચોર લુટારાઓના ટોળાં
ફરે છે. પણ ઇટાલીના ચોરને માટે એવી એક ચમત્કારિક વાત છે કે
ત્યારે સૂર્યના સખત તાપને લીધે લોકો દીવસે બહાર નિકળી શકતા નથી
। વખતે મધ્યાન્હે પ્રવાસી લોકો ઉપર હુમલા કરે છે. એવા ચોર ને લુ-
ટારા ઇટાલી, જર્મની ને ઇંગ્લાંડ દેશમાં છે એટલુંજ નહીં પણ ફ્રાન્સમાંએ
ઘણા છે. તેથી ફ્રાન્સમાં પ્રવાસ કરવો એ તેના જેટલુંજ જોખમ
ભરેલું છે.

મી. મીનાર્ડ—શું ફ્રાન્સમાં ચોર લુટારા દીવસે પ્રવાસીને લુટે છે ?
હું જાણતો હતો કે આ દેશમાં રસ્તા સલામત હશે.

ડયુ૦—શું તમે કોઇ દીવસ વર્તમાનપત્ર વાંચતા નથી મો. મીનાર્ડ ?

જવાબ—ક્વચિતજ.

ડયુ૦—જો તમે વાંચત તો તમારા જાણવામાં હોત કે સીનાર્ડ, ઓન્ડી,

ફ્રાંટેંબ્લો એને વિલર્સ કેરરેટસના જંગલોમાં લુટારાઓ ફરે છે.

આ વાત સાંભળી ગરીબ બીચારા શિક્ષકનું લોહી ઉડી ગયું. ને તે બોલ્યો-"અરે! અરે! હાય! હાય! હવે કેમ થશે?

ડયુ૦-દુર્દૈવવશાત્ દહાડે દહાડે તેઓ બહુ હીંમતવાન થતા જણાય છે. પેહેલાં તમારા જોગાને માત્ર લુંટી લેતા પણ હાલમાં તમારૂં ડોકુંજ ઉડાવે; ને તમારા શરીરના કટકે કટકા ન કરે તો તો મોટું ભાગ્ય.

મીનાર્ડ-પછી થઇજ ચુકયું તો. જો મને અગાઉથી ખબર મળતે-(એમ કહી સભય ચારે તરફ જોવા લાગ્યો. કારણ આ વેળા ઘોડા ગાડી જંગલમાં પ્રવેશ કરતી હતી.)

ડયુ૦—મારા વાલા મિનાર્ડ કાંઇ ડર મનમાં રાખનો નહીં. લુંટારા માત્ર પૈસા જેની પાસે હોય તેનેજ હેરાન કરે છે; ને તેમ બન્યું તો બધાને લુટારાના બંધનમાંથી મુકત કરવાને એકલા એજ પૈસા આપવા પડે છે; તેને ઝાડની સાથે બાંધે છે. ને તેની પાસે કંઇ પૈસા સંતાડયા છે કે નહી તે જોવા ખાતર તેના અંગપર એક પણ કપડું રહેવા દેતા નથી. અને વળી—"

મી૦—(વચમાં બોલ્યો) મારા લાર્ડ તમે જે કહો છો તેથી મારો જીવ બહુ ગભરાય છે.

ડયુ૦—કેમ વારૂં?

મીનાર્ડ—(ધીરેથી) પૈસાની થેલી મારી પસે છે,

ડયુ૦-મો. મીનાર્ડ, જો એની મને ખબર હતે તો આટલી ખુલ્લી રીતે હું બોલતે નહીં. મારા મનમાં કે ફ્રેડરીક પાસે થેલી હશે. આવી બાબતમાં જેનો જીવ તેને સંભાળવાનો છે. સબ સબકી સમાલીએ, મેં મેરી ફોડતા હું; એવી વાત છે.

મીનાર્ડ—મારા લાર્ડ—મારી પીસ્તોલ હું કદી મારી સાથે રાખતો નથી.

ડ્યુ૦—પણ આપણને તેનો ઉપયોગ ઘડી ઘડી પડે છે. આ વખતે આપણે એવા જંગલમાંથી પસાર થઇએ છીએ કે મારા ત્રણ મીત્રનું એક વેળા ખુન થયું હતું ને એને બહુ હેરાનગતી પોંચી--

મીનાર્ડ--શું! આજ જંગલમાં! કેવું ધાડું ને ભયાનક દેખાય છે! એમ કહી આસપાસ અંધારા તરફ જોયું, જેમ જેમ આગળ ગયા તેમ તેમ અંધારૂં વધતું ચાલ્યું ને તેથી પોતે વધારે બીવા લાગ્યો,

ઘોડાવાળા તરફ વળી બોલ્યો. "જુવે છે શું, ઘોડા મારી મુક હવે," પણ ઘોડાવાળાને અગાઉથીજ ડયુબર્ગે શીખવી મુકેલો તેથી ગાડી પેહેલાં

કરતાં ધીરે ચલાવવા લાગ્યો.

ફ્રેડરીક મુંગો બેસી કાંઇ વિચારમાં પડ્યો હતો. ડયુબર્ગે પોતાના ગજવામાંથી પિસ્તોલો કાઢીને બરાબર તપાસી જોઇને વારે વારે સભય અંતઃકરણથી જંગલ તરફ જોવા લાગ્યો.

મીનાર્ડે થોડીવારે એક પાકીટમાં મુકેલું બંડલ કાઢ્યું તેમાં માત્ર નહીં ચુકવેલા બીલો હતા; તેણે કહ્યું:—"આટલી મારી પાસે રોકડ છે. જે પંદર હજાર ફ્રેંક મારી પાસે છે તે આ બંડલમાં છે. ફ્રેડરીકના પૈસા જેમ તને સંભાળવાને આપેલા છે તેવા મારા પણ તું સંભાળશે તો ઠીક થશે. જ્યાં આગળ આપણે મુકામ કરીશું ત્યાં અમારા બન્ને માટે તું નાણું ચુકવી આપજે. તને હમારા બન્નેનો ખજાનચી બનાવીએ છીએ.

આ પ્રમાણે કહી તેણે ડયુબર્ગને પાકીટ આપ્યું. તે જોઇને ડયુબર્ગ મનમાં રાજી થઈ હવે આગળ કેમ કરવું તેના વિચારમાં પડ્યો. પોતાના ઉપર મીનાર્ડનો ભરોંશો છે એમ જાણી કહ્યું મને શું કામ આપોછો. એટલામાં જંગલમાંથી એક કીકીઆરી સંભળાઇ.

ડયુ૦—(જાણી જોઇને આતુરતાથી આસપાસ જોઇ) બોલ્યોએ શું થયું.

શિક્ષક—આપણને લુટવાને ચોરતો નહીં આવતા હોય મારા લાર્ડ.

મી૦—ફ્રેડરીક તો ઉંઘી ગયો છે. એને જરા ઉઠાડો!

ડયુ૦—એને જગાડવાની કાંઇ જરૂર નથી, તારે ને મારે હવે લડવાનું છે સાંભળ્યું મો. મીનાર્ડ.

ફ્રેડરીક—ઉંઘવાનો ઢોંગ કરી આ વાતચીત કાન દઇને સાંભળતો હતો.

ડયુ૦—આ પાકીટ મુક ને પીસ્તોલ રાખ જોજે પીસ્તોલ ભરેલીછે. ગરીબ મીનાર્ડ તમે રાખો મારા લાર્ડ હું શું કરૂં હવે તમે જો હમો બન્નેનું રક્ષણ કરશો તો બહુ સારૂં થશે!

એમ કહી મીનાર્ડ ગજવામાંથી નોટોનું બંડલ અને સુનાના સીક્કાની થેલી કાઢી મોટી આજીજી સાથે ડયુબર્ગના હાથમાં મુકી.

ડયુ૦—મારા મહેરબાન ખરેખર જોતાં તો હું એ પૈસા મારી પાસે કેમ રાખી શકું. ફ્રેડરીક મારાપર ગુસ્સે થશે.

મી૦—ના. ના. તેમ બનવાનું નથી ઉલટું તેથી તેને સારૂં લાગશે.

" આણીગમથી ચાર હથીઆર બંધ માણસો આવે છે" એમ ઘોડાવાળાએ કહ્યું.

મી૦—ઓત્ તારી થઇ ચુક્યું માર્યા ગયા ને ભયથી રૂની પુણી જેવો ગયો.

ડયુબર્ગ૦—( થેલી ને નોટો લઇ ) ચલ તમારા પૈસા આપો ચલો જલદી થાઓ મીનાર્ડ ગાડીમાં તળીએ ભરાઇ ગયો. ઘોડાવાળાએ બુમ પાડી, ને ઘોડાને સડાસડ ચાબકા મારવા લાગ્યો. ડયુબર્ગે ગાડીની બારીમાંથી ડોકું બહાર કાઢી હવામાં એક ઉપર બીજી એમ ફડાફડ બાર કીધા.

ફ્રેડરીક૦—ઢોંગી નિદ્રામાંથી ખળભળી ઉઠયો. ગાડી પવનની મીસાલે ચાલી ને થોડી મીનીટમાં જંગલનો મારગ પસાર કીધો.

ડયુ૦—( મિનાર્ડનો હાથ ઝાલી ) ચાલો આપણે બચ્યા ખરા.

શિક્ષક—એમ કે. સાહેબ.

ડયુ૦—હવે આપણે જંગલમાંથી બહાર આવ્યા. હવે ધાસ્તી જેવું કાંઇ નથી. મોટું નસીબ કે કાંઈ બન્યું નહીં. કેમ ફ્રેડરીક ખરી વાત કેની?

મી૦—ને પેલા ચોર.

ફ્રેડ૦—મેં એને તો ઠાર કીધા ને એ ઉભી પુંછડીએ નાઠા.

મી૦—તમારા જેવાનો સંગાથ થયો એ કેવી નસીબની વાત !

થોડી વારમાં બીજા ગામડામાં આવી પહોંચ્યા; ડયુબર્ગે પોતે પોતાની યુક્તિ પાર ઉતરી તેથી રાજી થઇ ખજાનચી બની જે ઘોડાવાળાએ આ કામમાં મદત કરી તેને એક લુઇ ઇનામમાં આપ્યો.

---

## ભાગ ૭.

---

મીનાર્ડે આપી તેટલી રકમ એકી વખતે ડયુબર્ગની પાસે કોઇ દીવસ આપી નહતી. ઘણુંકરીને શેહેરમાં રેહેનારા યુવાવસ્થાએ પોહોંચેલા માણસોને કરકસર શું ચીજ છે તેની ખબર હોતી નથી; અને જે માણસ જુગાર, એશઆરામ, ને મોજમઝામાં રહેલો અને જે માત્ર વર્તમાન કાળ વિષે વિચાર કરેછે ભુતકાળને ભુલી જાયછે, ભવિષ્ય ને માટે કોઈ દીવસ વિચાર કરતો નથી. તેને દ્રવ્ય સંચય કેમ કરવો તેની શી ખબર હોય. તેથી આઠ હજાર ફ્રેંક ( એ રકમમાંથી ખરચ માત્ર થોડો થયો હતો ) એટલી રકમ ડયુબર્ગના વિચારમાં મોટી અખુટ પુંજી હતી. આ બધી રકમનો તે માલેક ન હતો. તેમ તે માત્ર ખજાનો સંભાળનાર હતો. તેથી મનમાં આવે તેમ કરવાને ફરમાવવાને અને ખરચવાને પૂર્ણ છુટ હતી. જેનો પૈશો હતો તે કાંઇ એને પૈશાનું શું કીધું એમ પુછનાર નથી એવી તેની ખાત્રી હતી પણ તેણે પોતાને માટે એ પૈસામાંથી એક પૈ પણ ખરચી એવો ન હતો. પણ જેના પૈસા હતા તે મીત્રથી સુખ મળતું

હતું 'તેને માટે ઉદારતાથી ખરચવાને આગળ પાછળ જોતો નહી'.

ડયુબર્ગે સારૂં ભોજન તૈયાર કરી આણવાને કહ્યું, ને પ્રવાસીજનો સાંજની વેળા એક ખાનગી ઓરડામાં વીસીના સારામાં સારા ભાગમાં જમવા બેઠા.

ટેબલપર ખાનું આવ્યું કે ફ્રેડરીકે પૂછ્યું " મારા વાલા મિત્રો શું તમે ગાંડા બન્યા કે શું ? તમે દશ બાર માણસનું ભોજન તૈઆર કરવાને કહ્યું.

ડયુ૦—મારા વાલા ફ્રેડરીક મને બહુ ક્ષુધા લાગી છે; અને હું ખાત્રી પૂર્વક કહુંછું કે મિનાર્ડ પણ જમવા બેસવાની વાટ જોતો હશે.

મી૦—( રાતની હવાથી ભુખ્યો ડાંસ જેવો થએલો ) મારા લાર્ડ કહેવું બરાબર છે.

ફ્રેડ૦—હું શરતની સાથે કહુંછું કે વીસીમાંના બીજા માણસોને બેરન, તમારે લીધે અપવાસ કરવો પડેછે.

ડયુ૦—તેમને જોઇએ તે ભલે ખાય. હું ધારૂંછું કે આપણે પાછલી વીસીમાં જેવું ખાધું તેનો ખંગ અહીં વાળી નાખવો.

મી૦—હું બેરન સાહેબના મતને મળતો છું ગઇ રાતે જેવો હલકો ખોરાક ખાધો તેનો બદલો આજે વાળવો જોઇએ પણ.

ડયુ૦—મારા વાલા ફ્રેડરીક, તમે એમ ધારોછો કે હમારે સીયાળવાળા પેઠે રહેવું ને ખાવું જાણે હમે પગે ચલાનારા પ્રવાસી હોઇએ તેમ; આપણે આપણી આબરૂ પ્રમાણે ચાલવું જોઇએ. ને હું તમને કહુંછું કે, મને—

મી૦—લાર્ડ સાહેબનું કહેવું સાચું છે. મો. ફ્રેડરીક તમને ખબર છે કે કાઉંટ સાહેબની એવી મરજી હતી કે તમારે પ્રવાસમાં તમારી આબરૂ પ્રમાણે રેહેવું."

ડયુ૦—(ગ્લાસમાં હાટેલમાં જે જુનામાં જુનો દારૂ હતો તે રેડીને) હું ધારૂં છું કે તમારે તમારા બાપે જેમ કહ્યું છે તેમ ચાલવું જોઇએ; ને તમને સારો દાખલો મળે તે માટે હવે હું પોતે મારૂં ખરૂં સ્વરૂપ ધારણ કરીશ કારણ પારીસ શેહેરથી આપણે એટલા દુર આવ્યા છીએ કે હવે છુપું રાખવું એ કાંઇ જરૂરનું નથી, બધુ થઇ ચુક્યું. હમો આ વખતે મારી પદવીઓ પાછી લઇશ ને મારી ખાતરી છે કે દરેક જણ મને ઘટતું માન આપશે."

ફ્રેડરીક—અલ્યા ડયુબર્ગ, ડયુબર્ગ, તું કાંઇ વળી હમને બીજા ફાંદામાં લાવવા માંગે છે કે શું !

પણ ડયુબર્ગે એના કેહેવા સામું જરાપણ લક્ષ આપ્યું નહીં; તેનું મસ્તક દારૂ પીવાથી ફરી જતું હતું તેના મનમા અત્યારે જાણે રાજા.તેણે

ગલાસપર ગલાસ ઠોકયા. અને મિનાર્ડ તો ભોજન ઉપર સકત હુમલો ચલાવ્યો.

ડયુ૦—કેમ મો. મીનાર્ડ મારો વિચાર તમને પસંદ પડે છે કે નહીં.

શિક્ષક—તમને લાર્ડ સાહેબને ખબર તો છે કે હું તમારાથી વેગળો નથી

ડયુ૦—ત્યારે ચાલો બધાનો વિચાર છે તો હું કહું છું કે હું બેરન, પેરેટાઇ વગેરે વગેરે છું ને આ વાત આપણે જ્યાં જઇશું ત્યાં કોઇ ખોટી પાડે તો થઇ ચુકયું.

મીનાર્ડ—(નીચો નમીને) તમારી રીતભાત ઉપરથી તમો નામદારનો દરજ્જો જણાઇ આવે છે.

ડયુ૦—અચ્છી કીધી. એનો અર્થજ એ કે દરજા પ્રમાણે જેવું તેને માન આપવું જોઇએ, ફ્રેડરીક તો આપણી સાથે બેસવાને ના લાયક દેખાય છે. કેમ મિ. મીનાર્ડ જરા લેશો. ચાખો તો ખરા.

ડયુ૦—ઘણી ખુસીથી મારા લાર્ડ મો. મીનાર્ડ, જ્યારે આપણને કાંઇ મળે નહી તારે મોટી મોટી ડાહપણની વાતો કરીએ છીએ. પણ ખરૂં ડાહાપણ કયારે કે જ્યારે આપણે દુનિઆના સુખ કેની રીતે ભોગવવાં તે જાણવામાં આવે ત્યારે કેમ મી. મીનાર્ડ, ખરૂં કેની ?

શિક્ષક—વાત સાચથી વેગળી નથી. પણ જૂવેનલ કરીને એક વિદ્વાન એમ કહે છે કે સુખ પણ હદમાં રહીનેજ લેવું.

ડયુ૦—હું ધારૂં છું કે જુવેનલની હોજરી ઘણી નબળી હશે.

શિક્ષક—હા, એ વાત ખરી.

ડયુ૦—મિ. મીનાર્ડ આ બીજો ગલાસ ઉડાવ.

શિક્ષક—ખરી વાત લાર્ડ સાહેબ

ડયુ૦—આ ગલાસ પીતાં હું એનેક્રેઓન, એપીકયુરસ, હોરેસ, ને એવા સઘળાની તનદુરસ્તી ચાહું છું.

મિ૦ તમે લ્યુકુલસનું નામ તો ભુલીજ ગયા.

ડયુ૦—હા, ખરેખર લુકુલસને માટે બીજો ગલાસ ઉઠાવ. ભુતકાળના વિદ્વાનોને સંભારીને પીતાં વર્તમાન કાળ ભુલી ગયા ને ડયુબર્ગે ટેબલ પાસે ઉઠીને કહ્યું-રાજા, કેકો, કેપાકના પેસેટાઇન એ બધા મારી શી વિસાતમાં.

ફ્રેડરીક—તું શું બકે છે એ નો જરા વિચાર રાખ.

ડયુ૦—(મોટી બુમ પાડીને) ફીકર નહી મારી તેનો જવાબદાર હું છું મી. મીનાર્ડ જેવો માણસ થશે નહી, કેવો માયાળુ ને તેને માટે સંશય આવશે તો હું તેનું સમાધાન કરીશ. ડયુબર્ગેને માટે સુદૈવે મો. મીનાર્ડને પોતાની પાસે શું બને છે તેનો થોડોજ ખ્યાલ હતો. ઉમદા

મિત્રોની સાથે દારૂના જામ પર જામ પીવાથી એના પર એવી અસર થઇ હતી કે ઓરડીમાં જઇને સુઇ રેહેવાનું એને મન થયું. તેની ખુરસીપરથી ઉઠી બીછાનામાં પડયો ને જરાં ભીંતને ટેકો આપતો ને વિચાર કરતો કે બીછાનું અહીંઆં વગે. પાંચ ફુટ ઉંચું તે. નક્કી હશે. આનંદની લેહેરમાં કપડા ઉતારી નાખ્યાં; કારણ બેરને જે જમણ કરાવ્યું તેથી મનમાં રાજી થયો પણ પોતાની શેતાની પારકાના હાથમાં ગઇ તેથી જરા દીલગીર થયો. તે જાણતો હતો કે તેના હાથની વાત હોત તો આવું ઉંચું જમણ કરવાનો હુકમ આપતે નહીં. ને જાણતો હતો કે તેના જેટલીજ બેરનને ખાવા પીવાની ઘણી હોંસ હતી. તેથી બેરન પોતે ખરા સ્વરૂપમાં બહાર પડયો હતો તેને લીધે રેહેણીની ઉંચી રીતભત આગળ જતાં રાખશે. સારાંશમાં મો. મીનાર્ડ પોતાના સાથીઓથી લોભાઇ ગયો હતો ને ડયુબર્ગે જે રીત ચલાવી હતી તેના કેજા વિચારમાં તે નિરાશ થઇ ગયો.

બીજે દીવસે સવારમાં ફ્રેડરીકનો ડયુબર્ગને અડકાવવાનો વિચાર હતો.

ડયુબર્ગે કહ્યું—"તું આ પૈસા તારી પાસે રાખની ? તારે ફાવે તેમ કરજે. મને એટલોજ ડર છે કે તારા ગમગીનીમાં તું રહે છે તેથી ખાણાનો વિચાર તો સુઝતો નથી ને જ્યારે કાંઇ સુખને માટે પ્રયાસ કરે છે ત્યારે તે ખાણાને માટે ઝાઝો વિચાર કરતો નથી.

ફ્રેડરીક—તારે જરા હાથ રાખીને ખરચ કરવો જોઇએ,

ડયુ૦—મારા વા'લા ફ્રેડરીક, ખરૂં બોલ. જે મિત્રોથી તને ગમત મળે છે તેથી તું રાજી નથી ? એક મિત્ર તને બોલી આનંદ આપે છે ને બીજો સારી સારી વાનીઓ જમી આનંદ આપે છે. ફેર એટલોજ.

ફ્રેડરીક—પણ જગતમાં પદવીવાળો મોટો માણસ બની જવાનો જે ઢોંગ મચાવ્યો છે તેનું કારણ શું ?

ડયુ૦—તેથી આપણને ગમત મળે. તમે વાઇકાઉંટ છો ને તમારા જેટલોજ હું થાઉં તેટલા માટે મારે પણ બેરન બનવું જોઇએ.

ફ્રેડરીક—તેથી માત્ર પૈસાની ખરાબી થશે.

ડયુ૦—હજી આપણી પાસે પૈસા ઘણા છે. ને તે બધા ખરચાઇ જશે તો તને તારો બાપ આપશે ને મને મારી કાકી આપશે.

ફ્રેડરીક—હા, તું તો તારી કાકી પાસેથી પૈસા મંગાવ,

ડયુ૦—તું જાણે છે કે તારા શિક્ષકને જે હું કરૂં છું તે ગમે છે.

ફ્રેડરીક—તું એને દારૂ પાય છે, ને તે શું બોલે છે તેજ તે સમજતો નથી.

ડયુ૦—મોંશ ધાશ્રા ફ્રેડરીક, મનમાં કાંઇ ધારતી શખતો નહીં જેમ અને તેમ સઘળી વ્યવસ્થા હું કરીશ.

ત્રણે સદ્ગૃહસ્થો પ્રવાસ કરવા નિકળી પડયા. ફ્રેડરીકના ઘોડા ચારે પગે નાઠા. મીનાર્ડ તો બહુ બીનો ને મનમાં બોલ્યો મોટા માણસોની ગાડી બહુ દોડતી હશે. એમ કહી પોતે અચકાથી ગબડી ન પડે માટે ગાડીનું બારણું સજજડ ઝાલી રાખ્યું જે જે વાસામાં ગયા ત્યાં રાજાના જેવા પુજાયા. સારા ઓરડાઓ. સારાં ભોજનો, જુનો દારૂ તેમને મળતો.

મી. મીનાર્ડને તો અચ્છો તડાકો પડયો એના મનમાં કે કોંઇટડી મોંટ્રીને જે પદર હજાર ફ્રેંક આપ્યા હતા તે પણ ખરચમાં આવી જવાના. શવાનો પેલેરાઇન કાંઇ એવો માણસ નથી કે પોતાના અને ફ્રેડરીકના પૈસામાં અંતર ગણે. આ પ્રમાણે આપણા પ્રવાસીએ પ્રવાસમાં આગળ વધ્યા. ને થોડા વખતમાં લાયન્સ શહેરમાં આવી પોહોચ્યા. માર્ગમાં કુદરતી દેખાવ જોવાને અને ઘોડાને વિસામો આપવાને થોભતા. પણ લાયન્સ શેહરમાં થોડા દીવસ રહેવાનો વિચાર કીધો ફ્રેડરીકને શેહેરના પરા જોવાના હતા. હ્રોન નદીના કીનારે ફરવું હતું ને પારિસ શહેર જેટલી મોજમઝા લાયન્સ શહેરમાં મળી શકતી તેથી તેના સાથીઓને ઘણો આનંદ થયો. તેઓ બધા એક સારી વીસીમાં જઇને ઉતર્યા. આવા મોટા માણસો આવ્યા એવાત સર્વત્ર ફેલાઇ ગઇ. ફ્રેડરીકનો સારો દેખાવ ડયુબર્ગની બનાવટી મોટાઇ. ને મીનાર્ડ જે મળે તેના કાનમા કેહેતો કે આ બેરન પેટોરફી સવાને સેંડોમીરના પેલેરાઇન અને આ બીજા ગૃહસ્થ વાઇકાઉન્ટ-ડી-મોંટ્રીલ છે. તેથી આખા લાયન્સ સહેરમાં આ વાત સર્વત્ર પ્રસિદ્ધ થઇ ચુકી. આ પ્રવાસી વીસીમાં છુટે હાથે પૈસો ખરચતા હતા. ને આજ કારણથી તેઓની લાયન્સ શહેરમાં પ્રસિદ્ધી થઇ.

ડયુબર્ગને પેહેલે મળે રવાગે આપ્યો હતો ને બીજા પરોણાઓ સાથે જમતો નહી તેણે વીસીવાળાને કિંમતી ભોજન ને ઉંચો દારૂ બાજુપર મુકવાનો હુકમ આપ્યો. ને ફ્રેડરીકે તેને કહ્યું કે તારે ગમે તેમ કર પણ ખરચ હાથ રાખવાને કરજે. પણ ડયુબર્ગે કંની તે વિશે ખાતરી કરી કે જેથી ફરીથી ફ્રેડરીકે તે વિશે કહ્યું નહીં. મી. મીનાર્ડને માટે કહીએ તો જે માણસ તેનો સુખદાતા બન્યો હતો એવા મેહેરબાન મળી આવ્યા એવું જાણી તેના હર્ષનો પાર રહ્યો નહીં.

મીનાર્ડના હાથમાં પોતાનો હાથ રાખી ડયુબર્ગ ચાલતો. મિનાર્ડ

પોતાની ટોપી માથાઉપર જરા પાછલી બાજુએ નમતી રાખતો, કારણ કે બીજા તેને જોઇ શકે ને પોતે આરામીયતની અને બેદરકાર ભરેલી રીતે ચાલતો તેથી તેની મરજ ચાલની સાથે બીલકુલ મળતી આવતી નહીં. ડયુબર્ગ સવારથી તે ભોજન સમય થાય ત્યાં સુધી શિક્ષકો સાથે લઈ ગામમાં ફરતો જતો. પલેટાઅને એક ઉચી ટોપી ખરેદી કરી તેના ટોચપર કાળુ પીંછું બોરની આસપાસ પીળાશની સાંકળી બાંધી; એવી ટોપી માથે મુકતો કે જેથી કેઈ ગામ કરીને જતો હોય એવું લોકોને માલમ પડે, પણ બાકી બીજે પોશાગ તેની ટોપીના ભપકાને મળતો આવતો ન હતો. ફરવા જવાને લાયક ગાઢ પેહરવાનો ધારો ન હતો. ડયુબર્ગ પોતાના બુટપર રૂપાનો બકલ ચેહડાવ્યો હતો જેથી તે કોઇ પરદેશી માણસ છે એમ જણાઇ આવે, કોટના બટન ખુલાં મુકતો કારણ પોશાખમાં કોટના બટન ખુલાં મુકવાં એ એક મોટા પદવીવાળાનું લક્ષણ ગણાતું ને આ ચમતકારીક વેશથી લોકો તેની તરફ જોઇ રહેતા. કેટલાક તેને અંગ્રેજ ધારતા કેટલાક રશીઆન ને ઘણા જણ પ્રશીઆન ધારતા પણ આવો વિચિત્ર પોશાખ પેહરેલો ડયુબર્ગ ડોળા કાઢી જોતો તેથી એવું માલમ પડે આવતું કે તે ગમે તેવો માણસ હશે તોએ કેહનાં તરફથી કાંઇ અપશબ્દ કે અપમાન થાય તો તે સહન કરી શકે એવો નથી ઉચી ટોપી ઉપર પીંછાં બેસેલો માણસ કોણ છે એ જાણવાને માટે કેઈ પોતાની ઘ તેજારી બતાવતું કે આરની શકાઇ નહીં અને પોતાની આંખે એક કાચ ચઢાવી! કોણ ચાલ્યો જાય છે તે જાણવાને માટે તો તેની અને તેના સાથીની પાછળ ચાલ્યો જતા તો તેને તે કોણ હતો તે માલમ પડી આવ્યા વગર રહેતા નહી. કારણ મીલાર્ડ મોટેથી બોલતો, તેમાં વિશેષ કરીને જ્યારે બીજા તેની તરફ જોતા ત્યારે વધારે મોટેથી બોલતો. આવે પ્રસંગે મી. લાર્ડ, લાર્ડપલેટામન એનાગણી બોલાવતો તથા પોતાનું ડોકુ દોહોડમણુ નીચુ નમાવતો. ને એટલે લગણ કહેતા ચુકતો નહીકે—રાયા અને સકોમીરના નામદાર લાર્ડ સાહેબ—હું કહુ છુ કે

એક દીવસે પંચ ને જુડીના ખેલ થતો હતો ત્યાં આગળ પુષ્કળ લોક ઉભાં હતાં ત્યાંથી આ બન્ને જણ જતાં તે શું છે એ જોવાને ઉભા રહ્યા. ત્યારે મો. મિલાર્ડ કહ્યું—મારા લર્ડ—આવા ખેલ તરફ તમારા જેવા ઉચી બુદ્ધિવાળાને મોઆબર માણસ જરા નજર કરતા ચુકત નથી એ જોઇને મને ઘણું આશ્ચર્ય લગે છે. ”

ડયુ૦—તમે વિદ્વતા ભરેલા માણસ છતાં એમાંથી શો સાર નિકળે છે

તે તેમને ખબર નથી. પડદાની બાહેર સુખી, હસતાં ને આનંદી ચહેરાનાં માણસો દેખાય છે પણ મારૂં કેહેવું ખરૂં માનજો કે આ કપડાની ભીંતની પાછળ રોટલી માટે રડતાં ગરીબ માણસો છે.

મી. મીનાર્ડ—( નિશ્વાસ નાખીને ) એમ છે શું ? મારા લાર્ડ પેલેટાઇન

ડયુ૦—( જાણી જોઇને માટેથી ) મારી ખાત્રી છે. આ વેળા તેણે મિનાર્ડને બીખારીને આપવા એક લુઇ આપ્યો. મીનાર્ડે તે ઉપરથી કહ્યું કે જ્યારે તમે આટલી મોટી દોલતનો ઉપયોગ કેવો કરવો તે બરાબર સમજી શકોછો ત્યારે જે સેનેકા નામના વિદ્વાને દોલત કેવી ઠગારી ને ખોટી છે તે ઉપર મોટો નિબંધ લખ્યો તેને હું હવેથી એમ સમજીશ કે તે મુર્ખ હતો.

મીનાર્ડે કહ્યા પ્રમાણે લુઇ છોકરીને આપ્યો-મળેલા લોકોએ જોઇ તાળીના અવાજો કર્યા ગરીબ માણસોને આનંદ થયો- ને લાયન્સ શેહેરમાં વાત ચાલી કે કોઈ બહારનો દોલતમંદ ગૃહસ્થ ગરીબોને સોનું આપે છે.

ડયુબર્ગે ફ્રેડરીકને આગ્રહ કીધો કે હવે આપણે આ શહેરમાંથી બહાર પડવું જોઇએ. પણ દહાડે દહાડે ફ્રેડરીક તે વિચાર બાંગી પાડતો. આખરે ડયુબર્ગને એક દીવસે એક પત્ર મળયો જેથી લાયન્સ શેહેર છોડી જવાના તેના વિચારો મોકુફ થયા.

તે પત્ર ઉપર આ પ્રમાણે સરનામું હતું—લાર્ડ, બેરન પોટોસ્કી, પોલના પેલેટાઇન સાહેબને પાચે.

ડયુ૦—સરનામું જોઇ પત્ર ખોલ્યા અગાઉ તે ત્રણચાર વેળા વાંચી જોયું.

ડયુ૦—(મનમાં) મને આ લાયન્સમાં કોણ લખનારછે ? ને આ નામ કોણે લખ્યું હશે વારૂં ?

તેણે વીસીવાળીને પુછ્યું કે આ પત્ર કોની તરફથી મળયું તે કહે. તેનો જવાબ એવો મળ્યો કે તે પત્ર કોઇ ઘોડાવાળો આપી ગયો ને તેણે એમ પણ કહ્યું કે પત્ર બેરનના હાથમાં જવો જોઇએ. ડયુબર્ગે પત્ર ફોડ્યો ને તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

" મારશીઓનેસ ડી વરસેકની બેરન પોટોસ્કી સાહેબને સલામ. લખવાનું કે આજે સાંજે હમારે ત્યાં એક મેળાવડો રાખ્યો છે તેમાં મારશીઆનેસની એવી ઇચ્છા છે કે આપ સાહેબ પધારીને માન આપશોજી. જ્યાં સુધી આપ નામદાર લાયન્સ શેહેરમાં રેહેશો ત્યાં સુધી દર અઠવાડીએ હમારે ત્યાં ગાણું થાય છે તેમાં ભાગ લેશો તો બેરન પોટોસ્કી સાહેબની આગતા સ્વાગતા કરવાને મારશીઆનેસ ડી વરસેક

ખુશી થશે."

પત્રની સાથે મારશીઆનેસ ક્યાં રહે છે તેનો પતો લખેલો હતો. તે ડ્યુબર્ગે બે ત્રણવાર વાંચી જોયો ને તેમાંથી કસ્તુરી ને અમરનો વાસ ઓરડામાં ફેલાઇ ગયો.

ડ્યુબર્ગ—( મનમાં ) આ વળીશું ? મારશીઓનેસ તરફનું આ તેડું છે મને બહુ માન આપેલું દેખાય છે! પણ મેં પોટોસ્કીનું નામ ધારણ કરેલું છે તેની એને કેમ ખબર પડી ? હું ધારૂંછું કે કોઇ છાપકાથી રહેતો તે તરત પ્રસિદ્ધ થાય છે. એ શીવાય મેં પેલા મુરખ મિનાર્ડને બાકરીંછાની પેઠે મારી સાથે ગામમાં ઘસડ્યો ત્યારથી કાંઇપણ નવું જુનું ન થાય તો આશ્ચર્ય.

ડ્યુબર્ગે—વીસીવાળીને બોલાવીને પુછ્યું કે તું મેડેમ ડી વરસેકને ઓળખે છે ?

વીસીવાળી—કોણ મારશીઓનેસ ડી વરસેક મારી જાતે કાંઇ ઓળખાણ નથી, મારા લાર્ડ, પણ તેને નામથી ઓળખુંછું. એનું કુટુંબ ગામમાં જુનામાં જુનું ને દોલતવાન ગણાય છે, મારા જાણ્યામાં છે કે તેનો એક ગામ બ્હાર હ્રોન નદીને કીનારે આ શહેરથી બાર મૈલને છેટે એક મહેલ આવેલો છે.

ડ્યુબર્ગના મનનું સમાધાન થયું તેણે વીસીવાળીને જવા કહ્યું ને હાથ ચોળી બોલ્યો કે 'આ નિમંત્રણ પત્રિકાને માન આપવું જોઇએ.

આ ઓળખાણ કરવી ઠીક છે ને ફાયદાકારક થઇ પડશે. મેળાવડો તો ઘણો થશે એમાં શક નથી. ને કોણ જાણે મને કોઇ બેરોનેસ, અગર કાઉન્ટેસ, અગર વાઈ કાઉન્ટેસ મળી આવશે તે મને જોઇને મારા પ્યારમાં પડયા વગર રહેવાની નથી. ને હું એવી પદવીવાળી સ્ત્રી સાથે પરણીશ ને એવા સંબંધથી વખતે એકદમ પૈસાદાર બનીશ, એમાં કાંઇ આશ્ચર્ય કરવા જેવું નથી. હું જુવાન માણસ છું, કાંઇ કદરૂપો નથી, મારો ચેહરો કાંઇ ખોટો નથી મારી આંખો ને દાંત સારા છે ને કદાચ મેડેમ ડી, વરસેક મને મળવાને ઇંતેજાર હશે. તેણે મને રસ્તામાં કદાચ ભાળ્યો હશે!"

ડ્યુબર્ગે વીસીવાળીને બોલાવવા મોકલ્યું, ને બોલ્યો " તને વારેવારે તસ્દી આપુંછું તેની હજાર વખત હું માફી માગુંછું; ને વરસેકની મેડમ પરણેલી છે કે નહીં તે જાણવાનું મને પ્રયોજન છે.

વિસીવાળી—હજી તે વિધવા છે મારા લાર્ડ, મારકીસ, ડી, વરસેકો મરી ગયાને ત્રણેક વર્ષ થયાં હશે.

ડયુ૦—તારો ઉપકાર માનુંછું. ઘણું થયું, " એમ કહી ત્રીજી વેળા સીસોટી વગાડીને જવાને કહ્યું ને ગાંડા માણસની પેઠે ઓરડામાં નાચતો ને કુદતો ને આરસીમાં જોઇ રાજી થતો બોલ્યો " તે વિધવા છે. વિધવા. એ સારૂં થયું ! એક જુવાન, સુંદર ને પૈસાવાળી વિધવા છે. ને તેણીનો એક મહેલ છે. ને મને પત્રિકામાં કેવા પ્યારથી લખે છે. તેના વિચાર મારા જાણવામાં આવ્યા કોઇ તો એમજ જાણે કે તે મને ચાહે છે તેની સાક્ષીભુત પત્રિકા છે." પ્યારી ઓ હું તને રાજી રાખીશ. હું વચન આપુ છું કે તું જેમ કહેશે તેમ વર્તીશ પણ તે રૂપાળી છે કે નહીં ને પુછવાને ભુલી ગયો. પણ એમ બનવું અશકય છે. એ શિવાય મને રૂપની ઘણી જરૂર નથી જ્યારે તેની પાસે મીલકત ઘણી મોટી છે; આજે રાતના તેને એક નામાંકીત પરોણાને મળવાનો પ્રસંગ મળનાર છે પણ તેના જાણવામાં આવશે કે હું પાલેરોઇન નથી પણ એક ગરીબ માણસ છું તો શું થશે ફીકર નહીં, હું બ્રીટનનો રહેવાસી છું. ને પોલના બેરનના જેવોજ છું. વળી કાંઇ એણે મારે માટે કહ્યું નથી. પ્રથમ મારે એનું મન ખેંચી લેવું ! જ્યારે સ્ત્રી પ્રેમપાશમાં પડે છે ત્યારે તે કાંઇ, પદવી, પૈસો ને દરજ્જો ઇત્યાદિનો વિચાર કરતી નથી " પ્રેમ ન જુએ જાત કજાત " પ્રેમ આગળ બધા સરખા છે નાનો શુ કે મોટો માણસ શુ !

આ પ્રમાણે ડયુબર્ગે મન સાથે વિચાર કરતો હતો એવામાં મિ. મીનાર્ડ ઓરડામાં ફરતો હતો શિક્ષકને જોઇને તેની તરફ વળ્યો, ને તેના હાથમાં પેલો પત્ર મુકીને બોલ્યો " મારા વાલા મીનાર્ડ, લે આ વાંચીજો ! " પણ મીનાર્ડ પાછો ખસ્યો. કારણ કસ્તુરી ને અંબરના વાસથી તેનું મસ્તક ચઢી આવ્યું. "આ સુંદર ચીઠીમાં મારકીઓનેસના દરેક શબ્દ કેવા મઝેના છે. એનો સુગંધ શો છે ! કેમ મિનાર્ડ, તું શું ધારે છે ? ડયુબર્ગે કહ્યું.

શિક્ષક—મારા લાર્ડ. એમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી. તમોને આવી ચીઠીઓ તો ઘણી વેળા આવતી હશે. દરેક ઠેકાણે તમને ચીઠીઓ આવશે.

ડયુ૦—ઓ મીનાર્ડ તારૂં કહેવું ઘણુંજ વાસ્તવિક છે, હું એમ કહેવા માગતો નથી કે મને ચીઠીથી આશ્ચર્ય લાગ્યું પણ એ પત્રિકા બતાવી તે એટલા માટે કે એ ચીઠી કેવી સારી રીતે લખેલી છે. મારા લાર્ડ-વાત ખરી છે. " શિક્ષકે કહ્યું

ડયુ૦—આ વાત ઉપરથી એમ જણાય છે કે જેના ઉપર ચીઠી આવી છે તેને તે સારી રીતે ઓળખે છે.

મી૦—ખરૂ જોતાં તે જાણતી હોવી જોઇએ કે આપ નામદાર કાંઇ સાધારણ પંકિતના માણસ નથી.

ડયુ૦—મારૂં કહેવું એટલું કે ડેલફાઇન મારાપર જેવું લખતી હતી તેનાથી આ લખાણ જુદાજ પ્રકારનું છે.

મી૦—મારા લાર્ડ, વળી તે ડેલફાઇન તે કોણ ?

ડયુ૦—બુલવર્ડ-ડી-ટેંપલમાં એક કોરટેસ છે, તેને ઘેર મારા જેવા આબરૂદાર માણસો ઘણા મળે છે.

મી૦—ત્યારે તો પત્રિકામાં લખ્યા પ્રમાણે તમારે જવું જોઇએ.

ડયુ૦—હું એની પત્રિકા કબુલ રાખીશ. ને મારા મીનાર્ડ ચાલો આપણે જમીને પરવારીએ કે મારો પોશાક કરવાને વખત મળે. ફ્રેડરીક કયાંછે ?

મી૦—એક સારી જગો તેને મળી આવી છે તે જોવાને તે ગયો છે, મારા લાર્ડ. તેણે કહ્યું છે કે રાતના હું મોડો આવીશ. હું ધારૂં છું કે તે લાયન્સ શહેરમાંથી કાલે નિકળવાનો ઇરાદો રાખે છે.

ડયુ૦—શું કાલેજ, આપણે તે વિષે જોઇ લઇશું. પ્રવાસ કરવાને ઘણો વખત મળશે. વળી લાયન્સ શહેર જોવા લાયક છે, કેમ વારૂ મિનાર્ડ?

મી૦—ઘણું જોવા લાયક, સાહેબ, તેમજ આપણો પ્રવાસ હવે—

ડયુ૦—હું જાણું છુ કે આપણે આ શહેર બધુ જોયા વિના છોડવું ન જોઇએ. ને હું ધારૂં છું કે ફ્રેડરીકે હજી બધુ જોયું નહી હશે, કારણ ગામની બાહારનો ભાગ હજી તે જુએછે.

પછી જમવા બેઠા ત્યારે ડયુબર્ગે કાંઇ ખાધું નહીં. મેળાવડામાં જવાના વીચારમાં ગુંગ થઇ ગયો હતો તેથી તેની ક્ષુધા મંદ પડી ગઇ, જમ્યા પછી ડયુબર્ગ પોષાક ચઢવવા લાગ્યો તેને વખત હતે તો એકે સારો કોટ તૈયાર કરાવતે. પણ ફ્રેડરીકનો કોટ પહેરી સંતોષ માન્યો. આ કોટ તેને ટુંકો પડયો તેથી તેનાં બટન ખુલ્લાં રાખવાં પડયાં.

ડયુ૦—( મનમાં ) મારશીઆનેસને ત્યાં હું મોટા બુટ પેરી જાઉં તેથી એમ જાણસે કે મેં પોશાખ તરફ ઝાઝું લક્ષ આપ્યું નથી.

તેની પાસે ઇજાર સારી ન હતી. ને ફ્રેડરીકની ઇજાર પહેરે તો તે તેને ઘણી નાહાની પડતી. મીનાર્ડ પોતાની ઇજાર પેહેરવા આપતે પણ તે વળી એને કોથળા જેવી લાગતે. માટે લાંબા બુટ પેહેરી જવાનો વિચાર રાખ્યો ને પોતે પસ્તાયો. એક પોલનો માણસ અને પાલેટાઇન છે તેથીજ સંતોષ માન્યો. તેથી તેને ફાયદો થયો, તેના રૂપાના બકલોથી સારૂં દેખાતું.

આઠ વાગવાનો વખત થયો. ડયુબર્ગે પોષાખ ચડાવ્યો, ને મારશી-

આનેસાને ઘેર જવાને એક કલાકની વાર હતી તેથી ઓરડામાં આમ તેમ
આરસીમાં મોઢું જોઇ, ચાળા ચસકા કરી, હાસ્ય મુદ્રા, આંખોના ચાળા
કરી વખત કાઢવા લાગ્યો, જેટલી દોલત હતી તેટલી ગજવામાં મુકી ને
ઘડીઆળ ન હોવાથી થોડી વાર ફાંફાં માર્યા ને વિચાર્યું કે ઘડીઆળને
ઠેકાણે ટોપીની સાંકળી લટકાવીશું તો ચાલશે. પણ થોડો વિચાર કરી તે
વિચાર માંડી વાળ્યો કારણ તે ટોપીની સાંકળી ઓળખાઇ આવે. તેના
બદલમાં તેણે રાતી રીબાન બાંધી આખરે ઘડીઆળમાં નવ વાગ્યા. ને આ
વેળા મારશીઆનેસ ને ત્યાં પોચવું જોઇએ માટે ઘેર આગળ ભાડાની
ગાડી મંગાવી તેમાં સવાર થઇ સુગંધી ચીઠીપર જે ઠેકાણું લખ્યું હતું
તે ઠેકાણે ગાડી હંકાવી.

ગાડી એક દૂરના વસ્તીનગરના માહોલ્લામાં જઇ ઉભી રહી. ને તે
ઘર કાંઇ ઘણું સારૂં દેખાવમાં ન હતું. સીપાઇને ઠેકાણે બારણા આગળ
ઘોડાવાળો ઉભો હતો. તે કોણ આવે છે તેની રાહ જોતો હતો. ડયુબર્ગને
જોતાંજ તેને નાની ગલીમાં લઇ ગયો, દાદરપર ચઢ્યો ને માળે ગયો,
ત્યાં માત્ર બે ઝાંખા દીવા બળતા હતા. પણ ડયુબર્ગ તો મારશીઆનેસને
કેવી રીતે સલામીઓ આપવી તેના વિચારમાં એટલો ગુમ થઇ ગયો
હતો કે તે ભાગ્યા તુટ્યા ઘર તરફ નજર કરી નહી. ગાડીવાન બારણું
ઉઘાડી ડયુબર્ગને ઓરડામાં લઇ ગયો. તે ઓરડામાં સામાન થોડો જુનો
પડેલો હતો, ને ભીંતે એક મીણબત્તી બળતી હતી, ને ભીંતપર તેલના
ડાઘા પડેલા હતા. નોકર ચાલ્યો ગયો; ને બીજે દરવાજે ઉઘાડી ડયુબર્ગને
દાખલ કરી મોટેથી બોલ્યો " મારા લાર્ડ બારન પોટેસ્કી. "

આ નામ સાંભળીને એક બાઇ ઉઠીને ડયુબર્ગને હસતે મોઢે સામી
તેડવા આવી. ડયુબર્ગ મનમાં આવે તેમ બક્યો. સલામ કરતો આમ તેમ
વળ્યો. મેડેમ, ડી. વરસેકની પાસે બેઠો. ને તેણીને નિહાળવા લાગ્યો. જે
બાઇને લલચાવવાને તેણે ધાર્યું હતું તેના બાહ્ય દેખાવ ઉપરથી અગાઉ મત
બાંધવો એ વ્યાજબી નથી. તેણીની ઉમર પીસતાળીશ વર્ષની હતી. તે-
ણીએ ગાલપર લાલ રંગ ચોપડ્યો હતો, ભવાં બાટલીના બુચની રાખથી
કાળી કરી હતી, કપાળ ઉપર ને મોઢાપર સફેત રંગ લગાવ્યો હતો એટલું
છતાં તેણીની ઉમર છુપી રહી નહીં. પોશાખ સારો ધારણ કીધો હતો.
માથાપર ફુલની વેણી ગુંથી હતી. ને ડોકે મોતીની મોહનમાળા પહેરી હતી
મારશીઆનેસની ડોક અને હાડકાં આગળ આવેલા ખભા જે તેણીએ સું-
દરતા બતાવવાને ખાતર ખુલ્લા મુક્યા હતા તેથી તેણીનો કદરૂપો દેખાવ ઓછો લાગ

તેમ નહીં પણ આ નાની બાબતોપર ડયુબર્ગે ધ્યાન આપ્યું નહીં. વીશીવાળીના શબ્દ તેને યાદ હતા. ડયુબર્ગ તેણીની સાથે ઘણીજ નમ્રતાથી વાતો કરતો ને તેનાં વખાણ કરતો પછી બીજા લોકો તરફ સેજ જોતો ને ઘરના રાચરચીલા તરફ સેજ નજર નાંખતો.

ઓરડામાં એક દીવો ટાંગેલો હતો, તેનું અજવાળું ઝાખું હતુ. ને મારશીઆનેસની ઉમર થવાથી તેણીના ગાલ ખપ્પડ થયા હતા. તેટલો જુનો દેખાવ ઓરડીનો હતો. એક નાની સેતરંગી ભોંયપર પાથરેલી હતી થોડુક સામાન હતું. કોચ, આરામ ખુરસીઓ પડેલી હતી. તે પણ સાદાં. ઘડીઆળ તો મળેજ શાનું. તેને ઠેકાણે ફુલના ભરેલાં કુડાં ને મીણબત્તીઓ મુકેલી હતી. ઓરડામાં પાના રમવાના ટેબલો પડયા હતા તે મારશીઆનેસના કુટુંબ જેટલા જુનાં હતાં

ડયુબર્ગ ઓરડો તપાસતી ત્યાં કોણ કોણ બેઠું હતું તે તપાસવા લાગ્યો. ત્યાં મારશીઓનેસ શિવાય ત્રણ સ્ત્રીઓ બેઠેલી હતી. એક સાઠ વરસની હતી જેને બેરનેસ કરીને બધા બોલાવતા હતા, તે પોતાની મીલકત, કીલ્લા, દોલત, નોકર, ચાકર એટલી બાબતો પર વાત કરતી હતી. તે એટલે મોટેથી બોલતી કે તેથી બીજા લોકોના કાન બહેર મારી જતા. એક સ્ત્રી બેરોનેસની પાસે બેઠેલી હતી. પણ તેની રીતભાત કાંઇ વિલક્ષણ પ્રકારની હતી. તેને જે કોઇ પુછતું તો તે હા, અને ના એ બે શીવાએ એક પણ શબ્દ વધારે બોલતી નહીં તેનું નામ વાઇકાઉન્ટેસ ફેર ફીગનેન. ત્રીજી બાઇ અડાવીસ વરસની હતી; ને તેનું નામ મેડેમ ડી. ગ્રાંડ કોર્ટ હતું. તેણી કોચ ઉપર બેપરવાઇથી બેઠી હતી ને જે પુરૂષને તે નેત્ર ચાંચલ્ય બતાવતી તેની સાથે નખરા યુક્ત ભાષણ કરવાને ઘણી આતુર દેખાતી. તેણીની આંખો પ્રથમ સારી હતી પણ હાલ એટલીતો ઢુબેલી હતી કે આંખોના જોનારને ભમરનું આંખની આગળ ચકરડું દેખાતું.

એ મંડળમાં સાત કે આઠ બીજા માણસો બેઠેલાં હતાં. તે દરેકને પદવીઓ હતી, કોઇ બેરન, કોઇ કાઉન્ટ, ને કોઇ ચેવલીલીયર. તેમનો પોશાખ કાંઇ ભારે નહતો ને તેમની રીતભાત ઉપરથી તેઓ શ્રીમાન ગૃહસ્થ હોય એમ માલમ પડતું નહીં. ચેવલીયરના અંગમાં લાંબો ઝભો હતો ને તેની બાંય એટલી ટુંકી હતી કે તેનો છેડો ભાગ્યેજ તેના હાથના કાંડા સુધી પોંચે ને જ્યારે એને નાક ખંખેરવુ હોય ત્યારે રૂમાલનો ઉપયોગ કરી અગાઉ મંડળ તરફ પોતાની પીઠ ફેરવતો.

કાઉન્ટના હાથના કાંડા આગળ ફાટેલી ફીત બાંધી હતી. ને તેની છાતી

આગળ બહારની ઝુલ આવી હતી ને તેના ઉપર તપખીર વેરાઇ હતી. વારે વારે હાથમાં પેહેરેલી વીટી બતાવવાને હાથના ચાળા કરતો; પણ સફેત હોવાથી તેનો હાથ શોભતો નહીં તેમજ તેની વીટીમાંના લીલા, પીળા, ને લાલ નંગની વીટીઓ શોભતી ન હતી.

બેરને પાઉડર લગાવ્યો હતો ને ગળે સુગંધી તેલ મર્દન કીધું હતું. નવો અંગરખો પેહેરેલો હતો ને ઇજાર પણ સારી ચઢાવી હતી. તેના ઘડીઆળવાળા ગજવામાંથી લાલ રીબન લટકતી હતી. ને તેને છેડે જુની સીલો, ને કુંચીઓ લટકાવેલી હતી. બીજા ગૃહસ્થોએ પણ એવોજ પોષાખ પહેર્યો હતો તે જોઇ ડયુગર્ગ આશ્ચર્ય પામ્યો ને બારીક નજરથી જોઇ મનમાં બોલ્યો. "જો મારી ઘર ધણીઆણીએ મને વરસેકની માર્શી-ઓનેસ વિશે બરાબર હકીકત કહી નહતે તો મને એમજ માલમ પડયું હોત કે કોઇ જુના કપડા વેચનારની દુકાને હું ઠગારાની ટોળીમાં ઉભો હોઉં.

વાત ચીત ઘણીવાર ટકી નહીં હરેક જણ હાસ્ય, ગપ્પાષ્ટકને અવગુ કરતા હતા. સઘળા બેરન પોંટાસ્કીન જોઇ રહ્યા હતા. મારશી-ઓનેસને તો સભ્યતાથી ખતમ કરી નાખી. વૃદ્ધ બેરોનેસે બેરનને પુછ્યું કે આપ આવતા શીયાળામાં હમારા કોઇ મહેલ્લામાં રહેવા આવશો ? ફેરશી-ગનેની વૈકાઉન્ટેસ તેના તરફ જોઇ મધુર હાસ્ય કરતી. મેડમ-ડી-ગેડફોર્ટ બેરન તરફ એવી તો પ્રેમયુકત આંખોથી જોતી હતી કે તેનો શી રીતે જવાબ વાળવો તેની બેરનને મહા પંચાત પડી. આ પ્રમાણે બધાની દ્રષ્ટી ડયુગર્ગ તરફ હતી તેથી તેને એમ લાગ્યું કે મારા કેવાં વખાણ થાય છે. કારણ ઘણી વેળા એવું બને છે કે જે બારીક નજરથી જોનારા છે અને મહા યુક્તિબાજ હોય છે તેઓ પણ કોઇ પોતાની પ્રસંસા ને વખાણ કરતા હોય તો તેથી ખોટે માર્ગે દોરવાઇ મુર્ખ બને છે.

એક નોકરે એક તબક ફેરવી જેમાં રોટલીઓ, દારૂ ને પંચ હતાં ડયુગર્ગ શીવાય બધા જણ ઉડાવવા મંડી ગયા. વૃદ્ધ બેરોનેસ માછલાની પેઠે પીવા મંડી. વૈકાઉન્ટેસ કોળીઆગી ભકારા ખાવા લાગી. મેડમ ડી. ગ્રાંડફોર્ટ તો પંચના ગલાસ એકપર એક ચઢાવવા લાગી ને વચમાં એમ બોલતી કે આ દારૂ કાંઇ જેવો સખત જોઇએ તેવો નથી.

ડયુગર્ગે પંચનો ગલાસ ચઢાવ્યો ને મારશીઓનેસ ડી વસેકની તારીફ કરી.

મારશીઓનેસ—હમે લોકો જ્યારે સરખે સરખા દરજાના ભળીએ છીએ ત્યારે બહુ વિવેક રાખતા નથી. વીવેકની શી જરૂર છે?

ડયુ૦—(આ વેળા પંચની ખુમારી મગજમાં આવી હતી) ખરેખર,

વિવેક એક જાતનું બંધન છે તેને તો હું પ્રથમ તોડી નાંખું એવો છું.

એરોનેસ—(ચોથીવાર પંચો ગલાસ ઉઠાવીને) તમે કેવા હોંશીઆર છો. તમારી શી વાત, તમે તો મારા લૉર્ડ તમરૂં તો ખમીરજ જુદું છે.

ડ્યુ૦—મારાં આટલાં વખાણ કરો છો તેથી આપનો હું ઉપકારી છું.

વરસેકની મારશીઓનેસ— આપજ માન હમેશને આપો છો. એમ કહી (ડ્યુગર્ગના પગપર પોતાનો પગ મેલ્યો, જેથી ડ્યુગર્ગ પાછો વળી તેણીના તરફ પ્રેમથી જોવા લગ્યો ને તેનો હાથ દબાવવાની હીમત ધરી આથી કરીને તેણીને કાંઇ ખોટું લાગ્યું હોય એમ બીલકુલ જણાયું નહી.

ફેરવીલનની વૈકાઉન્ટેસ—(પંચ ને રોટલીઓ આણી ત્યાર પછી એક બે વાર બોલી હતી) મને પણ વિવેક ગમતો નથી. ને જ્યારે ગમત પડતી નથી ત્યારે હું સુસ્ત દેખાઉં છું.

વૈકાઉન્ટસનું એ વાકય સાંભળી ડ્યુગર્ગને એટલું તો આશ્ચર્ય લાગ્યું કે તેનાથી ચેષ્ટા વિના રહેવાયું નહીં, મારશીઓનેસ ડી વરસેકે આવું જોઇ તેના કાનમાં કહ્યું. "એ બાઇ જરમન છે તેથી એવું બોલે છે."

ગેબ્હીલીયર—(પોતાની ટુંકી બાંયો લાંબી કરવા માટે એવી રાખતો) કેમ બાઇ આજે કાંઇ ગમત નથી કે શું?

બેરનેસ—ખરેખર ગમત પડે તેમ આપણે કાંઇ કરવું જોઇએ.

મેડેમ ડી બ્રાંડફોર્ટ—કાંઇ પણ આપણે ગમત તો કરવી જોઇએ. એમ કહી પ્રેમ યુક્ત આંખોથી ચારે તરફ નજર કરી.

મારશીઓનેસ—(ડ્યુગર્ગ તરફ વળીને) કદાચ મોનશરડી પોલો-સ્કીને ઠીક નહી લાગતું હસે.

. ડ્યુગર્ગ—ઘણી ખુસીની સાથે, હું તૈયાર છું.

મારસીઓનેસ—ત્યારે મારા સાહેબ-હું આપને એવી વિનંતિ કરૂં છું કે તમારે પાના રમવાના ટેબલ આગળ બેસવું.

સદ્ગૃહસ્થો ટેબલ આગળ બેઠા. ને બાઇઓને દાવ નાંખવાની ચેબ્હી-લીયરે દરખાસ્ત કરી

ડ્યુગર્ગ—(મનમાં) એવું દેખાય છે કે ઉંચા દરજાની સ્ત્રીઓનાં મન સાધારણ માણસોના મન કરતાં કાંઇ જુદાં હોતાં નથી.

તે કાઉંટની પાસે ટેબલ આગળ બેઠો હતો. અને કાઉંટને પાના ચીપવામાં એના હાથે બાંધેલા પટા નડતા હતા રમત રસપર ચઢી. અને એક ઉંચા કદનો સદ્ગૃહસ્થ ડ્યુબર્ગની પાસે બેઠેલો હતો તેણે મોટી રકમની

સરત કરીને પચાસ લુઇ ટેબલપર મુકયા; પણ તે લુઇ એક કાગળમાં સારી રીતે વિટાળેલા હતા. ને તેના સામાવાળાએ એ લુઇ બાબત ભરોંસો રાખી એક પછી એક પડીકાં પોતાના ગજવામાં નાખવા માંડયાં. પણ પેલો શાંત સ્વભાવનો સદ્‌ગૃહસ્થ તેના પોષાખ પરથી છેક ગરીબ અવસ્થામાં હોય એવું લાગતું ન હતું તેણે દરેક હારની વખતે જરા પણ દીલગીરી બતાવી નહી.

ડયુ૦—(મનમાં) "આ લોકો કેવી સારી રીતે રમી જાણે છે!" પણ પોતાનાપર કોઇ બીજો જીત ન મેળવે એવા વિચારથી એણે બેવડી રકમની સરત કરી. તુરતજ એક પછી એક હારથી તેની પાસે જેટલા પૈસા હતા તે બધા ચાલ્યા ગયા.

પંચ દારૂના જામ ઉપરાઉપરી પી ગયા. મેડેમ ડી આંડફોર્ટની મરજી સાચવવા સારૂ દરૂ ઘણો જલદ આણ્યો હતો. ને તેનું પરિણામ પીનારાના ગાલપર ને આંખોમાં તરત જણાવા લાગ્યું. મારશીઓનેસ ડી વરસેક ડયુબર્ગની પાસે બેઠી હતી. તે બોલી "મારી ખાત્રી છે કે આ વેળા મો. પોરોસ્કીનુ નસીબ ખુલવાનું."

ડયુબર્ગે આ વેળા હજારો કરતાં વધારે ફ્રૅંક ગુમાવ્યા હતા તે પાછા મેળવવાની ઇંતેજારીમાં હતો તેણે કહ્યુ કે મને આશા છે કે મારૂ નશીબ આ વેળા મને યારી આપશે.

આ સાંભળી મારશીઆનેસે કાંઇ પણ જવાબ ન આપતાં તેના પગ પર પોતાનો પગ મેલ્યો. જ્યારે ડયુબર્ગ હારતો ત્યારે તેણી પોતાના પગેથી તેનો પગ દાબતી. ને તેને ચઢાવવા તેના કાનમાં કાંઇ કહેતી. પણ ડયુબર્ગ તો જરા પણ તેણીના બોલ તરફ ધ્યાન આપતો નહીં. હું ધારૂં છું કે, મારા લાર્ડ, આપણે હવે ઘણી વેળા રમીશું. હા જતો. આ વેળા વળી મારા દસ લુઇ વધારે સરત કરતાં !

કાઉંટ—આજ તો મારૂં નસીબ સારૂં છે. દરેક દાવમાં હું ફતે પામ્યો છું !

મારશીઆનેસ કાઉંટ તરફ જોઇ બોલી—મારા લાર્ડ, જો બારન પોરોસ્કી આજે જીતતો નથી તો તેને પોતાનો ડાવ લેવા કાલે પાછો બોલાવીશું, એટલે તેણે ખોએલા પૈસા પાછા મેળવવાની તેને તક મળશે.

ડયુ૦—જો મારી હાર કાયમ રહીતો કાંઇ ઝાઝો ફેર પડવાનો નથી. અત્યાર લગણ તો બે હજાર ફ્રેંક ઉપર પાણી ફરી વળ્યું છે. ! મારશીઆનેસ, તમે મારી સાથે આવી રેન નદીના કિનારાપરના મારા

મહેલમાં મારી સાથે રહો. મારી તો ખાતરી છે કે તમે ના નહી કહો.

ડયુ૦— ઠીક છે મારી બાઇ ! એમાં શક શું ? રાજતો હમેશાં એની તરફજ પડે છે ને મારે ભાગે તો આવતોજ નથી. આ ઘણો ચમત્કાર છે.

મારશીઆનેસ—ચાલો આપણે બાગમાં ફરવા જઇએ. ડયુબર્ગ-વળી હું પાછો હારયો.

મારશીઆનેસ—આપણે નદીનું ચોખું પાણી પીશું મારા વાલા પોટોસ્કી. ડયુબર્ગ-અહી મારો જીવ ગભરાય છે.

મારશીઆનેસ-કાંઇ ઉપાય કરો. મારા લાડ.

ડયુ૦—મે જેટલાં ફ્રેંક ખોયા છે તે બધા મને પાછા મળે તો સારૂં થાય.

મારશીઆનેસ—તમે લાયન્સ શેહેરમાં ઘણા દીવસ રહેવાના છો ?

ડયુ૦—હું કેટલા દીવસ અહીં રહેવાનો છું એ હું જાણુતો હઊંતો મારા બાપનાજ સમ.

ડયુબર્ગે આ વેળા પર્યંત ત્રણહજાર ફ્રેંક ગુમાવ્યા હતા ને મારશીઆનેસના પગથી પોતાનો પગ દબાયાથી કંટાળીને ખુરસી ઉપરથી ઉઠયો ને આમ તેમ આંટા મારવા લાગ્યો.

મેડેમ-ડી-આંટકોર્ટ ઓરડાના એક ખુણામાં પડેલા કોચ ઉપર લાંબા ટાંટીઆ કરીને ચત્તી પડી હતી. ને એક મોટી મુછવાળો ગૃહસ્થ ઘુંટણીએ પડી તેણીના કાનમાં પ્રેમના શબ્દથી વાત કરતો હતો. તેની પેલી ગમ ડોસી બેરોનેસ ને વૈકાઉંટેસ કાંઇ રમત રમતી હતી. બને સ્ત્રીઓ શરગાઇ ગઇ. બારોનેસ આગળ પંચનું પ્યાલું ભરેલું પડેલું હતું. ને વાઇકાઉંટેસ રમે ત્યારે ટેબલપર પડેલા સુનાના દસ નાણાપર નજર કરતી ને મનમાં એમ ધારતી કે જોત જોતામાં દસ્સે.તો હું જીતવાની વાઇકાઉંટેસ તો ફળ ખાઇને ઘરાઇ હતી ને વારંવાર બોલવામાં ભુલો કરતી. આ ડયુબર્ગના જાણવામાં આવ્યું હતે પણ તે તો અરધો દારૂના ઘેનમાં પડેલો હતો. તેનાથી શાંતિ રાખી શકાઇ નહીં. પૈસા ગુમાવ્યા તેથી અને દારૂ પાયો હતો તેથી તેનું મસ્તક ભમવા લાગ્યું ઓરડામાં લથડીઆં ખાવા લાગ્યો. ને કાંઇ પણ નજરે પડયા વગર તે પોતાને જોવામાં ને મારશીઆનેસ શું બોલતી હતી તે સાંભળ્યા વગર જાણે તે સાંભળતો હોય એમ જણાતું પોતાના વિચારને રસ્તે દોરવવાનો પ્રયત્ન કરતો હોયની, તે જાની

તેઆરીમાં હતો પણ જે ટેબલપર પાનાં છુટાં પડી રહ્યાં હતાં ત્યાં જઇ કાંઇ બડબડાટ કરતો કે "મારા ત્રણ હજાર ફ્રેંક પાછા મેળવવાની કોશીસ કરવી જોઇએ."

એક ટેબલ આગળ જઇને બેઠો. તેનાપર પાસા પડેલા હતા. ને કાંઉટને રમવાને માટે બોલાવ્યો. કાઉન્ટ તો એક ગૃહસ્થ સાથે વાતનાં પ- ડ્યો હતો. ને તેના ખડીઆમાં વિટાળેલા પૈસા છુટા પડેલા હતા.

ડયુ૦--( મોટેથી ) માર લાડું, હું ધારૂં છું કે હવે મારો અવ પાછો ભણે તો તમને કાંઇ હરકત નહી હશે. આ વેળા મારૂં નસીબ મને જરૂર યારી આપશે.

કાઉંટ--જેમ તમારી મરજી ને કોટની બાંય આગળ તાણી પાસાના ટેબલ આગળ ગયો. એટલામાં બધી સ્ત્રીઓ ઓરડામાંથી બાહેર ચાલી ગઇ. પણ ડયુબર્ગ પોતાના પૈસા પાછા મેળવાને એટલો તો તાલાવેલી થઇ ર- હયો હતો કે સ્ત્રીઓ જતી રહી તે તેને માલમ પડયું નહીં.

બેરન પોટેરકી ને તેનો હરીફ જ્યાંઆગળ બેઠા હતા ત્યાં સર્વે જણ જઇને જોવા ઉભા. મારશીઆનેસ ડી વરસેક એકલી પાછી આવીને ડયુબર્ગની પાસે બેઠી. તેણીએ પાસાની પેટી ડયુબર્ગ આગળ મુકીને પો- તાને હાથે પાસા ડયુબર્ગના હાથમાં મુકયા. ડયુબર્ગે દાવ નાખ્યો પણ પાછો હાર્યો. ડયુબર્ગને આ હાર થઇ એમ માલમ પડયું નહીં. તેણે પેલા પાસા ને પેટી ફેંકી દીધી. ને બીજો ખેલ રમવાની દરખાસ્ત કરી. તેમાંએ પણ તે હારયો ને તેના ગજવામાં જેટલા નાણાં હતાં તે દરેક નાણું કાઉંટના હાથમાં ગયું. ને ડયુબર્ગ ખાલી ખમ થઇ ગયો.

ડયુબર્ગે ગજવામાં હાથ ઘાલી જોયું, પણ એકે ફ્રેંક મળે નહીં--બધું ખોઇ દીધું હતું. ને તે પૈસાપર હવે તેનો કાંઇ પણ અખત્યાર રહયો નહીં. તેનાથી કાંઇ પણ બોલાયું નહીં. ઓરડામાં આમ તેમ આંટા માર્યા. તેનો ચેહેરો ફીકો પડી ગયો. ઓઠ કરડયા. મુઠી વાળીને હવે ફરીથી રમીશ નહી એવા કસમ લીધા. મીણબતી બળી જવાથી તેની જોત ઝાંખી પડવા લાગી. કાંઉંટ, બેરન, ચેવ્હેલીયર પરસ્પર વાતો કરવા લાગ્યા. ને કાંઇ ઘોટાળામાં પડયા. મારશીઆનેસ ઓરડના ખુણામાં બે- ઠેલી હતી. પણ હવે તેણીએ પોતાના પગથી પોટારકીનો પગ દાબ- વાનું મોકુફ કીધું.

આખરે ડયુબર્ગ જરા શુદ્ધીપર આવવા લાગ્યો. પણ હવે શું કરવું તેની તેને સુઝ પડી નહીં જે ખુરસીપર તેણે પોતાની ટોપી મુકી હતી

ત્યાંથી તે પેહેરી ઓરડાની બાહેર ગયો ને તેનાં બારણું જોરથી અફાળ્યાં. આગલા ઓરડામાંથી પસાર થતો હતો ત્યાં ત્રણ ચાર કદરૂપા માણસો બેઠેલા હતા. તેમાંનો એક ઘોડાવાળો હતો તે દારૂ પીવામાં પડેલો હતો. તેણે આગલું બારણું ખોલ્યું. ને પગથીઆ ઉપરથી ઉતરવા જાય છે તેની સાથે તેણે એક લથડીયું ખાધું ને છેવટ નીચે પડી ગયો ને ટોપી ઉડીને આઘી પડી. પાછો ઉઠીને ટોપી લઇ જુએ છે તો તેને માલમ પડ્યું કે પોતાની સારી ટોપીના બદલામાં કોઇની એક હલકી કીમતની ટોપી તેણે પોતાને માથે પેહેરી હતી.

પોતાની સારી ટોપી જેને પીતમની સંકળી હતી, ને પીછાં ખોસેલાં હતાં તે જતી રહી તેથી તે દીલગીર થઇ બોલ્યો—મારા પૈસા લઇ હજી ધરાયા નહી તેથી મારાં કપડાપર તેમની દાનત બગડી. છતાં મારા લ ર્ડ, બેરન, કંઉટ--તમને હવે હું થોડીજવારમાં બતાવું છું કે આનો શો પરિણામ થાય છે તે !

ડયુબર્ગે દોડતો ઉપર ગયો ને ઘંટડી વગાડી. ને બારણું ખુલશે એવી આશામાં વાટ જોતો ઉભો રહગો. પણ વ્યર્થ. તેણે ફરીથી જોરથી ઘંટડી વગાડી; બારણાપર હાથ પછાડયા. બુમો પાડી ને બારણું નહી ઉઘાડયું ત્યારે રીસમાં લાતો મારવા લાગ્યો. આખરે બારણું ઉઘડયું.

એક ઘોડાવાળાએ પુછ્યુ--શું તમારે કામ છે. તે કહો.

ડયુબર્ગ—શું કામ છે ! ચેબ્ડીલીઅરે મારી કીમતી ટોપી લીધીછે ને તેના બદલામાં આ ફાટી તુટી મને આપી છે તે પેહેરી મારો ચેહેરો અપવિત્ર કરીશ નહીં.

ઘોડાવાળો--તમારી ટોપી તો અહીં કોઇએ લીધી નથી.

ડયુ૦--અરે લુચ્ચા, તું એમ કહેવા માંગે છે કે આવી ટોપી પહેરીને હું આવ્યો હતો?

ઘોડાવાળો—બસ, મોઢું તપાસીને વાત કરો. જો વધારે ગડબડ કરશો તો મારશીઓનેસ ઉંઘી ગઇ છે તે જાગી ઉઠશે.

ડયુ૦--અરે જારે મારશીઆનેસવાળી. જોઇ તારી મારશીઆનેસને, તે ભોંકાના હાથ દાબી તેના પૈસા ઝુટવી પડાવી લે છે. મારી ટોપી તું પાછી આપશે ત્યાં લગણ બંદા અહીંથી એક ડગલું પણ હાલનાર નથી જાણ્યું?

ઘોડાવાળો--ખબરદાર જો અંદર આવ્યો તો ! દોડી પોંચોરે આ કોઇ મારામારી કરવા આવ્યો છે, દોડો દોડો.

અંદર જે ત્રણ જણા મદ્ય પ્રાશન કરતા હતા તેઓ બહાર આવ્યા

ને ડયુગર્ગની ગળચી પકડી, તેણે મુકત થવાને ઘણાંએ ફાંફાં માર્યાં છતાં તેઓએ એના હાડકાં નરમ કીધાં ને નીચે ધસડી લઇ જઇ રસ્તા ઉપર ધકેલી બારણું અંદરથી અડકાવી દીધું. ડયુગર્ગે મોડે જે નામો આવ્યા તે નામોથી બોલાવી બુમો પાડી.

ડયુ૦--( એણે આ દંગામાં પોતાનો કોટ ને ટોપી જે ઘણી મુશ્કેલીએ સાચવી રાખી હતી તે પેહેરી ) કેવો બદમાશ, ચાલ હું રસ્તામાં આ પડેલા બધા પથ્થર એકઠા કરી આ ડોકરીના ઘરની બધી કાચની બારીના ચુરે ચુરા ન કરૂં તો મારૂં નામ-નહીં. પણ ના, એમ નહીં હમણાં જરા મારી ગભરામણ મટે એટલે. ન જાણો સીપાઇની રોન ફરવા નિકળી હશે તો—

ડયુગર્ગ ઘડીક રસ્તામાં ઉભો રહી હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો રાત બહુ મોડી ગઇ હતી. મોહોલ્લામાં કોઇ પણ દેખાતું ન હતું. ને સર્વત્ર અંધકાર વ્યાપી રહયો હતો. ને આમ તેમ આવી વેળાએ ફરે તો કદાચ પકડાઇ જવાનો સંભવ હતો. તેણે વિચાર્યુ કે હું આ લાયન્સ શહેરમાં કોઇને ઓળખતો નથી ને નવોજ આવેલો છું ને તેમાં વળી પારકા માણસની પદવીઓ ખોટી રીતે ધારણ કરીને ફરૂં છું. આવા પ્રકારના વિચારથી જે કાંઈ માર્ગ લેવો ઘટે તે અત્યારે ન લેતાં સવારે લેવાનો વિચાર કીધો. એવી સ્થિતિમાં હવે એને હોટેલમાં તો જઈ પોચવું જોઇએ. પણ જે પૈસા ફ્રેડરીકે એને સોંપેલા હતાં તે બધા ગુમાવ્યા પછી શું મોહું લઇને ફ્રેડરીક ને મીનાર્ડ આગળ જવું એ મોટી મુસ્કેલી નડી. તેના ગજવામાં ફુટી બદામે નામની રહી નહીં; ને જે હોટેલમાં તેઓએ મુકામ કીધો હતો તેના માલીકને ભાડું ચુકી આપવાનું તો હજી બાકી હતું.

ડયુગર્ગ લાયેન્સ શેહરમાં ચાલતાં પોતાનું માથું ને છાતી કુટવા લાગ્યો. આખરે હોટેલના બારણા આગળ આવ્યો ને નીચે પ્રમાણે સ્વગત બોલ્યો:—હવે મારે પ્રથમ ગમે તેમ કરીને મારૂં મન ઠેકાણે આણીને મનાવવું જોઇએ. આમ હું જો આખી રાત માથા કુટીશ તોએ એક રાતી બદામ પણ હું હવે દેખવા પામવાનો નથી. માટે સારામાં સારો ઉપાય એ છે કે મારે મુગાં મુગાં પથારીમાં જઇને પડવું. ને આવતી કાલે મારે આ પંચાતમાંથી શી રીતે મુકત થવું તે બાબતનો વિચાર કરીશ.

---

## ભાગ ૮.

જ્યારે ફ્રેડરીક હોટેલમાં સાંજરે પાછો આવ્યો ત્યારે તેણે મીનાર્ડને ટેબલ આગળ એકલો બેઠેલો જોયો. ને ટેબલ ઉપર થોડીક ખાવાનીચીજો

પડેલી હતી. જે બીજે ડયુબર્ગની સાથે જમતી વેળાએ પીરસેલી હતી. મીનાર્ડની પાસે ડયુબર્ગને જોયો નહી એટલે તે ક્યાં ગયો છે તે પુછ્યું. મીનાર્ડે જ્યારે તેને કહ્યું કે ડયુબર્ગને લાયન્સ શહેરમાં એક મોટા કુટુંબમાં જવાનું નોતરૂં આવ્યું હતું ત્યારે તેને ઘણું આશ્ચર્ય લાગ્યું.

ફ્રેડરીક—શું ડયુબર્ગને નોતરૂં આવ્યું હતું ? તે જાણતો હતો કે મારા મિત્રને આ શહેરમાં કોઈ ઓળખાણ નથી, ને એને લાગ્યું કે રખેને કાંઈ સપડાઈ ગયો હશે. તેના મનમાં જે વિચારો આવ્યા તે તેણે મિનાર્ડને કહી બતાવ્યા નહીં. પણ એટલુંજ બોલ્યો કે હવે આવતી કાલે આપણે અહીંથી કુચ કરવું પડસે.

મીનાર્ડ-લાર્ડ સાહેબ તો આટલા વેહેલા જતી રહે એમ લાગતું નથી.

ફ્રેડરીક—આજેજ સવારે તેણે મને મુકામ ઉપાડવાને માટે કહ્યું હતું.

મીનાર્ડ-હું ધારૂં છું કે હું આ વેળા નિમંત્રણથી તેનું મન બદલાઈ ગયું છે

ફ્રેડરીક—બેરન તો પોતાના મનમાં આવે તેમ બકે છે. પણ આવતી કાલે સવારમાં કુચ કરતાં તેની શી મગદુર છે કે મને અટકાવી શકે

મીનાર્ડે કાંઈ જવાબ આપ્યો નહીં પણ સુવા ગયો ને જતાં જતાં એવો વિચાર કરવા લાગ્યો કે મારો શિષ્ય ફ્રેડરીક જાણે પોતે પેલેટાઈન હોયની તેમ બોલે છે. અને ફ્રેડરીક પણ પોતાની ઓરડી તરફ વળ્યો ને ડયુબર્ગ ક્યારે પાછો આવશે એના વિચારમાં પડ્યો.

બીજે દિવસે પ્રાતઃકાળે વૈકાઉંટ ને મિનાર્ડ વહેલા ઉઠ્યા ને જમવાના ઓરડામાં બન્ને મળ્યા પણ તે વેળા ડયુબર્ગ ત્યાં ન હતો.

ફ્રેડરીક—હું ધારૂં છું કે સ્વારી હજી આવી નથી.

એવામાં ટેબલપર ખાનું પીરસનારા નોકરે કહ્યું " આપ નામદારની ક્ષમા માગીને કહું છું કે બેરન સાહેબ તો સવારના ત્રણેક વાગતાં આવ્યા છે. તેમને ઘણો શ્રમ થયેલો લાગે છે ને તેથી નિદ્રાવશ થએલા છે.

ફ્રેડરીક—"આજે સવારે આપણે લાયન્સ શહેર છોડી જવાના છીએ એ વાત જાણ્યા છતાં આખી રાત બહાર ફરવામાં કાઢવી એ કેવું મુર્ખતા ભરેલું કામ છે! પણ તે ક્યાં સુતો છે? તું જાને તેને કહે કે હમે એની સહ જોઈએ છીએ."

થોડીવારમાં નોકર બહાર જઈ પાછો આવી કહેવા લાગ્યો કે બારન સાહેબની તબીયત સારી નથી તેથી હમણાં તેઓ બીછાનામાંથી ઉઠી શકે એવું નથી.

ફ્રેડરીકે કહ્યું—કાલે રાતે તે દારૂ પીને પડ્યો હશે એવું હું ખાત્રીથી

આવું છું ને તે ડયુબર્ગની ઓરડીમાં ગયો તેની પાછળ મીનાર્ડ ગયો, તેણે પોતાના કપાળ પર અને નાક ઉપર સરકો ચોપડયો એવું સમજીને કે એ ઓરડીમાં ગંધ મારતી હશે તેથી પોતાની તબીયત બગડી ન આવે.

ડયુબર્ગ તો બીછાનામાં પોઢી ગયો હતો. તેના આંખપર કાન ઢાંકવાની ટોપી આડાવી હતી ને રેશમી રૂમાલ માથાપર વીંટાળેલો હતો. ને તેનો ચ્હેરો એવો તો દયામણો હતો કે કોઈ પરાયા માણસે એને દીઠો હોત તો તે એમજ ધારત કે આ માણસ છ માસ થયાં ખાટલાવશ પડેલો છે. મીનાર્ડ ઓરડીની વચ્ચે ઉભો. ને સરકાની શીશી નાકે અડકાડી, તે ફ્રેડરીકને કહેતો કે "આ ભાઇ સાહેબ તો જાણે બદલાઇજ ગયા હોય એમ દેખાય છે!"

ફ્રેડરીકે ડયુબર્ગના બીછાના પાસે જઇ તેનો હાથ ઝાલી રાખ્યો ડયુબર્ગને જાણે તાવ ભરાયો હોય એમ લાગ્યું. આખરે ડયુબર્ગે આંખ ઉઘાડી કહ્યું—અરે રે! મારા વાહલા મિત્ર મારી તબીયત ઘણીજ બગડી ગઈ છે. ફ્રેડરીકે પુછ્યું—શાથી એમ થયું છે ભાઇ?

ડયુબર્ગ—એ તો અકસ્માત છે. ઘણોજ ગંભીર પ્રકારનો અકસ્માત થયો. એનાથી આ બધો ફેરફાર થયો છે.

મો. મીનાર્ડ—ત્યારે કોઇ દાકતરને બોલાવવો જોઇએ. હું દોડતો જાઉં છું:-તે સારી ચોખી હવા લેવા ઓરડીની બાહેર ગયો નહી એટલામાં ડયુબર્ગે તેને પાછો અંદર બોલાવ્યો.

ડયુબર્ગ—(ધીરે અવાજે) મારા વહાલા મીનાર્ડ, એમ ના કર મને દાકતર ન જોઇએ, દાક્તરોને બોલાવાનો વખત ઘણો છે. કારણ હીપોક્રેટીસ નામના વિદ્વાને કહ્યું છે કે—"

ફ્રેડરીકે જોયું કે ડયુબર્ગની તબીયત એટલી બધી કાંઇ બગડી નથી તેથી કહ્યું "હાલમાં હીપોક્રેટસનુ નામ જવા દે તારે જો દાક્તરને બોલાવવો ન હોય તો એટલું કર કે જે ભયંકર અકસ્માત થયો તે કેવા પ્રકારનો છે તે કહે. તે પછી તારી તબીયતના સમાચાર મને કહી બતાવ. મીનાર્ડ સરકાની બાટલી નાકે અડકાડીને બારણાની પાસે જઇ બેઠો ને બોલ્યો—પ્રથમ આ રોગ કાંઇ ઉડનો છે કે નહીં તે તપાસીએ."

ડયુબર્ગ બીછાનામાં બેઠો થયો. આંખો ઉઘાડી ત્રણ ચારવાર ઉં ઉં. કીધું—ટોપી મોઢાપર નીચે ખેચી ને પોતાની હકીકત કહેવા લાગ્યો. —"આપણા ભલા મીનાર્ડે તમને કહ્યું હશે કે મને શહેરમાંના એક સદગૃહસ્થના કુટુંબ તરફથી ચીઠી મળી. તેમ વીસીવાળાએ પણ તે ઉચું કું-

હુંજ છે એવી ખાત્રી આપી; એમ જો ન હતે તો મારા વાલા ફ્રેડરીક—મુળ મુદ્દાપર આવ્યા પહેલાં વાત કરતાં ડયુબર્ગે વિલંબ કરવા તેથી ચીડાવાઇ ફ્રેડરીક બોલ્યો— હા વાત ખરી પણ આગળ શું ?

ડયુ૦—(ધીરે)-તું ધારેછે તેમ મારાથી મોટે સ્વરે બોલાતું નથી.પછી નવેક વાગ્યે મેં ગાડી મંગાવી ને મેં એવો તો પોષાખ ચઢાવ્યો કે—"

ફ્રેડરીક—(હસીને) મારો કોટ તેં ચઢાવ્યો હતો તે મેં તો જાણ્યું છે. પછી શું થયું ?

ડ્યુ૦—તેનું કારણ એ કે તું તો જાણે છે કે મારા કપડાનું પાકીટ તો ગાડીમાં રહી ગયું હતું.

ફ્રેડરીક—હા ! પછી શું તે બસી મરને.

ડયુ૦—મને ખબર પડી નહી કે કેમ થયું. પણ એમ બન્યું કે પૈસાની—પૈસાની થેલી-તું જાણે છે કે તેમાં આપણા પૈસા હતા ને તેમાં મારી પણ પાકીટ બુક હતી જેમાં આપણા પૈસા મેં મુકેલા હતા.—"

ફ્રેડરીક—(મનમાં) કાંઇ નવું જુનું થયું છે ખરૂં—આ સાંભળી મિનાર્ડે પોતાની ખુરસી આગળ ખસડી.

ફ્રેડ૦—( મોટેથી ) પછી શું થયું તે બોલી દે હવે.

ડયુ૦—મારા વિદ્વાન અને ઉમદા મિત્રો, જ્યારે હું એ સંડાળમાંથી નિકળ્યો, જ્યાં આગળ હું મોડી રાત સુધી પડયો રહ્યો હતો, ત્યારે મને ગાડી મળી નહીં તેમ હું રસ્તામાં એકલો પડયો, તેમાં કોઇ ચકલું પણ નજરે પડયું નહીં, તેમ રસ્તામાં અંધારૂં થયું હતું. મને તેથી રસ્તાની ખબર પડી નહીં, એટલામાં ચારેક ચોર મારાપર ધસી આવ્યા. અરેરે મારી પાસે જો એક પીસ્તોલ હોત તો—પણ દુર્દૈવેકરી તે પણ મળે નહીં. છતાં મેં મારો બચાવ એક સીંહની પેઠે કીધો. આખરે કાંઇ વળ્યું નહીં તેઓએ મને લાકડીઓથી ઝુડી કહાડયો, ને રસ્તામાં પાડી નાખ્યો; એટલું જ નહીં પણ મારી પાસે જે નાણું હતાં તે બધાં જબરાઇથી લઇ ગયા!"

મી૦—અરે પરમેશ્વર ! તારી પાસે બધાં નાણાં તે વખતે હતાં ?

ડયુ૦—હાજ તો.

મી૦—ને તેમાં તારા પંદર હજાર ફ્રેંક સુદ્ધાં ?

ડયુ૦—બધુંજ તો ! મારી પાસે તો એક બદામે રહેવા દીધી નથી. તેમણે મારી ટોપી સુદ્ધાં રહેવા દીધી નહીં. તેમાં ટોપીની એકલી સાંકળીની કીંમત સાઠ ફ્રેંક હતી.

મી૦—આતે કેવો અકસ્માત. આવા અકસ્માતમાં જીંદગી જોખ—

મમાં નાખવી એ તો આપણાથી ન બને.

ફ્રેડરીક કાંઇ બોલ્યો નહી. પૈસા ખોવાયા તે બદલ ડયુબર્ગે કહ્યું તેમાંનો એક પણ શબ્દ એને ખરો લાગ્યો નહીં. ડયુબર્ગને માલમ તો પડયું કે ફ્રેડરીકનો મારા બોલવાપર જરાપણ વિશ્વાસ નથી તેથી તેને વિશ્વાસ બેસાડવા ખાતર તે બોલ્યો " ફેરો ફેર, ચોરે તો લુટયો, માર્યો. ને જીવ નિકળી જવાનું માત્ર બાકી રહ્યું એજ. ને માર ખાધો તે ગફ્તમાં કોણ જાણે આમ કોઇને થતું નથી ને મનેજ કેમ થાય છે !

મી૦—તમારૂં નસીબજ એવું તેને બીજા શું કરે, મારા લાર્ડ.

( એવામાં પ્રવાસની ગાડીની વાત સાંભરી આવી. )

ફ્રેડ૦—તું આખી રાત કયાં હતો ?

ડયુ૦—કયાં તે મારશીઆનેસ-ડી-વરસેકને ત્યાં.

ફ્રેડ૦—કયાં ? મારશીઆનેસ-ડી-વરસેકને ત્યાં. ? ઘણી આશ્ચર્યતાની વાત ! હું તો તેણીને ગઈ કાલેજ તેના મહેલમાં મળ્યો હતો.

ડયુ૦—શું તમે તેણીને મળ્યા હતા ? શું ત્યારે તમારી એની સાથે ઓળખાણ છે શું ? ( એમ કહેતાં જરા ગભરાઇ ગયો ).

ફ્રેડરીક—ગએ વરસે મારશીઆનેસ ડી વરસેક મારા પિતા પારીસમાં જમી જલસે. કરે છે તેમાં હાજર હતી. ને ઉન્હાળામાં તે પોતાના લાયન્સ શહેરના મહેલમાં રહે છે. કાલેજ હું એને મળ્યો. ને હું અગાઉ તેણીને મળ્યો નહીં માટે તેણીએ મને ઠપકો દીધો. તે શહેરમાં આવવાની છે એમ મને કહ્યું નથી.

ડયુ૦—( મનમાં ) વળી આ શું ? ( મોટેથી ) તમારી મારશિઆનેસની ઉમર તે કેટલીક છે ?

ફ્રેડ૦—ફકત અઠ્ઠાવીસ વરસની. તેણી શહેરમાં પેલેસ બેલેકુરમાં રહેછે. પણ જરા થોભ હું હમણાં આવું છું એમ કહી ઓરડામાંથી બહાર ગયો. થોડીવારમાં હાથમાં એક સુંદર ચોપડી લેતો આવ્યો. તેમાં બધાનાં ચિત્ર હતાં. પાનાં ફેરવતાં એક સ્ત્રીની છબી આવી જે એક કોચપર સુતેલી છે ને એક કુત્રા સાથે રમે છે. તે પાનું ખુલ્લું રાખી ફ્રેડરીક બોલ્યો —આ તો ડયુબર્ગ ! આ ચિત્ર મારશીઆનેસ ડી વરસેકનું છે.

ડયુ૦—સત્યાનાશની પાટી. જેવો હું તેવી મારશીઆનેસ, ને જેવો મો. મીનાર્ડ બેરન છે તેવીજ તે મારશીઆનેસ. હું કેવો ગધેડો, મૂર્ખ, ને અક્કલનો બારદાન કે મને આખરે ફસાવ્યો.

ડયુબર્ગે બીછાનામાં ઉભો થયો ને પાછો બેઠો. માથેથી ટોપી કાઢી મીનાર્ડના ચહેરાપર ફેંકી ને ગાંડા માણસની પેઠે પથારીમાં આળોટવા મંડયો.

શિક્ષક--" લાર્ડ સાહેબ તો ગાંડા થઇ ગયા દેખું ? ચાલો હું તો દાકતરને બોલાવી લઇ આવવાનો, " એમ કહી ઓરડામાંથી બાહેર ગયો; ને ફ્રેડરીકના મનમાં કે ખરી વાત શું બની હતી તે મુળથી જાણવાની ઇંતેજારીમાં હતો તેથી મીનાર્ડ ગયો તેથી તેને કાંઇ ખોટું લાગ્યું નહીં. ડયુબર્ગ તો તે ખોટા ઢોંગી બેરન, કાઉંટ-ચેવ્હીલીયર ઉપર એટલો તો ગુસ્સે થયો કે રીસમાં ને રીસમાં પથારીમાં ખુબ આળોટયો. આખરે ઉતાવળે કપડાં પહેરી બોલ્યો કે હમણાં હું બધાને ખોળી કાઢું છું. તે બેરન ટુંકી બાયનો ચેવ્હીલીયર, તે હાથ પટીનો કાઉંટ, બધાને શોધી કાઢું ને બેરોનેસનાં તો દાંતજ પાડી નાખું. તે વ્હાઇકાઉંટસ ફેરફીગનના માથામાં લાકડીઓ ઝુડી કાઢું છું મારશીઆનેસના હાથથી તેના નખ વેગળા કરી નાંખુ. ને મેડેમ ડી ગ્રેડકોર્ટની આંખ ફોડુ નહી તો મારૂં નામ નહીં.

ફ્રેડરીકે તેનો ગુસ્સો શાંત કીધો. ને બોલ્યો " ડયુબર્ગ, તું આખી રાત જુગાર રમ્યો ને તેમાં બધાં નાણાં ગુમાવ્યાં નહી વારૂં ?"

ડયુ૦—મારા વાલા મિત્ર, મને તું શિક્ષા કર, મને મારી નાખ કે મારો અંત એકદમ આવી જાય. હું જાણું છું કે હું એક કોડીનો માણુસ છું. પણ તું મારે ઠેકાણે હતે તો એમજ કરતે. કસ્તુરીના સુગંધવાળી ચીઠી ઉપર કોણ વિશ્વાસ નહી રાખે? મારા મનમાં તો લગનના મોટા વિચાર કરતો હતો. જ્યારે હું ઢોંગી મારશીઆનેસની પાસે ગયો ત્યારે ત્યાં બેઠેલા માણસો પોતાના પૈસા, નોકર ને જાગીરો વિશે મોટી મોટી વાતો કરતા હતા, જેમ હું મારી ટોપીને માટે કહુંછું તેમ. તેઓએ મારી તરફ એવી તો નમ્રતા ભરેલી ચાલ ચલાવી કે હું તો અંજાઇ ગયો ને તેમાં મને દારૂ પાયો. મને તે વેળા લાગ્યું તો ખરૂં કે આ જે થાય છે તે કાંઇ સારૂં કામ નથી. પણ મારો શો ઈલાજ. કમનસીબથી પારીસના કોઇ મોટા લોકોમાં હું ફરયો નથી ને તેથી મોટા લોકો શી રીતે ઓળ• ખાઇ આવે એની મને ખબર પડી નહીં. મારશીઆનેસે જ્યારે મારો પગ દાબ્યો ત્યારે મેં ધાર્યું કે મોટા લોકો પોતાની મહેરબાની એવીજ રીતે બીજાને બતાવતા હશે, ને વ્હાઇકાઉંટેસ જે બોલતી હતી તે હું એમ સમજ્યો કે તે જર્મન ભાષામાં બોલે છે. પછી પાનાં આવ્યા. તું તો જાણે છે કે હું જુગારમાં કેવો ઉસ્તાદ છું; તેથી હું પાનાં રમ્યો. તેમાં તેઓએ મને આખો લુંટી લીધો તેમાં મારા માથાપરની ટોપી પણ

પણ બાકી રાખી નહીં. હવે આપણે શું થાય છે તે જોઇશું. કેમ ખરી વાત કેની ? હું ત્યાં જોઉં છું કેમ છે તે.

ડયુબર્ગે ચેન્હીલીયરની ટોપી પહેરી બહાર જતો હતો એટલે ફ્રેડરીકે તેનો હાથ ઝાલ્યો ને કહ્યું "તું કયાં જાય છે?"

ડયુ૦—મને જવાદે-જવાદે-છોડ મને. એ લુચ્ચા લોકોને હું હમણાં જઇ પકડું છું. તું અહીંજ બેસી રહેજે.

ડયુબર્ગે બારણું ખોલ્યું, એટલામાં મો. મીનાર્ડ એક દાકતરના છોકરાને ઓસડની પેટી સારૂ તેડી લાવ્યો અંદર દાખલ થતો હતો તેને ડયુબર્ગનો ધકકો એવા જોરથી લાગ્યો કે ડયુબર્ગ તો ચચાર પગથીઆં કુદતો ગયો ને મીનાર્ડ સાહેબ દાકતર ઉપર ગબડી પડયો તેથી દાકતરના હાથમાંની સીસીઓ ફુટી ગઇ.

મીનાર્ડે ધાર્યું કે ડયુબર્ગ તો ગાંડો થઇ ગયો. પણ ફ્રેડરીકે એટલી બધી અગાળઝીક કીધી કે જેથી આખરે દાકતરને બેરન સારો થઇ ગયો એમ કહી પાછો મોકલ્યા. પછી મીનાર્ડે કહ્યું. એ કયાં ગયો ચાલો આપણે તેની પાછળ જઇએ એટલામાં ડયુબર્ગ પેલી ઢોંગી મારશીઆનેસને ત્યાં પોંચી ગયો. આવેળા એને ચાલીને જવું પડયું ને પ્રથમના જેવો લાર્ડ હોવાનો ઢોંગ બાજુપર મેલ્યો. અને જુની ટોપીપર ચસ્મા શોભતાં નહીં કારણ એ ટોપીથી તો એનું અડધું માથું ઉઘાડું રહેતું એવે વેષે તે ત્યાં જઇ પોહચ્યો. આ વેળા તેણે પોતાના પોષાક તરફ બીલકુલ ધ્યાન આપ્યું નહીં. તેના મગજમાં માત્ર પૈસા એજ ધુમી રહ્યા હતા. તેણીનું ઘર ખોળી કાઢી દાદર ઉપર ચઢી ગયો ને કાન દઇ સાંભળવા લાગ્યો-આમ તેમ નજર ફેરવી પણ મારશીઆનેસ ત્યાં છે એગ એ એક પણ ચિન્હ જણાયું નહીં. તેણે બારણા આગળની ઘંટડી ઉપરા ઉપરી જોરથી વગાડી ને ઘંટડીની દોરી તુટી ગઇ પણ કોઇએ એને જવાબ આપ્યો નહીં.

ડયુ૦--ઉઘાડો-લુચ્ચાઓ, હરામખોરો, ચોરો બારણું ઉઘાડો, નહીંતો હમણાં હું પોલીસ જમાદારને બોલાવી લાવું છું.

આખરે ઉમરા આગળ એક ઘરડી બાઇએ આવી બારણું ઉઘાડયું ને આ કોણે તોફાન મચાવ્યું તે પુછવા લાગી.

ડયુ૦—આ ઓરડામાં જે સખસો રહે છે તેની સાથે મારે કંઇ વાત ચીત કરવી છે.

ડોસી-- હમ્રુ તો કોઇ પણ રહેતું નથી. આ ઓરડો તો મેં એક બાઇને ભાડે આપ્યો હતો પણ તે બાઇ આજેજ સવારે નાસ્તો કીધા પછી

ખાલી કરી જતી રહી છે.

આ સાંભળી ડયુબર્ગ જાણે પથ્થરની માફક બની ગયો. તેણે જાણ્યું કે મારા પૈસા પાછા મળવાની આશા રાખવી એ વ્યર્થ છે. તેથી મનમાં ઘણો પશ્ચાતાપ કરી પોતાની વીસી ભણી જઇ ફ્રેડરીક ને મીનાર્ડ આગળ ગયો—ત્યાં જતાંજ તેઓએ ડયુબર્ગનો ઉતરી ગએલો ચેહરો દીઠો.

ફ્રેડરીક—કેમ શું થયું ? શી હકીકત લાવ્યો ?

ડયુ૦-અરે મારા વાહાલા મિત્ર તે બધા ઉભી પુછડીએ નાસી ગયાછે,

ફ્રેડરીક—હુ ધારતોજ હતો કે આમજ થવાનુ.

મીનાર્ડ મારા લાર્ડ તમે પોલીસમાં આ વાતની ખબર આપી કે ?

ડયુ૦-મારાથી જેટલું બન્યું તેટલું કરવામાં મેં કાંઈ બાકી રાખ્યું નથી પણ હું ધારૂં છું કે હવે આપણે સઘળાએ આપણા પૈસાની આશા છોડવી.

મીનાર્ડ—પછી હવે આપણી શી અવસ્થા ?

ડયુ૦—તેનોજ હું વિચાર કરૂં છું. મો. મીનાર્ડ હવે તારી પાસે કેટલું નાણું છે તે કહે.

મીનાર્ડ-ફકત બે લુઈ મારી પાસે છે-વધારામાં એક પણ હવે નથી.

ડયુ૦—કેમ ફ્રેડરીક તારી પાસે કેટલું છે. ફ્રેડરીક—આસરે દશેક છે.

ડયુ૦—એટલામાંથી તો આપણે વાસીવાળાને પતાવી દઇશું. એના આપણને વીસેક લુઇ દેવા છે.

ફ્રેડરીક—શું તેં હજી ભાડું ચુકવી આપ્યું નથી કે ?

ડયુ૦—શું તમે એમ કહેવા માંગો છો કે પૈસા અગાઉથી આપવાની અહીં રીત છે.

ફ્રેડરીક કેમ આવી રીતે પૈસા ઉડાવી દેવાની આ રીત સારી છે.

ડયુ૦—આપણે આગલો વિચાર તો કરવો જોઇએ. પણ આપણને કેટલું નાણું એકંદરીએ આપવાનું છે? તેમાં વીસ લુઇનું બીલ તો હમણાં આવી પોચવાનું

ફ્રેડરીક—આપણે જાણીએ છીએ કે આટલું તો કરજ થયું છે છતાં એ અહીંથી જવાનું કોઇને સુઝતું નથી એ મોટી તાજુબી છે.

મીનાર્ડ—વાત તો સત્તર આના ને બે પાઇ.

ડયુ૦—હવે વધારે પૈસાને માટે એક રસ્તો મને સુઝે છે. ને તે એજ કે આપણે કાઉંટ-ડી-મોટવીલને લખવું જોઇએ. હું જાણું છું કે તેઓ સાહેબ પોતાના છોકરાને પ્રવાસમાં પૈસા વગર આગળ જવાની સલાહ આપશે નહીં.

ફ્રેડરીક--પૈસાને માટે તમે મારા બાપને લખી જણાવવાનું કહોછો? પારીસ છાંડયાને હજી એક પુરો મહીનો તો થયો નથી.

મીનાર્ડ—તેઓ શો વિચાર કરશે? જો આપ સાહેબ કોઇ નોકરને ઘોડાપર બેસાડીને રાવા ને સેંડોમીરમાં મોકલશો તો નહીં ચાલે.

ડયુ૦—એમ થાય તો ઘણું સારૂં. પણ રાવા ને સેંડોમીર એટલું દુર કે ત્યાંથી જવાબ ફરી વળતાં બે મહીનાજ થઈ જશે ને વળી રસ્તામાં પાણીના મોટાં ખાબોચીઆં છે તે કયાં તમને ખબર છે?

મીનાર્ડ--મારા લાર્ડ, આ ગરમીના દીવસોમાં ખાબોચીઆં કેવાં?

ડયુ૦ આ ઉન્હાળામાંજ બરફ પીગળેછે. શીયાળો આ વેળા હતો તો કેવું સારૂં થતો એમ હતે તો મારા ગામથી જેટલું જોઇએ તેટલું મંગાવી શકતે. તે બરફમાં જો ઘોડાવાળાને મોકલીએ તો ઘોડો ને બેસનાર બન્ને બરફમાં ડુબીજ જાય. પછી પાછા શું કામ આવે?

મીનાર્ડ---એમ છે વાત ત્યારે મારા તો જાણવામાં નહોતું તેથી મેં વાત કાઢી હતી.

ડયુ૦—પણ આપણે અહીં બે મહીના પર્યંત પડી રહેવું નકામું છે. ને આપણે તો ઘણી તંગીમાં છીએ તેનું કેમ કરવું?

ફ્રેડરીક--મારા વાલા મીનાર્ડ-હવે કાંઈ ઉપાય રહગો નથી. તમે મારા પીતાજીને પત્ર લખો.

મીનાર્ડ—તેમાં હું લખીશ કે હમારા મિત્ર બેરન પોટોરફી સાહેબે બધા પૈસા માર્ગમાં ખોયા છે.

ડયુ--ના ના. એમ શું? પૈસા તો લાર્ડ સાહેબે તને આપ્યા હતા. તેથી તને ચોરોએ લુટી લીધો એમ લખ. આ વાતમાં મારો શો સબંધ છે? જોજે મારૂં નામ નકામું વગોવતો. તેમાં તુ એમ લખજે કે તારી કનેથી ચોરોએ બધું લુટી લીધું છે.

ફ્રેડરીક---આમ આવ, મારા વાલા મીનાર્ડ—મારા બાપને દયા ઉપજે એવો એક પત્ર લખી દે.

મીનાર્ડ--શી અવસ્થા ને ફજેતી. આ ઘણું અઘરૂં કામ મારે માથે આવી પડયું.

ડયુબર્ગ--એમાં તે શું? ચાલ ત્યારે હું તને લખાવું તેમ લખ.

મીનાર્ડ--તમે મને લખાવો છો, મારા લાર્ડ? ચાલો તારે બોલો હું લખુંછું. પછી કલમ ખડીઓ લઇ ડયુબર્ગના કહ્યા પ્રમાણે તે લખવા લાગ્યો.

માહરા લાર્ડ સાહેબ.

જત લખવા કારણ કે હમો લાયન્સ શેહેરમાં સહી સલામત આવી પોહોચ્યાં છીએ એ જણાવવાને હમને ઘણો સંતોષ ઉપજે છે. પરંતુ એક દલગીરી ભરેલો બનાવ બન્યો છે કે એક સાંજરે હું વિશીમાં પાછો ફરતો હતો તે વેળા રસ્તામાં ચોર લોકોએ મારા પર હુમલો કીધો ને મારી પાસે જે નાણું હતુ તે બધું તેઓ લઇ ગયા. આ બનાવથી હમો ઘણી આપદામાં આવી પડયા છીએ તેમાંથી જેમ બને તેમ છોડવવાની તમોને નમ્રતા પૂર્વક અરજ કરૂં છુ. બીજી બાબતમાં તમારા દીકરાની તબીયત એપોસકયુલેપીયસના જેવી સાજી છે ને આ પ્રવાસથી એની તબીયતમાં ઘણોજ સુધારો થયેલો છે. તેમણે સલામો લખવા મને કહ્યું છે.

હું છું મારા લાર્ડ.

તમારો હમેશનો તાબેદાર બેનીડીક્ટ મીનાર્ડ.

ડયુબર્ગના મનમાં ઘણુંએ હતું કે ફ્રેડરીકે બે લીટીઓ પત્રની પાછળ લખવી પણ તે જુવાન ફ્રેડરીકે પોતાના ભલા બાપને કોઇ દીવસ છેતર્યો નહતો. પણ પત્રની પાછળ ખોટી બીના લખવા કરતાં આવોજ લખેલો પત્ર મોકલવાનું એને ઠીક લાગ્યું. આ પત્ર તુરતજ ટપાલમાં નાંખ્યો. ને હવે તો માત્ર પત્રની રાહ જોવામાંજ પોતાનો કાળ વ્યતીત કરવાનું રહ્યું હતું. સારે નસીબે વીશીવાળાએ પૈસાની ઉઘરાણી કીધી નહીં તેથી ફ્રેડરીકના મનમાં જરા ધીરજ આવી. એટલું છતાં તેણે પોતાના મિત્રોને હાથ રાખીને હવે ખરચ કરવા કહ્યું. પણ ડયુબર્ગે સુચવ્યું કે આમ હાથ તંગ કીધાથી આપણે માટે બીજાઓના મનમાં શક પેદા થશે. મી. મીનાર્ડ પણ ડયુબર્ગના મતને મળતો આવ્યો.

ફ્રેડરીક હમેશની માફક ફરવા ગયો. પણ ડયુબર્ગ મી. મીનાર્ડને પ્રથમની માફક પોતાની સાથે રાખ્યો નહીં. આટલા દિવસ જે ભભકાથી અને જાહોઝલાલીથી લાયન્સ શહેરમાં ફરીને લોકોના મનપર સારી અસર કીધી હતી અને તેમના મનમાં ઓછો ભાવ આણ્યા વિના માર્ગમાં પેલેટાઇનના બેરન સાહેબ તરીકે બધે ઓળખાણ થઇ હતી તેથી હવે ચેન્હીલીવરની ટોપી ને ફાટેલાં કપડાં પહેરીને ગામમાં ફરવું એ દુરસ્ત લાગ્યું નહીં. તેણે જાણ્યું કે હું " ખાલી ખીસા ને ભરમ ભારી ' એવી રીતે ગામમાં ફરીશ તો બધાને મારા વિશે સંશય આવ્યા વિના રહેવાનો નથી. તેથી તે મિનાર્ડની સાથે તત્વજ્ઞાન ઉપર વાત કરવામાં દીવસ ગાળવા લાગ્યો. પણ મીનાર્ડ ડયુબર્ગને એક વિદ્વતા ભરેલો માણુસ છે એવું ધારતો હતો તેથી જે બોલતો તે મુગે મોઢે સાંભળતો

જવાં તેની સાથે પ્રવાસ કરવાનું એને ઘણું ગમતું નહીં. કારણ એને એવો સંશય આવવા લાગ્યો કે પોલનો પેરેટાઇન બેરન સારા પગલાનો માણસ નથી. ને તેથીજ કરીને તે પોતે દુર્દૈવના ખાડામાં પડીને બીજાને પણ સાથે લઇને પડે એવો માણસ છે.

એમ કરતાં પત્રના જવાબની રાહ જોતાં કેટલાક દીવસ વીતી ગયા એટલામાં કાઉંટ-ડી-મોંટ્રેવીલ તરફથી પત્રનો પ્રત્યુતર આવી પહોંચ્યો. તે મી. મીનાર્ડના નામનો હતો. પણ ફ્રેડરીકે ધ્રુજતે હાથે તે પત્ર ખોલ્યો.

ડયુ૦—પ્રથમ તેમાં શું છે તે જો. વાંચવાનું પછી થઇ રહેશે. પત્રમાં એક ૭ હજાર ફ્રેંકનો ચેક લાયન્સ શહેરની કોઇ. પ્રસિદ્ધ પેઢી ઉપરનો હતો.

ડયુ૦—( મનમાં ) બહુ સારૂં થયું હવે. હવે કાઉંટનો ઠપકો આપણે આનંદથી સહન કરીશું. ( મોટેથી ) ચાલ વાંચ હવે એમાં શું લખેલું છે તે.

કાઉંટ-ડી-મોંટ્રેવીલે મી. મીનાર્ડને થોડીક બાબતમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

તમારા પત્રમાં તમને ચોરોએ લુટી તમારૂં સર્વસ્વ લઇ નાસી ગયા એમ જે તમે લખ્યું તેમાંનો એક પણ શબ્દ હું ખરો માનતો નથી. પણ મારા છોકરાનો એ પ્રથમ ગુન્હો જાણી આ વેળાએ દરગુજર કરૂં છું. આવા પ્રકારની મોટી ભુલથી ભવિષ્યમાં કેમ વર્તવું એનો ધડો મળશે એવી હું આશા રાખું છું. આ પત્રમાં હું એક ચેક મોકલાવું છું પણ હવે પછી એવા પ્રકારની છુટ હું આપીશ એવું તારે કદીપણ ધારવું નહી.

ડી. મોંટ્રેવીલ.

ફ્રેડ૦—( ઉંડો નિશ્વાસ મુકી )—એમનો અમારાપર વિશ્વાસ નથી એમ આ ઉપરથી તો જણાય છે.

મો. મીનાર્ડ--હું એમ ધારૂં છું કે લાર્ડ સાહેબ ગુસ્સે થયા છે.

ડયુ૦—તેની કાંઇ ફીકર નથી. તેમનો સ્વભાવ દુધના ઉભરા જેવો છે એટલે ઉતરી જતાં વાર લાગવાની નથી. હવે આપણે ત્રણે જણા જાણે ભાઇ હોઇએ તેમ પ્રવાસમાં વર્તન કરીશું. આપણે હવે ગંભીર, સ્થીર, ને તત્વજ્ઞાની જેવા થઇશું. જેથી આપણે સારી રીતે રહેવા માંગીશું તેમ રહી શકીશું. કારણ આપણી તબીયત એવા પ્રકારની છે કે તેને સારા ખોરાકની જરૂર છે. કેમ મિનાર્ડ, ખરી વાત કેની ?

મિ૦—એમાં શો શક, મારા લાર્ડ.

ડ્યુ૦—હવે લાડ બાર્ડ આપણે છોડી દઇએ ને જેમ પ્રવાસ કરતા આવ્યા તેમ કરીએ.

મી૦—( ફ્રેડરીકને ) કેમ તમે શું કહોછો મારા લાર્ડ ?

ડ્યુ૦—કેમ, વળી ભુલી ગયોં કે આપણે છુપી રીતે પ્રવાસ કરીએ છીએ તે? આપણી પાસે હવે છ હજાર ફ્રેંક આવ્યા છે તો હવે આપણને શી ચીંતા છે? આપણે નામદારની માત્ર ધારણ કરવાની નથી. કારણ હવે આ રકમ હાથ રાખીને ખરચ કરવાની છે.

મી૦—પણ સત્રા ફ્રેપેકને સેંડોમીરથી પૈસા તમને મળશે ત્યારે ?

ડ્યુ૦—તે મળશે, પણ એ વાત જુદી છે, એનો આની સાથે કાંઈ સંબંધ નથી; હું ધારૂં છું કે ત્યાંથી પૈસા આવતાં હજી વાર છે. પણ હાલ આપણી પાસ જે છે તેનો કોષાધ્યક્ષ આપણે ફ્રેડરીકનેજ બનાવીએ. તે ધીમો ને હાથ રાખીને ખરચ કરે એવો છે. આવા ગુણ પૈસા રખનારમાં તો હોવાજ જોઇએ.

મી. મીનાર્ડ—( મનમાં ) બેરન પૈસા આપે છે તો આપણે તાગડધીન્ના કરીએ છીએ.

આ પ્રમાણે તજવીજ કર્યા પછી વીસીવાળાનું બીલ મંગાવી તે ચુકવી આપ્યું ત્રણ અઠવાડીઆનો ખર્ચ ૮૫૦ ફ્રેંક થયો. તે આપવાથી નવી ત્રીજોરી તો ખલાસ થઇ છતાં આ ત્રણે જણાની મોટા માણસ તરીકે તજવીજ રાખવામાં આવી. ડ્યુબર્ગે વિચાર કીધો કે આપણે આ પ્રમાણે ખરચ કરીશું તો ચાલે એમ નથી. રાવાના પેલેટાઇનના હાથમાં પૈસો હતો ત્યારે મિષ્ટાન્ન ઉમરાછાપરી મળતા હતા પણ હવે કેમ થશે એની ચીંતા મીનાર્ડને લાગી. ને ફ્રેડરીકે ડ્યુબર્ગને કહ્યું—મારા વહાલા મિત્ર, આ પ્રમાણે આપણે ખરચ રાખીશું તો પ્રવાસ આપણને અહીંથીજ પુરો કરવો પડશે.

વાઇકાઉંટનાં ઘોડા વેચી નાખ્યા. ને પોસ્ટ માસ્તરની સાથે એવો બંદોબસ્ત કીધો કે લાયન્સથી ગ્રીનોબલ જવાને માટે બીજા ઘોડા આપે..

મીનાર્ડે-ડ્યુબર્ગને કહ્યુ-તમે આ બે ઠેકાણે જે મુકામ કીધો તે ઘણો આપણને ભારે થઇ પડ્યો. એક મુકામે તો ૫૦ હજારની પ્રવાસની ગાડી પડી ને બીજા મુકામે ૧૫ હજાર ફ્રેંકની ચોરી થઇ લુટાઇ ગયા તે જુદું. આવી રીતે મુકામ કરતા જઇશું તો તમારૂં દેવાળું ફુંકાશે યાદ રાખજો.

ડ્યુ૦—હવે મારા જીવને નિરાંત વળી. હવે મને કોણ લુટનાર છે? સાક્રેટીસના મિત્રોને જેમ ઘર ઘણું મોટું હતું. તેમ જ્યાં સુધી ફ્રેડરીક પૈસા આપે છે ત્યાં સુધી મારાં ગજવાં ખાલી રહેવાના નથી

આ સાંભળી મો. મીનાર્ડ કાંઇ બોલ્યો નહીં કારણ આ વાત એને ગમી નહીં.—

ટ્યુરીનને રસ્તે થઇને ન જતાં ફ્રેડરીક ગ્રીનોબલને રસ્તે ચાલ્યો. ગ્રીનોબલ ગામ અને તેની આસપાસનો દેખાવ જોવાની તેની મરજી હતી તેમાં મુખ્યત્વે કરીને ચારત્રુસ જોવાનું મન હતું. કારણ એનો દેખાવ એવો તો મનોવેધક હતો કે પ્રવાસી જનના મન ઉપર તેની છાપ પડીને તેનું મન આશ્ચર્યાનંદથી ચકિત થાય છે. ડ્યુબર્ગને ઇટાલી જોવાની ઘ ઉતાવળ ન હતી. તેના મનમાં ત્યાં જવાય તો ઠીક ને ન જવાએ તો ઠીક. ને પાછળ તેને જે અકસ્માત નડયો તેથી તેનો વિચાર કે કોઇ પણ કામમાં આગળ પડવું નહીં. એવો હતો. મી. મીનાર્ડના મનમાં એમ હતું કે મારે તો મારો શિષ્ય જેમ કહે તેમ ચાલવું. પણ ચારત્રુસનું નામ હેતાની સાથે તે ગભરાયો. કારણ ફ્રેડરીકના મનમાં રખેને એમ આવે કે ત્યાં જઇને સાધુ થઇ જવું અગર ત્યાંના મઠમાં જઇને રહેવું—ચારત્રુસમાં રેહેવાનું થાય એનો શિક્ષકને ઘણો અણગમો હતો.

આપણા પ્રવાસી આઇઝર નદીના કીનારાપર ગયા ત્યારે ત્યાંનો દેખાવ ઘણો રળીઆમણો લાગ્યો. તેમાં તે દેશ પહાડી ને અસરકારક હતો. ત્યાંના મેદાનોમાં લીલોત્રી છવાઇ રહી હતી. ને હજારો પાણીના વેહેળા ખડકની નીચે થઇને વહેતા હતા. તેથી જગે જગે પાણીના ધોધ વહ્યા કરતા. ર્‍હોન નદીના કીનારાનો દેખાવ ગંભીરને ભવ્ય હતો. ને તેના જોવાથી માણુસનું મન એવા વિચારમાં આવી પડે છે કે જાણે તે મોટા શહેરના અવાજના ગડબડાટમાંથી નિકળીને અરણ્યની શાંત મનોવેધકતાથી વિસ્તૃત થઇ આનંદને પામે છે.

ફ્રેડરીક—અહીનો દેખાવ કેવો મજેનો છે. એમાં એવું કાંઇ માધુર્યછે કે મારૂં મનને આંખ ઘણા લલચાય છે. આ ઝાડીની છાયામાં ચાલવું કેવું સારૂં લાગે છે !

ડ્યુ૦—કેમ કાંઈ મેડેમ ડારનેજ ને ભુલી ગયાં કે શું ?

ફ્રેડરીક—ના ના મારા મિત્ર હું તને ખત્રીથી કહું છું કે પારીસમાં જે કુલટાઓની સાથે મારૂં મન જેટલું ખીન્ન થયું તેટલુંજ તેણીને વિશે થયું છે.--

ડયુ૦—તું આ ઝાડીમાં ચાલે છે ત્યારે તારા મનમાં શેના વિચાર આવે છે।

ફ્રેડરીક-ડયુબર્ગ—અરેરે-મને એ કવચિતજ સાંભરે છે. જેને મેં જોઇ નથી તેનાં સ્વપ્ના આવે છે. તે કેવી સુંદર, માયાળુ, શરમાળ ને ગ-રીબ છોકરી છે. તે પ્રીતી કેમ કરવી અને સુંદર કેમ દેખાવું તે સારી રીતે જાણે છે. મારા મનમાંથી તેની મૂર્તી ખસતી નથી.

ડયુ૦— હું જાણું છું કે તેણીને મળવા તું નદીના કીનારા પર ફરે છે, નહીં. ?

ફ્રેડરીક—હા, હું એનીજ ખોળમાં છું. હું એને અકસ્માત મળીશ એમ ચાહું છુ.

ડયુ૦--પણ તેણીનો મીલાપ થતાં ત્રીશ વર્ષ ચાલ્યાં જાય એમ બને તોએ તમારૂં બન્નેનું જોડું થવાની ઇચ્છા રાખે છે?

ફ્રેડરીક—અરે ડયુબર્ગ, તારા તે વિચાર કેવા પ્રકારના છે. પ્રેમ શી વસ્તુ છે તેની તને લગાર પણ ખબર નથી.

ડયુ૦—મારા વાહ્લા ફ્રેંડ. પ્રેમ એ એવી પુતળી છે કે જેવા રૂપમાં આપણે જોવા ચાહીએ તેવા રૂપમાં આપણને દેખાય છે. કેમ મી. મીનાર્ડ વાત ખરી કે નહી.

શિક્ષક—એનો જવાબ મારાથી દેવાઇ શકાય એવું નથી, એ બાબ-તમાં આપણે કાંઇ સમજતાજ નથી.

આપણા પ્રવાસી ઓનોબલમાં આવી પહોચ્યા. ને જે ઘોડાવાળાના ઘોડા તેણે ભાડે લીધા હતા તેને રજા આપી. જે વીસીમાં તેઓએ ઉતારો લીધો તે લાયન્સની વીસી જેવી સારી ન હતી. પણ અહીંઆં સર્વને સારૂં ભોજન મળતું-તેમાં જોઇએ તેટલી માછલી ને સારામાં સારો દારૂ મળતો ને ડયુબર્ગ ને મીનાર્ડને તો ઘણી મઝા પડી.

જે દીવસે તેઓ આવી પહોંચ્યા તે સવારમાં તે ત્રણે ચારત્રુસ જોવા ગયા. ડયુબર્ગ ગુપ્ત રીતે પ્રવાસ કરતો તેમાં તેને મીનાર્ડ કરતાં ફ્રેડરીકની સાથે ફરવાને ઘણું ગમતું. પણ શીક્ષકને વીસીમાં એકલું પડી રહેવાનું ન ગમવાથી. ફરવા જવાની પાળી બાંધી, જો કે મીનાર્ડ ચાલવામાં ઘણો મંદ હતો. ને ફ્રેડરીકને ઘણું જોવાનું મન હોવાથી ગાડીની ખટ-ખટ કાઢી નાંખી.

ચારેક કલાક પર્યંત પગે ચાલ્યા પછી તેઓ ચારત્રુસમાં આવી પો-હોંચ્યાં. તેની નજીકમાં પર્વતો, લીલાં મેદાનો, વનસ્પતીવાળી ખીણો ને સુંદર

ખેતરો હતાં. માર્ગ ખડકમાંથી જતો હતોને ડાબી બાજુએ એક મોટો પાણીનો ધોધ પડતો હતો, તે ખડક જમણી બાજુએ સાઠેક ફુટ ઉંચો હતો. ત્યાં પ્રવાસ કરનારાના મનમાં કોઇ દીવસ આવેલા નહી એવા વીચારો આવે છે તેથી આશ્ચર્ય અને આનંદ પ્રાપ્ત થયા વિના રહેતા નથી. ફ્રેડરીક તો આ જોઇ આશ્ચર્યતામાં ડુબી ગયો. ડયુબર્ગ થંડે પેટે નિહાળીને જોતો. મીનાર્ડને તો ચોખો કંટાળો ઉપજતો. પણ ચાર્તુસમાં પેસતાં પ્રવાસીઓને એવું તો માન મળ્યું કે શિક્ષક સાહેબ તો રાજી થઇ ગયા.

આ દેશમાં સારા દેખાવો છે એમ તો તે કબુલ કરતો પણ ચાર્ત્રુસના મઠ કરતાં પારીસના ૩ એટીસીમાં રહેવું એને વધારે ગમતું. કારણ ચાર્ત્રુસમાંતો પારીસની પેઠે મિષ્ટાન મારવાનું મળતું નહીં ને કડાકા પડતા. તેથી મો. મીનાર્ડ ઘણા ઉમંગની સાથે ગ્રીનોબલ પાછો જવા લાગ્યો. તેમ ન કરવાને ફ્રેડરીકે સમજાવી કહ્યું કે આપણે શ્રમ ઉતારવા અત્રેજ સુઇ રહીશું. મીનાર્ડે કહયું કે હું કાંઈ થાકી ગયો નથી. મારા મનથી આઠેક ગાઉ ચાલવું તો કાંઇ હીસાબમાં નથી. જમવાનું પરવારીને તેઓ ફરવા નિકળી પડયા.

તેઓ ગ્રીનોબલથી ચારેક ગાઉ આગળ ગયા નહીં એટલામાં સૂર્યાસ્ત થવાની વેળા થઇ. કારણ માર્ગમાં ફ્રેડરીક દરેક ખીણ, પવનચકી, અગર મોહક દેખાવ જોવાને અને તેની ખુબીઓ પોતાના મિત્રને સમજાવવાને ઉભો રહેતો. તે દરેક વેળા મી. મીનાર્ડ લાંબા ટાંટીઆ નાખીને ઘાસ ઉપર બેસી જતો ને આગળ જવાનું કેહેતાં વિલક્ષણ મુદ્રા દેખાડતો. થોડુંક આગળ ચાલ્યા. પછી મો. મીનાર્ડને તો થાકયાના ગાઉ થયા. પણ હીંમત રાખી બેરનના ખાંધા પર હાથનો ટેકો દઇ ચાલવાની છુટ લીધી. કારણ પેલેટાઇન સાહેબ એવા હતા કે જયારે તે પોતાનું પેલેટાઇનપણું થોડીવાર મુકી દેતા ત્યારે એક ભલા માણુસ જેવા થતા.

આ વેળા ફ્રેડરીકના કાનપર ગામનો અવાજ કાને પડયો.

તેણે કહ્યું "ચાલો આપણે આ દીશાએ જઇએ. હુ ધારૂં છું કે ખેડુતોનો નાચ થતો હશે, ચાલો આપણે ગામડાની મઝા લઇએ.

ડયુ૦—ઘણી ખુસીની સાથે તેમાં ગામડાની નાની યુવાન છોકરીઓ જોવાનું ઠીક પડશે.

મી. મીનાર્ડ—અધુંએ ખરૂં. પણ ત્યાં ખાવાનું તો મળશેજ.

આપણા પ્રવાસીઓ એક ડુંગર ઉતરી નીચે ગયા. તે એક ઓકને દૂર નામના ઝાડથી વ્યાપેલી ખીણમાં ગયા. ત્યાં ગામના સઘળા લોક એકઠા

મળેલા હતા. તે ગામમાં તે દીવસે એક મોટો તહેવાર હતો ને તે દીવસે નાચની મોજ એ મુખ્ય રમતમાં તેઓ પડયા હતા. નાચમાં જાત જાતના વાજીંત્ર વાગી રહ્યાં હતાં. એ વાજીંત્રથી બધા નાચમાં તલ્લીન થયાં દરેક માણુસના ચેહરાપર આનંદની છાપ પડી હતી. ને સ્ત્રીઓએ સારો ઉંચો પેહેરવેશ તે દીવસે પહેરયો હતો, ને તે દેશની છોકરીઓનો પેહેરવેશ એવો હતો કે આ પ્રસંગને સારી રીતે દીપાવતો. ઘરડા માણુસો થોડેક દુર બેઠા હતા, તે પોતાનો વખત વાતચીત કરવામાં ને દારૂ પીવામાં ગાળતા હતા. ને છોકરાંઓ લીલા ઘાસપર દોડતાં રમતાં હતાં.

લીનાંર્ડ એક ટેબલ આગળ બેસી ખાવાની તૈઆરી કરતો હતો. ને ડયુબર્ગ આમ તેમ ફરી સુંદર લલનાઓના કાનમાં પ્રેમના ભાષણો કરતો હતો. અને ફ્રેડરીક આ મેળો થોડીકવાર જોઇ બાજુપર જઇ નદીને કીનારે ઉગેલી ઝાડીમાંથી પસાર થતો હતો વાજીંત્રનો અવાજ મંદમંદ કાને પડવા લાગ્યો એટલે પાછા વળવાનો તેણે વિચાર કીધો. પણ એકાએક તે ઉભો રહયો, એમ કરવાનું કારણ એ હતું કે થોડેક છેટે નદીના તટ ઉપર એક યુવાન છોકરી ખીણ તરફ જોતી તેને નજરે પડી. દુર નાચ થતો જોઇ તે હસતી. પણ તેના હસવામાં ને આંખોના દેખાવમાં માધુર્યયુકત ઉદા. સીનતા દેખાતી કે જેથી તે હમેશાં એવાજ સ્વભાવની હશે એમ લાગતું. પણ આ દેખાવથી એને ઉદાસીનતા પ્રાપ્ત થઇ હોય એમ ધારવામાં આ- વતું નહીં. તેની ઉમર ઘણુ થયું તો સોળ વર્ષની હશે. તેણીના વસ્ત્ર પ- રથી તે ગરીબ અવસ્થાવાળી હોય એમ જણાતું પણ તેમાંથી તેના અવ- યવની સુંદરતા છુપી રહેવા પામતી નહીં, તપખીરીઆ રંગના વાળ તેણીના ખંભાપર પડેલા હતા ને તે વાળ તેના કપાળના મધ્ય ભાગમાં બે સરખા ભાગમાં વેહેચાઇ ગયા હતા. તેના અવયવ નાજુક તેની મુદ્રા મળતાવડી ને ગરીબ તેની આંખો ભુરા રંગની હોઇને તે ભોળી અને ખીન્ન દેખાતી. ને તેનો ચેહેરો સ્વચ્છ અને સુંદર પણ જરા ફીકાસવાળો હતો.

આ ગૌર વર્ણુની યુવતી જોવાને ફ્રેડરીક ઉભો રહયો. તેના ઉપરથી તે પોતાની દૃષ્ટી ખસેડી શકયો નહીં. તેણીની સખીઓ નાચનાં સામીલ થઇ હતી પણ પોતે નદીના કીનારાપર શા માટે એકલી બેઠી હતી. તેના ચહેરાપર ખીન્નતા કેમ માલમ પડતી હતી, ફ્રેડરીકને તો માત્ર તેણીને જોવાને થોડીકજવાર થઇ હતી. પણ એટલામાં તેણીના ભલામાં એનું મન વ્યાપ્ત થયું. તેણીને વિશે શી હકીકત છે તે જાણુવાની એની ઇચ્છા થઇ તેને એમ લાગ્યું કે તેનું અંતઃકરણ તે ખીન્ન છોકરીના દુઃખમાં ભાગ લે

તો સારૂં થાય.

આ વેળા કેટલાક માણસો ત્યાં આગળથી નાચમાં જવા માટે ચાલી જતા દેખાયા. ફ્રેડરીકે જઇને તેમને પુછયું કે એ છોકરી કોણ છે ને આ ગામડાની રમતમાં તે સામીલ કેમ થતી નથી ? પેલા ખેડુતોએ પેલી છોકરીને દયાની લાગણીથી જોઇ ને તેના જવાબમાં બોલ્યા. મારા સાહેબ, એ બીચારી છોડી કોઇ દીવસ નાચમાં સામીલ થતી નથી. તેણીનું નામ **એની બેન** છે.

ફ્રેડરીકે આશ્ચર્યતાથી વધારે જાણવાની ઇંતેજારી બતાવી પણ પેલા ખેડુતો ખીણમાં ચાયા ગયા.

## ભાગ ૯.

ખેડુત લોકો બધા જતા રહ્યા. પણ ફ્રેડરીક ઝાડની ઘટામાં આંટા મારવા લાગ્યો. ઝાડના પાદડાંમાંથી સૂર્યનો પ્રકાશ મંદ પડ્યો હતો. ફ્રેડરીક એકી ટસે પેલી ગૌરકાયાની છોડી તરફ ચોરીને જોવા લાગ્યો પરંતુ તેણીની નજરની ઓથે હોવાથી નજરે પડે એવો ન હતો. કારણ નાચ જોવાઈ શકાય એમ ન હોવાથી તેણીએ પોતાનું મસ્તક નીચું નમાવી તેણીના પગ આગળથી જે પાણીનો વેહેળો વહેતો હતો તેની તરફ એકી નજરે જોતી હતી.

ખેડુતોએ એનું નામ એની બેન એવું કહ્યું તેનો શો અર્થ છે ? "ગરીબ બાપડી નાચવા પણ જતી નથી." આ શબ્દ જે દયાની લાગણીથી તેમણે કહ્યા હતા તેથી તરૂણ વૈકાઉંટના મનઉપર ઘણીજ અસર થઇ આ બાપડી છોડીની એઓને દયા આવતી હતી એવું જણાયું તથાપિ તેઓને એમ લાગતું કે આ છોડી નાચમાં સામીલ થતી નથી એ સ્વાભાવિક છે. એના ઉપર શું દુઃખ–ને સંકટ આવી પડયાં હશે કે જેથી નાચમાં જવાનું એને મન થઇ આવતું નથી. તેની મુખ મુદ્રાપર ખીન્નતા પ્રસરેલી છતાં તેનાપર કાંઇ સંકટો આવી પડયા હોય એમ લાગતું નહીં, એટલુંજ નહીં પણ તે શાંત ને ગંભીર જણાતી. પાણીના વેહેળા તરફ તે હાસ્ય મુદ્રાથી જોતી હતી. ને તેનું મન વેહેળાના પાણીમાં તેની મુર્તિ દેખાતી એવા પાણી જેવું નિર્મળ હોય એમ દેખાતું હતું.

ફ્રેડરીકને એમ તો સેહેજ માલમ પડયું કે આ બાઇમાં કાંઇ ચમત્કાર છે. પણ શું છે તે જાણવાની એને ખાએશ થઇ તેથી તે ધીમે રહી આગળ ગયો ને તેણીની આગળ જઇ ઉભો એટલે તેણીએ તુરત ઉંચી નજર કરી જોયું.

ફ્રેડરીકે ધીરે ધીરે સ્વરે અને મમતાથી કહ્યું તમારા સોબતીઓમાં તમે કેમ જતા નથી ? અને ગામની સાદી રમતમાં કેમ સામીલ થતાં નથી ? જુવાન સ્ત્રી પુરૂષો ત્યાં કેવી મઝાની ગમત કરે છે ને તમે તો હીંઆ એકલાં બેસી રહ્યાંછો તેનું કારણ શું ?

ફ્રેડરીકના શબ્દનો અવાજ તેણીના કાનપર પડતાંજ તે છોડીએ પોતાનું મસ્તક ઉંચુ કરીને જાણે શબ્દ સાંભળી ભયભીત થઇ હોય એમ જણાવ્યું. પરંતુ તેના માયાળુ અને ધીરા શબ્દથી તેણીને જરા ધીરજ આવી. ને જે વેકુળાના તટ ઉપર તે બેઠી હતી ત્યાંથી તે ઉઠી ઉભી થઇ.

ફ્રેડરીક—તમને શું થાય છે ? કાંઇ દુઃખ તમારાપર આવી પડયું છે ? તમારાથી કહી શકાય નહીં એવા પ્રકારનું કાંઇ દુઃખ છે ? આટલી નાની ઉમરમાં તમારે વળી દુઃખ કેવું ? તમારૂં દુઃખ ટાળવાની શકિત મને હોત તો કેવું સારૂં થાત ને હું પોતાને કેવો ભાગ્યશાળી સમજત.

તે ગોર મુખાની છોકરીએ ફ્રેડરીક ભણી દુઃખી નજરથી જોયું, તેની નજરમાં ખીન્નતા અને કાતરતા મળેલી હતી. વૈકાઉન્ટ તરફ ઘડીભર જોયા કીધું. પોતાનુ ડોકું નમાવ્યું ને તે જગાએથી તે ચાલી જાત પણ એટલામાં ફ્રેડરીકે તેનો હાથ ઝાલી તેને રોકી. આથી તેને ઘણું આશ્ચર્ય લાગ્યું ને કાંઇક તેણીના મનમાં ભય પેદા થયો. અને પોતાનો હાથ જે પ્રેમના જોરથી તેણે દાબ્યો હતો તે ફ્રેડરીકના હાથમાંથી તુરતજ છોડાવ્યો.

ફ્રેડરીક—મારી પાસેથી તમે જવા માંગોછો ! પણ મારા સવાલના જવાબ કેમ આપતા નથી ? ત્યારે તમે મારી સાથે નહીં બોલશો ?

તેણીની આંખોનો દેખાવ એકદમ એવો થઇ ગયો કે જાણે તે આંખોથી એની સાથે પોતાના મનના વિચાર દર્શાવતી હોયની. માધુર્યતા અને ખિન્નતાના કીરણ તેના ભુરા ડોળામાં જણાવા લાગ્યાં. ને થોડીવારમાં તેની આંખોમાંથી દડદડ આંસુ નિકળી ગાલ ઉપર તેના રેલા ચાલ્યા.

ફ્રેડરીક—તમે કેમ રડો છો ! શું તમારા દુઃખનું કારણ હું છું ! એમ કહી તેણીનો હાથ ઝાલ્યો ને તેણે હાથથી એવી નિશાની કીધી કે મને જે દુઃખ થાય છે તેનું કારણ તમે નથી. આંખોમાંથી આંસુ પડતાં છતાં તે સ્મિત મુદ્રા કરતી ને એકદમ પોતાનો હાથ ફ્રેડરીકના હાથમાંથી લઇ પાસેના જંગલમાં હરીણની પેઠે સહજ રીતે તેની દ્રષ્ટી મર્યાદામાંથી ચાલી ગઇ.

પ્રથમ તેણીની પાછળ વાછળ જવાનું એણે કીધું પણ હમણાં અંધારૂં થઇ ગયું હતું તેથી તે કએ રસ્તે ચાલી ગઇ તે સુઝયું નહીં. તે

નદીના તટ તરફ વળ્યો અને જે જગાએ તેણી પ્રથમ હતી ત્યાં ઉભો રહ્યો. તેના મનમાં જે વિચારો આવતા તે શાથી તેનું કારણ સમજી શકયો નહીં પણ આજ દીન પર્યંત કોઇ બીજી સ્રીને મળવાથી તેના મનમાં જે પ્રેમનો પ્રવાહ વહેતો તેના કરતાં આ વખતે કાંઇ જુદાજ પ્રકારનો પ્રેમ ઉદ્‌ભવવા લાગ્યો. તેણીના ગયાથી તેની છાતી ધડકવા લાગી. ને તેને એવા વિચાર આવવા લાગ્યા કે તેણી કોઇ પણ રીતે મારા સુખની ભાગીયણ થવા પામે. તેની નાજુકાઇ જોઇ કેવી જાદુઇ અસર મારા મનપર થઇ રહી છે! પણ તેણીનો ચેહરો કેમ ઉતરી ગએલો હતો ને તે કેમ બોલતી ન હતી? લોકો તેણીને એની બેન કરીને બોલાવતા—તેનો અર્થ શો? તે કાંઇ ધર્મગુરૂની પુત્રી દેખાતી નથી કારણ તેનો પહેરવેશ કાંઇ જોગણ જેવો ન હતો ને આ જંગલમાં તે એકલી રહેતી હોવી જોઇએ. તેણીમાં કાંઇ ચમત્કાર હોવો જોઇએ.

ફ્રેડરીક—(મનમાં) તું કેવી સુસ્વરૂપ છોકરી છે. તારા સંબંધી જે કાંઇ હશે તે બધું શોધી કાઢવાને હું કાંઇ બાકી રાખવાનો નથી. (તેણી જે રસ્તે થઇને ગઇ હતી તે તરફ જોઇને) તને હું પાછો મળીશ ને તારા દુ:ખનું નીવારણ કરીશ. મારા મનથી તો હું તને અત્યંત ચાહું છું. પણ પેલી કુલટાઓ જેણે કુરપણે મને ફસાવ્યો હતો તેને હું જેવો ચાહતો હતો તેવો હું તને ઉપલગીઆ ચાહનાર નથી પણ મારા ખરા જીગરથી તારો પ્રેમપાત્ર થઇશ. પણ તું જેવા પ્યારને યોગ્ય છે તેવો પ્યાર તારા પર કરીશ. કારણ તારી આંખ ઉપરથી લાલસાઇને પ્રેમ ખુલ્લો દેખાઇ આવે છે. અરેરે! જેવો હું તને મારા ખરા અંત:કરણથી ચાહું છું તેમ તું મને ચાહતી હશે તો હું પોતાને કેવો ભાગ્યશાળી ગણીશ.

પરંતુ આ વખતે સર્વત્ર અંધકાર પથરાઇ ગયો હતો ને ફ્રેડરીકને પાછા ઘર તરફ જવાનું હતું. ઘણી દીલગીરીની સાથે તે ઝાડીમાથી ચાલ્યો. ને જેવો તે ખીણમાંથી પસાર થતો હતો તે વેળા તે મનમાં બોલ્યો.—હું ફરીથી એને ક્યારે મળીશ. અરેરે મારે ફરીથી એને મળવું તો જોઇએ. પણ હું એને વિશે ડ્યુમર્ગને કાંઇ કહેવાનો નથી. જો કહીશ તો મશ્કરી કાઢશે. તે એમજ સમજે છેકે બધી સ્રીઓ સરખી હોય છે—પ્રેમ શી ચીજ છે એનો એને ખ્યાલ પણ નથી ગરીબ બીચારી છોડી! તે પોતાની સખીઓ સાથે કેમ મળતી નથી તેનું કારણ હજી હું ખોળી કાઢીશ.

નાચનું કામ રંગે ચઢયું આ સાદી રમતમાં ખેડુતો ગુંથાતા હતા.

ને તેમાં દરેકની મુદ્રાપર આનંદની છાપ પડી હતી. મધ પ્રાશન કરી જે ગાયન ગાતા હતા તેનો અવાજ વાધના અવાજની સાથે મળી જતો હતો. જુવાનીઆઓ પ્રેમ પાત્ર યુવતીના હસ્ત ઝાલીને ઘુમતા હતા ને યુવતીયો પ્રેમ પાત્ર યુવાનો તરફ સ્મિત વદન કરીને જોતી હતી. માતાઓ પોતાના બાળકને રીઝવતી હતી. ને વૃદ્ધ માણસો લાલરંગના જામ પીને ચકચુર બન્યા હતા, દરેક જણ પોતાના પ્રેમ પાત્ર તરફ પુરા પ્રેમભાવથી હસતા જાણે કે, આજે આનંદની લહરીઓ આવતી હતી તેને માટે એક બીજાનો ઉપકાર માનતા હોય.

મી. મીનાર્ડ બે ગૃહસ્થો વચ્ચે બેસીને જે વાત ચીત ચાલતી હતી તે સાંભળતો ને ખાવાનું જે મળતું તે ખાવામાં મશગુલ હતો કારણ શહેરમાંની રીતભાત ગામડાની રીતભાતથી જુદીજ હોય છે ને મી. મીનાર્ડ જેવી મંડળીમાં જાય તેવો થાય એવો એનો સ્વભાવ હતો અને ક્ષુધાની ઇચ્છા તૃપ્ત કરવામાં પાછી પાની કરે એવો ન હતો.

ડયુબર્ગ પોતાની પદવીઓ અહીં ભુલી ગયો ને નાચમાં સામેલ થયો. તેણે પોતાની સાહેલી તરીકે કાળી આંખોવાળી સુંદરી ને સારા અવયવવાળી સ્ત્રીને પસંદ કરી હતી તેથી તેનું મન મગ્ન થયુ હતુ તેમ તે સ્ત્રીએ પણ એના અંતઃકરણપર કાબુ રાખ્યો હતો તે સ્ત્રી પોતાના મનમાં કાંઇ પણ સંકોચ ન આણતાં નાચતી હતી તેથી નાચમાં રંગ ઉડી રહયો. તેણીએ પોતાના પ્યારાના કાંનમાં કહ્યું "તું મારી સાથે બરાબર કેમ નાચતો નથી." ડયુબર્ગ પોતાની પારીસ શેહરની નાચવાની રીત જાણતો હતો. પણ ગામડામાં નાચવાની રીત એવી હોય છે કે સાદી કુદાકુદ કરે એ નાચમાં ગણાતું. તેમજ તે સ્ત્રી વારંવાર કહેતી કેઃ—તમને આના કરતાં તો સારૂં નાચતાં આવડતું હશે રખે થાકી જશો એવી દેહેશતથી તમે નાચોછો તે કેમ ચાલશે જો તમને મારી સાથે નાચતાં આવડતું ન હોયતો હું બીજા કોઇની સાથે જઇને નાચીશ.

આ સ્ત્રી આપણને છોડીને બીજા સાથે જઇને નાચે એ વાત ડયુબર્ગને ગમી નહીં. તેથી તેણીને ખુસી રાખવાને તેનાથી બન્યું તેટલું કીધું. મીનાર્ડ નજરે જે કાંઇ પડતું તે જોઇ બોલ્યો—"તમારી જોડીઓ સાથે પેલો બેરન પોટોસ્કી જોયો તે કેવો પોલ દેશનો નાચ કરેછે? તેનો નાચ તો જુઓ? આમજ તેઓ ક્રેકોમાં માઉંટ ક્રેવેક ઉપર નાચે છે, તેના હાવભાવ કેવા સ્વાભાવિક છે ને તેમાં કેવી મઝા દેખાય છે? તેના પગલાં કેવા સહેજ ઉપર નીચે પડે છે. કયા ખુબી-મારા તો જનમારામાં

આવો નાચ દીઠો નથી.

જે ગામડીઆઓની સાથે મીનાર્ડ વાત કરતો હતો તેમાંનો એક પણ શબ્દ ગામડીઆઓ સમજી શકયા નહી.—પણ ડયુબર્ગની સાહેલી રાજી થઇ. ડયુબર્ગે જોયું કે મારી સાહેલી હમણાં ઘણીજ ખુસીમાં આવીને મારી સાથે નાચે છે એમ જાણી તેણીના ગાલપર એક ચુંબન કીધું. તેથી તેણીએ એને બે ચાર થપ્પડો લગાવી દીધી. કારણ આ સ્ત્રીઓ કાંઇ પારીસની સ્ત્રીઓના જેવી ટચાક ન હતી

એટલામાં ફ્રેડરીક નાચ આગળ આવી પહોંચ્યો. પણ તેણે આ તરફ કાંઇ લક્ષ આપ્યું નહી તેના મનમાં તો ઝાડીનો દેખાવ ને નદીના કીનારાની જગો રમ્યા કરતી હતી. આખરે ડયુબર્ગ તેની પાસે ગયો. તેણે પેલી સ્ત્રીનો હાથ છોડી દીધો કારણ તે ગામડીઆઓની નાચવાની રીતથી થાકી ગયો હતો. પણ તેણે જે શ્રમ લીધો હતો તેનો બદલો એક ચુમી લઇને વાળવા જતાં નફામાં બીજું તો કાંઇ મળ્યું નહી પણ અચ્છી રીતે પેટ ભરાય એટલા વાંસાપર સપાટા પડયા.

ડયુ—કેમ ફ્રેડરીક તું અત્યાર સુધી કયાં હતો. ખેલ જયારે પુરા રંગમાં આવ્યો ત્યારે તું કયાં જતો રહ્યો ?

ફ્રેડરીક—હું તો જરા ફરવા ગયો હતો.

ડયુ૦—તું કેવો અરસીક માણસ દેખાય છે. પણ હવે આપણે પાછા ગ્રીનોબલ જઇએ. કારણ તે ગામ આ જગોએથી ચારેક ગાઉ છેટે છે.

બન્ને જણાને મી, મીનાર્ડ મળ્યો ને તેણે વાતમાં પોલ દેશની નાચવાની રીતની ઘણી તારીફ કરી. ફ્રેડરીક ટુકા રસ્તાની શોધ કરવા લાગ્યો. એવામાં એક ખેડુતના છોકરાએ એ ત્રણે જણને ગ્રીનોબલ લઇ જવાનું કબુલ કીધું પણ મો. મીનાર્ડ ચાર ગાઉની મુસાફરી કરે એવી એનામાં ગતી રહી નહી. ડયુબર્ગના મનમાં ગ્રીનોબલ પોચાશે કે નહીં એ વાતનો સંશય હતો. પણ છોકરાએ કહ્યું કે મારૂં ઘોડું હું તમને આપું પણ મારા ઘોડાને તમે દોડાવો નહીં તો આપું. ડયુબર્ગને મીનાર્ડને આવું જોઇતુજ હતું તેથી ઘણા રાજી થયા.

ડયુબર્ગ ઘોડાપર ચઢી બેઠો ને તેની પીઠ પાછળ મીનાર્ડ બેઠો. બીચારા મીનાર્ડે સલામતીને ખાતર ડયુબર્ગની કંમર ઝાલી રાખી.

ફ્રેડરીક બાજુપર ચાલ્યો ને આ પ્રમાણે આપણી સ્વારી ગ્રીનોબલ તરફ ચાલી, લીલાં ખેતરોપર ચંદ્રપ્રકાશ ઝગઝગી રહ્યો હતો. હવા પણ ખુબ ચાલતી હતી, ડાબી બાજુએ પાઇન નામના વૃક્ષની શાખાઓ જુસી

રહી હતી. ને રાત્રીના શાંત વખતમાં લુહારના હથોડાના અવાજ વગર બીજું કશું સંભળાતું ન હતું. રસ્તામાંથી જતા લુહારની ભઠ્ઠીના અજવાળાંથી ચંદ્રમાનોપ્રકાશ મંદ દેખાતો ને ભઠ્ઠીની આસપાસ ઘણું અજવાળું પડતું. તેમજ હથોડાના અવાજની સાથે કામ કરનારાઓનો અવાજ સંભળાતો.

ડયુબર્ગે મીનાર્ડને પુછયું-કેમ મીનાર્ડ, મેઘ ગર્જના કાંઇ સંભળાય છે?

મીનાર્ડ--આવી ભયંકર રાત્રીની વેળાએ આ લોકોમાં જઇને ઉભા રહેવાને માટે મને આખા પેરૂ દેશનું ધન કોઇ આપવા માંગે તોએ હું કબુલ કરૂં નહી. એમ કહી ઘોડાને એક એડ લગાવી પરંતુ તેથી ઘોડાને કાંઇ અસર થઇ નહીં.

ડયુબર્ગ અને મીનાર્ડ એ બન્ને ફ્રેડરીક ને ઘોડાવાળાની પાછળ હતા. કારણ ઘોડાને ઘણો ભાર થવાથી પથ્થરવાળા રસ્તામાંથી તે વહેલો ચાલી શકે એમ ન હતું. ફ્રેડરીક આગળ ચાલ્યો ને તેની પાછળ ઘોડાવાળો. તેની ઉમર બારેક વર્ષની હતી, તે ઘણો ભોળો ને યુક્તિબાજ હતો, જે લોકો પહાડી મુલકમાં રહે છે તે એવાજ હોય છે.

ફ્રેડરીકે પેલા છોકરાને પુછયું—આ ડાબા હાથપર જે ગામડું ગયું તેનું નામ શું?

ઘોડાવાળો—સાહેબ એનું નામ વીજીલ છે, આ ગ્રીનોબલની આસપાસ જેટલાં ગામ છે તેમાં એ ઘણુંજ રળીઆમણું છે.

ફ્રેડરીક—તું કયા ગામમાં રહે છે?

ઘોડાવાળો—મારો જનમજ એ ગામડામાં થયો. ને જનમથી એજ ગામડાની એક ઝુપડીમાં રહું છું સાહેબ.

ફ્રેડરીક—તારે તારા જાણવામાં તો હશે કે—

આ વાકય પુરૂં બોલી રહ્યો નથી એટલામાં તે પાછળ તપાસવા લાગ્યો કે રખેને મારા સોબતીઓના સાંભળવામાં આવે. તે બન્ને જણા આશરે પચાસ કદમ પાછળ હશે. ડયુબર્ગ તો મીનાર્ડની સાથે બ્રીટનીની વાતો કરતો હતો. ને ત્યાંના લોકોની રીતભાત કહી બતાવતો,હતો. ફ્રેડરીકે જોયું કે હું ઘોડાવાળાની સાથે વાત કરીશ તો તે ડયુબર્ગ ને મીનાર્ડના સાંભળવામાં આવશે નહી.

ફ્રેડરીક—(ઘોડાવાળાને) તારા વિજીલ ગામમાં કોઇ એની બેન નામની છોકરી રહે છે શું?

ઘોડાવાળો—"તમે શું એની બેનને માટે પુછો છો? હા હું તેને તો સારી રીતે ઓળખું છું. તે કાંઇ આ ગામમાં રહેતી નથી. પણ તેની

ઝુપડી ઘણે દુર નથી. ગરીબ બાપડી એની બેન ! આ ગામમાં એવોએક પણ શખસ તમને નહી જડે કે જે એની બેનને ઓળખતો ન હોય !

ફ્રેડરીક-તને પણ તેણીની દયા આવે છે? શું તે કોઇ દુઃખથી પીડાય છે ?

ઘોડાવાળો-કદાચ હોય તેણીનો ઇતીહાસ ઘણી દયા ઉપજે એવો છે

ફ્રેડરીક--તું તે જાણે છે ?

ઘોડાવાળો--હા સાહેબ. મારી માએ મને કોઇ સો વખત કહી હશે વીજીલના દરેક જણને તે ખબર છે.

ફ્રેડરીક-ત્યારે મને તું તે કહી બતાવ-એની બેન વીશે તું જેટલું જાણતો હોય તે બધું મને કહે.

ફ્રેડરીકે આવું બોલતાની સાથે પેલા નાના ઘોડાવાળાના હાથમાં રૂપા નાણું મુકયું તેથી આવી સેહેજ વાત માટે જે બદલો મળ્યો તે જોઇ ઘોડાવાળાને ઘણું આશ્ચર્ય લાગ્યું. તે ઉપકાર માનવાની પોતાની લાગણી જાહેર કરતો હતો એટલામાં તેમ કરતાં ફ્રેડરીકે તેને અટકાવ્યો; અને તે પટેમાર્ગુએ વાત કહેવાની શરૂ કરી, જે ફ્રેડરીક તેની નજીકમાં રહી એક પણ શબ્દ જવા ન દેતાં ધ્યાનદઇને પોતાના કર્ણેંદ્રિયને તૃપ્ત કરવા લાગ્યો.

" એવું જાણવામાં આવે છે કે એની બેન વીજીલ ગામમાં કોઇ કલોટીલડા નામની સ્ત્રી રહેતી હતી તેની છોકરી થાય છે. કલોટીલડા ઘણીજ રૂપવાન હતી એટલું જ નહીં પરંતુ તેનો સ્વભાવ માયાળુ અને મળતાવડો હતો. એમ પણ ખબર છે કે આ બાઇ કોઇ ધનવાન માબાપને પેટે અવતરેલી હતી ને તેની રીતભાત ગામડાની પેઠે ન હતી. તેની બુદ્ધિ તીવ્ર હોઇને પોતાના ધણીની સાથે એક ઝુંપડીમાં રહેતી હતી. ગામમાં એવી વાત ચાલતી કે તેણીએ તેના ધણી સાથે ગાંધર્વ વિવાહ કીધો હતો. અને કલોટીલડાએ કોઇ ધનવાન પુરૂષ જોડે લગ્નની પવિત્ર ગાંઠ બાંધીને મોટા મહેલમાં રહેવા કરતાં કોઇ પ્રીતીપાત્ર ધણી જોડે એક સાદી ઝુંપડીમાં રહેવું પસંત કીધું હતું. તે પોતાના ધણી સાથે આ વીજીલ નામના ગામડામાં સુખથી પોતાની જીંદગી ગુજારતી હતી. તેણીને પેટે પ્રથમ એક છોકરી અવતરી તેજ આ એની બેન. જે સર્વ પ્રકારે પોતાની માને મળતી આવે છે. એની બેનનો જન્મ થયા પછી આ સુખી જોડાને પેટે તેમની પ્રીતીના ફળ તરીકે એક છોકરાનો જન્મ થયો. છોકરાનો જન્મ થવાથી બન્ને જણને ખુશાલી પેદા થઇ. ભાઇને જોઇ તેના આનંદમાં એની બેન ભાગ લેવા માંડી. ને નાના ભાંઇને જોઇ તેને ઘણી વેળાએ

પ્રીતીથી રમાડતી. પરંતુ થોડા કાળમાંજ તે ગરીબ અને સુખી કુટુંબની ઉપર દુઃખ આવી પડયું. તે વેળા એક સકત પવનનું તોફાન થયું. તેથી તેમનું ખેતર ઉજડ થઇ ગયું ને તેમાં ઉગેલું વાવેતર પડી ગયું ને તે દીલગીરીમાં કલોટીલડાને સકત માંદગી લાગી. અને તેના ધણીને પોતાની સ્ત્રી અને છોકરાનું ગુજરાનનું સાધન પુરૂ પાડવાના હેતુથી પલટણમાં સીપાઇની નોકરી લેવી પડી. તે સોપાઈ તરીકે નોકરીમાં રહ્યા ને પોતાની પાસે જે થોડું ઘણું હતું તે કલોટીલડાને આપી તેમાંથી છોકરાંઓની સારી બરદાસ કરવાને પોતાની સ્ત્રીને કહી પોતે નોકરીપર ચાલ્યો ગયો.

ધણીના વિયોગના દુઃખથી ઘણા દીવસ સુધી કલોટીલડાથી કાંમ કાજ થયું નહીં અને નાની એની બેન માને ચેન પડતું નહીં તેથી પોતાના નાનાભાઇની સંભાળ લેવા લાગી. અને સદા સર્વકાળ પોતાનો વખત નાના ભાઇને રમાડવામાં ગાળવા લાગી. નાના ભાઇપર તેની બેહદ પ્રીતી હતી. વારંવાર તેની મા તેને કહેતી કે મારી વાલી બેન તારાં નાના ભાઇની સંભાળ રાખજે. પણ અરેરે ! થોડાજ વખત પછી તારે સત્રળી રીતે એની સંભાળ રાખવી પડશે. ”

આ પ્રમાણે એક વર્ષ વીત્યું, ને તેટલા વખતમાં કલોટીલડા ઉપર તેના ધણી તરફથી ઘણાક કાગળો આવતા, પણ આખરે પત્ર આવતાં એકદમ બંધ પડયા, કારણ તે વેળા એક લડાઈ જાગી હતી. તેનું પ્રયોજન એમ હતું કે ઘણી વેળાએ સીપાઇઓને ફ્રેન્ચ પલટણમાં રહી લડાઇ ઉપર જવું પડતું. આખરે એક લડાઇમાં કલોટીલડાનો ધણી માર્યો ગયો. તેના મરણની ખબર ગામમાં પડી પણ કોઇએ એ વિશેની ખબર તેની વિધવાને કહી નહીં અને કલોટીલડા દરરોજ પોતાના ધણીના સુખસમાચાર સાંભળવાને તેના પત્રની રાહ જોતી. તે વેળાએ તો તેના ધણીએ ક્યારનોએ સ્વર્ગવાસ કીધો હતો.

તે બાપડી બાઇ પાસેના ડુંગર ઉપર રોજ સવારે જતી ને ત્યાંથી જે રસ્તે તેનો ધણી આવવાનો હતો તે માર્ગ તરફ જોતી. ઘણી વખતે તે એક ઝાડ નીચે આખો દીવસ બેસી રહેતી ને ત્યાંથી જે માર્ગે તેનો ધણી છેલ્લો ગયો તે તરફ જોતી હતી. કલોટીલડાને ડુંગરપર બેઠેલી જ્યારે ખેડુતો જોતા ત્યારે તેઓ તેની પાસે જઈ તેના મનનું સમાધાન કરતા. તેમાં તેના છોકરાઓની વાતો પુછતા, પણ તેના જવાબમાં તે નિસાસો નાખી કહેતી કે “ આન છોડી પોતાના બાપ પાસે છે તે તેને જરા વીસારે મુકતી નથી. બારા પછી તે બાપનું મારી પેઠેમ રક્ષણ કરશે. ”

ખરેખર આ સાત વર્ષની નાની છોડી પોતાના કોમળ સ્વભાવ ને ભાઇ ઉપરની પ્રીતીથી આખા ગામને ચકીત કરતી. દીવસના મોટા ભાગમાં પોતાનું બચ્ચું પોતાની બહેનની પાસે રહેતું, ને પછી તેને માની ઝાઝી જરૂર પણ ન રહી. એની બેન તેને સંભાળતી, હીંચકો નાખતી હાલેરાં ગાતી, બચીઓ કરતી, ને તેની સાથ રમતી. અને જરા રડે કે તે વસ્તુ તેને આપતી, તેથી એમ થયું કે જ્યારે તે બાળક બોલવા માંડયું ત્યારે પ્રથમ પોતાની બેનનું નામ બોલતાં શીખી ગયું. આજ કારણથી તે ગુણીયલ ને પ્રેમવાળી છોડીને એની બહેન કરીને નામ આપવામાં આવ્યું. ત્યારથી એજ નામથી તે ગામમાં ઓળખાય છે.

એક દાહાડે નિત્ય નિયમ પ્રમાણે તેઓની મા કલાંટીલડા ડુંગર ઉપર પોતાની હમેશની જગાએ બેઠી હતી. ને એની બેહેન પોતાના ભાઇને ઝુંપડીમાં રમાડતી હતી જ્યારે માને પાછા આવવાની વેળા થઈ ત્યારે તે પાછી ન આવ્યાથી છોકરાઓને ઘણું અશ્ચર્ય લાગ્યું. બાળક તો રમતો હતો ને ચારે તરફ માની વાટ જોતો ને વારે વારે કહેતો કે "મા કેમ હજી આવી નહીં."

રાત્ર પડી ગઇ પણ કલાટીલડા પાછી આવી નહીં. એની બેન જો એકલી હતે તો પોતાની માની ખેળ કરવાને ગામમાં જતે; પણ બાળકને એકલો મેલી તે જઇ શકી નહી. અરે. તેનાથી તે કેમ જવાય? તેના તાબામાં જીવતી તીજોરી માએ મુકી હતી; તે બાળકને એકલા મેલી જવાને તેની હીંમત ચાલી નહીં, આખરે એની બહેને ભાઇને સુવાડવાનો વિચાર કીધો. બાળકની ઉમર માત્ર ત્રણ વર્ષની હતી ને બેન માની વાટ જોવા લાગી ત્યારે તે બાળકને ઉંઘ આવી, વખત ઘણો થઇ ગયો; ને એની બેનને ઘણી ફીકર લાગવા લાગી તેની આંખમાંથી દડદડ આંસુ પડયા, છાતી ધબકવા લાગી, ને નિસાસા મોમાંથી મુકવા લાગી.ને વારંવાર બોલતી કે " બા કયાં ગઇહશે? તે અમને એકલાં મુકીને કયાં જતી રહી."

તેની આતુરતાને ભયમાં વધારો કરવાને એક ભયંકર વાદળ ગામઉપરથી પસાર થયું આકાશમાં વિજળીના ચમકારાને મેઘગર્જના થવા લાગી. એની બેન ધ્રુજી બીહી જે ઓસીકાપર માથું મુકી તેનો ભાઇ સુતો હતો તેના પર પોતે માથું મુકી માને બોલાવવા લાગી. એવામાં એક મોટા અવાજની સાથે ગામમાં વિજળી પડી. એની બેન તેના અવાજથી કુંઠીત થઇ થોડી વાર આંખ ઉઘાડી શકી નહીં. પણ જ્યારે તેનો જીવ ઠેકાણે પડ્યો ત્યારે ઝુપડીના એક ખુણામાંથી ધુમાડાના ગોટે ગોટા નિકળતા જોયા.

તે ભયથી બેશુદ્ધ થઇ લગભગ ધુમાડાથી ગુંગળાવા લાગી. ધુમાડો આખી ઝુંપડીમાં ભરાઇ ગયો. એની બેન બારી આગળ ગઇ ને ઝુંપડીની બાહાર ધુમાડાના ગોટા જોરમાં ઉંચે જતા જોયા ને બારણાના માર્ગમાં અગ્નીની જવાળા દેખાઇ. અરેરે ! વીજળી તે ઝુંપડી ઉપરજ પડી હતી ને બન્ને બીચારાં બાળકો ઝુંપડીમાં અગ્નીના ધુમાડામાં સજડ સપડાઇ ગયાં.

તે છોડીને માત્ર પોતાના નાના ભાઇની ફીકર હતી તેથી ઘોડીઆ-માંથી તેને બાહાર કાઢ્યો ને હાથપર લઇ બુમો પાડવા લાગી. અરેરે સંકટ નજીક આવ્યું આમાંથી છુટવાને માટે કોશીશ કરવાની શક્તિ જતી રહી— ધુમાડાથી ગુંગળાઇ જવા લાગી. પોતાને બચાવવાને માટે ઘણી બુમો પાડી પણ વ્યર્થ: તે પણ તેનાથી હવે બુમો પાડતી બંધ થઇ ! પણ ગામના લોકો ઝુંપડી પાસે આવી પોંહોચ્યા પણ તેમનાથી અગ્નિ હોલવાય એવું ન હતું. બાળકોને બચાવવાને ઘણા પ્રયત્ન કીધા; પણ ઘણે પ્રયત્ને એની બેહેનની ઓરડીમાં જવા પામ્યા. એની બહેન ને બાળક માના ગોદડાં તળે છુપાઇ ગયાં હતાં. છોડીએ પોતાના ભાઇને દુ:ખને નિરાશાની સાથે છાતીએ દાબી રાખ્યો હતો. તે બાળકને બચાવવાને તેણીના સઘળા પ્રયત્ન નિષ્ફળ ગયા, ને તે બીચારૂં બાળક અગ્નીમાં ભસ્મ થઇ ગયું. પણ તેમાંથી એની બેનને બેશુદ્ધ સ્થિતિમાં ખેડુતોએ ખેંચી કાઢી ને અત્યંત ઉપાયે તેણી શુદ્ધીમાં આવી. પણ તે ભયંકર દેખાવ જોઇ ને ત્યાં સઘળાઓને આશ્ચર્ય ને દુ:ખ પેદા થયું. તે કલ્પનાથી વર્ણવી શકાય એમ ન હતું. પણ તેણીને જે ડર લાગ્યો હતો ને તેણીના શરીર-માં જે ઉથલપાથલ થઇ હતી તેથી એટલું બધું થયું કે તે વખતથી તેની વાચાશક્તિ જતી રહી, એવું જ્યારે માલમ પડ્યું ત્યારે તો આશ્ચ-ર્યતાની હદ થઇ. તેણી મોઢું ઉઘાડતી તો તેમાંથી શબ્દ શિવાય માત્ર રડવાનો અવાજ સંભળાતો, તે વખતથી તેને બોલતાં કોઇએ સાંભળી નથી."

જ્યારે ઘોડાવાળાએ આટલી વાત કીધી—જેનો સાર અમે હમારી ભાષામાં જેવો ને તેવોજ મુળ રૂપમાં આપ્યો છે, ત્યારે ગરીબ છોડીની મુખ મુદ્રાપર જે ખીન્નતા જણાતી હતી તેનું ખરૂં કારણ શું છે તે તે જાણી શક્યો.

" એની બેન મુંગી થઇ ને તેને વાચા પાછી આવે માટે જે જે ઉપાયો કીધા તે સર્વ વ્યર્થ ગયા. ગામના સઘળા વૈદોએ અનેક યુક્તિઓ ધર્માર્થ અજમાવી જોઇ, તેઓ એવું અનુમાન કરવા લાગ્યા કે સંકટના સમયમાં તેનો ભય એને ગળે વળગ્યો હતો ત્યારે તેને જે ભય અને નિરાશા થઇ તેનું પરિણામ એ આવ્યું કે તેની વાચા બંધ થઇ ને તે વાચા પાછી

જ્યારે એવોજ વખત આવે ત્યારેજ માત્ર આવી શકે, પણ આ સંકેટોથી તેનું અંતઃકરણ દુઃખ સહન કરવાને રીઢું થયું હતું. જ્યારે તેને પોતાનું દુઃખ દર્શાવવું પડે ત્યારે તે હાથની નિશાની કરી બતાવવા લાગી. ઘણાં વર્ષપર્યંત તેને માયાળુ માબાપ અને ઘણો વહાલો બાળક સાંભરતા. કારણ કલાટીલડા આ દુઃખ સહન ન થયાથી જે રાત્રે આ અકસ્માત બન્યો તેજ રાત્રે ડુંગર ઉપરના ઝાડ તળેથી મરી ગએલી જડી આવી.

પેલું વાદળ થઇ ગયા પછી એની બેનનું વિશ્રામસ્થાન નાશ પામ્યું. હવે તેનું ગુજરાન ચાલે એવા હેતુથી તે ગામના લોકોએ એક ઉઘરાણું કીધું ને ડેમ મારગેટ નામની ભલી ઘરડી બાઇ જે ખીણની પાસે જંગલમાં એક ઝુંપડીમાં રહેતી હતી તેની સંભાળ નીચે એની બેનને મુકવામાં આવી. જેનું તે માયાળુ બાઇ પોતાના પેટના છોકરાની પેઠે રક્ષણ કરેછે, ડેમ મારગેટ બાઈ ઘણી ગરીબ સ્થિતિમાં હતી પણ ગામના ભલા ને માયાળુ લોકોની મદદ વડે એની બેને થોડી ગાયો ને ઘેટાં વેચાતાં લીધાં.

કેટલાંક વર્ષ પર્યંત તેનાથી કામકાજ થયુ નહીં તેમજ કોઈ પ્રકારની શારીરીક મહેનત ને વ્યવહાર થઇ શકયા નહીં. તે આખો દીવસ નદીના ત્રટ ઉપર બેસી રેહેવા લાગી. અગર જંગલોમાં ફરી તેને માટે લોકો શું કહેતા હતા તેના ઉપર કાંઇ પણ લક્ષ આપ્યા વગર દીવસ નિર્ગમન કરવા લાગી. તે માત્ર પોતાના માબાપ ને ભાઇનો વિલાપ કરતી. જ્યારે તે કુંવરીની નજરે પ્રથમ પડી ત્યારે તે શાંત પ્રકૃતીની હરણ જેવી હતી. કાળે કરીને દુઃખ વિસરાઇ જવા લાગ્યું. ને આખરે એનો સ્વભાવ એવો થયો . એની સાથે કોઇને પ્રસંગ પડે તો જાણે કોઇએ તેના ઉપર ઉપકાર કર્યો હોય એવું બતાવતી.

તે આખો દીવસ પોતાના કામમાં રહતી ને સારી ડેમ મારગેટનું ઘણું માન રાખતી. તે ભલી બાઇ ઘણી વૃદ્ધ હતી ને એની બેનને આપણે જે સમયની વાત કરીએ છીએ તે પ્રસંગ શીવાય જરા અળગી કરતી નહિ.

સારાંશ, એની બેન, હસી જનારી, માયાળુ, ને ખુલા દીલની છોકરી હતી, ને તેની હાસ્ય મુદ્રામાં હમેશાની ખીન્નતા અને શોક જણાતા, એના ભાઇની ઉમરનો કોઇ છોકરો નજરે પડે તો રડતી, વિલાપ કરતી ને જાણે તે બેશુદ્ધ થતી એવું દેખાતું. તેની ઉમર હાલમાં સોળ વર્ષની હતી; તેનાથી બોલાતું ન હતું. છતાં તે નિશાનીઓ કરી વિચારો દર્શાવતી; તેમજ

તેની આંખોના ચાળાથી હાથના ચાળાની પેઠે સમજાતી. ગામના ખેડુ તેને એવી મુગી બાળા સમજવામાં કદી મુકેલી પડતી નહીં. બીજા ગામના લોકો એવું કહેતા કે પોતાનો દુઃખીઆર ઓછો કરવાની શક્તિથી જેટલો ફાયદો થતો તેના કરતાં તેના વચા શકિત જતી રહેવાથી વધારે ફાયદો થશે. "

ઘોડાવાળાએ પોતાની વાત સમાપ્ત કીધી એટલે ફ્રેડરીકે કહ્યું "મરીઆ બીચારી છોડી! હા તેના ઉપર જે દુઃખ પડ્યું છે તે ખરેખર હૃદયને પિગાળે એવું છે! જો તે બોલતાં આવડતું હોત તો એના આજ કેવા મંજુલ હોત! તેના બોલ સાંભળીને મને કેટલો આનંદ થતો! તેનામાં આ જે ન્યુનતા છે તેથી મને વધારે દયા આવે છે! શું તું એમ કહેવા માગે છે કે તે પેલા જંગલમાં રહે છે?

ઘોડાવાળો—હા, સાહેબ. તે અને ડેમ માર્ગારેટ જ્યાં રહે છે તે ઝુંપડી શોધી કહાડવી હોય તો પેલા એકલા ઝાડ તરફથી જે માર્ગ જંગલ તરફ જાય છે તે માર્ગે જવાથી તે મળી આવશે. માર્ગમાં ડાબે હાથે એક કુવો આવે છે. પછી એક ટેકરી ઉતરવી પડશે એટલે નીચાણમાં એની બેનની ઝુંપડી તમારી નજરે પડશે.

ફ્રેડ૦—મારા વાલા, તેં જે ખબર મને આપી તેથી તારા ઉપર અનંત ઉપકાર થયા છે.

ઘોડાવાળો—પણ આપણે ચીનોખલ આગળ આવ્યા. હવે મારે વધારે આગળ આવવાની જરૂર છે?

ફ્રેડ૦—ના. મેં જે તને આગળ આપ્યું છે તેથી હું વળી બીજું વધારે આપું છું તે નાણું આ લે.

ઘોડાવાળો—જો ગામમાં મારી કેઇ વેળા તમને જરૂર પડે તો સાહેબ, મને તમે યાદ કરજો એવી હું આશા રાખું છું ને મારૂં નામ જુલીયન છે.

ફ્રેડ૦—ઘણું સારૂં-તને હું ભુલનાર નથી.

બન્ને ઘોડેસ્વારો ઘોડા ઉપરથી ઉતરી પડ્યા, ને ઘોડાવાળો પોતાના ઘોડાપર બેસી ચાલ્યો ગયો.

ફ્રેડરીકનું મન ઘોડાવાળાએ એતીએનને માટે જે કહ્યું હતું તેમાંજ ભરાએલું હતું તેથી તે પોતાના બે મિત્રોની સાથે વાતચીત કર્યા વગર મુગે મોઢે ચાલવા લાગ્યો. ઘેર જઈ શું ખાવાનું કરવું એ વિષય ઉપર વાત કરતાં ગામમાં પેઠા. ખાવાની વાત બે જણા વચ્ચે અડધો કલાક

થયાં ચાલતી હતી. તેમાં ડયુગગે પોતાના દેશમાં કેવી વાનીઓ બનાવવા વામાં આવે છે તેના વખાણ કરતો ને મીનાડ કોઇ પાકશાસ્ત્રની ચોપડીમાં જેટલા પ્રકારની વાની બનાવવામાં આવે છે તે બધી મોઢે કહી જતો.

વીસીમાં પોંચ્યા પછી બધા પોતાના ઓરડામાં ચાલ્યા ગયા. પણ જ્યારે ફેડરીક કોચપર સુતો તારે તેને ઉંઘ આવી નહીં પણ તેના બધા વિચાર તે જુવાન છોકરી વિશે ચાલતા હતા તેનો જે ઇતિહાસ તેના સાંભળવામાં આવ્યો હતો, ને તેને જે જે સંકટો વેઠવાં પડયાં તે બધા ઉપર વિચાર કરતાં ઉંઘમાં આવી જતાં બોલ્યો "તેનો તેના બાપ ઉપરનો કેવો દ્દઢ પ્યાર છે એ ઉપરથી તેનું અંતઃકરણ કેવું હશે! ને તેના નસીબનો ભાગીઓ થવાને જેને સર્જેલો હશે તેના ઉપર તે કેવું પ્રેમ રાખશે આવી છોડીમાં પ્રેમનો ઉદ્દ્ભવ કરવો એ કેવું આનંદ જનક કામ છે. તેની વાચા જતી રહેવાથી તેની આંખની ભાષા સમજવામાં કેટલો બધો આનંદ રહેલો છે. !"

આવા પ્રકારના વિચારો આખી રાત તેના સ્વપ્નામાં આવ્યા. સવારે તે પથારીમાંથી ઉઠયો; અને પોતાના બન્ને મિત્રોને ઉંઘમાં પડતા મેલીને ફ્રેડરીક એક ઘોડો ભાડે કરી ચારે પગે દોડાવતો વીજીલ ગામ તરફ ગયો.

પ્રેમ વિકાર—જેને આપણે મદનના નામથી ઓળખીએ છીએ તેને કવીજનોએ એક દેવના જેવો કલ્પેલો છે. તેનું ચિત્ર જોશો તો એક નાની ઉમરનો કુમળો અત્યંત દેખાવડો અને સુંદર અવયવનો નાગો છોકરો છે. તેની બન્ને બાજુએ લાંબી ને મોટી પાંખો કલ્પેલી છે અને તેના હાથમાં એક ધનુષ્ય બાણ આપેલું છે. જ્યારે તે પોતાનું શર ધનુષ્યમાંથી કોઇ પુરૂષ અગર સ્ત્રીના ઉપર છોડે છે ત્યારે તેને કામ વિકાર ઉત્પન્ન થયો છે એમ કહીએ છીએ. જ્યારે આવા પ્રકારનો પ્રેમ વિકાર મનુષ્યના હૃદયમાં માલમ ન પડી આવે, એવી રીતે પ્રવેશ કરે છે ત્યારે તેના શરીરમાં અનેક પ્રકારની ઉથલપાથલ થાય છે. તેનું હૃદય ચંચળ થાય છે. ને જેમ જેમ મદનબાણના પ્રહાર તેના પર પડે છે તેમ તેમ તેનું આખું શરીર રોમાંચિત થાય છે. આંખ અર્ધ મીચાએલી રહે છે. જ્યારે જ્યારે કામ વિકારનો ઉદ્દ્ભવ કોઇ મનુષ્યના શરીરમાં થાય છે ત્યારે તેને સર્વ પદાર્થમાં પ્રેમ દેખાય છે અને સર્વ જગત્ પ્રેમમય ભાસે છે. હજારો ગાઉ ઉપર જે પ્રેમપાત્ર પદાર્થ પડેલો હોય તોએ તે પદાર્થ તેની આંખ આગળ હોય એવું એને જણાય છે. મદનને પાંખ છે એવી કલ્પના કરવાનું કારણ

એ છે કે ત્વરિત ઉડીને એક નિમિષમાં પોતાના પ્રેમ વશ પદાર્થની પાસે જતાં વાર લાગતી નથી. પ્રેમીજનને વખત કયાં ગયો તેની ખબરજ પડતી નથી. પ્રેમની વાતો એવી છે કે દીવસના દીવસ, મહીનાના મહીના વરસના વર્ષ આવ્યાં જાય તોએ વખત માલમ પડતો નથી. પ્રેમીજનને ક્ષુધા તૃષા, લાગતી નથી એટલુંજ નહીં પરંતુ તેને પોતાના શરીરનુંએ ભાન રહેતું નથી. પ્રેમીજનને પોતાના પ્રેમનો બદલો યોગ્યરીતે સામી તરફથી ન મળે તોએ એ થકતો નથી પણ પોતાનો ઉદ્યોગ અસ્ખલિત કરયો જાય છે. પ્રેમીજન હમેશાં આશાના મોટા ડુંગર રચે છે, નાના પ્રકારની યુક્તિઓ પોતાનો પ્રેમ પદાર્થ મેળવવામાં કામે લગાડે છે ને નહી કરવાનાં કામો કરે છે ત્યારે તેના મનમાં લોકલજ્જા સમુળગી નાશ પામે છે. પ્રેમ મય હૃદયને પ્રેમીજનના સ્મરણથી અહોનિશ આનંદ મળે છે. પૃથ્વીના સર્વ દેશોમાં અને સર્વ પ્રકારના લોકોમાં મદનને (કામને) દેવ કલ્પેલો છે એનું કારણ એટલુંજ કે એની શક્તિ અનિવાર્ય છે. એની સત્તા આગળ માનવી જાત ગુલામ છે. તેની સત્તા એક ગરીબ માણસની ઝુપડીમાં જેટલી ચાલે છે તેટલીજ એક રાજ મહેલમાં ચાલે છે. મદન સર્વ સ્થળે રાજ્ય કરે છે. તેના મનથી જંગલની કાંકરાવાળી જમીન અને મહેલમાંનું વપરાતું બીછાનું એ બન્ને સરખાં છે. અને કવીજનો એટલે લગણ કહેતાં ભુલી ગયા નથી કે જેને સુધારાનો સંસર્ગ થયો ન હોય એવા એક ગામડાના માણસના હૃદયમાં મદન જેટલું સંગીન કામ કરે તેટલું એક દબ્બવાન માણસના હૃદયમાં કરી શકતો નથી એટલે ગામડાંના સ્ત્રી પુરૂષોમાં ખરો અને નિર્મળ પ્રેમ હોય છે. પરંતુ અરેરે ! કેટલીક વેળા આ જગતમાં એવું જોવામાં આવે છે કે પ્રેમમાં સ્વાર્થનું મિશ્રણ હોય છે. ધીઃકાર છે એવા સ્વાર્થી પ્રેમને કે જેઓ એક વખત મદનના એટલે પ્રેમના સેવક બન્યા પછી તેનો તિરસ્કાર કરે છે. ધીઃકાર છે એવા પ્રેમીજનોને, અને ધીઃકાર છે એવા પ્રકારના હલકા પ્રેમને તે પ્રેમામૃત નહીં પણ વિષમય પ્રેમ છે.

થોડીજવારમાં ફ્રેડરીક પેલી ખીણ આગળ આવી પોહચ્યો કે જ્યાં પ્રથમ રાત્રે ખેડુતોનો નાચ થતો હતો. પણ તે જગા ઉપર આ વેળા કોઈ ન હતું. ત્રણચાર ખેડુતો માત્ર તે માર્ગ ઉપરથી સામી બાજુએ ખેતરમાં કામે જતા હતા. કેટલીક ગામડાની છોકરીઓ આજુબાજુએ બાગમાં કામે વળગેલી નજરે પડતી. વીજીલના હવા પણી એવા હતાં કે દીવસે ગમે તેટલો શ્રમ થયો હોય તો એક ઉંઘ લીધાથી તેનો થાક બીજે દીવસે જરાપણ જણાય નહીં. તે બીચારા ભોળા માણસો ગઈ રાતના નાચ

વિશે વાતો કરતા હતા કારણ એનો નાચ વર્ષમાં એકજ દીવસ થતો હતો. પણ વર્ષ જતાં વાર લાગતી નહીં. કારણ આખા વર્ષમાં પોતાનો વખત કામે લગાડવા ઘણા પ્રકારનાં સાધનો હતાં.

ફ્રેડરીક ઝાડી તરફ ગયો. ઝાડીમાં પુષ્કળ ઓકનાં ઝાડ હતાં. ઘોડા ઉપરથી નીચે ઉતરી, ઘોડાને ઝાડ સામે બાંધી જંગલમાં જે માર્ગ જતો હતો તે માર્ગે પગે ચાલીને ગયો. પણ આગલી રાત્રે જે જગાએ નદીના કીનારાપર પેલી છોકરીને જોઇ હતી તે આ વખતે ત્યાં નહતી. પણ પેલા ઘોડાવાળાએ જે નિશાનીઓ આપી હતી તે એના સ્મરણમાંથી ખસી નહતી. તે જંગલમાં ગયો ત્યાં સઘળે શાંતતા વ્યાપી રહી હતી. ઝાડી એટલી ગીર્દ હતી કે સુર્યનો તડકો ભાગ્યેજ જતો હતો. આખરે ફ્રેડરીક ઘાસવાળી જમીન દેખાઇ ત્યાંથી ટેકરીપર ચઢયો તો તેની નજરે એક નાની ઝુંપડી પડી. ઝુપડીનાં લાકડાં ખવાઇ ગયાં હતાં. ને ઝુપડીનું છાપરૂં પડે એવી સ્થિતિમાં હતું. આગળ એક નાનો બાગ હતો ને તેની આસપાસ વાડ ભરી લીધેલી હતી. વાડમાં ઘણેક ઠેકાણે છીંડાં પડેલાં હતાં.

આ ઝુપડી નજરે પડતાની સાથે ફ્રેડરીકનું હૃદય વીહ્વળ થયું. તે ઝુપડીનો બહારથી દેખાવ એવો હતો કે અંદર રહેનારને ગુજરાનનાં સાધન પણ પુરાં મળતાં નહીં હશે.

ફ્રેડરીક—તે અહીંજ રહે છે! આજ ઝુપડીમાં તે સાત વર્ષની ઉમરની હતી ત્યારથી એકાંત વાસમાં ને સાધન વિના રહે છે. ગરીબ બીચારી છોકરી! તારો પ્રશંસનીય પ્રેમ ને તે પ્રેમથી અનંત સંકટો આવી પડયા તોએ આવી કંગાલ ઝુપડીમાં તારા માબાપને ભાઇનો શોક કરતા રહેવું તને સર્જીત માટે આવી રીતે તું રહે છે. તને રહેવાને સારૂં ઘર ને ખાવાને સારો ખોરાક મળે એટલાથીજ તું આનંદ માની લે એવી છે!

ફ્રેડરીક એક ઝાડના થડ આગળ ઉભો રહી ઝુપડી વિશે વિચાર કરવા લાગ્યો. તેનું અંતઃકરણ આ વિચારથી દ્રવીભુત થયું. તેણે નિસાસો મુકયો ને મનમાં કહ્યું " તે ત્યાંજ હશે, નહીં વારૂ"

થોડીવાર થઇ એટલામાં ઝુપડીનું બારણું ઉઘડયું. ઉમરામાં પેલી છોકરી નજરે પડી. તે એનીજ મનજ હતી. આસપાસનો કંગાલ દેખાવ, જંગલનો એકાંત વાસ, ઝુપડીની સાદાઇ—એ બધાં ક્ષણ માત્રમાં દ્રષ્ટીની બાહેર જતાં રહ્યાં. તે છોડી નજરે પડવાથી સર્વત્ર આનંદમય ભાસવા લાગ્યું. પોતાનું પ્રીય પાત્ર નજરે પડયાથી તેની અસર મન ઉપર એવી થાય છે કે તે બધું પોતાની લાલચનું પરિણામ માલમ પડે છે. તેનાથી

તેની આસપાસ મોહની રહેલી હોય છે.

એની—બહેન ઝુપડીમાં પાછી ચાલી ગઇ. પણ પાછી તરતજ બાહેર આવી; આ વળા તેની સાથે ચાર ઘેંટા હતાં. નાના બાગની પાસે વાડામાં એક ગાય હતી; જતાં જતાં તેણે ગાયને પંપાળીને વહેલી પાછી આવવાની છું એમ કહેતી હોય એવું જણાયું. પછી જ્યાં ઘાસ ઘણું ઉગ્યું હતું ત્યાં ડુંગર તરફ ઘેટાને લઇ તે ગૌર કાયાની મુગ્ધ છોકરી તેની પાછળ ચાલી. તે વેળા તે નીચું જોઇને માથું નીચે નમાવી ચાલી જતી હતી. એની બેનની નજરે પડે નહીં એવી રીતે એક ઝાડના ઓથામાં ફ્રેડરીક ઉભો હતો છતાં તેણીને સારી રીતે જોઇ શકતો. તે ડુંગર તરફ ગઇ એટલે છેટેથી તેની પાછળ ફ્રેડરીક ગયો. તેના મનમાં કે તેણીની પાસે જવું ને તેની સાથે વાત કરવી પણ એકદમ તેની પાસે જઈ ઉભો રહે તો તે ચમકી ઉઠે. તે એટલી બીકણ જણાતી કે રખેને એને જોઇને એની બહેન નાસી જાય થોડી વારમાં લીલા ઘાસપર તે બેઠી, ને ટોપલીમાંથી ભાથું કાઢી સવારનો નાસ્તો કરવા લાગી. ફ્રેડરીક જરીક પાસે ગયો; ને એક ક્ષણમાં તેની પાસે નજીક જઇને ઉભો; તેણી એક ઘેટું કયાં ગયું તે જોવા જાડતાંજ જેને તેણે આગલા રાત્રે જોયો હતો તેજ યુવાન સદ્ગૃહસ્થ તેની નજરે પડયો. તે જરા ચમકી, તે એવી રીતે કે ભય લાગવા કરતાં આશ્ચર્યથી વધારે ચમકી; કારણ ફ્રેડરીક કાંઇ બીહામણો ન હતો; તેની આગળ જઇ ગભરાટમાં પડયો પણ તેની નજર કોમળ ને લજ્જા યુક્ત થઇ: તેણીને જોતાની સાથે તેના મનમાં ઘણો પ્રેમભાવ હોય એમ જણાયું.

આટલું થતાંની સાથે એની બેને ઉઠીને થોડેક છેટે જઇ ઉભા રહેવાનું કર્યું; પણ જુવાન વાઇકાઉંટે કહ્યું—" મારા તરફ અભાવ કેમ બતાવે છે ! જો તું મને જોઇને ડરી જતી હોય તો હું પોતાને ઘણો કમનસીબ સમજુછું. '

તે કુમારીકાના મધુર ઓઠ કીંચિત હાસ્ય કરવાથી પોળા થયા અને માથું હલાવી એવું દર્શાવ્યું કે હું કાંઇ બીધી નથી.

ફ્રે૦—ગઇ કાલે મેં તને નદીના તટ ઉપર જોઇ હતી, નહીં વારૂ?" એમ કહી સુંદર મુગ્ધાની પાસે જરા આગળ વધ્યો, ને તેના ભણી ક્ષણમાત્ર જોયું. પછી ગઇ કાલેમેં તમને જોયા હતાં એમ દર્શાવવાને માટે જરા સ્મિત મુદ્રા કરી અને પોતાની નજર સાવજ નીચી નમાવી દીધી.

ફ્રે૦—ઓહો હજી તને તે યાદ છે ? એક ક્ષણમાત્ર તો હું ની-

સરી ગયો નથી ! આવો સુંદર ચહેરો અને આવા મનોહર અવયવ જોઈને મારૂં અંતઃકરણ આકર્ષાયા વિના કેમ રહે. !

એની બેને આશ્ચર્યતાથી સાંભળ્યું:—તેણે જે શબ્દ કહ્યા તેવા શબ્દ કોઈ દીવસ એના કાને પડયા ન હતા. તે ભાષા તેને કેવળ નવીન હતી. તેણીની પાસેજ ફ્રેડરીક ઘાસમાં જઈ બેઠો' સુંદર મુગીને આ જોઈ ઘણું આશ્ચર્ય પેદા થયું. ને ફરીથી સહજજ તેની તરફ તેણીએ જોયું. તેનો ચહેરો જોઈ તેને ધીરજ આવી. ફરીથી નજર નીચી નમાવી; ફ્રેડરીકે જોયું કે મારા બોલવાની રાહ નિઃસંશ જુએ છે.

ફ્રેડ૦—જ્યારે મેં તને જોઈ ત્યારે મારા મનમાં તારા વિષે ઘણું લાગી આવ્યું પણ જ્યારથી તારો ઇતિહાસ મેં સાંભળ્યો ત્યારથી મારૂં મન કહ્યું કરતું નથી. ! અરેરે, બીચારી છોડી ! તારાપર જે સંકટો આવી પડયાં હતાં અને તે શાથી આવી પડયાં તે મારા જાણવામાં આવ્યું છે.

તે મુગી છોકરીએ મુખમુદ્રા એવી કરી કે જેથી ફ્રેડરીકે જાણ્યું કે તેને એ વાત સાંભરી આવવાથી ઘણુંજ દુઃખ થાય છે. તેથી તેનું મન વિહ્વળ થવા લાગ્યું. તેણીએ ઉંડા નીસાસા મુકયા, આકાશ તરફ દ્રષ્ટી કરી, ને પાછી પૃથ્વી ભણી નીચી નજર કરીને તેણીના આંખમાંથી અશ્રુપાત થવા લાગ્યો.

ફ્રેડરીક તેણીની પાસે નજીકમાં ગયો, પોતાનો હાથ ધીરે ધીરે રહી તેણીની કમરે વીંટાળ્યો ને તેનો એક હાથ પોતાના હાથમાં લઈને પોતાના હૃદયપર મુકયો.

ફ્રેડ૦—મારા આવવાથી તારા દુઃખમાં વધારો થયો, પણ હું આશા રાખું છું કે તું મને તેને માટે ક્ષમા કરશે ! અરે ! તારા દુઃખ વીસરાઈ જવાય તો કેવું સારૂં થાય ? તને તદ્દન સુખ હું કયારે કરીશ ? બાપડી છોડી મને તારા આંસુ લુછવા દે ! આજથી તું આ દુનિયામાં એકલી છે એમ ધારીશ નહીં. તને સુદૈવે એક એવો મિત્ર મળ્યો છે કે જે તને કદી ભુલી જનાર નથી ! તારા દુઃખથી હું દુઃખી થનાર ને જ્યાં સુધી આપણે જીવીશું ત્યાં સુધી તારા સુખથી હું સુખી થઈશ. એથી વહાલી છોડી, હું તો અંતઃકરણથી ચાહું છું. તારા દુઃખમાં હું ભાગીઓ થવા માગું છું. મારા વિચાર હમેશાં તારા માટે જ થશે. ને તને રોજ જોયા વિના મને ચાલશે નહીં, નહી તો હું દુઃખી થઈ જઈશ.

ભોળો તુરક વાકેફ ફ્રેડરીક પ્રેમાવેશમાં બોલ્યો, તેના અંતઃકરણમાં મદન બાણ વાગ્યાં, ને તેથીજ તેનો અવાજ ગળગળીત થઈ ગયો. પ્રથમતઃ

મુસાન મુગીએ આશ્ચર્યતામાં તેનું કહેવું સાંભળી લીધું, જે પ્રેમ બાબતી આજ લગણુ ઓળખાણુ ન હતી તેથી તે ગભરાટમાં પડી. તે પોતાનો હાથ દબાણુમાંથી મુકત કરવાનો પ્રયત્ન કરવા લાગી. પણુ તેનામાં એટલી શક્તિ રહી નહીં, ફ્રેડરીકનું બોલવું સમાપ્ત થયું. હજી તે સાંભળતી હોય એમ જણાયું ! થોડીકવારમાં પોતાની સ્થિતિનો અને સંકટનો વિચાર આવતાં જે મનમાં ખુસી પેદા થઇ હતી તે જતી રહી. તેણીએ ફ્રેડરીકને દુઃખી નજરથી નીહાળ્યો ને પોતાને વધારે ખાન્નતાથી નિહાળી પોતાનો હાથ ખેંચી લીધો ને તેનો હાથ વછુટો કરીને પોતાનું મસ્તક હલાવી એવું કહેવા માગતી હોય એવું જણાવ્યું કે તારા પ્રેમપાશમાં હું જવા માગતી નથી. હું ઘણી દુર્દૈવી છોડી છું.

ફ્રેડરીક તેણીના કહેવાનો મતલબ સમજી ગયો. તણે ફરીથી તેણીનો હાથ પોતાના હૃદય ઉપર મુકયો; ને ઝુંપડી તરફ આંગળી કરી કહ્યું. "પેલી ઝુંપડીમાં તારી સાથે રહી હું સુખી થઇશ !"

તે વખતે ફ્રેડરીકના કાનપર એક ઘંટનો અવાજ પડયો. એ નિશાની એનીમેનને જણાવવાને ઝુંપડીમાંથી કરી હતી કે ડેમ મારગારેટ પથારીમાંથી ઉઠી છે. એની બેન પોતાનાં ઘેટાંને વાળી લાવી, ઝુંપડીમાં લઇ જવા દોડી જવા માંડયું.

ફ્રેડરીક તું કયારે પાછો આવશે ? તું મારી પાસે આજે ફરીથી આવે તો કેવું સારૂં !

તેણીએ સુર્ય તરફ, આંગળી કરી. કારણુ સુર્યના કીરણુ ઝાડના પાંદડામાંથી પ્રવેશ કરી જમીનપર પડવાં હતાં. પછી જમીન તરફ હાથ બતાવી આંખો નીચી કરી નજર ફેરવી દીધી.

ફ્રેડરીક—આજે સાંજરે નદીનાં કીનારાપર તું મને મળશે ?

એની બેને હું સાંજરે આવીને મળીશ એમ નિશાનીથી જણાવ્યું. પછી ઘેટાંને હાંકી ઝુપડી તરફ ચાલી ગઇ. પરંતુ ક્ષણેક પર્યત બારણામાં ઉભી રહી ફ્રેડરીક તરફ જોયું. તેના તરફ સ્મિત હાસ્ય કીધું. ને અંદર ચાલી ગઇ.

તેણીની હાસ્ય મુદ્રા ને પ્રેમ યુકત નજરથી ફ્રેડરીકનું મન તાસાવેલી થઇ ગયું. આ વેળા એની બેહેન સાથે જેની જોઇએ તેવી ઓળખાણુ થઇ હતી અને આ વાત તેના મનમાં ઘોળાવા લાગી. જ્યારે માણુસ પ્રેમમાં પડયો હોય છે ત્યારે આટલી નાની વાતથીજ તેને કેવું સુખ મળેછે!

ફ્રેડરીક જ્યાં પોતાનો ઘોડો બાંધ્યો હતો ત્યાં તે ગયો. તેણે વીગોબાસ ગામમાં જવું કે શું ? અને પાછા સાંજના ઝુંપડી આગળ આવવું !

ના. ના. તેને એવો વિચાર સુઝ્યો કે એજ ગામમાં રહેવું વધારે સારૂં છે. ત્યાં તેને ગામની ધર્મશાળામાં બેરાક મળશે ને ત્યાર પછી સાંજ સુધી ગામની આસપાસ જે ઝુંપડીમાં એલી બેન રહેતી હતી ત્યાંથી થોડે છેટે ફર્યા કરવું એ ઠીક પડશે. તેના સોબતીઓ તેને માટે શો વીચાર કરશે તેની તેને થોડીજ દરકાર હતી! તેઓએ એની ગેરહાજરીથી ટેવાઈ જવું જોઈએ; કારણ ફ્રેડરીકે વિચાર કીધો કે મારે વીજીજ ગામમાં વારે ઘડીએ આવવું પડશે. અને મારાથી ઓનોબલ પાછા વારે ઘડીએ જવાય નહીં. જેને હું ચાહું છું તે, ગામડાની પાસે નના જંગલમાં રેહે છે:—એલી બેન તેના મનથી આ દુનિઆમાં સર્વસ્વ હતું! તેને ભવિષ્યનો વિચાર ન હતો તેમજ પોતાની પદવીનો અગર પોતાના બાપની શીખામણ ભુલી ગયો. તે તો દેખી દેખીને એની બેનોજ દેખતો હતો. ને તેણીને માટેજ જીતર ધારણ કીધું છે એવું એ માનતો! તેની પ્રીતીનો આરંભ માત્ર ગયે કાલથીજ થયો હતો. એ વાત ખરી ને તેની ઉંમર આ વેળા વીસ વર્ષની હતી,

ગામમાં જ્યાં તે વિશ્રાંતિ લેવા ગયો ત્યાં તેના ભાષણનો વિષય એલી બેન થઈ પડી. તેણીના સદગુણ, માણસાઈપણું, સ્વભાવની ગરીબાઈ ને મનની લાગણી એ સર્વને માટે તેણે જે સાંભળ્યું હતું તેને દરેક જણ પુષ્ટિ આપતો અને સર્વ ખેડુતો એને વિષે બોલતા 'આખરે એમજ કહેતા હતા.

તેઓ કહેતા કે "તે ગરીબ છોકરીના નસીબમાં એજ ઝુંપડીમાં રહી જન્મારો કાઢવા લખ્યું છે. કારણ મુગી છોકરીને કોણ પરણનાર હતું?"

આના જવાબમાં ફ્રેડરીક કાંઈ બોલ્યો નહીં પણ મનમાં વિચાર કીધો કે પારીસ શેહેરની સુંદર પોશાખવાળી ફેશન ચાળાવાળી, અને સર્વ ગુણ સંપન્ન સ્ત્રીઓ કરતાં તેના મનને જંગલની મુગી છોકરી વસંત પડી છે એવું તે માનતો.

ગામડાની ધર્મશાળામાં ફ્રેડરીકને જમવાનું તો મળી આવ્યું. તેણે ઘોડાની ચંદી માટે બંદોબસ્ત કીધો ને તે જંગલ તરફ ચાલ્યો. પાછો ઘોડાને ઝાડની સાથે બાંધી ઝુંપડી તરફ વળ્યો હજી તો બેનો સુમાર થયો હતો ને સાંજ પડવાને ઘણી વાર હતી. પણ ફ્રેડરીકને આશા હતી કે ઝુંપડીની આસપાસ ફરતાં એની બહેન નજરે પડશે: ને તેથી સાંજ સુધી વખત કાઢવાને તેને ધીરજ આવશે.

ગામની વાડની પાસે ગયો એટલે તેની નજરે આરેક ફુટ ઉચી વાડ

ઉપરથી તેમ મારગારેટના વાડામાં શું થાય છે તે સારી રીતે દેખાતું. બાગ તો નાનો હતો પણ અંદરની રચના ઘણી સારી હતી. તેમાં થોડાંક ફળઝાડ, દ્રાક્ષના માંડવા, અંજીરના, ફુલો. એ બધાં વાડની અંદર ઉગેલાં હતાં.

કોઇની નજરે ન પડે એવી રીતે ફ્રેડરીકે વાડ ઉપરથી અંદર ડોકીયું કરી જોયું; તેની નજરે એક વૃદ્ધ સ્ત્રી અંજીરના ઝાડ તળે બેઠેલી પડી. તે ઘડપણને લીધે વાંકી વળી ગએલી હતી; પણ તેની આંખો ઉપરથી તે શાંત સ્વભાવની હોય એમ દેખાતું ફ્રેડરીકે ઘણાજ માનની સાથે તેણી તરફ જોયું. આ સ્ત્રી તેજ હતી કે જે એની બેનની સંભાળ રાખતી અને તે માબાપ વગરના બચ્ચાંની સાથે માની પેઠે વર્તન કરતી! તે વૃદ્ધ બાઇની મુદ્રા એકાએક બદલાઇ ગઇ; ને એની બેને દુધનો પ્યાલો લઇ તેની પાસે જઇ તે બાઇના હાથમાં આપ્યો. મારગારેટે મુખ ચોળીને શાબાશી આપી કહ્યું કે તું દુધ લાવી ઘણું સારૂં કામ કીધું. ચાલ તું મારી પાસે જરા બેસ. તું જાણે છે કે જ્યારે હું ખઉ છું અગર પીઉં છું ત્યારે તું મારી પાસે બેઠેલી હોય ત્યારે મને ઘણુંજ ગમે છે.

એની બહેન મારગરેટ પણ આગળ એક હાથા વગરની ખુરશી-પર બેઠી ડોસીને શું જોઇશે તેનો વિચાર કરવા લાગી. વારંવાર તેણી ડોસીનો હાથ ઝાલી તેને પ્રેમની બચીઓ કરતી. ફ્રેડરીક જ્યાંનો ત્યાંજ ઉભો રહ્યો. આ ચિત્ર જોવા કેટલાક કલાક તે એમજ ઉભો રહેતે. પણ આ વારે ડોસી દુધ, રોટલી, અંજીર ઇત્યાદીનો નાસ્તો કરી ઉઠી ગઇ. ને પોતાનો હાથ એની બહેનના ખાંધ પર મુકી બાગમાં બે ચાર આમ તેમ આંટા માર્યા. તેઓ પાસે આવ્યાં એટલે ફ્રેડરીક વાડના ઓથા-માં ભરાઇ ગયો. પણ એના જોવામા એવું આવ્યું કે એની બેહેન જંગલ તરફ સહેજ શોધક નજરથી જુએછે, જાણે કે કોઇની આવવાની રાહ જોતી હોય. એણે ફ્રેડરીકને માટે જોયું હોય તો ફ્રેડરીક પોતાને કેટલો બધો આ-નંદ માનતે. ને ફ્રેડરીકના મનમાં પણ એમજ આવ્યું! તેના મનમાં આવ્યું કે બાગની અંદર જઇને સુંદર મુગ્ધાને ભેટી પડવું. પરંતુ તેની આશા ફળીભૂત થવાને અડચણ મેડેમ મારગારેટ હતી.

તે બન્ને મા દીકરી ઝુંપડીમાં ચાલી ગઇ. ફ્રેડરીક ત્યાંથી જંગલ તર-ફ ચાલ્યો. દરેક ક્ષણે મુગ્ધા યાદ આવતી. દરેક ઝાડ જોઇને તેમાં તો એ-ની બેહેન ન હોય તેમ લાગતું. તેણી જે જંગલમાં નવ વર્ષ ભ્રમણ ક-રતી હતી તેજ જમીનપર ચાલતી હતી ને જે વૃક્ષ ફ્રેડરીકે જોયેલાં હતાં તેજ વૃક્ષ તેણીના જોવામાં દરરોજ આવતાં.

ફ્રેડરીક નદી ભણી ચાલ્યો ને જ્યાં પ્રથમ એની બહેન નદી કીનારાપર બેઠી હતી ત્યાં જઇને બેઠો. હજી એનીબેહેનને ત્યાં આગળ આવતાં ઘણી વાર હતી. તેથી પોતાની નોંધ બુક ને સીસાપેન ગજવામાંથી કાઢી કાંઈ લખવા લાગ્યો. શું લખવા લાગ્યો ? એનીબેહેનને માટે કવિતા ! સર્વ પ્રેમ ભક્તો આવે સમયે કવી બનતા નથી શું ? ને સર્વ કવીઓ જ્યારે પ્રેમ પાશમાં પડે છે ત્યારે તેમને વાચાળતા શું નથી આવતી ? ટીબ્યુલસે ડેલીઆ માટે જે કવીતા લખી તે દરેક જણ જાણે છે. ઓવીડે જ્યુલીઆનું નામ અમર કરીદીધું.

ઓરફીયસ કવીએ પોતાની પ્રિયતમા યુરીડીસને શોધવા ગયો ત્યારે સર્વ દેવતાઓની પ્રાર્થના નોહતી કરી ? આનાક્રેઓનની સારંગીમાં પ્રેમનીજ ભાષા હતી. સાફો કવીના પુસ્તકમાં પ્રેમનુંજ વર્ણન કરેલું છે. જે સીંથીઆથી પ્રાપરટીયસની કવીતામાં રંગ આવ્યો તેવીજ રીતે લેસબીઆનો અંગ વિક્ષેપ જોઇને કેટુલસનું મન તાલાવેલી થઇ ગયું હતું. પીટ્રાર્કની જે કીર્તિ થઇ તે થવાને કારણ લારા હતી. તે જો કવીને ન મળતે તો કવી કવીતા લખી શકતે પણ એની કવીતામાં પ્રેમ રસનો સમુદ્ર ભરેલો છે તે તેની પ્રિયતમાના સબંધમાં નહીં આવતે તો કયાંથી બની શકતે. ? યુકેરીસ, અને એલીઓનોરા-તમો બન્નેનેલીધેજ બરટીનની કવિતા અને પારનેતું કાવ્ય પ્રસિદ્ધ થયું.

જેની સાથે આપણને પ્રેમ લગની લાગી રહી હોય છે તેને માટે જ્યારે કવિતા કરવા માંડીએ છીએ ત્યારે વખત કેવો જલદી પસાર થાય છે. ફ્રેડરીક ચોપડીનાં પાનાં ઉથલાવતો—લખતો—એટલામાં એના કાનપર એક ઝીણો અવાજ પડયો. તેણે મસ્તક ફેરવ્યું—એની બેહન તેની પાછળ ઉભી હતી—ફ્રેડરીક શા ધંધામાં પડયો છે તે લક્ષ પૂર્વક અવલોકન કરતી હતી. બન્નેની નજરાનજર થતાંની સાથે તેણી શરમાઇ ગઇ; ફ્રેડરીકે તેણીનો હસ્ત પ્રેમથી ઝાલી પોતાની પાસે બેસાડી જે કવિતા લખી હતી તે વાંચી બતાવી. એની બેનને "કવિતા" એટલે શું તેનીજ ખબર ન હતી પણ તેણીની આગળ ફ્રેડરીકે પોતાની કવિતા ગાઇ બતાવી તેથી તેનો શો હેતુ તેમાં સમાયો હતો તે તેણી બરાબર સમજી ગઇ. જે સ્ત્રીઓ ખાલી ભપકો ને ખોટા ઠાઠમાઠ જાણતી નથી તે સ્ત્રીઓનું અંતઃકરણ,તેમની સમજ શક્તિની કુંચી છે. ને મોટા દરજાની સ્ત્રીઓમાં એથી ઉલટું જ જોવામાં આવે છે.

ફ્રેડરીકની આગળ એ કુમારીકાના મનમાંની દેહશત ઓછી થવા લાગી. અને તે વધારે છુટ લેવા લાગી. સોળ વર્ષની ઉમરે સ્ત્રીઓને ઘણી ઓળખાણ થાય છે. અને તેણીને ફ્રેડરીક—આવો માયાળુ, આવા ગરીબ સ્વભાવનો, ને આવો સુંદર બાંધાનો લાગ્યો! તેણીને જોતાંવાર ફ્રેડરીક આગ ઘેલો બની જતો—તેને રાજી રાખવા પ્રયત્ન કરતો; તે બચારી મુગીને એવું આશ્ચર્ય લાગ્યું કે તેની નિરાધાર સ્થિતીમાં ડેમ મારગારેટ શિવાય જે તેના દુઃખમાં ભાગ લે એવો એક માણસ જડી આવ્યો—ને તે આપણો ફ્રેડરીક હતો. ગામના લોકોને તેણીની ઘણી દયા આવતી; ને તેના મનને શાંતિ મળે એવી એની આગળ વાતો કરતા. પણ તેથી તેણીને સુખ થવાને બદલે દુઃખ થતું. કારણ ફ્રેડરીકની આંખમાં જે પ્રેમભાવ તેણીને જણાતો તેવો કોઇની આંખમાં જણાતો નહીં. તે પોતાની પ્રિયતમાની સાથે મમતાથી અને પ્રેમથી બોલતો ને તેથી તેણીને તેના સંગમાં હોવાથી પોતાના દુઃખનું વિસ્મરણ થતું ચાલ્યું.

રાત પડવા આવી તોએ બન્ને જણ નદીના તટ ઉપર બેસી રહ્યાં; આસરે બે કલાક ત્યાં રહ્યાં. એવી બેહુને ઉઠીને ફ્રેડરીકના ઘોડા તરફ આંગળી બતાવી. તેણીની દૃષ્ટી ગામ તરફ, જંગલ ભણી મીનોબલના પર્વત તરફ વળી અને આખરે આંખ બધે ફેરવી ફ્રેડરીક ભણી ઠેરવી. ફ્રેડરીક—હું મીનોબલ જાઉં છું. ત્યાં હું બે મિત્રની સાથે રહું છું. ને તેઓ મારી વાટ જોતા હશે. પણ હું પાછો કાલે આવીશ.—હું રોજ આવીશ! તારા વિના મારાથી એક કલાક પણ જુદા કેમ રહેવાશે ને તારા વિના હું સુખી કેમ થાઉં. ?

એની બેહુને હસી દીધું ને આ ભાષણ સાંભળી ખુસી થઇ હોય એમ જણાયું. ફ્રેડરીકને વળાવવા તેનો ઘોડો ઉભો હતો ત્યાં લગણ ગઇ. ફ્રેડરીકે તેણાનો હાથ પોતાના હોઠપર મુકયો. પ્રેમથી બચી કરી અને આખરે મીનોબલ તરફ ગયો. મુગી સુંદર બાળા જંગલનો છેડો આવ્યો ત્યાં લગણ તેની બાજુએ ચાલી. કારણ જયાં સુધી તે ફ્રેડરીકને દેખી શકે ત્યાં સુધી તેને જોવાની તેણીની ખાએશ હતી જ્યારે ઘોડાના પડઘા સંભળાતા બંધ પડયા ત્યારે તેણીએ ઝુપડી તરફ પાછા ફરવાનો વિચાર કીધો. દીલગીર થઇને વિસ્મય પામીને તેને જે પ્રેમનો સંસ્કાર થયો તેથી જરા ગભરાટમાં આવી જઇ અંતઃકરણમાં શું થાય છે તેની ખબર ન પડતાં ગૌર કાયાની સુંદરી હળવે પગલે ચાલીને પોતાની ઝુપડીમાં પેઠી.

---

## ભાગ ૧૦.

ડયુ૦—(ફ્રેડરીકને) આપની સ્વારી ક્યાં ગઇ હતી ?-

(બન્ને મિત્રો વિસીમાં જમવા બેસતા હતા એટલામાં ડયુબર્ગ આવી પોંહચ્યો.)

ફ્રેડરીક—હું ગામની સીમમાંજ ફરવા ગયો હતો.

ડયુબર્ગ—પ્રદેશમાં ભટકવાનું તમને ઘેલું તો નથી લાગ્યું? લાયન્સ શેહરમાં જેમ તમે રહ્યા હતા તેમ રહેવા માગતા નહીં હશો એવું હું ધારૂંછું.

ફ્રેડરીક—એમ જો બને તો કાંઇ એમાં અશક્ય નથી.

ડયુ૦—એમ જો બને તો આપણને ઘણી ગમત મળશે. લાયન્સમાં તો તાલ ઠીક પડયો હતો. આપણને જુદી જુદી ગમતો મળે છે. નવી નવી ઓળખાણો થાય છે.--

ફ્રેડરીક--દાખલા તરીકે મારસીઆનેસ ડી વરસેકની ઓળખાણ થઈ તેમ.

ડયુ૦—પણ અહીંઆ તો ગામના એક છેડેથી બીજે છેડે લગણ હું ફરી આવ્યો છું. બે ત્રણ જણા સાથે ઓળખાણ થઇ હતે તો ઘણું સારૂં થાત. ને તેમ હતે તો સારા કુટુંબમાં જવાનું નોતરૂં પણ આવતે. પરંતુ જ્યારે માણસની પાસે દ્રવ્ય હોતું નથી ત્યારે તેનાથી કયે ફરાતું નથી. મનની ગમેરામણુથીજ માણસ પોતાની ગરીબાઇનો ખ્યાલ બીજાને આપેછે. જ્યાં આપણે જઇએ છીએ ત્યાં જો બધાં ઝાડ પાલાને ઓળખીએ, બધાં જંગલો જોવામાં આવે, નદીઓ અને ખડકો નિહાળીએ ને જરૂર પડે તો દરેક નદી નાલા તપાસીએ તો ઇટાલી પોંચતાં આપણે દસ વર્ષ પણ પુરાં પડે નહીં, ને અડધું યુરોપ જોવાને માટે આખું આયુષ્ય પણ પુરૂં થાય નહીં.

મી૦—લાર્ડ સાહેબના વિચાર ઘણા યોગ્ય છે. આપણે હાલમાં કાચબા કરતાં કાંઇ વહેલાં ચાલતા નથી.

ડયુ૦—જો તમે નેપલ્સમાં અગર ફ્લારેન્સમાં રહ્યા હોત તો મારે કાંઇ કહેવાનું રહેત નહી તે દેશમાં એવાં તો પુતળાં જોવા લાયક છે કે તેનું વર્ણનજ થાય નહીં. રોમમાં કલોસીયમ અગર મોટું દેવળ જોતા રહીએ અગર વીસુવીયસ પર્વતપર ફરવા નિકળીએ તો તો ઘણુંજ સારૂં. પણ આ દેશમાં ને આ ભાગમાં તમને જોવા જેવી જગા ક્યાં મળી આવે છે તેની મને ખબર પડતી નથી. હું ખરૂં કહુંછું કે તે દેખાવ વર્ણનીય અને ઇતીહાસથી ભરપુર છે. આના જેવા દેખાવો તમને ત્યાં હજારો મળશે. મોંટ બ્લેંક અગર અપીનાઇન્સ પર્વતોની હાર લાગે ત્યાં

સુધી જરા દમ ધરો: પણ આવી નાની નદીના કીનારાપરની ઝાડીમાં બે-સી તેની મઝા લેવામાં દીવસો વ્યર્થ કાઢી નાખવા એ મને ગમતું નથી જ્યાં જોઇએ ત્યાં ઝાડ, જંગલ, ઘાસ, ને ફુવારા મળી આવશે. મત્ર આફ્રીકાના રેતીના રણમાં મળવાના નથી. ને આપણે ત્યાં જવાના પણ નથી.

ફ્રેડરીક—(હસીને)મારા વાહલા મિત્ર, જે વસ્તુ માટે ફાંફાં મારૂં છું તે વસ્તુ મને અહીંજ મળી આવી છે ને મારી નજરે દુનિઆના જે ચમત્કારો છે તેમાંની મોટી ચમત્કારીક વસ્તુ એ છે.

આટલું કહી ફ્રેડરીક પોતાના ઓરડામાં સુવાને માટે ગયો. ને ત્યાં જઇ સુખ નિદ્રામાં પડયો. ને ડયુ૦ તો બકબકાટ કરતોજ રહ્યો ને બોલ્યો કે તને એવી શી વસ્તુ પ્રાપ્ત થઈ તે તો કહે. !

મી. મી૦—તેને શું મળ્યું હોય વારૂં ?

ડયુ૦—તેને એવું તે શું મળ્યું હશે ?

મી૦—તેનોજ હું વિચાર કરૂં છું.

ડયુ૦—લ્યાયન્સમાં મેં જે પૈસા ખોયા તેનો પત્તો તો મળ્યો નહીં હોય !

મીનાર્ડે સુચના કીધી કે " અગર આપસાહેબની જે ગાડી ચોરાઇ તેનો પણ પત્તો લાગ્યો હોય.

ડયુ૦—મારી ગાડીજ મળી હશે. એમજ. તને ખબર નથી કે અ-ત્યાર સુધીમાં તો તે બળી ખવાઇ ગઇ હશે—એટલે પેલા મુરખ ગાડીવા-ળાએ તે વેચી સાટાને તેનો દારૂ પીધો હશે.

શિક્ષક—વાત ખરી. એમ પણ બની શકે. પણ કેવી દુઃખ જનક વાત છે? આવી જુની ઇતીહાસિક ગાડીને તે વળી વેચી નાખી હશે !

ડયુ૦—એને શું જડી આવ્યું હશે તેનું મને ઘણું આશ્ચર્ય લાગે છે.

મીનાર્ડ—કદાચ એમ હશે કે ગાડીમાં ઇડાં મુકયાં હોય તો તે ભાંગી ન જાય એવી કાંઇ યુક્તિ શોધી કાઢી હશે.

ડયુ૦—શું તું એમ ધારેછે કે આવી નજીવી વાતની ફ્રેડરીક માથાકુટ કરે એવા છે ?

મી૦—મારા લાર્ડ, પ્રવાસીઓને માટે એ ઘણી મોટી યુક્તિ છે. આજ એક મિત્રે મને દુધની ગલાઇ કેમ બનાવવી તે સિખવ્યું છે. પણ આજ તે હું ભુલી ગયો છું.

ડયુ૦—મારી ખાતરી છે કે જ્યાં સુધી ફ્રેડરીક આપણને કહેશે નહીં ત્યાં લગણ આપણને તેની કાંઇ ખબર પડવાની થી

શિક્ષક—સુતા પછી એ વાતનો હું વિચાર કરીશ.

ડમુ૦—ને હું પણ વિચાર કરતાં કરતાં ઉંઘી જઇશ.

બીજે દીવસે પ્રાતઃકાળમાં ફ્રેડરીક વિજીલ ગામ તરફ જવા નિકળી પડયો. તે ખીણમાં ગયો ને ધુંટણ પુર ઘાસના ખેતરમાં ઘોડાને ચરવા મુકયો ને જંગલમાં ગયો, જ્યાં એની બેન પોતાના ઘેટાંને ચારતી હતી. જતાંની સાથે એની બેને હસીને પોતાનો હાથ તેના હાથમાં આપ્યો ને ફ્રેડરીકકે પોતાની સાથે તે લજ્જાયમાન થઇ. તેણીને એમ લાગ્યું હતું કે ફ્રેડરીક આવનાર નથી. પણ તે માર્ગ તરફ જોયા કરતી હતી. તેણીની સાથે માત્ર થોડા કલાકની ઓળખાણ હતી છતાં આવા નિર્મળ, આવા નાજુક ને આવી લાગણીવાળા અંતઃકરણમાં પ્રેમ પોતાનો માર્ગ સહજ કરી શકે છે. આ જુવાન માણસ ઉપર તેણીનું મન લાગ્યું હતું ! ગરીબ બીચારી છોડી ! તને જોઇને હમને ધ્રુજારી છુટે છે. તેણીની ઉમરની કોઇ સ્ત્રી આવા પ્રસંગોમાં પ્રેમપાશમાં ફસી પડે એ સાધારણ છે ને વળી ફ્રેડરીક જેવો યુવાન માણસ તેને પોતાના પ્રેમપાશમાં પકડી લે એ પણ સ્વાભાવિકજ છે.

ફ્રેડ૦—મને જરા વાર લાગી, મને જેટલી તને મળવાને આતુરતા હતી તેટલી આતુરતા મારા ઘોડાને નહીં હોવાથી અહિં આવતાં વિલંબ થયો તેની હું તારી પાસે માફી માગું છું. વહાલી છોડી, મને અહીં કેટલું સુખ મળે છે ! તારી સાથેજ હમેશાં રહેવું મને ઘણુંજ ગમે છે ! ”

એની બેન ટકટક જોતી રહી આખરે તેણીએ ગ્રીનોગલનો માર્ગ બતાવી ઝુંપડી તરફ નજર ફેરવી, જાણે તે એવું જણાવવા માગતી હોય કે હવે આપણે હમેશને માટે છુટાં પડવાના છીએ.

ફ્રેડરીક૦—આ ઝુંપડી તું છોડીને મારી સાથે ચાલ એટલે આપણે કદી પણ છુટા પડવાના નથી.

યુવાન છોડી ફરી, ભયથી કંપી ને ઝુંપડી તરફ નજર કરી. પછી ડેમ માર્ગેર જેમ વાંકી વળીને ચાલતી હતી તેની ચાલની નકલ પોતે કરી બતાવી ને માથું ધુણાવ્યું, એટલે આંખમાંથી આંસુ ચાલવાં માંડયા ને તે ગાલ ઉપર થઇ નીચે પડયાં. પોતાના પ્રિતમથી વિખુટા ન પડવાને તેણીએ જે મનમાં દ્દઢ સંકલ્પ કીધો તે ફ્રેડરીક સારી રીતે સમજી ગયો.

ફ્રેડ૦—મને માફ કર, હું ક્ષમા માગું છું ! પ્રિય બેન, આ વાત કહેતાં મેં મોટી ભુલ કરી ! મને દુઃખ ઘણું થાય છે; તારાથી કૃતઘ્ન કદી થવાશે નહીં. મને ક્ષમા કર, મને અહીં આવવાનું કારણ બીજું કાંઇ નથી પણ નિર્મળ પ્રેમ છે.

તે મુગ્ધા સુંદરીના મનમાં ફ્રેડરીક ઘણો પ્યારો લાગતો તેથી તેણી ફ્રેડરીકની પાસે નજીકમાં અંગેઅંગ લગાડીને બેઠી ને પોતાના પ્રિયતમની સામું જોઇ સ્મિત હાસ્ય કીધું. તેણીના સુંદર છુટા કેશ પવનના સપાટા-થી ઉડતા ઉડતા ફ્રેડરીકના મોં ઉપર આવી પડયા. તેથી તે કેશ તેના મોંઢાપરથી કાઢી નાખતાં તેણીએ પ્રેમ હાસ્ય કીધું. પરંતુ તેણે પોતાનો એક હસ્ત તેણીના કમરપર વીંટાળી રાખ્યો હતો, તેણીનું મસ્તક પોતાના હૃદયપર મુકેલું હતું. આ વેળા તે મુગ્ધા નવ યૌવના બાળાના કટાક્ષ ફ્રેડરીકની આંખ સાથે સંલગ્ન થયા. એવી સ્થિતીમાં તેણે સગુણ સુંદરીના ગાલ ઉપર ચુંબન કીધું !! બન્નેના મુખમાંથી પ્રેમના શ્વાસો શ્વાસ ચાલવા લાગ્યા. તેણીના મોતીના જેવા દાંત હાસ્ય મુખ કીધાથી ઘણાજ સુંદર માલમ પડયા.—એવી રીતે બન્નો જણે એક બીજાને પ્રેમાલિં-ગન કરી ફ્રેડરીકે પોતાની પ્રિયતમાને પ્રેમાવેશમાં હસ્તમાળાથી હૃદયદાન આપ્યું. આવા પ્રસંગો જો આવેતો તે માણસની આખી જીંદગીમાં સુખી-માં સુખી વખત છે એમ જાણવું.

આ પ્રમાણે દીવસનો બાકી રહેલો ભાગ ગાળી નાખ્યો. ફ્રેડરીક જંગલમાં રહ્યો. અને એની બેહેનને પોતાની સાથે રહે માટે તેના નિર્વાહ સારૂ કાંઇ મેવો ને દુધ આણી આપ્યું:-તેણીને એવી દેહસત હતી કે જો ફ્રેડરીક એક વખત જતો રહ્યા તો પાછો આવવાનો નથી. ડેમ મારગારેટને કાંઇ જોઇશે કે શું તે જાણવા માટે તેણી વારે વારે ઝુંપડીમાં જઇ આ-વતી; પણ વૃદ્ધ માતા આખો દીવસ નિદ્રામાં પડી રેહતી, ને તેથીજ એ-નીબેહેનને આટલો બધો અવકાશ પોતાના પ્રીતમની સાથે બેસવાને મળ્યો. સાંજરે તેણીને પોતાની વૃદ્ધ માતા પાસે હમેશાં રહેવું પડતું. તે વખતે ફ્રેડરીક નદીને કીનારે જઇ એનીબેહેનના આવવાની સહ જોતો. એવી અવકાશની વેળા તે પોતાની નોંધ બુક કાઢી કવિતા લખવામાં કાઢતો. જ્યારે તે મુગ્ધ બાળા તે લખતો હોય તારે પાછળ આવીને ઉભી રહેતી, ત્યારે તેણી મોટા નિશ્વાસ મુકતી ને પોતાને જોઇને ઘણી દીલગીર થતી,, જાણે તે એમ કહેવા માંગતી હોય કે "અરેરે, કેવી દુદૈવની વાત છે કે મને કાંઇ આવડતું નથી, ને મને લખતાં કોઇ દીવસ આવડવાનું નથી."

ફ્રેડરીક—ફીકર ન કર, હું તારો શિક્ષક બનું છુ ને આગળ ઉપર; બોલતાં હું તને શીખવીશ !"

રાત્ર પડી ત્યારે ફ્રેડરીક એની બેહેનનાથી છુટો પડયો. ફ્રેડરીકનો ઘોડો હતો ત્યાં લગણ તેને વળાવવા આવી અને નેત્ર એવાં કીધાં કે

જાણે તે એમ કહેવા માગતી હોય કે "સલામ—ફરી આવતી કાલે પાછા.

આ પ્રમાણે એક અઠવાડીયું પસાર થઇ ગયું. દરરોજ સવારે ફ્રેડરીક ઓનોબસથી નિકળી વીજીટ જતો. આખો દીવસ એની બહેન સાથે રહેતો ને રાત્રે ઓનોબસ પાછો ફરતો. તેનાથી જુદા ફ્રેડરીકથી રહેવાતું નહીં ને તેની પ્રિયાને પણ એની સંગાતમાં મળતો આનંદ તે દરરોજ લેતી. કારણ પ્રેમ વખતે ખોટે માર્ગે તાણી જાય તો તેને રોકવાની જે સમજણ હજી તેનામાં આવેલી પણ ન હતી તેવે સમયે તેણીનું અંતઃકરણ પ્રેમાધીન થયું હતું. તેણીનું મન લલચાવવાને એટલી બધી બાબતો હતી કે તે લાલચની સામા કેમ થઇ શકે! જે લાગણી તેના સુખનું મુળ થઇ પડી હતી તે કેમ કરી દાબી શકે? તે મુગ્ધ સ્ત્રીનું મન લલચાવવાનું ફ્રેડરીકના નસીબમાં લખેલું હતું. દરેક ક્ષણે તે તેણીની સાથે પ્યારી વાતો કરતો ને આયુષ્યના અંત સુધી તે એવોજ અગાધ પ્રેમ બતાવશે એવી ખાતરી આપતો. તેની પ્રતિજ્ઞાપર તેણીને પૂર્ણ ભરોસો બેઠો તે જાણતી નહતી કે ફ્રેડરીક જેવો ઉમરાવજાદો એક કંગાલ છોડીને કેમ વરી શકે. ને ફ્રેડરીક કોઇ દીવસ તેણીને દગો દેશે એમ પણ તેણીના મનમાં સુદ્ધા આવતું નહી. પ્રેમ જેણી ગમ તેણીને ખેંચી લઇ જતું તેમ મુગે મોઢે તે પ્રેમના પ્રવાહમાં તણાવા લાગી, જો કે તેણીના મોઢામાંથી તેને ઉત્તેજન મળે એવા શબ્દ નિકળતા ન હતાં છતાં તેણીના આંખની ભાષા એવી સરસ હતી કે તેણીના મનમાંના સર્વ હેતુ તે સમજાવી શકતી. તેણીના આંખનો પ્રકાશ એવો હતો કે તેણીના આંખનો એક પલકારો એક હજાર મોઢે પ્રતિજ્ઞા કરે તે કરતાં અધિક બળવાન હતો!

ફ્રેડરીકે એની બહેનને લખતાં સીખવવા માંડયું; પરતુ તે જે પાઠ આપતો તેમાં પ્રેમ વિક્ષેપ નાંખતું. તેણીની સોડમાં બેસીને—પ્રેમાલિંગન આપીને તેણીનો સુંદર ચેહરો અને આંખો નિહાળી શાંતપણે વિચારમાં તલ્લીન થઇને ક્ષણે ક્ષણે વિશ્રાંતિ લેતો ને જે કાંઇ તેણીને સીખવતો તે પાછો પ્રેમાવેશમાં આવવાથી બધું ક્ષણ માત્રમાં ભુલી જતો. તેણી ફ્રેડરીકના મુખ તરફ જોતી—જોઇને હસતી એટલે પોતાનો પાઠ ભુલી જતી. ફ્રેડરીક તેણીને છાતી સાથે દાબતો તેથી તેનો પ્રેમ સ્ફુરાયમાન થતો; પરંતુ એની બેહેનના ભોળાપણાથી ફ્રેડરીક ડરકણ અને શરમાળ બની જતો.

પરંતુ પ્રેમની બાબતમાં એવું બને છે કે જે પ્રથમ અતિ બીકણ અને શરમાળ સ્વભાવના માણસો હોય છે તે ધીરે ધીરે વધારે ધીરતાવાળા ને વધારે નિર્લજ બનેછે. પરસ્પર સંબંધમાં અહોનિશ રહેવાથી, એક

બીજાની તેમ મળાવટથી—અને પરસ્પર પ્રેમ બતાવવાથી પ્રેમની જાળમાં પ્રતિદિન વધારે ગુંથાતા જતા હતા. કારણ બન્ને જંગલમાં એકાંત હતાં: અને તે જંગલમાં કોઈ પણ ઉપદ્રવ અગર અડચણ કરી શકે એવું ન હતું. તેઓ પોતાના અંતઃકરણનું વલણ કેમ રોકી શકે ? જો પ્રેમ તેમના અંતઃકરણ બળ કરી જતો તેની સામા કેમ થઈ શકે ? ફ્રેડરીક તેણીને માટે જોઈએ તો સાહસ કરવા પણ તૈયાર થાય એવું હતું. અને એની બહેન જરા પણ દીલગીર થયા વિના અને પશ્ચાત્તાપ કર્યા વિના પ્રેમની ગુલામ બની હતી—કારણ તેનો એવો વિચાર હતો કે અંતઃકરણના ઉભરા અને લાગણીઓને વશ થયા વિના માણસથી રહેવાયજ નહીં !

ફ્રેડરીક પ્રેમ ઘેલો બની પોતાની પ્રિયતમથી વેગળા ન રહેવું એવો વિચાર કરવા લાગ્યો. જે કામ તેણીની સાથે કાઢી શકે તે કામ દરરોજ આઠ ગાઉ મીનીગશથી વીઝુલ જતાં આવતાં બધું નિકળી જતો. તેણે તેણીને કહ્યું કે હું તારાથી જુદો પડવાનો નથી. એક કલાકતો શું પણ એક મીનીટ સુદ્ધાં જુદાઈ મને સહન થતી નથી. તેથી હું વીઝુલની ધર્મશાળામાંજ રહીશ. અગર જંગલમાં પડી રહીશ અગર ઝુંપડીની પાસે ઘાસ પરસુદ્ધાં રહીશ—તેમ કરવાથી હું હમેશાં તારી પાસેજ રહી શકીશ !

સુંદર મુગ્ધા પોતાના પ્રિયતમના હસ્ત પાશમાં જઈ પડી. તેની સાથે હજારો હાસ્ય વિનોદ કીધાં—તેને હજારો ચુંબન કીધાં અને તેના ઉપલા ઠરાવથી તેણીને જે આનંદ ઉપજ્યો તેનો વિસ્તાર દર્શાવવાને તેણીએ નિશાની કરી બતાવી. તે તેણીની પાસેથી જાય એવું ન હતું—તેણી પણ તેને એકલો મુકીને જાય એવી સ્થિતિમાં હવે રહી નહીં. આ સમય અત્યંત સુખનો હતો ! ગરીબ બીચારી છોડી ! તું એમ ધારે છે કે આ તારા પ્રેમ સ્વમાની વાતો સહજમાં ખરી પડશે ? તું મોટી ભુલ કરે છે. તું ખરેખર ભુલાવામાં છે, પ્રેમનો તો ભ્રમ થયો છે તે તારા જાણવામાં હવે પછીજ આવશે.

આ પ્રમાણે આ ઈશ્વરના લાડકવાયા બાળકે પોતાના અંતઃકરણની સ્ફુરતાને વશ થવા માંડયું. કારણ પ્રેમને કાંઈ હુન્નર અગર અભ્યાસનું શિક્ષણ જોતું નથી. અંતઃકરણ એજ સર્વોત્તમ શિક્ષક છે. એની બહેન ધારતી કે હું ફ્રેડરીકને કેમ માર્ગારેટની સાથે ઓળખાણ કરાવું. તે આવી માયાળુ વૃદ્ધ સ્ત્રીના સમાગમમાં ન આવવાને કેમ ચાહતો હતો તેની એની બહેનને ખબર ન હતી. પણ તે એની બહેનને એમ કહેતો કે

તું મારી સાથે આવીને આવી રીતે વખત કાઢે છે એ વાત જો ડેમ મારગારેટના જાણ્યામાંઆવશે તો તેમ તે બાઇ તને કરવા દેશે નહીં; અને તે સદ્વિચારી બાઇ તને પોતાના પ્રિયતમની પાસે જતાં અટકાવશે. આટલા શબ્દ એની બેનને ઘણા થયા. તેને મળતાં અને તેની સાથે વખત કાઢતાં અટકાવશે એટલાથીજ એનીબેન ગાંડા જેવી થઇ ગઇ. આવા બંધનરૂપી હુકમને તાબે થવું નહીં એવો તેણીએ મનમાં વિચાર કીધો; તેથી હવે ઉત્તમ માર્ગ એજ રહ્યો કે બન્નેની વાત ડેમ મારગેટના જાણવામાં ન આવે તેવી રીતે બન્ને જણે વર્તન કરવું. દીવસે દીવસે તે વૃદ્ધ બાઇ નિર્બળ થતી ચાલી, બાગમાં ફરવા જવા માટે પણ પોતાની ખુરસી ઉપરથી તે ઉઠી શકે એવું ન હતું ને આખો દીવસ ખાટલામાં પડી રહી ઉંઘ્યા કરતી, તેથી કરીને તેનાથી ખરી વાત છુપાવવી ઘણી સહેલી થઇ પડી.

ફ્રેડરીક પોતાના બન્ને મિત્રોને ગ્રીનોબલમાં ભુલી ગયો. ને તેમને કેટલી ફીકર થતી હશે તેનો ખ્યાલ કરવો પણ ભુલી ગયો.' સઘળું દ્રવ્ય પોતાની પાસેછે તેથી પૈસા ન હોવાથી તેમને કેટલી અડચણ પડતી હશે તેનું પણ ભાન રહ્યુ નહીં. તેમજ ગ્રીનોબલનો તબેલો રાખનાર ધણીનો ભાડે આણેલા ઘોડો ખેતરમાં દાણા પાણી વિના ઝાડ તળે બાંધી રાખ્યો છે એ વાત પણ એને યાદ આવી નહીં. પોતાના પિતા ને તેણે કહેલા શબ્દ જાણે ભુલી ગયો હોય એવું થયું, જગતમાં જે કાંઇ હતું તે સર્વ એના મોં આગળ હતું, એના સર્વ વિચાર એની બહેનજ હતા; એની બહેનની બરોબરી કરી શકે એવી એક પણ સ્ત્રી તેની નજરમાં આવી નહી ! સૌંદર્ય, ચાળા, ગરીબાઇ, અને પ્રેમ એટલાં બધાં એક સ્ત્રીમાં માલમ પડી આવે એવી કોઇ પણ સ્ત્રી એની બહેન શીવાય જગતમાં હોય જ નહીં એવું તે ધારતો.

જેમ જેમ તેણીની ગરીબાઇના એને વિચાર આવવા લાગ્યા તેમ તેમ તે વધારે વહાલી લાગતી ગઇ. તે તુરંગી સ્વભાવનો માણસ હતો ને એની ઉમરના યુવાન માણસો જેવી રીતે પવિત્ર પ્રેમને હલકો ગણેછે તેવી રીતે ફ્રેડરીક સમજતો ન હતો. તેથી તેની વર્તણુક ઘણી ચમત્કાર ભરેલી લાગતી નથી. એ શીવાએ યુવાન મુગ્ધા એવી સ્વરૂપવાન ગણી !

એની બેનની સાથે હતો ત્યાં લગણ પ્રેમના પ્રથમના આવેશમાં તેના મનને ઝુંપડી, જંગલ–રાન, એ બધું સરખુંજ હતું. સર્વ પ્રેમીજનોની આવી પ્રથમ અવસ્થા થાય છે. પરંતુ કમનસીબ ! આ સુખનું સ્વપ્નું

આઠો દીવસ ટકે એવું ન હતું. શું એવા સમયમાં પણ તે દર રહેરો એ સંભવે છે ?

---

## ભાગ ૧૧.

---

ફ્રેડરીક ગેરહાજર રહ્યો તેને પ્રથમ દીવસે મી. મિનાર્ડ સવારમાં વહેલા ઉઠી ડયુગર્ગના ઓરડામાં વિજયના આવેશમાં આવી પ્રવેશ કીધો ને બોલ્યો, મારા લાર્ડ મને જડયું છે. મારી ખાતરીછે કે તે મને જડી આવ્યું છે.

ડયુ૦—તને શું જડયું ? ગાડીમાં ઘડાં મુકયાં હોય તે ન ભાગે તેની યુકિત ?

મીનાર્ડ—ના તે નહી, મારા લાર્ડ. મારા જુવાન વિદ્યાર્થીનું મન એટલું બધું. લાગેલું છે–ને. જેના ઉપર ફ્રેડરીકે વિચાર કરતાં આખો દીવસ ગાળ્યો–તે.

ડયુ૦—( આંખો ચોળતો ) ખરેખર ! આખરે તેં શોધી કાઢી ખરી.

મીનાર્ડ—જો મારૂં કહેવું ખોટું પડે તો તમે જે કહો તે કરૂં.

ડયુ૦—તારે ઉતાવળ કર ને મારો સંશય દુર કર.

શિક્ષક—ગ્રેંસીવેડનની ખીણમાં અહી આસપાસ બેયર્ડનો કીલ્લો આવેલો છે તે.

ડયુ૦—શું બેયર્ડનો કીલ્લો ! એ વાત તારી ખોટી નથી લાગતી. નાસ્તો કરતી વેળા હું તેને પુછી જોઇશ ત્યારે. નાસ્તો કરવાની તૈઆરી થઇ; પણ તેમાં ભાગ લેવાને ફ્રેડરીક હજુ આવ્યો નહીં ડયુગર્ગે વીસીગાંના નોકરને બોલાવી પુછયું કે વૈકા ઉંટ ડી મોંટેવીલ હાટેલમાંથી ગયો કે શું. ?

જવાબ—મળસ્કામાંજ તે એક ઘોડો લઇ તેનાપર સ્વારી કરીને ગયોછે.

ડયુગર્ગ—વળી પાછો ગયો ? હું ધારૂંછું કે સાંજ સુધી તે કાંઇ પાછો આવનાર નથી.

મીનાર્ડ—મને ખાત્રી છે કે બેયર્ડનો કીલ્લો જોઇને એનું મસ્તક ફરી ગયું છે.

ડયુગર્ગ—હું ધારૂં છું કે એટલી જુની બાબતથી એમ ન બના પામે. કાંઈ નવીન પ્રકારનો ચમત્કાર હોવો જોઇએ.

મીનાર્ડ—કદાચ ત્યારે કોઇ દેવાલય હશે.

ડયુગર્ગ—સઘળા તર્ક નકામા છે. આપણે હાલમાં કાંઇ કામ નથી

ત્યારે ચાલો આપણે તે કીલ્લો જોવા જઇએ ને ફ્રેડરીકને ખોળી કાઢીએ. કેમ મીનાર્ડ તારૂં કહેવું શું છે?

શિક્ષક—મારા લાર્ડ, હું તદ્દન તમારા મતને મળતોછું પણ આપણે થોડુંક ખાવાનું સાથે રાખીએ તો ઠીક, કારણ ત્યાં ક્ષુધા લાગશે તો કાંઇ મળી શકવાનું નથી.

ડ્યુબર્ગ—તારી વાકય રચના ઘણી સારી છે ઠીક ત્યારે સાથે કાંઇ ખાવાનું રાખજે. આ વાત કાંઇ તરંગી નથી પણ મેં ઘણું ડાહાપણ વાપરેલું છે એમ જણાશે.

મી. મીનાર્ડ—(સલામ કરીને) વાકય રચના તો આપ નામદારની સારી દેખાય છે.

ડ્યુબર્ગ—આપણે માત્ર ગમતની ખાતર જઇએ છીએ. ત્યાંનો દેખાવ ગમે એટલો સારો હોય, ત્યાંનું બાંધ કામ ગમે એવું જુનું ખંડીઅર જેવું હોય તોએ આપણને ક્ષુધા તો લાગશેજ. મી. મીનાર્ડ આપણું નસીબ સારૂં કે આપણે એમેડીસ અગર એમોનના વખતમાં જન્મ્યા નથી.

મીનાર્ડ—વાત ખરી છે મારા લાર્ડ. કારણ તે વખતે હાલમાં જેવી વાનીઓ ઉત્તમ પ્રકારની બને છે તેવી બનતી નહતી.

ડ્યુબર્ગે ગ્રેસીવેલનની ખીણમાં જવાનો માર્ગ કયો છે તે પુછ્યો હતો એટલે મી. મીનાર્ડે ખાવાનું પોટલું બાંધી લીધું. ને આ પ્રમાણે બન્ને જણા કીલ્લે જવા બાહાર નીકળી પડયા.

ડ્યુબર્ગ—(ઓનીબલની બહાર ગયા પછી) કેમ મી. મીનાર્ડ પેલો કોઇ ખુબસુરત ખેડુતનો છોકરો તે સુંદર છોકરીના કાનમાં વાત કરે છે તે તને દેખાય છે?

શિક્ષક—મોજાં વગર.

ડ્યુબર્ગ—હા મોજા વગર. રેશમી મોજા પેહેરેલી કોઇ ડચેસ જેટલું પ્રેમની બાબતમાં સમજેછે તેટલુંજ તે છોકરી સમજેછે. તેણીની પાસે સુતર વિંટાળવાનો સાંચોછે—અને તે સાંચા વડે પેલો ખેડુતનો છોકરો પેલી છોકરીને વિંટાળેછે.

મી મીનાર્ડને આ લાક્ષણીક ભાષા ન સમજવાથી ડ્યુબર્ગ શા અર્થથી બોલેછે તેની ખબર પડી નહીં નહીંતો તેવીજ ભાષામાંજ જવાબ તે આપતે પણ તેની સમજણ ન પડવાથી તે તેટલુંજ માત્ર બોલ્યો" મારા લાર્ડ ડીફીનીમા એવા એવા દેખાવ નજરે પડેછે કે મોટા શહેરમાં તેવા જણાતા નથી આ લોકો વગડામાં કામ કરેછે ને પેલા લોકો વગડામાં પ્રાર્થના કરેછે

ડયુબર્ગ—ત્યારે આપણે પણ વગડામાં ખાવા બેસીએ,

આ બોલવાથી મિ-મીનાર્ડ હસી પડયો ને એક નમીને સલામ કરી એજ વાત મનમાં રમી રહી હતી તેથી,તેઓ બન્ને આગળ ચાલ્યા ને વેરાન પ્રદેશોમાં આવી પોહચ્યા. વીશી વાળાના નોકરે કહ્યું હતુ કે કીલ્લો સાત માઇલ દુર છે. છતાં મીનાર્ડ દર અરધે કલાકે મુકામ કરતો ગયો. તે ડયુબર્ગ પણ તેનુ અનુકરણ કરવા લાગ્યો.

દર એક મુકામે ડયુબર્ગે ગજવામાંથી દારૂની બાટલી કહાડતો જે એણે શ્રીનોબલની વીશીમાંથી સાથે રાખી હતી. અને મીનાર્ડ ઘાસઉપર કાગળ પાથરી ખાણાનું પીરસતો. ને આ પ્રમાણે બન્ને પ્રવાસી ખાતાખાતા આગળ ચાલ્યા. જ્યારે કોઇ ફળ ઝાડ માર્ગમાં આવતું તો ડયુબર્ગ તેનાપર ચઢી તેના ફળ તોડી ખાણાને માટે ભેગાં કરતો. ને ફળ દૂર હોય તો ઝાડની ડાળીઓ તોડી નાખતો ને તે ડાળીઓ જમીનમાં વાવતો—તેના ઉપર પોતાનો રૂમાલ પાથરતો ને આ પ્રકારે પોતાને અને પોતાના મિત્રને તડકો લાગે નહી તે વાસ્તે તંબુનો આકાર બનાવતો

મી૦—આ બધું કરનાર નેક નામદાર પાલેટાઇન પોતે છે એતો કોઇને સંશય આવશે નહી.

ડયુ૦—કેમ વારૂ ? એમાં શું થયું ? નાસિકા રાણી પોતાના કપડાં જાતે ધોતી હતી. આગષ્ટસ રાજાની છોકરીઓ પોતાના બાપના કપડાં જાતે સીવતી હતી. નાનો ડેનીસ કારિંથ શહેરમાં નિશાળ ભણાવતો હતો. માસિડોનનો રાજા પરસીયસનો દીકરો રોમમાં સુતારનો ધંધો કરતો હતો ને મહાન્ પીટર હોલંડમાં વહાણ બાંધતો હતો. તેથી ડાફેની પ્રાંતમાં પોલનો બેરન એક તંબુ ઉભો કરે એમાં શું નીચાપણુ છે અને તેમ તેણે શામાટે કરવું ન જોઇએ. આ જવાબથી મિનાર્ડ છક થઇ ગયો ને કાંઇ પ્રત્યુત્તર આપી શકયો નહીં પણ પોતાના મનમાં એટલું બોલ્યો કે "કોઠે કોઠે જુદી મતી છે"

આખરે બન્ને પ્રવાસીઓને એવર્ડનો કીલ્લો જોઇ રહ્યા પછી તેના ચાર મીનારા જોવાના બાકી રહ્યા. પછી ત્યાં પણ ફ્રેડરીક નજરે પડયો નહી.

ડયુ૦—કેમ મીનાર્ડ. આપણે ફરવા નિકળ્યા તેનુ કારણ તું સમજ્યો?

શિક્ષક—શું કીલ્લો, મારા લાર્ડ.

ડયુ૦—ના-તે નહી. ફ્રેડરીક. કારણ છે.

મી૦—ના તે નહી મારા લાર્ડ. ચાલો આપણે પાંચેક મીનીટ અહીં જરા બેસીએ. હવે આપણે આ છેલો ભાગ જોઇને પુરૂં કરીએ કારણ

લગભગ આપણો નાસ્તો પુરો થવા આવ્યો તે બાટલીમાં પા ભાગ દારૂ રહ્યો છે.

ડયુ૦—આપણુને એક ફુંવારો માલમ પડશે.

શિક્ષક—ગાલીલીનો કાનાનો ફુંવારો તો નહીં હોય?

ડયુ૦—એટલામાં આ બાટલી ખાલી કરી દઇએ અને નાસ્તો પુરો કરીએ આ જગોએથી દેખાવ ઘણો રળીઆમણો લાગે છે. ખીણુ પણુ કેવી સુંદર છે!

મી. મીનાર્ડ, પેલી પર્વતોની હાર જોઇ? તેનાપર લીલું ઘાસ ઉગવાથી ડુંગરા કેવા શોભી રહે છે? તેનાપર બરફ પડે છે તું જાણે છે? ને તેથી મારો માઉંટ કેપેક પર્વત યાદ આવે છે. હા માઉંટકેપેકપર બરફ હમેશાં પડે છે. બરફ ચારસેં ફીટ ઉપર પીંગળી જતો નથી.

મી૦—હું ધારૂં છું કે હવે આ છેલુંજ જોવાનું છે. ને હવે પાછા જવાનું છે એમ જાણી હું દિલગીર થાઉં છું.

ડયુ૦--આપણે કોઇ ઝુપડીમાં અગર કોઇ કારખાનામાં જઇએ.અહી ઘણા કારખાના છે.

મીનાર્ડ--આપ લાર્ડ સાહેબ પાસે નાણાં તો હશે?

ડયુ૦—એક ત્રાંબા નાણું શુદ્ધાં નથી.

મીનાર્ડ--એમ કે? !

ડયુ૦—સત્યાનાસ! આ ઘણું ખોટું. ધર્મશાળામાં આપણે જીવીએ છીએ કે મરીએ છીએ તે જાણવાની જરા પણુ કાળજી રાખ્યા વગર ફ્રેડરીક પોતાની સાથે નાંણાની થેલી લઇ આપણુને છુટા મુકે છે એ કામ એ કાંઇ સારૂં કરતો નથી. આપણે નાણા ઉધાર કરી વીસીમાં રહીએછીએ એ વાત ખરી; પણુ ફ્રેડરીક ગમે ત્યાં મઝા કરવા જાય ને આપણુને એક જગોએ ચોંટાડી રાખે એ વાત આપણુને તો ગમતી નથી.

મીનાર્ડ—ચાલવાથી ક્ષુધા પ્રદિપ્ત થાય છે એટલું સારૂં છે. મારાલાર્ડ.

ડયુ૦—આ પ્રવાસ મને તો સારો લાગતો નથી પણુ માથે કરજ થાય છે તેની ફીકર છે.

મીનાર્ડ—શું કરજ થાય તેની તમને ફીકર લાગે છે મારા લાર્ડ!

ડયુબર્ગ મારી જહાગીરને આગે મને કરજ નહતે તો-એટલે-પણુ પેલા બે જણા કોણુ આવે છે. તે પણુ આ ખંડીઅરો જોવા આવે છે એમ મને લાગે છે. હું ધારૂં છું કે તેઓ અહીં કોઇ આસપાસ રહેતા હશે. કારણુ તેમના પેહેરવેશ ઉપરથી ઘણે દૂરથી આવેલા હોય એમ લાગતા નથી.

મીનાર્ડે તે તરફ નજર કરી જોયું તો એક ગૃહસ્થ અને તેની સ્ત્રી ખીણમાંથી કીલ્લા તરફ આવતાં હતાં. મિનાર્ડે પોતાના ગજવામાં નરતો ખુમાલ ખાતર, કાગળ ટુકડાં, બાટલી એ બધું ગજવામાં ભરી દીધું. પછી તે ડયુબર્ગે આગળ ગયો. પણ તે કોઇ મોટા માણસ ધીરે પગલાં ભરી છાતી કાઢી ચાલે તેમ પેલાં જોડાં તરફ જતો હતો. એ જોઇને મીનાર્ડને તે વખત યાદ આવ્યો કે જ્યારે ડયુબર્ગ અને પોતે લાયન્સ શહેરમાં ઠાઠ માઠથી ફરતા જતા હતા. બસ મિનાર્ડ મનમાં કહેવા લાગ્યો "મને એમ લાગે છે કે લાર્ડ સાહેબ કાંઇ ખાનગી માણસ તરીકે ઓળખાવવા માગતા નહી હશે"

મિનાર્ડે પોતાનો કોટ ઝાડી નાખ્યો ને પોતાના નામદાર મિત્ર પેલેટાઇનની પાછળ જતાં ગંભીર મુદ્રા કીધી. અત્રે એટલું કહેવાની જરૂર છે કે બોટી મારશીઆનેસના ઘરમા ડયુબર્ગે જે સારી ટોપી ગુમાવી તેને બદલે એક જુની પુરાણી ટોપી માથે મુકી દીધી હતી તેજ ટોપી હાલ તેને માથે હતી. પણ તેના બુટ ઉપર રૂપાના બકલ હતા. પણ જેવો માણસ તે જણાવવા માગતો તે પ્રમાણે હાવ ભાવ ને મુખમુદ્રા બદલવાને તે આ વખતે ભુલી ગયો ન હતો. ગૃહસ્થ અને તેની સ્ત્રીની પાસે ગયો. તે બન્ને જણા ખંડીયર જોવા આવ્યા હતા.

આ વેળા ડયુબર્ગને કોઇએ બાજ્યો હોત તો તેને એવું માલમ પડયા વગર રહ્યું હોત નહીં કે ડયુબર્ગની રીતભાત, તેનો અવાજ, તેની આંખો ને તેની ભાષા એટલું જોયું હોત તો તે કોઇ ઉમરાવ માણસ છે એમ લાગ્યા વિના રહેત નહીં. જે ગૃહસ્થ અને સ્ત્રીની ઓળખાણ કરતાં ડયુબર્ગ ગયો તે સ્ત્રી પુરૂષ સાધારણ વેશમાં હતા પરંતુ તેમાં ખોટાઇપણું દેખાઇ આવતું. પુરૂષની ઉમર આસરે ૫૦ વર્ષની હતી. તેણે હાથમાં પોતાની ટોપી ઝાલી હતી. જેથી તેના વાળની ખુબી સ્પષ્ટ જણાય, કારણ વાળ કાંઇ સુગંધી તેલ નાખી યોગ્ય રીતે ઓળેલા હતા. તેનો કોટ કાળા રંગનો હતો તેની પાટલુન ભુરી હતી. ને તેણે ઉંચા બુટ પહેરેલા હતા. તે પોતાની લાકડી વડે પોતાની સ્ત્રીને જુદા જુદા ભાગ બતાવતો હતો. તેના ચેહરા ઉપરથી સંતોષ વૃત્તિ અને નમ્રતા જણાતા. ને એવો દેખાવ કરવો એ જરૂરનું છે એમ એ ધારતો હોય એમ જણાયું.

હસ્તમાં હસ્ત ઘાલી જે સ્ત્રીની સાથે તે ચાલતો હતો તે ૪૦ વર્ષની બાઇ હતી. તારૂણ્યાવસ્થામાં તે અતિ સુંદર હોવી જોઇએ. પણ આ ઉમરે તે વીસ વર્ષની દેખાય એવી એની ઇચ્છા હતી. ગમે એટલી સફાઇદાર દેખાતી છોકરી જેવા ઝીણા અવાજે બોલતી. કાન ઉપરથી વાળ સારે

વારે પાછળ પડતી છતાં તેની ઉમર નાની હોય એમ સ્પષ્ટ દેખાઇ આવતું.

ડયુબર્ગને તે બન્ને જણાએ જોયો. તે પોતે જાણે જાણતોજ ન હોય એવી રીતે કીલ્લા તરફ ચાલ્યો. પરંતુ મીનાર્ડની સાથે ભાષણ કરવાનો વેષ ધારણ કરીને બોલવાનો અવાજ તે બન્ને જણાને સ્પષ્ટ સમજાય એવી રીતે તે બોલવા લાગ્યો.

ડયુ૦—મારા વાહલા મિનાર્ડ. હું તને કહેતો હતો કે આ કીલ્લો મને યાદ આવે છે. એજ કીલ્લાને તું જાણે છે શત્રુઓએ ઘેરો ઘાલ્યો હતો ને તેમાં ઘણા માણસો માર્યા ગયા હતા.

ડયુબર્ગ આમ બોલતાની સાથે આશ્ચર્યતાથી મીનાર્ડ તેની તરફ જોવા લાગ્યો. પણ મીનાર્ડે કહ્યું. "હાજી મારા લાર્ડ મને તે બધું યાદ આવે છે.

ડયુ૦—મોઉંટ કેપેકના ગારા કીલ્લાની પશ્ચિમ દિશાએ જેવો મીનારો છે તેવોજ આ છે. એ જોઇને મને એમજ લાગે છે કે હું જાણે પેલો ઓરડો જોતો હોઉં કે જેમાં બલ્ગેરીઆનો રાજપુત્ર મારા બાપને મળવા આવ્યો હતો ત્યારે સુતો હતો. વારૂ મીનાર્ડ, હું એમ ધારૂં છું કે તને પેલો પ્રખ્યાત ટોકે નામનો દારૂ જેને માટે મેં તને એક વખતે કહ્યું હતું તે થોડા વખતમાં આપીશ.

મીનાર્ડ—ત્રણ લુઇએ બાટલી મળે છે તે, મારા લાર્ડ ?

ડયુ૦—હા તેજ. તે દારૂ બાટલીમાં ભરયાને આજે એકસો ચોવીસ કરતાં વધારે વર્ષ થયાં હશે.

ડયુબર્ગનાં મોંહોંમાંથી જેટલા શબ્દ નિકળ્યા તેટલા પેલા ગૃહસ્થે અને તેની સ્ત્રીએ સાંભળ્યા. ડયુબર્ગ તે તરફ ધીમે ધીમે ગયો અને તે ઘણું ધ્યાન આપીને જોતો હોય એવું રૂપ દેખાડયું. પણ તેમ કરતાં પેલા બન્ને જણાની નજર બહાર જતો નહીં. તે જ્યારે બોલતો ત્યારે પેલો ગૃહસ્થને સાંભળતો હતો. તેના ચહેરા ઉપરથી એવું માલમ પડતું કે ડયુબર્ગ જોઇને તેના મનમાં માન અને આશ્ચર્ય પેદા થયાં. તેણે પોતાની સ્ત્રીને નિશાની કરી ડયુબર્ગને આંગળીથી બતાવ્યો. આ મોટા પુરૂષની પાસે જવાને ઉતાવળથી ચાલવાને કહ્યું. મીનારાના પગથીઆ પાસે આ બન્ને જણા આપણા બે પ્રવાસી આગળ આવ્યા. પેલી સ્ત્રીને જવાનો માર્ગ કરવા ડયુબર્ગે માર્ગ કરી આપ્યો તેમજ પેલા ગૃહસ્થે ડયુબર્ગને આગળ વધવાનો માર્ગ કરી આપ્યો. ઘરડો મીનાર્ડ પણ મોટા માણસ તરીકે ગણાઇ ગયો. આ સંસ્કાર પુરા થાય એટલે વાતચીત ચાલી.

તે ગૃહસ્થ ડયુબર્ગ કને જઇ બોલ્યો—આપ આ દેશમાં આ ભાગ જોવાને પ્રવાસી તરીકે આવ્યા હો એમ મને લાગે છે.

ડયુ૦—હા હું મારા મિત્ર વાઇકાઉંટ ડી મોંટ્રીઝ સાથે પ્રવાસે નિકળેલો છું. એઓ માટે તમારા સાંભળવામાં આવ્યું તો હશેજ. અને મારી સાથે મોનશ્યર મીનાર્ડ આવ્યા છે જેઓ ઘણા વિદ્વાન ગૃહસ્થ છે ને હાલના વખતમાં દુનિઆમાં એક નામીચા શીઘ્ર વિદ્વાન ગણાય છે. તેમજ તેઓ કોઇપણ વિષય ઉપર કવિતા કરતાં જાણે છે. તેમાં વિશેષ કરીને જમવા બેઠા હોય તો તેમનાં મુખમાંથી કવિતા પાણીના રેલાની માફક આવીજ આવે છે.

તે ગૃહસ્થે મિ. મીનાર્ડને નમીને સલામ કરી. મીનાર્ડે જ્યારે સાંભળ્યું કે ડયુમર્ગે એવું કહ્યું કે તે કવિતા કરતાં જાણે છે એવું સાંભળીને આશ્ચર્ય પામીને ડોળા ફોકળા કરી તે ગૃહસ્થ તરફ જોવા લાગ્યો. પરંતુ બેરન જે બોલ્યો તેની વિરૂદ્ધ બોલતાં ઘણી સંભાળ રાખી.

ડયુમર્ગ—(થોડીવારે) આપ આ ભાગમાં રહેતા હશો ?

સ્ત્રી—(હસીને) હા. સાહેબ, અહીંથી બે ગાઉ ઉપર આલીવાડમાં રહીએ છીએ જ્યાં મારા ધણીએ દારૂનો ધંધો મુકી દીધા પછી જમીનો વસાવી છે.

તે ગૃહસ્થે સ્ત્રીનો હાથ દાબ્યો પણ તેણી કાંઇ સમજી હોય એમ લાગ્યું નહીં. સ્ત્રી—હમે દારૂનો ધંધો માત્ર ગમતને ખાતર કરતા હતા. કારણ મારા ધણીએ સ્વઉદ્યોગથી પૈસા પેદા કરેલો છે. યુવાવસ્થામાં સર્વ માણસોએ વૃદ્ધાપકાળને માટે દ્રવ્યનો સંગ્રહ કરવો જોઇએ.

ડયુ—ખરી વાત છે હું તો દારૂનો ધંધો ઘણો પસંદ કરૂં છું. કારણ નોહા દ્રાક્ષના માંડવા કરતો હતો. યાહુદી ગીડીઓન જવના સાંઠામાંથી જવ કાઢતો હતો. સોલ બળદને ચારવા જતો. ડેવીડ બકરાં ચારતો; સિનસીનેટસ જમીન ખેડતો; પાંચમો પેપસેકટસ ડુકર ચરતો; ને ચોથો અરગાન મોચીનો ધંધો કરતો. તો તમારો ધણી દારૂનો ધંધો ચલાવતો હતો એ સાંભળીને મને કાંઇ આશ્ચર્ય લાગતું નથી.

ગૃહસ્થ—(ડયુમર્ગને નમીને) ખરી વાત છે. હું ધારતો નથી કે— પણ આ વાક્ય એણે પુરૂં કીધું નહી ને પોતાની સ્ત્રીના કાનમાં કહ્યું—

"આ ગૃહસ્થ ઘણો વિદ્વાન હોવો જોઇએ એવું માલમ પડી આવે છે."

સ્ત્રી—જ્યારથી હમોએ ધંધો છોડી દીધો ત્યારથી હમો ઘણાજ સારા માણસોની સાથે સંસર્ગ રાખીએ છીએ, જેવા કે કોટવાલ, ન્યાયાધીશ, જમાદાર ને આલીવાડના સઉ સારા માણસો, હમે ઘણા સુખમાં જીંદગી કહાડીએ છીએ. મારા ધણી તો જાણે ગામના મુખી જેવા છે.

પેલો ગૃહસ્થ લાકડીપર ટેકીને પોતે મોટો માણસ છે એવું બતાવીને

બોલ્યો "હું ધારૂંછું કે લોકો મને મુખી જેવો ગણે છે. પણ મને મુખીની જગ્યા ન મળી તેમાં મારોજ વાંક છે. હું આલ્લીવાર્ડમાંથી કચ્ચારનોએ ચાલ્યો જતે પણ મને કોણ જાણે શું છે કે હું આ ગામને ઘણો ચાહુંછું. ગામમાં હમારી ઘણો આબરૂ છે. મારા ખાનાપર મોટા મોટા લોકો જમવા આવે છે. ને હમે હુન્નર અને સંગીત કળાઓ સુધારવાનો પ્રયત્ન કરીએ છીએ. હાલમાં હું સીતાર વગાડતાં સીખુંછુ મારી પાસે પારિસનું એ ઉમદા વાદ્ય છે; થોડાજ દીવસમાં મારી સ્ત્રી તે વગાડશે; ગાયનકળા મારી સ્ત્રીને ઘણી ગમેછે."

ડ્યુ૦—ખરી વાત. તમે ગાયનની વાત કરોછો, પણ આ મારા મિત્ર મિ. મીનાર્ડ તો ગાયનકળામાં ઘણુંજ પ્રવીણ છે, ને મારે માટે આપ પુછો તો હું ગમે તે વાદ્ય વગાડી જાણુંછું.

સ્ત્રી—એમ કે સાહેબ. આપનું વાદ્ય સાંભળવાને હમોને મળે તો કેવી મઝા પડે, આલ્લીવાર્ડમાં ઘણા ગાયક છે, કોતવાલ વીન વગાડેછે, ને હમારો પાડોશી ફ્રેંચ વાદ્ય સારૂં વગાડતાં જાણેછે. જો આપ અત્રે થોડી મુદત રહેવાના હો તો હમારે ત્યાં આપના પધારવાથી હમને મોટું માન મળશે.

આ નિમંત્રણ કરતી વેળાએ સ્ત્રીએ હાસ્ય મુખ કીધું તેથી ડ્યુકે ઘણો ઉપકાર માન્યો. તેણીના ધણીએ માનપુર્વક નીચું જોયું. અને મીનાર્ડ પોતાનો મિત્ર શું કહેછે તે જાણવાને માટે તેની તરફ જોવા લાગ્યો.

ડ્યુ૦—હજી ગ્રીનોબલમાં હમે થોડા દીવસ રહીશું એમ હું ધારૂંછું. મારા મિત્ર વાઇકાઉંટ-ડી-મોરેલીને આઇઝર નદીના કીનારાપર ફરવું ગમે છે અને એની અને મારી મિત્રતા એટલી ગાઢીછે કે એના વિના હું ક્યે જઇ શકતો નથી. અમે બન્ને જણ ઓરેસ્ટીસ અને પાઇલેડીસ જેવા છીએ, એટલુંજ કે હમે સાથે દેખાતા નથી, જો કે હમોને સારડીનીઆના દરબારમાંથી ત્યાં જવાને તેડું આવ્યું છે અને ખલેગરીઆમાં જઇને સીયાળાના દીવસ ત્યાં ગુજારીશ એવું મેં વચન આપેલું છે છતા મેં તમને જણાવ્યું છે તે પ્રમાણે આ પ્રાંતમાં કદાચ હમો વધારે રહી શકીએ. કેમ મો. મિનાર્ડ, મારૂં કહેવું ખરૂંછે કે નહી ?

શિક્ષક—આપ નામદારના અભિપ્રાયને હું કેવળ માન્ય આપું છું મારા લાર્ડ.

સ્ત્રી—(પોતાના ધણીને) એઓ લાર્ડની પદવી છતાં કેવા મળતાવડા છે!

ધણી—ખરી વાત છે. પોતે લાર્ડ છે માટેજ આટલા મળતાવડા છે.

મીનાર્ડે જોયું કે પોતે માત્ર એક દારૂના ધંધામાંથી વિરક્ત થએલા ગૃહસ્થની સાથે વાત કરેછે એમ જાણી તે બોલ્યો, "તેમાં વિશેષ એ છે કે

મારો જુવાન શિષ્ય વાઇકાઉંટ-ડી-મોટ્રીલ ઘણોજ જુની વાતમાં વિચક્ષણ છે."

સ્ત્રી—( ડયુબર્ગ તરફ જોઇ ) આ તો ગારીજ પેઠે છે, બરાબર મારા જેવા, જેમાં વિચક્ષણતા નથી તે વાત મને ગમતીજ નથી, મને ભુત પિશાચની વાત કરવી ને સાંભળવી ઘણીજ ગમેછે, કેમ ચાંબરટીન ખરી વાત કેની ?

મી. ચાંબરટીન—( આ નામ ગૃહસ્થનું હતું ) ખરી વાત મારી એ ભુતની સાથે ઘણીજ લાગી ગએલી છે.

ડયુબર્ગ—જો તમારૂં પોલાંડ દેશમાં જવાનું કદાચ થાય તો મારૂ કેપાક પર્વત ઉપરના કિલ્લામાં આવી થોડાક દિવસ રહેવાનું કરશો તો તમને બધી જાતનાં ભુત પિશાચ જોવામાં આવશે. પણ એ જગો મારા કેકો શહેરના મહેલ જેવી રળીઆમણી નથી. એ મહેલ એક કીલ્લા જેવો છે. અને કોઇ એના વીસ લાખ ફ્રેંક આપે તોએ હું આપું એવો નથી; એટલું છતાં ત્યાં બરફ શીવાય કશું થતું નથી, એ મારો મહેલ મેં શાગારે રાખી મુકયો છે તેના કારણો ઘણા જુદાછે. કેમ મિ. મીનાર્ડ મારૂં કહેવું ખરૂંછે કેની?

મી મિનાર્ડ—એમાં શો શક મારા લાર્ડ. જે કીલ્લામાં—"

ડયુ૦—એમ નહીં, મારા વાહાલા મિનાર્ડ, આ બધી વાતો મેં. અને મેડેમ ચાંબરટીનને સાંભળવી ગમતી નથી.

મો. ચાંબરટીન—( નમીને ) હું ક્ષમા માગુંછું, મારા લાર્ડ ! આજે હમારે આપ નામદાર લાર્ડ સાહેબની ઓળખાણ થઇ તેથી હમને ઘણું માન મળ્યું છે. કારણ આપ લાર્ડ સાહેબ પોલ દેસનાજ વતની—"

ડયુ૦—( મિ. મીનાર્ડ પોતાની પદવીઓ આ વેળા જણાવે માટે મીનાર્ડ તરફ જોઇને ) જન્મથીજ હું ત્યાં રહુંછું.

મી. મી૦—( ઘણોજ ગંભીર બનીને શબ્દ ઉપર ભાર મુકીને ) લાર્ડ સાહેબ તો ગ્રાંડ ઓફ સેંડોમીરના બેરન, પોટોસ્કી, પેલેટાઇન છે.

આ મોટી મોટી ઉંચી પદવીઓ સાંભળીને ને ગૃહસ્થ એટલો તો ચકિત થઇ ગયો કે તેનાથી એક ડગલું પણ આગળ અવાયું નહીં, તેમજ તેની સ્ત્રી મેડાના હજારો ચાળા કરી ડયુબર્ગ તરફ એવી નજરે જોવા લાગી કે જાણે ડયુબર્ગે જોઇને તેનું મન પોતાના તરફ ખેંચી લેવી હોય.

આ પદવીઓ કહ્યા પછી તેની અસર બન્ને જણ ઉપર બરાબર થાય માટે થોડોક વખત જવા દઇને ડયુબર્ગ બોલ્યો-હું ધારૂંછું કે તમે બન્ને આ ખંડીઆરો જોવા આવ્યા હશો !

મા. ચાંબરટીન—હા સાહેબ. હમો કોઇ દીવસ અગાઉ અહીં આવ્યા ન હતાં. હમારા ગામમાં આ જોવા જેવા ખંડીઆરો છે તે મારાથી

જોવાનું ન બને તો શું કામનું ? આ ખંડીયેરો જોઇને એવો વિચાર થાય છે કે બેયર્ડનો કીલ્લો જ્યારે બાંધવામાં આવ્યો હશે ત્યારે કેવો મજબુત હશે, પણ તેનો બાંધનાર બેયર્ડ એક મોટો ઉમરાવ હતો.

મેડેમ ચાંગરટીન—ને નાઇટ હતો. મારા વહાલા, નહી વારૂ ?

ચાંગરટીન—હા, મારી પ્રિયા. જુના ખંડીયેરો જોવાનું મને મન થાયછે. માણસને થોડીક વિદ્યા આવડતી હોય તો તેણે જરૂર જોવાં જોઇએ ને તેથી ઘણી મઝા પડેછે. કેમ, આપ લાર્ડ સાહેબને પણ ઘણી ગમત પડતી હશે.

ડ્યુગર્ગ—તમે બન્ને જણ હમોને મળ્યા તે વખતે હમે જરા ખુશીમાં ન હતાં, કારણ હમોને મીનોબલની વીશીમાં એવી ખબર મળી કે આ કીલ્લો માત્ર ત્રણ માઇલ દુરછે તેથી હમે ચાલતાંજ નિકળયા અને વળી આ ડુંગરી જમીન પર મારા ઘોડાને ચલાવું તો તે લંગડો થયા વગર રહેજ નહી. મને એવી આશા હતી કે આ કીલ્લાની પાસે કોઇ સારી વીસી હશે જ્યાં હમોને જમવાનું મળે અગર પાછા ગામ જતાં સારી ગાડી મળે મારે માટે એક ઘોડો ભાડે આપવાને એક ખેડુતને છ લુઇ નાણું આપવા લાગ્યો પણ તે લુચ્ચો એક ડગ પણ હાલ્યો નહી. કેમ મો—મીનાર્ડ હું ખરૂ કહુંછું કેની?

શિક્ષક—આપ કહોછો તેમાં એક શબ્દ પણ ખોટો નથી. આપણને ખાવાનુએ મળ્યુંનહી તેમ ગાડી પણ મળી નહી.

માડેમ ચાંગરટીન—(ધણીને કાનમાં) આ કેવી સારી તકછે.

ચાંગરકટીન—હું આ તક જવા દેવાનો નથી. (પછી ડ્યુગર્ગ તરફ વળીને) મારા લાર્ડ હું જે કહેવાની હીમત ધરૂછું તેની ક્ષમા માગુંછું અને હું જે કાંઇ કહેવા માંગુછું તેસ્વીકારવાની આપને હરકત ન હોય તો—જો આપ જેવા પદવીવાળાં નામદાર સાહેબ તેમજ આપના મિત્ર જેવા વિદ્વાન ગૃહસ્થ મારે ત્યાં આવી હમારી સાથે ટેબલ ઉપર જમવા પધારશો તો મેડેમ ચેબરટીનને અને મને પોતાને ઘણુંજ માન આપ્યું એમ હમે સમજીશું.

મારી ગાડી તૈયાર છે ને લ્યુનેલ કરીને ગાડીવાળો પણ છે. એક કલાકમાં તો આપણે આલીયાર્ડમાં પોંચી જઇશું અને સાંજના મારી ગાડી આપને પોંચાડવા મોકલીશ.

ડ્યુ૦—(ઘણો નમીને) મોનશર—ડી—ચાંગરટીન. હમારા ઉપર આપે મોટી મહેરબાની કરી છે.

ચાંગરટીન—( પોતાની સ્ત્રીના કાનમાં ) મારી વાલી, હવે કેવો મને

મોનશર—ડી કરીને કહેવા લાગ્યો. ( આ ઠેકાણે એટલો ખુલાસો કરવાની જરૂર છે કે ફ્રાન્સ દેશમાં જે માણસના નામની પૂર્વે ડી એ અવ્યય લગાડવામાં આવે છે તે માણસ પદવી વાળો ગણાય છે )

સ્ત્રી—તે મારા સાંભળવામાં આવ્યું મારા વાહલા.

ડ્યુ—આપનું તેડું સ્વીકારવાને મારૂં મન આપેજ ખેચ્યું છે. ચાલો, પણ આથી સારા સારા માણસોની સાથે ઓળખાણ તો થશે. કેમ મીનાર્ડ, તારી શી મરજી છે? આ તેડું જો આપણે સ્વીકારીએ તો ડી મોંટ્રીવીલને ખોટું તો નહીં લાગશે?

મી૦—મારા લાર્ડ—તેડું સ્વીકાર્યા વિના આપણો છુટકો થાય એવું નથી.—

પોતાના આમંત્રણનો સ્વીકાર થવાથી માંનશર અને મેડેમ ચાંબરટીને પોતાને ઘણું માન મળ્યું એમ ધાર્યું. એક પેરેડાઇન-જેના નામની પૂર્વે ડી—વ્યંજન લાગે છે એવો ઉમરાવ, અને જેણે તે સ્ત્રીના તરફ પ્રેમની નજરે જોયું હતું એવા એક પોલના મોટા ઉમરાવને પોતાને ઘેર લઈ જવા ફતેહ પામ્યા તેથી સ્ત્રી પુરૂષના જોડાને ઘણોજ આનંદ પ્રાપ્ત થયો. માડેમ ચાંબરટીન—આપણી ગાડીમાં માત્ર ચાર જણા બેશી શકે છે.

ચાંબરટીન—મારે માટે લ્યુનેલનો ટટુ ચાલશે. ને લ્યુનેલ ગાડીની પાછળ ઉભો રહેશે. અને જો લાર્ડ સાહેબ મહેરબાની કરીને—

આગળ શું બોલશે તે જાણી બેરન પોટારકી બોલ્યો—"ઘણીજ ખુસીની સાથે" એમ કહી મેડેમ ચેંબરટીનના હાથમાં પોતાનો હાથ આપી (તે સ્ત્રીના કાનમાં ) બોલ્યો. તમારી તરફ મારૂં મન જેટલું આકર્ષાય છે તેટલું આવા હજારો કીલા જોયાથી આકર્ષાવાનું નથી.

પછી બધા જ્યા ઉભા હતા ત્યાંથી આગળ ખસ્યા. ડયુબર્ગ મેડેમ ચાંબરટીનના હાથમાં હાથ ઘાલી ચાલ્યો. મો. ચાંબરટીન પોતાના નામદાર પરોણાઓની આગતા સ્વાગતા કરવાને ગાડી પાસે ગયો અને મો. મીનાર્ડ આલીવાર્ડમાં જમવાનું શું મળશે તેનો વિચાર કરતો તેઓની પાછળ પાછળ ગયો. રસ્તો જ્યાં આગળ વળણ લેતો હતો ત્યાં એક ગાડી ઉભેલી દેખાઇ ને તેનાપર એક વૃદ્ધ માણસ બેઠેલો હતો જે એક રસોઇઆ જેવો દેખાતો હતો. પાસેજ એક જનાવર ઉભું હતું જેના કાનની લંબાઇ અને તે ઉંચાઇથી એક ઘોડો અને ગધેડાની વચ્ચનું કોઇ પ્રાણી હશે એમ લાગ્યું. બીજા શબ્દમાં તે એક ખચ્ચર હતું. મેડેમ ચાંબરટીન ગાડીપર ચઢી ગઇ નેતેની પાછળથી ડયુબર્ગ અને મીનાર્ડ ગાડીમાં જઇ બેઠા.

મો. ચાંબરટીન—લ્યુંનેલ, તારૂં ખચ્ચર મને આપ.

લ્યુનેલ—ને પછી હું શું કરૂં?

ચાંબરટીન—તું ગાડીની પાછળ ઉભો રહેજે.

લ્યુનેલ—તમને ખબર છે સાહેબ કે હું મારૂં વજન તોલી શકીશ નહીં.

ચાંબરટીન—( તરતજ ) તો તું પગેથી ચાલીને આવજે. તું કેવો મુરૂખ છે કે તને ગાડીની પાછળ ઉભા રહેતાં આવડતું નથી!

આ પ્રમાણે કહીને મો. ચેંબરટીને ખચ્ચરને હાંકવા માંડયું અને તે આગળ ન ચાલ્યું એટલે ગરીબ બીચારા જનાવરની પીઠપર ચાબુકના બદલામાં પોતાના હાથમાંની લાકડી વતી બે ચાર સપાટા ચોંડી કાઢયા.

ચાંબરટીન—( ડયુબર્ગને ) હું તમોને મુકીને આગળ જાઉં છું તેની હું માફી માંગુ છું; પણ મારે આલેવાર્ડમાં પ્રથમ પોચવું જોઇએ. કારણ આપ નામદારને આવકાર આપવાની મારે તૈયારી કરવાની છે.

ડયુ૦—મો. ડી—ચાંબરટીન. ઘણો વિવેક બતાવવાની આવશ્યકતા નથી. !

દારૂના ધંધામાંથી વિરક્ત થએલા વ્યાપારીએ જોયું કે મને મોટા નામથી ફરીથી બોલાવ્યો તેથી ફુલાઇને ખચ્ચરને એક લાકડીનો સપાટો ખેંચી કાઢતાની સાથે તે હદ્દી મર્યાદાની બહાર જતો રહ્યો. ડયુબર્ગે ગાડી ઝપાટા બંધ હાંકવા માંડી પણ તેથી મેડેમ ચાંબરટીનને એક બે વખાણના વાકય બોલવામાં કાંઇ હરકત આવી નહીં, અને લ્યુનેલ ગાડીની પાછળ દોડવા લાગ્યો ને મનમાં કહેવા લાગ્યો કે આ વળી કયાંથી પીડા વળગી પડી છે કે જેથી મારૂં જાનવર જતું રહ્યું?

સ્વારી આલેવર્ડમાં આવી પોહોચી એ નાનું સરખું ગામડું છે ને તે ગામડાની વચ્ચેથી એક પોહોળી અને ઉતાવળે વહેતી નદી પસાર થાય છે. તે નદીના પાણીની મદદથી તેના કાંઠા ઉપર આવેલી પાનચક્કીઓ અને લોખંડના કારખાના ચાલે છે. એક ઝુંપડાના બારણાં આગળ એક સુંદર નાનો ટટ્ટુ કે જેની પીઠપર સ્ત્રીઓને બેસવા લાયક જીન મુકેલું તે નજરે પડયું. તેના ઉપર સ્વારી કરનાર કોઇ સ્ત્રી નજરે પડી નહીં; પરંતુ એક ઉઘાડા પગ વાળો છોકરો તે જાનવરને ઝાલીને ઉભો હતો.

મેડેમ ચાંબરટીન—આ ટટ્ટુ મારૂં છે! મેં એ ટટ્ટુ મેડીમોસેલ રેનાર્ડને ઉછીનું આપેલું છે—એ બાઇ મારી મિત્રણ થાય છે—તે આજે ધર્માર્થ મળવા જવાની છે.

ડયુ૦—મેડેમ, હું ખાતરીથી કહું છું કે તમે આ ઘોડાપર બેસતા હશો ત્યારે તમે બહુ શોભિતા દેખાતા હશો. હું તમારે માટે કોર્સીકના ટટ્ટુની એક જોડ મોકલાવીશ. તેની આ વાળ ને પુંછડાના વાળ એવા રેશમ જેવા

છે અને એની આંખો તો જાણે હરણના બચ્ચાની આંખો જેવી છે.

આં—"ઓહો મારા લાર્ડ તમારી કેટલી બધીમહેરબાનીછે?"-અને એ ઓ અલબતાં મોહમાં પડી ગઇ.

તેઓ મોનશર ચાંબરટીનના ઘર આગળ આવી પહોંચ્યાં. ગામમાં પેઠા પછી નજીકજ જમણા હાથપર એ ઘર આવેલું હતું. એ ઘર એક આરામ ગૃહ જેવું હતું ને તેની બાંધણીપરથી નવુંજ બંધાએલું હોય એવું માલમ પડતું. તે ગૃહની આસપાસ નાનો સરખો બાગ આવેલો હતો. લીંમડાના ઝાડની ઘટામાંથી પસાર થતા હતા તે વેળા ડયુબર્ગ આ સુદેવી ઓળખાણ થઈ તેથી મનમાં ઘણો ખુસી થતો જણાયો અને તેનો ઘરધણી જે વિશ્વાસની નજરે તેને જોતા તેમાં રહી આનંદમાં વખત કેમ કાઢી શકાય એ બાબત પોતાના વિચારો દર્શાવવાનો નિશ્ચય કીધો મો. મીનાર્ડ, પોતાના સ્વભાવ પ્રમાણે ઘરનું રસોડું ઉપર ટપકેથી જોઇ લીધું, અને તેનાથી એવો વીચાર કીધા વગર રહેવાયું નહીં કે આવા સારા સ્થળનો માલીક જો કે બારન અગર પેલેટાઇન ન છતાં ગામમાં એક મુખી જેવો હતો.

મેડેમ ચાંબરટીન પોતાના પરોણાને સુંદર દીવાનખાનામાં લઈ ગઇ જયાંથી ઘરના પાછલા ભાગમાં આવેલો બાગ દેખાતો હતો. તેમાંની દરેક ચીજ જોઇને તેઓની શ્રીમંતાઇનો, ઉદારપણાનો અને તેમની રીતભાતનો ખ્યાલ આવી શકતો. ટેબલ ઉપર બે ઘડીઆળ મુકેલાં હતાં ઘરમાંનુ સરસામન કીમતી અને સુંદર હતું. ભીંતપર ચિત્ર ટાંગેલાં હતાં ને દીવાનખાનામાં ત્રણ મોટા દીવા લટકતા હતા.

મેડેમ ચેંબરટીન—( જરી જોઇને નમ્ર થઇ ) આ ઓરડામાં હું ઉન્હાળામાં બેસું છું. જો મને અગાઉથી ખબર હતે કે આજે મારે ત્યાં બેરન પોટાસ્કી પધારવાના છે તો આપ નાગદારને માટે આ ઓરડો ખાસ તૈયાર કરાવતે. આપણે અહી નાચતાં અડચણ પડશે નહીં.

ડયુ૰—આપના ઘરમાં મારે લીધે જરા પણ ગડબડ થાય તો તેથી હું ઘણોજ નારાજ થઇશ. આ ઓરડો ઘણો મઝાનો છે. આ ઓરડો જોવાથી તેમાં ગોઠવણ કરનારીની ખુબી ધ્યાનમાં આવે છે.

મેડેમ ચાંબરટીન—ઓ, મારા લાર્ડ, આ ઓરડામાં શૃંગાર કરવામાં હુંજ હતી એ વાત ખરી. મારા ધણીના મનનાં એક ઘડીઆળ આ બાજુએ મુકવાનું હતું. પણ મને લાગ્યું કે ત્યાં ઘડીઆળ નહી હશે તો ચાલશે.—

ડયુ૰—(નમીને) તમારા ઘરમાં તો ઘડીઆળ વીના વખત માલમ પડી શકે.

મેડેમ ચાંબરટીન—હું ધારૂં છું કે આ શેતરંગી કાંઇ ખરાબ નથી, પણ મારા બેસવાના ઓરડામાં આના કરતાં સારી શેતરંગી બીજી છે. પોલાંડ દેશમાં આપ નામદારને ત્યાં શેતરંગીજ વાપરવામાં આવતી હશે નહીં વારૂં ?

ડયુ૦—પોલાંડની શેતરંગી તો છ ઇંચ જાડી હોય છે. તમે જો તેનાપર ચાલો તો જાણે પરના બીછાનાપર ચાલતા હો એમ માલુમ પડે. ને ચાલીએ ત્યારે પગના ભારથી તો દબાઇ જાય એવી નરમ, પણ હું આશા રાખું છું કે થોડાજ દીવસ પછી તમારે માટે ત્યાંની બનાવેલી એક નમુનાદાર શેતરંગી મોકલી દઇશ.

બી—(આભાર તળે દબાઇ જઇને) મારા લાર્ડ શી આપની ખુબી.

એટલામાં પોતાના પરોણાઓની ઓળખાણ કરાવવાને પોતાની સાથે મી. ચાબરટીન બે ચાર માણસોને તેડી લવ્યો. તેમાં એક એજ ગામનો માજી વકીલ હતો. મો. ચાંબરટીન મોમાં શ્વાસ માય નહી એવી ઉતાવળા આખે દાલે પસીનાથી નાહી ગયો હોય તેમ તેને ઘેર જઇ પોતાને ત્યાં કોઇ- મોટો માણસ આવેલો છે અને તેની સાથે કોઇ વિદ્વાન ગૃહસ્થ છે તે જણાવવા અને બન્ને પરોણાની સાથે પોતાને ઘેર ખાનાપર બેસવાને તેડું કરવા ગયો ત્યારે તે ગૃહસ્થ જમવા બેસવાની તૈયારીમાં હતો.

મો. ચાંબરટીને તેને આ વાત કહેવાની સાથે મો. બીડાલે (આ વકીલનું નામ હતું) પોતાની ચાકરડીને બોલાવી હુકમ કીધો કે આ દારૂની બાટલી ઉંચે મુકી દે—આ રોટલી ભંડારીઆમાં મેલી દે—આવાની રસોડામાં લઇ જા. ને આ માછલી ભોંયરામાં તપાસીને મુક. હું કોઇ સરદારને ત્યાં જમવા જવાનો છું. હાલ આ બધું મુકી દે તે કાલે ચાલશે. અને મડેમ બીડાલ્ટ તો આ સાંભળતાની સાથે પોતાની ઓરડીમાં દોડતી ગઇ ને બોલી—ત્યારે મેરી-ઉતાવળ કર ! ચાલ જલદી થા ! મારો નારંગી રંગનો ગાઉન લાવ, મારી સારામાં સારી સાલ લાવ, મારે હાથે બનાવેલો જરીનો પટો લાવ, મારા સુનાના એરીંગ ને હાથના પીળા મોજા લાવ. ભુલતી નહી હો. આ મારો રોજનો પોશાખ પેહેરીને સરદારને ઘેર હું કેમ જાઉં?" મોનશર અને મેડેમ બીડાલ્ટને જમવા આવવાનું મોડું ન થાય એવી વિનંતિ કરીને મોનશર ચાંબરટીને ચાલવા માંડયું એટલુંજ નહી પણ બેરન પોટોસ્કીની મુલાકાત કરાવવા પરોણાઓને શોધી કાઢવાને માટે દોટ મુકી. વીસેક મીનીટ ગડબડ અને ઉતાવળમાં કાઢી મોટા સરદારને મળવા જવા પોશાખ પેહેરી બન્ને માટી બૈયર તૈયાર થયા. મો.

બીડલ્ફ ધંધા રોજગારથી વિરક્ત થયા પછી થોડી ગણી કવીતા કરી જાણતો હતો. તેણે નામીચા વિદ્વાનની સાથે શાસ્ત્રીય વિષય ઉપર સંભાષણ કરવાથી ઘણી મઝા પડશે એવું ધાર્યું. આ મેડેમ બીડલ્ફ જે પોતાના ગામમાં ઘણીજ મોભાવાળી સ્ત્રી ધારતી હતી તેણી, તેનો સદ્‌ગુણનાં વખાણ કેવી રીતે કરવાં એ જે સારી રીતે જાણે છે એવા આગળ પોતાનો મોભો બતાવવાનો પ્રસંગ મળશે એવું જાણી ઘણી ખુશ થઇ.

એટલામાં વળી મો ચાંગરટીન કોતવાલને ઘેર ગયો. પરંતુ કોતવાલ પોતાના કાંઇ ખાનગી કારણસર બહાર ગામ ગયો હતો. ને ઘેર સાંજ સુધી પાછો આવનાર નથી એવી ખબર મળી પડી ગી. બીડલ્ફ નોકરીમાંથી વિરક્ત થયા પછી તેની જગોએ જે નવો નિમાયો હતો તેને ઘેર ચેંગરટીન ગયો. પણ તે શીકાર કરવા બહાર ગયો હતો અને તેની સ્ત્રી અથાણું કરવામાં રોકાઇ હતી—જે કામ તેનાથી પડતું મુકાય એવું ન હતું. પરંતુ મેજવાનીનો વખત થવા આવ્યો. તેથી મો. ચેંગરટીનને એક જુના વૈદ્યને તેડવા જવું પડ્યું. તે વૈદ્ય લાયન્સ શહેરમાં ઘણા વર્ષ પર્યંત ધંધો ચલાવી વિરક્ત થઇ આલેવાર્ડમાં આવી એક સારા મકાનમાં રહેતો હતો. પણ પેલેસ્ટાઇન જેવા મોટા માણસની સાથે ઓળખાણ કરાવવા લાયક આ માણસ ન હતો. કારણ એના કરતાં સારા માણસો શોધી કાઢવાને મો. ચાંગરટીનને વખત ન હતો,—એ શિવાય, મો. ફ્રાનકેટ (વૈદ્યનું નામ) થોડું બોલતો તેથી તે મળવા જઇ શકે એવું ન હતું.

ખાલી વાતચિતમાં વખત ન ગાળતાં મો. ચાંગરટીન શામાટે તેને ત્યાં ગયેલ હતો એટલીજ બીના તેણે દરશાવવી પડી. તેણે કહ્યું "મારા મિત્ર ફ્રાંન્ટ મારે ઘેર એક મોટા પેલેસ્ટાઇનનો તેડવા છું તેઓ એક પોલાંડના પેલેસ્ટાઇન છે-ને તેવણ સાહેબને તમારે મળવું જોઇએ; ચાલો—વહેલા થાઓ—હમે તમારી રાહ જોઇએ છીએ. વળી તેઓની સાથે એક મોક વિદ્વાન આવેલા છે. વહેલા થાઓ ને વિલંબ ન લગાડો. એવા મોટા માણસોને કાંઇ રોજ રોજ મળાતું નથી. આપણે જમી રહેતાં અડધો એક કલાક લાગશે."

મો. ચાંગરટીન વળી બીજા માણસોને તેડવા ગયો. તેને યાદ આવ્યું કે એનો એક મિત્ર ફ્રોસાર્ડ કરીને એક જાડો માણસ છે તેને તેડીએ તો ઠીક પડે; કારણ તે નદીના કીનારા પર આવેલા સળગી લોખંડના કારખાનાનો માલીક હતો અને તે ગામમાં ઘણોજ પૈસાવાળો માણસ ગણાતો હતો. એવા વિચારથી મો. ચાંગરટીન ફ્રોસાર્ડને ઘેર તેને તેડવા ગયો. તે

જાડો કુંદા જેવો શરીરે હતો, તે વેળા તે ઘરમાં જમવા બેઠો હતો. અ-
ડધુ જમવાનું પુરૂં થયું હતું ને થોડુંક ખાવાનું બાકી હતું એટલામાં ચાં-
બરટીન પરશેવાથી જાણે નાહી ગયો હોય એવે વેશે તેના જમવાના
ઓરડામાં દોડતો ગયો. ને જેટલે મોટેથી બુમ પાડી શકાય તેટલે મોટેથા
બુમ પાડી કે "ઉભા રહો, ઉભા રહો, ક્રોસાર્ડ સાહેબ, આગળ એક કોળીઓ
પણ લેશો નહી!"

લોહાધીશ ક્રોસાર્ડ બોલ્યો—" એ શું છે? કેમ વારૂં?" એમ કહી
ગડબડાટમાં હાથમાંથી ચમચો ને ચપુ નાખી દીધા. "શું મારે એક પણ
કોળીઓ લેવો નહી? આ માછલી કેવી મઝેની છે ને તે જો ન ખાઉં તો
હું ભુખ્યો રહી જઇશ"

ચાંબરટીન—બહુ થયું, ઘણુ થયું હવે. તમારે મારી સાથે આવી હ-
મારે ત્યાં જમવા બેસવું જોઇએ.

ક્રોસાર્ડ--આજેતો મારાથી આવવાનું નહી બને. તમે જરાક મોડા આવ્યા.

ચાંબરટીન--પણ તમારે મારે ત્યાં જમવા આવ્યા વિના ચાલે એવું નથી.

ક્રોસાર્ડ--હું હમણા જમી રહેવા આવ્યોછું.

ચાંબરટીન—તેમાં શું થઇ ગયું?

ક્રોસાર્ડ--એથી મારી તબીયત માત્ર બગડશે.

ચાંબરટીન—મારે ઘેર બે માણુસો આવ્યાંછે. એક તો ઉમરાવછે અને
બીજો એક વિદ્વાનછે.

ક્રોસાર્ડ--તેમાં શું થયું?

ચાંબરટીન--અરે તેઓ તો છેક પોલાંડ-ક્રેકોથી આવેલ છે. એક ઉમ-
રાવ ને બીજો ઘણો વિદ્વાન છે.

ક્રોસાર્ડ—તેથી કાંઇ હું જમતાં જમતાં ઉઠવાનો નથી.

ચાંબરટીન--તેમની સાથે ભાણા પર બેસી તેમને તમારે માન આપવુ
જોઇએ એવો મારો વીચારછે.

ક્રોસાર્ડ—મારા વહાલા મીત્ર, મારૂ જમણુ એટલુંતો સરસ થયુંછે કે
તેના આગળ ઉમરાવ હોય કે વ્યાપારી તે શા હીસાબમાં?

ચાંબરટીન—ત્યારે મારા વાલા ક્રોસાર્ડ, ભાઇ જરાતો વિચાર કર—આમ
શુ કરેછે?

ક્રોસાર્ડ—મારૂં ભાણું ઠંડુ પડી જાયછે.

ચાંબરટીન--અરે! તને મારે ઘેર અના કરતાં સારૂં ખાવાનું મળશે
એક વાની એવી તો મેં મંગાવીછે કે તે છેક સ્ટ્રાસબર્ગથી મંગાવવી પડી છે.

ફ્રાસાર્ડ—તું એવો અપ્પટ છે કે મને છોડે એવો નથી,

ચેંબરટીન—આજે તો પોમાર્ડનો ઊંચો દારૂ આણ્યોછે અને તને વળી સેંટપેરીનો દારૂ ઘણો ગમે છે તે પણ આણી રાખ્યો છે.

ફ્રોસાર્ડ—તું મને હવે નથીજ છોડવાનો કે ?

ચેંબરટીન—ના. તારે તો મારી સાથે આવવુંજ પડશે. હું તને છોડું એવો નથી તો.

ફ્રોસાર્ડ—ચાલ ત્યારે આવું છું. હું કાંઇ તારા સરદાર અને બીજા વિદ્વાનને માટે આવતો નથી. કારણ હું કાંઇ એમને ઓળખતો નથી. હું તો માત્ર તારા ઉંચા દારૂની લેહેજત લેવા આવું છું.

મો. ફ્રાન્ડાન્ટ પ્રથમ આવી પહોંચ્યો. પણ તે સ્વભાવે ઘણો બીકણ હોવાથી અને ઓળખાણ વિનાના માણસો જોઇને સહજ ગભરાટમાં પડે એવો હોવાથી, ઘરના ધણીના થોડા બોલવાથી તે કોઇ રાજી હશે એવું ધારી માડેમ ચાંબરટીન અને બે પેલા ગૃહસ્થ બેઠા હતા તે ઓરડાના પાસેના ઓરડામાં જઇને ભરાયો. અને ચાંબરટીન પોતાના રસોઇઆને હુકમ આપવા બહાર ગયો હતો તે પાછો આવે ત્યાં સુધી ત્યાંજ મુગો મુગો ઉભો રહ્યો. એટલામાં મો. ચાંબરટીન પરોણાને તેડીને અંદર આવ્યો. મો. ફ્રાન્ડાન્ટ બધાની પાછળ ઓથે ભરાઇ ગયો. અને મો. ચાંબરટીને ઉન્હાળામાં બેસવાની ઓરડીનું બારણું ખોલીને મેડમ બીડાલ્ટ અને ત્રણ ગૃહસ્થને લાવી બેરન સાહેબને મેળવ્યા. જ્યારે બધા લોકો એક બીજાને સલામી કરીને એક બીજાને ઓળખાવતા હતા ત્યારે મો. ફ્રોસાર્ડને આ પ્રમાણે મોટા માણસની સાથે બોલવાની ટેવ ન હોવાથી ડયુબર્ગ અને ગીનાર્ડની પાસે જવા મો. ફ્રેન્ડાન્ટને પોતાની આગળ કાધો. અને મેડમ ચાંબરટીન તેમની સાથે બોલી પોતાના કપડાં પહેરવા ઓરડીમાં ચાલી ગઇ.

મો. ચાંબરટીન--મારા લાર્ડ, મેં આજે થોડાજ મેમાનોને બોલાવ્યા છે તેઓને અને મને આજે આપ નામદારના દર્શન થયાથી ઘણોજ આનંદ થયો છે.

ફ્રોસાર્ડ--(જે એક આરામ ખુરસીપર બેઠો હતો તે મો. ચેંબરટીન બોલી રહ્યો. નથી એટલામાં વચ્ચે બોલી ઉઠયો)—ખરેખર તમે ઠીક વહેલાં આવી પહોંચ્યા. કારણ જો હું બીજી વાની ખાવાની શુરૂવાત કરતે તો તમે ગમે તેટલું કરતે તોએ મારૂં ભાણું મુકીને અહીં હું આવતે નહીં. મો. બીડાલ્ટે તે જાડા સદ્દ ગૃહસ્થની પીઠ ઠોકીને કહ્યું—આપ ઘણા વીનોદી જણાઓ છો.માડેમ બીડાલ્ટ ડયુબર્ગની સામાં ટટાર બેઠી હતી. ને

ડ્યુગર્ગે એક કોચપર લાંબો થઇ પડ્યો હતો. અને તે આસપાસના પરોણાઆને ધ્યાનથી જેમ કોઇ સુલતાન પોતાના ગુલામ તરફ નિષ્કાળજીથી જુએ છે તેવી રીતે જોતો હતો, મો. મીનાર્ડ થોડેક દુર ફરતો હતો અને લોહાંગીશ ફ્રોસાર્ડ કેટલો બધો જાડો છે તે ન્યાહાળી વિસ્મય પામતો. તે અને મો. ફ્રેન્ડાંટની કેવી સભ્યતા ભરેલી વર્તણુક હતી તે જોતો. મો. ફ્રોંડાન્ટ બારીમાં બેઠો હતો અને તે એવી રીતે બેઠો હતોકે પડદાની પાછળ તેનો બે-તૃતીઆંશ ચહેરો ઢંકાઇ ગયા હતો.

ચાંબરટીન મશ—લાર્ડ, આપને માટે આટલા બધા માન આપવાને મળવાના છે એવી મને અગાઉથી ખબર હોત તો આપના માનને ખાતર આજે સાંજના મેં એક નાચનો મિજાવડો કીધો હોત. પણ કોઇ બીજે પ્રસંગે તેમ હું કરીશ એવી હું આશા રાખું છું.

ડ્યુ૦—મોનશર ડી. ચેબરટીન, તમે ખરેખર ઉમદા માણસ જણાઓ છો. હવે આ પ્રાંતમાંથી બહાર જવું દુર્ઘટ છે. પણ (માનશૅર મિનાર્ડ તરફ વળી તેને કહે છે ) માનશર મીનાર્ડ, આપણને હવે બલગેરીઆના રાજાના દરબારમાં જવાનું છે.

આ શબ્દ કહેતાની સાથે મેડેમ બીડાલ્ટે પોતાની ખુરસી પાસે તાણી લીધી. મો. ચાંબરટીને તેની તરફ નજર કરી, જાણે એમ કહેતો હોય કે "એ કોણ છે તે મેં આપને કહ્યું છે." અને માનશર ફ્રોડંટ પડદા પાછળ સંતાઇ ગયો.

ડ્યુ૦—પ્રથમ ફ્રાન્સ દેશનો આ પ્રાંત મને ઘણોજ ગમે છે. ને જે ગૃહસ્થનું સુંદર મંડળ મારી આસપાસ મળેલું છે તેથી કેટલોક વખત સુધી આ પ્રાંતમાં મારૂં રહેવું થાય એથી મારૂં મન આકર્ષાય છે.

આ પ્રમાણેની સલામતીની રીતથી સર્વ સભાસદો ઉઠીને ઉભા થયા અને સર્વ જણાએ ડ્યુબર્ગને નમન કીધું. તેમજ પડદા પાછળ ફ્રોડન્ટ બીકણ બીલાડી જેવા પડદા પાછળ સંતાઈ રહ્યા હતા ત્યાં પણ હાલચાલ થઇ ગરબડ થવા લાગી.

જાડો ફ્રોસાર્ડ—હું ધારૂં છું કે મો. ફ્રોન્ટ હમણા અહીં હતો તે કેમ જણાતો નથી. તે ક્યાં જતો રહ્યો?

પડદામાંથી એક જાડો અવાજ થયો કે "હું તો અહીં છું" ને એટલામાં વિરક્ત થયેલા વૈચરાજે બે પડદાની વચ્ચે પોતાનું ડોકું ઘુણાવ્યું.

ફ્રો—ત્યાં એક મેજપર ઉભો રહ્યો શું વેપાર કરે છે? અલ્યા ભલા માણસ જરા આગળ ને રૂપ. . . લાવન્સોના . . . સમાચાર છે.—કે ?

ડ્યુબર્ગે અને મિનાર્ડ મે. ફ્રાંડાન્ટ તરફ જોતા હતા તેથી તેણે આંખો મિચામણી કરી. ગજવામાંથી રૂમાલ કાઢીને નાક લુછ્યું-આગળ ગયો ને એક ખુરસી પાછળ,ખેંચી તેનાપર બેઠો. જેટલી હોંશીઆરીથી જારી વાત કરાય તો ઠીક એવો વિચાર કરી.બધાને સંબોધીને બોલ્યો— "આજે ઘણી ગરમી થાય છે નહીં વારૂ? એટલે મંડળી હસી પડી.

આખરે મેડેમ ચાંબરટીન ઘરધણીયાણી આવી. તેના આવવાથી મંડળી વાત કરતી બંધ પડી. તેણીએ મલમલનો ગાઉન પહેરેલો હતો ને તેના પર પોહોળી સુનેરી પટી મુકી હતી. માથાના વાળ વળ દઇ ઓળેલા હતા, એવા વાળ એને શોભતા નહીં: પણ તેના કાનમાં સુનાની એરીંગની જોડ પહેરી હતી. ને ગળામાં એક મોટો મોતીનો હાર પેહેરેલો હતો આવી રીતનો શૃંગાર કરી આવેલી સ્ત્રી જોતાં ડ્યુબર્ગનું અંતઃકરણ પ્રેમમાં ફસાઇ ગયું. તે તુરત ઉઠયો અને તેની પાસે જઇ તેનો હાથ જોરમાં ઝાલી તેણીને એક કોચપર લઇ ગયો. આ વખાણુ પાત્ર ચાલ જોઇને તેનો બદલો એક સુંદર હાસ્યથી વાળી આપ્યો.

મે. બીડાલ્ટે મે. મિનાર્ડ પાસે પોતાની ખુરસી ખેંચી. તે મિનાર્ડને કોઇ બુદ્ધિમાન પુરૂષ તરીકે જાણી પોતાના કાયદાના પુસ્તકમાંથી ચુંટી કહાડેલી કહેવતો મોઢે બોલી ગયો ને જુના પુરાણા પંચાંગના ઉપલા પાનાપર લખેલી કવીતાના ટુચકા બોલી ગયો. મે મિનાર્ડ ડ્યુબર્ગ તરફ વાંદરચાળાથી જોતો હતો. પણ તુરત ઢોંગ શરૂ કરી બીડાલ્ટ તરફ તેની તારીફ કરવા ફરી પડયો. અને લાટીન ભાષામાંની કહેવતો બોલવા લાગ્યો. પછી મે. બીડાલ્ટ પાંચે કાયદાના પુસ્તક ભણતાં સીસોરોને ભુલી ગયો હતો તેથી કાંઇ ન બોલતાં મે. મીનાર્ડ આગળ તપખીરની દાબડી ધરી.

લ્યુનેલ અંગ્રેજી રીવાજનો કબજો પેહેરી ઉભો હતો ને જમવાની તૈયારી થઇ છે એવું મંડળીને જાહેર કીધું. દરેક જણ ઉભો થયો. ડ્યુબર્ગ મેડેમ ચાંબરટીનનો હાથ ઝાલીને ચાલ્યો. મે. ફ્રોસોર્ડ મેડમ બીડાલ્ટનો હાથ અને બાકીના મે. ફ્રોન્ડાન્ટની પાછળ ગયા. મંડળી એક કુશાદે ઓરડામાં ગઇ જયાં એક ટેબલ લાંબી પોહોળી પાથરી હતી. મીનાર્ડે કહ્યું કે હું મુખ્ય ભાણા શિવાય બાજુપર જે ભાણાં હતાં ને જોઇ ખુશી થયો કારણ તેમાં તરેહ તરેહની વાનીઓ પીરસેલી હતી. બારન સાહેબને મેડેમ બીડાલ્ટ અને મેડેમ ચાંબરટીનની વચમાં બેસાડયો. પણ ડ્યુબર્ગ મેડેમ ચાંબરટીન સાથે વાતમાં પડયો. ને તેના બોલવાથી મેડેમ ચાંબરટીનના ચેહેરાપર જે વિચિત્રતા માલમ પડી તેથી એક સૂક્ષ્મપણે જોનારને એવું મા-

લમ પડયા વગર રહે નહીં કે એની વાતચીત ઘણીજ મહત્વની હશે. મીનાર્ડ મો. બીડાલ્ટ અને માનશર ફ્રોડેન્ટની વચગાં બેઠો હતો મો. બીડાલ્ટ કહેતો બોલી પોતાની વિદ્વતા દેખાડતો હતો ને મો. ફ્રોન્ડાન્ટ તેને અનુમોદન આપી મીનાર્ડને દારૂનો જાગ ભરી આપતો તેથી કોતવાલ કરતાં વૈદ્યની સાથે વાત વધારે કરવા લાગ્યો.

જમવાની શરૂઆત થયા પછી ઘરધણી પોમાર્ડ નામનો દારૂ જોઇએ તેટલો છુટથી આપતો હતો તે પીને ડયુબર્ગ જાણે પોતાના ઘરમાંજ બેઠો હોય એમ લાગ્યું તેથી તે પોતાના કીલ્લાઓને જાગીરો, પોલાંડ અને બ્રીટનીની વાતો કરવા લાગ્યો. ક્રેકોમાં કેવો ચાલ છે તેની બ્રીટનીની સાથે સરખામણી કરવા લાગ્યો. ને પોતાના દેશમાં જે પાકતું હતું તેવું બર્ફથી ઢંકાએલા કૈંપાક પર્વતપર પાકે છે એવી અસંભવિત વાતો કેહેવા લાગ્યો પરંતુ તે મંડળી તેણે કહેલા ચમત્કારથી આશ્ચર્ય ચકિત થયું તે બતાવવાને ડોળા ફાડી જોવા લાગ્યું ને એ ગપ મારે છે એવું કેહેવાની કોઇની હીંમત ચાલી નહીં. જાડો ગ્રોસાર્ડ બોલ્યો, બારન સાહેબ મનમોજી છે કારણ તે ઘણો દારૂ પીએ છે; અને મીનાર્ડ ઘણો વિદ્વાન માણસ છે એમ જાણતો. કારણ તે વિદ્વાન માણસ દરેક વાની કેવી રીતે બનાવવામાં આવે છે તેનું વિસ્તારથી વર્ણન કરતો. મોનશર બીડાલ્ટ પોતાની કવિત્વશક્તિ બનાવવાનો પ્રસંગ મળ્યો જાણી સંતોષ પામ્યો. તેની સ્ત્રી પોતાને સુંદરતાની પુતળી સમજવા લાગી, કારણ ડયુબર્ગે એણીને કહ્યું હતું કે તેણી મેડામોસેલ રકુડેરી જેવી દેખાય છે. મો. ફ્રાન્ડાન્ટ આરંભથી પડયા હતા. કારણ કોઇ તેના સામું પણ જોતું ન હતું.મો. ચાંબરટીનને ઘણો આનંદ થયો કારણ તેની પાસે બારન સાહેબ બીરાજેલા હતા. અને મેડેમ ચાંબરટોન નીચું જોયા કરતી. કારણ બેરન પોટોસ્કી જેવા સરદાર તેની સાથે બોલતાં તેણીના વખાણ કરતા હતા.

નવેક વાગતે મંડળી જમીને ઉઠી. ડયુબર્ગ જેવી રીતે બાટલી ઉપર બાટલી ઉડાવવા લાગ્યો તેમ બધા જણ તેનું અનુકરણ કરવા લાગ્યા. અને એનો પરિણામ એ થયો કે જેટલી સ્ત્રીઓ હતી તે માત્ર પોતાની જગોપર બેસી રહી. પણ દારૂથી ચકચુર બની રહેલા છતાં ડયુબર્ગ કાંઇ ગાફેલ થયો નહતો. તે જાણતો હતો કે તે મીનાર્ડની સાથે સીનોબલથી છેટે આવ્યો છે. ને ત્યાં પાછા જવાનો વખત થઇ ગયો છે.

મો. ચાંબરટીને પરોણાઓને જણાવ્યુ કે આજની રાત્ર અહીં રહેશો તો મારે ત્યાં જગો ઘણી છે. પરંતુ ડયુબર્ગ સારી રીતે જાણતો હતો કે

જો તે રહી પડને તો રાત કાઢવાને માટે કાંઇપણ એને કરવું પડને. મો. બીકાલ્ટે કાર્ડ રમવાની સુચના કીધી. અને ડયુબર્ગને પાના રમવાની લાલચ દુર કરવાની ઘણી પંચાત પડી. તેણે વિચાર્યું કે પાના રમીશ તો હું જરૂર હારી જઇશ ને જો હાર્યો તો મારી પાસે રતી પૈ પણ આપવાને નથી. તેથી તેણે નિશ્ચય કીધો કે અહીંથી જલદી રૂખસદ લેવી અને મોનશર ફ્રોસાર્ડની સાથે બીજે દીને આવીને બ્લેકગેમનને ખેલ રમવાનું કહ્યું. મો ફ્રીસાર્ડે કહ્યુ "આપણે આ ખેલમાં જોઇશું કે કાણુ સારી રીતે રગી જાણે છે." ડયુબર્ગ મનમાં એમ સમજતા હતો કે મને તો કોઇ છતી શકવાનું નથી, પણ લાયન્સમાં જે પૈસા ગુમાવ્યા તે અહીં પાછા મળશે' એવી તેની ખાતરી હતી. મો. ચાંબરટીનના ઘરમાં ડયુબર્ગને એટલું તો સુખ થયું કે તે આગલી રાત ત્યાં ઘણી ખુશીથી નિદ્રા લેતે. મેડમ ચાંબરટીના મનમાં પેલેગ્રાઇનને રાખી લેવાની મરજી હતી. પણ ડયુબર્ગને (હમે કહ્યા પ્રમાણે) પાછા ફરવાની ઘણી જરૂર હતી. મો. ચાંબરટીને જોયું કે મારો આગ્રહ આ ઠેકાણે કાંઇ ચાલવાનો નથી તેથી હ્યુનેલને ગાડી જોડી લાર્ડ આલ્બેમ અને મીનાર્ડને ગીનોબલ પાછા લઇ જવાનો હુકમ આપ્યો.

ડયુબર્ગે સર્વની રજા લીધી અને કહ્યું કે "હું થોડા દીવસમાં પાછો અત્રે આવીશ ત્યારે ઘણા દીવસ સુધી મારૂં રેહેવાનું થશે;" ને આવા ખાત્રી ભરેલા શબ્દથી સર્વના મનને સંતોષ વળ્યો.

ચાંબરટીન—યાદ રાખજો મારા લાર્ડ આપના વચન ઉપર મારો ભરોંસો છે હો.

મેડમ ચાંબરટીન—આપના પાછા આવવાની હમે આતુરતાથી રાહ જોઇશું હોં.

આ સજ્જન બાઇના કેહેવાને યોગ્ય જવાબ આપવા ખાતર ડયુબર્ગે તેણીના બુટ ઉપર પોતાના પગ મેલી નિશાની કરી. પરંતુ દૈવે તેણે પગ ભુલથી મો. ચાંબરટીનના બુટ ઉપર દાબ્યો, પછી તેની સાથે હસ્ત મેળાપ કરી બોલ્યો. "આજથી આપને મારા પરમપ્રિય ડી. ચાંબરટીન માનીશ."

હ્યુનેલ ગાડી પર બેસી પરોણાની વાટજ જોતો હતો. ડયુબર્ગ ને મીનાર્ડ ગાડીમાં જઇ બેઠા અને ગાડી સડસડાટ ગ્રીનોબલ તરફ ચાલી ગઇ. ગાડીના આરામથી મીનાર્ડને ઉંઘ આવી ગઇ ને ડયુબર્ગ ગાડીવાળા સાથે વાત કરવાનું ન ગમવાથી પોતાની મેળે બોલવા લાગ્યો.

"આ બનાવથી મને ઘણીજ મઝા પડી. ગ્રીનોબલ ખાતે જે એકાંતમાં રહેવું પડતું તેથી થોડીવાર મન બીજી તરફ રોકાયું હતું. તે ભલા

માણુસો મને સરદાર સમજ્યા તો તેમાં શી ફીકર છે. કારણ હું તો સરદારના જેવોજ દેખાઉં છું ! મેડેમ ચાંબરટીન મને જોઇને ઘણીજ રાજી થતી હતી. મો. ચાંબરટીનને ત્યાંનો દારૂ તો ખરેખર ઉમદા હતો.

પેલો લોહપતિ તો ક્રીસસના જેવો શ્રીમંત દેખાય છે ને તે રમવાને ઘણો શોખીન છે. અરે હા, મારી પાસે પેહેલાં જેવી પૈસાની થેલી આ વખતે હતે તો આ વખતે પૈસા પાછા મેળવવાની કેવી સારી આ તક મને મળી હતી ! હું ખાત્રીથી કહું છું કે બ્લેક ગેંમનનો ખેલ મારી આગળ એ શું ખેલી શકે ? !એના જેવો માણસ તો મારી સાથે રમતાં પાંચ હજાર ફ્રેંક તો સહેજમાં હારે ! પણ મારી પાસે એક પૈ પણ રાખવા દેતો નથી. એ ફ્રેડરીક કેવી મુર્ખતા વાપરે છે ! તે આખો દીવસ શું કરે છે એ મારે શોધી કાઢવું જોઇએ. મો. મીનર્ડથી કાંઇપણ ઠપકો દેવાતો નથી તો એની સંભાળ રાખવાની મારી ફરજ છે. ફ્રેડરીકના બાપે કેવો મઝેનો માણુસ સાથે આપ્યો છે ? વાહ !

ગ્રીનોબલ પહોચતાં ઘણું મોડું થઇ ગયું. ગાડીમાંથી મીનાર્ડને બહાર કાઢવા ઉંઘમાંથી જગાડવો પડ્યો વૃદ્ધ લ્યુનેલે ટોપી કાઢી સલામ કરી. અને તેની મતલબ સમજીને જાણી જોઇને પોતાનો હાથ ધાલી બધાં ગજવાં તપાસી જોયાં કે ગજવામાંથી ગાડીવાનને કાંઇ આપવાને માટે નીકળી આવે છે કે નહીં પરંતુ કાંઇ જડી ન આવવાથી તેનો વાંસો ઠોકીને ડયુબર્ગ બોલ્યો. સલામ તારી રીતભાત જોઇને મને ઘણો આનંદ ઉપજે છે.

વૃદ્ધ લ્યુનેલના મનમાં હતું કે આપણને ડયુબર્ગ જરૂર પાંચેક ફ્રેંક આપશે તે પણ બેરન જેવા મોટા માણુસ તો વધારે આપે પણ થોડામાં થોડી એટલી રકમ તો આપવી ઘટે. તેમાં કાંઇ વળ્યું નહી, એવું જોઇ બબડાટ કરતો પાછો ગાડી આગળ આવ્યો ને બોલ્યો "આ પોલીશ બેરને તો આજે મને મોટું ઇનામ આપી દીધું.

---

## ભાગ ૧૨.

---

આલીવાર્ડની મુલાકાત લીધા પછી સવારમાં ડયુબર્ગ અને મીનાર્ડ નિદ્રામાંથી જાગ્રત થયા ત્યારે તેઓને ખબર પડી કે ફ્રેડરીક વીશીમાંથી પ્હો ફાટતાંજ બાહેર જતો રહે છે.

ડયુ૦—આપણે એની રાહ હવે સાંજરે જોઇશું ને તે મલશે એટલે એ કહીશું.

મી૦—હા, મારા લાર્ડ, તેની સાથે વાત તો કરવી જોઇએ.

પરંતુ આપણા જાણવામાં આવ્યું છે કે ફ્રેડરીક વીજીલમાંજ રહેવાનો નિશ્ચય કીધો ત્યાં સુધી મોડી રાત પર્યંત તે એની બેનની પાસે વખત ગાળતો. ચીનોબલથી વીજીલ ચાર ગાઉ થાય છે. ફ્રેડરીક ઘોડાપર બેસીને સવારે ગયો હતો તે કાંઈ સારો ઘોડો નહતો. કારણ જે ગામડાની વાડીઓમાં જે ઘોડા ભાડે મળે છે તે બેસવાને માટે લાયક હોતા નથી. માટે એવું બન્યું કે ફ્રેડરીકને ચીનોબલ પાછા આવતાં ત્રણ કલાક થતા; કારણ તે વેળા તે એની બેન પાસેથી દરેક ક્ષણે દુર જતો હતો. એટલે ઉતાવળ કરવાની જરૂર રહી નહી.

તેથી ફ્રેડરીક રાત્રીના ચીનોબલમાં મોડો આવી પહોંચ્યો. અને ડયુબર્ગ મી૦મીનર્ડ સાથે રમત રમતો હતો મી૦ મીનર્ડને એકજ ખેલ રમતાં આવડતો હતો તેથી મીનાર્ડ રમતાં રમતાં ઉંઘી ગયો. કારણ બન્ને જણ પાસે સરત બકવાને માટે પૈસા ન હોવાથી પૈસા ઉછીના લઇ રમતા હતા અને પૈસા થોડા પડયાથી રમત રસ ઉપર ચઢી નહી. જો કે મીનાર્ડની પાસે પ્રશીઆના રાજાની તપખીરની ડાબડી હતી તેમાંથી જાણે પોતે પ્રશીઆનો રાજા હોયની તેવું બતાવવાને વારે વારે શોડમ લેતો હતો. ડયુબર્ગ જોયા કરતો અને મીનાર્ડે હવે સુઈ જવાને માટે ડયુબર્ગને કહ્યું. તેથી ફ્રેડરીક સાથે આવતી કાલે વીચાર કરવાનું રાખ્યું પણ આવતી કાલે પણ ફ્રેડરીક બન્નેને મળી શકયો નહી.

આ પ્રમાણે કેટલાક દીવસ વીતી ગયા. ડયુબર્ગના મનને ચેન પડતું નહીં. તેના મનમાં આલેવાર્ડમાં જઇ બ્લેકગેમનની રમત રમવાનું હતું. ને મીનાર્ડના મનમાં એવું હતું કે આપણે ત્યાં જવાનું થશે. તો મો. ચાંબરટીનને ત્યાં પોમાર્ડ નામનો ઉત્તમ દારૂ પીવાને મળશે. ને ત્યાં મો. ફ્રાંડંટ ગલાસ પર ગલાસ મને ભરીને આપશે એટલે મારૂં કામ થશે.

પરંતુ બન્ને જણ પગે ચાલીને જાય એ વાત મુસ્કીલ હતી ડયુબર્ગ સારી રીતે જાણતો હતો કે આપણે જે પહેલી ધારણા કરી છે તેજ રાખીશું તો મો. ચાંબરટીનને ત્યાં આપણને માન મળશે ને ત્યાં બ્લાકગેમનની રમત રમવી પડે તો ગજવામાં પૈસા તર જોઇએ. મો. મીનાર્ડના વિચારમાં આ વાત બીલકુલ આવી નહી; પણ બેરને કહ્યું કે એમ રમ્યા વિના ચાલે એવું નથી. તેથી તેણે એની વાત આનાકાની સાથે કબુલ રાખી પણ ફ્રેડરીકને મળ્યા વીના ચાલે એવું ન હતું.

ડયુ૦—મારા સમ. આજે તો ફ્રેડરીકની આપણે વાટ જોઇશું—

આપણુંથી વહેલા ઉંઘી ન જવાય માટે જરૂર પડે તો આખી રાત પંચ ઘર પીને કાઢીશું. કેમ મો. મીનાર્ડ, કેવી મારી યુકતી છે ?

શિક્ષક—"તમે કહોછો તેમજ ખરૂં, મારા લાર્ડ, પણ તેની સાથે કાંઇ ખાવાનું હોય નો ઠીક પડશે."

ડયુ૦—આપણુને ખાવાનું તો મળી શકશે ને તેથી આખી રાત રમત રમીશું. અને તેનું જે ખરચ થશે તે આપણુને ફ્રેડરીક આપશે.

સાંજ પડી એટલે એક તાસકમાં ખાવાનું અને દારૂનો મોટો પ્યાલો ટેબલ પર આવી પડયો બન્ને ગૃહસ્થ પાના રમવા બેઠા ને ઉજાગરા કરવાને માટે દારૂ પી તથા બેસી ખાવાનુ ખાઇ જાગતા રહ્યા. પણ એવું બન્યું કે દારૂ વારંવાર પીધાથી તેની ઘેનમાં રોજના કરતાં વહેલાં ઉંઘી ગયા. ને દારૂનો મોટો જામ ખાલી થયો નહી એટલે બન્ને જણુ ટેબલપર માથું મુકી નિરાંતે ઘોરવા લાગ્યા.

સવારે તેઓ ઉઠયા ને પોતે રાતના ફ્રેડરીકને મળ્યા વગર ઉંઘી ગયા તેથી બન્ને જણા ઘણા પસ્તાયા. તેઓના મનમાં કે ફ્રેડરીક રાતના આવીને ઓરડીમાં ઉંઘતો પડયો હશે ને તે બાહાર જશે તેની અગાઉ મળવાનું થશે એવો વિચાર કરવા લાગ્યા. ડયુબર્ગે ફ્રેડરીકની ઓરડી આગળ જઈ તેને જગાડવાને ઘણીએ બુમો પાડી પરંતુ કોઇએ જવાબ આપ્યો નહીં. તેથી તે બહાર આવી ફ્રેડરીક છે કે નહી તેની પુછ પરછ કરવા લાગ્યો.—

વીસીવાળો—ગઇ રાતના ફ્રેડરીક વિસીમાં આવ્યોજ નથી.

ડયુ૦—સુના પણુ આવ્યો નથી ? તું ખાત્રીથી મને કહે છે ?

વીસીવાળો—હા, સાહેબ. તે આવ્યો નથી, ને તેનો ઘોડો પણુ આવ્યો નથી.

ડયુ૦—સત્યાનાસ-આ કાંઈ સમજાતું નથી. ગઈ રાત્રે આવ્યોજ નહી ને બાહેર રહ્યો તેનું કારણુ શું હશે વારૂ ?

આ વાત મિ. મિનાર્ડને જણાવવા ડયુબર્ગ ગયો. મિનાર્ડે પા એક કલાક વિચાર કરી કહ્યુ-આપ નામદાર શું ધારો છો ?

ડયુબર્ગ—માથું તારૂં. હું તને પુછુ છું ત્યારે ઉલટો તુ મનેજ એ સવાલ પુછે છે?

મી૦—લાર્ડ સાહેબ. એ બાબત કાંઇ ઉતાવળે વિચાર થાય નહે એજ મારો મત છે.

ડયુબર્ગ—આવો તારો મત છે એવું જાણુને તો હું શું કામ માથુ

ફોડવા તને પુછને.

પછી આખો દીવસ તેઓએ ફ્રેડરીકની વાટ જોઇ પણ તે ઓનો-બલ તેદીવસે આવ્યોજ નહી. ડયુબર્ગ પોતાના મિત્રને મળવાને માટે ઘણો અધીરો થઇ ગયો. મો. મિનાર્ડના મનમાં કાંઇ જુદુજ આવી લાગ્યું ને વીસીવાળાના તાબામાં તેઓની ગાડી નહને તો તે પણ પોતાના ઘોડાને માટે ઉદ્વિગ્ન થને.

બીજે દીવસે સવારે ડયુબર્ગ મિનાર્ડ કને જઇ બોલ્યો "ચાલો આપણે બન્ને જણ ફ્રેડરીકની ખોળ કાઢવા નિકળી પડીએ.

મિનાર્ડ—ઠીક છે ત્યારે ચાલો.

ડયુ૦—તે મળી આવે માટે પ્રથમ આપણે એનો શોધ કરીએ.

મિ. ગીનાર્ડ-એમજ હું આપને કહેવા માંગતો હતો.

ડયુ૦—ત્યારે તું જગાએથી ઉઠનો કેમ નથી? ચાલ કપડા પેહેર સવારના આમ પથારીમાં પડયા પડયા શું વાત કરે છે?

શિક્ષક—હું તો આપ સાહેબ શું યુક્તિ કાઢો છો તેની રાહ જોઉં છું.

ડયુ૦—મારો વિચાર એવો છે કે આપણે એકદમ એને જઇને મળવું. તેમાં ઘણી મુશકેલી પડવાની નથી. તે અહીંથી જતો રહયો તોનહીં હશે.

મી. મીનાર્ડ—એમ હશે તો ઘણુંજ સારૂં. કારણ જો કાંઇ જતો રહયો હોય તો એના બાપને હું શું જવાબ આપીશ તેની મને ઘણી ફીકર લાગે છે.

ડયુ૦—ચાલ ત્યારે ઉઠી જાને જલદી કપડા પહેરી લે.

બન્ને સદ્‌ગૃહસ્થો ઉતાવળથી જમી ઉઠયા. અને ડયુબર્ગે બે ઘોડાપર જીન નાખી પોતાના ઉપયોગને માટે મંગાવ્યા. પણ તેના હુકમ પ્રમાણે વીસીવાળો ચાલ્યો નહી. કારણ તેની ગાડી જે વિસીવાળાના તાબામાં હતી તેની કીંમત કરતાં બીલની રકમ વધી ગઇ હતી. આખરે ઘોડા આપવા પડયા. અને મિનાર્ડે પોતાના મિત્રને કહ્યું કે તારે જનાવર ધીમે ચલાવવું એટલે ઠીક પડશે. તેના જવાબમાં ડયુબર્ગે કહ્યુ કે જયારે દેશ જોવાને માટે માણસો બહારગામ નિકળી પડે છે ત્યારે ઘોડાને ચારે પગે કાંઇ ચલાવતા નથી. તેણે વીસીવાળાના નોકરને ફ્રેડરીક રોજ કયે રસ્તે જાય છે તે પુછી લીધું ને તે રસ્તે થઇને બન્ને જણા જતા હતા ત્યારે ડયુબર્ગને જે લોકો રસ્તામાં મળતા તેમને પુછી ખબર કાઢતો ને પોતાનો મિત્ર કયાં રહે છે તે વિશે આસપાસના રહીગોને પુછી જોતો. દરેક માણસ કહેતો કે એક જુવાન માણસ ઘોડાપર બેસીને સવારના આ રસ્તે થઇને

ઘોડો દોડાવતો જાય છે ખરો અને રાતના ઘોડાને ધીમે પગલે પાછો લઇ જાય છે. ડયુળર્ગે અને તેના મિત્રની ખાતરી થઇ કે ફ્રેડરીક વીજીલની પાસે જ કયે હોવો જોઇએ.

ડયુ૦—અહીંઆ તે ફ્રેડરીક શું કામ આવતો હશે વારૂ ?

મીનાર્ડ—અહીં કાંઇ જોવાનું હશે તેથી.

ડયુ૦—કોઇનો જોવા જેવો ચેહેરો તો નહીં હોય ?

મીનાર્ડ—શું મારા લાર્ડ તમે એમ કહેવા માગો છો કે—"

ડયુ૦—વિચારી જો હું તો એમજ ધારૂં છું. આખો દીવસ ઝાડ અને પર્વતો જોયા કરે એવો ફ્રેડરીક કાંઇ મુર્ખ માણસ નથી. એને માત્ર એના સ્વભાવનો કોઇ હોય કે એના જેવો પ્રેમ એના પર તે રાખે; અગર ટુંકામાં કહું તો પવિત્ર પ્રેમ કેવો છે એની ખુબી પિછાને એવી કોઈ સ્ત્રી હોય તો ફ્રેડરીક આમ કરે. આ ઉપરથી એવું કોણ કહી શકશે કે એને કોઈ નમ્ર, ગરીબ, ઘણી મમતાળુ ને જેની સાથે પ્રીતીમાં પડયાથી સાચા માણસની સુધબુધ ઠેકાણે રહે નહી એવી ખેડુતની છોકરી મળી નહી હશે.

મીનાર્ડ—હું તો એમ ધારૂં છુ કે એ ચારત્રુમ જોવા ગયો હશે.

ડયુ૦—પણ તું જાણે છે કે ફ્રેડરીકની ઉમર માત્ર વીસ વર્ષની છે.

મીનાર્ડ—મારા લાર્ડ, તમો સાહેબને પણ યાદ હશે કે સ્ત્રીઓની કપટ જાળમાં ઘણી વખતે એ ફસાઇ ગયો છે તેથીજ એણે પારીસ છોડવું પડયું.

ડયુ૦—એ ઉપરથી કાંઇ એમ સિદ્ધ થતું નથી કે બીજી વખતે એ એવાજ પ્રેમમાં ફસાઇ પડે નહીં. શિવાય, મો. મિનાર્ડ, જ્યારે કોઇ પદાર્થનો ત્યાગ કરે છે ત્યારે તોએ ઘણી વેળા તેની લાલચ છુટી શકતી નથી.

આ પ્રમાણે વાતચીત કરતાં બન્ને સદ્‌ગૃહસ્થો વીજીલ ગામડામાં આવી પોહચ્યા. ગામમાં તપાસ કરી. પરંતુ જે માણુસ ત્યાંની વીસીમાં માત્ર બે વખત જમ્યો હતો એવો જુવાન માંણસ કોણ હતો તેની ભાળ કાઢવાનો વખત ત્યાંના મેહેનતુ કામવાળા લેકોને કવચિતજ મળતો. કારણ (અગાઉ કહેવામાં આવ્યું છે કે) એની બેહેન ફ્રેડરીકને ફળફળાદી અને દુધ પુરૂં પાડતી હતી. તેઓમાં એક જુવાન પગાળો માણુસ દરરોજ આવતો. પણ તે કયે રસ્તે જતો. અગર તે શા કામસર ગામ તરફ આવતો તે કોઇ કહી શકયું નહીં. સારાંશ. પાકી ખબર મળ્યા વગર ડયુળર્ગ ને મિનાર્ડ વિ-ષય મુકી આગળ શોધ કરવા ચાલ્યા.

મીનાર્ડ—"સત્યનાશ વળ્યું !" મારા પાણીને શીઆળવાં કાઢીને ખાઇ

ગયો હશે અગર ચોરોએ મારી નાખ્યો હશે. અગર સૂર્યાસ્ત થતી વેળાએ દેખાવ જોવા ડુંગરપર ગયો હશે ત્યાંથી નીચે પગ લપસીને પડી ગયો હશે. ગરીબ બીચારો ફ્રેડરીક, કેવો સ્નેહી, સ્વભાવે કેવો ભલો ને એની બુદ્ધી કેવી સારી? હવે. તારે માટે કરવાનું એટલુંજ રહ્યું કે તારા ગુણ સંભારીને મન વાળવું એ શિવાએ હું બીજું શું કરી શકું.?

ડયુ૦—ના ભાઇ એમ તો બને નહીં. ફ્રેડરીકને સીયાળવાએ ખાધો નથી અગર ચોરોએ મારી નાંખ્યો નથી. આપણે ફ્રેડરીકને શોધી તો કાઢવો જોઇએ. પણ આ રહ્યું એક જનાવર, તે આપણને કાંઇ ખબર આપશે.”

બન્ને પ્રવાસી ગામમાંથી નિકળ્યા પછી ખીણમાં ગયા. ને જંગલમાં પેસતા હતા જ્યાં આગળ જે ઘોડાપર ફ્રેડરીક બેસીને આવતો હતો તે ઘાસ ચરવાને માટે ખેતરમાં સુખેથી ફરતો હતો.

મી. મી૦—પેલો ઘોડો છે કેમ! આપ સાહેબ એટલું તો જાણતા હશો કે તમે એને ગમે એટલા પ્રશ્ન પુછસો તોએ જનાવર તમને શો જવાબ આપવાનું હતું!

ડયુ૦—એ જાનવરને ઓનેબલની વીલીના વાડામાં ચરતું મેં હમેશ જોયું છે. ફ્રેડરીક જે ઘોડાપર બેસીને આવેછે તે એજ ઘોડો, બીજો નહી.

શિ૦—ઘોડો તો એકલો છે, ને તેનાપર બેસનારો નથી. મારા વિ-દ્યાર્થી માટે મને જે શક પેદા થાય છે તેના પુરાવા મળતા જાયછે. હું ખાત્રીથી કહુંછું કે આ ઘોડાએ ડયુબર્ગને ખીણમાં નાખી દીધો હશે. અ-રેરે; ! મારા ગરીબ વિદ્યાર્થી આખરે તારૂં મોત આવી રીતે આવ્યું હે. ખરેખર તે રાતની વેળાએ ઘોડાપર બેસીને ડુંગરપર ફરતો હશે. તેને રસ્તો અંધારામાં જણાયો નહીં હશે. તેથી ઘોડાએ ઠોકર ખાધી હશે, અને તેને ફેંકી દીધો હશે.

ડયુ૦—હું એમ ધારૂંછું કે ફ્રેડરીક આજ જંગલમાં હોવો જોઇએ, અને પોતાને જરા આરામ લેવાને અર્થે આમ તેમ ફરવાનું થાય એવા હેતુથી અહીં ઘોડાને ચરવા મુકયો હશે. ચાલો આપણે પણ આપણા ઘોડાને અહીંજ છુટા મુકીએ, ને ફ્રેડરીક કયાં છે તેની તપાસ કરીએ.

બોલવા પ્રમાણે કીધા પછી બન્ને પ્રવાસી જંગલમાં ગયા. મીનાએ રૂમાલ પોતાની આંખપર દાબ્યો. કારણ જે માણસને તે શોધવા નીકળ્યો હતો તે જખમી થએલો અગર મરી ગએલો માલમ પડે.— ડયુબર્ગ આગળ ચાલ્યો અને સઘળે નજર કરી જોવા લાગ્યો. થોડીકવારમાં

ડ્યુબર્ગ ઉભો રહ્યો ને આનંદમાં આવ્યો હોય એવી મુદ્રાથી મીનાર્ડને બોલાવી થોડેક છેટે ઘાસ ઉગેલા કીનારા તરફ આંગળીથી બતાવી બોલ્યો--જો પેલી ગમ, મારા મિત્ર, હું જે ધારતો હતો તેમજ છે કેની ? કેવો મઝેનો દેખાવ કે જેને માટે ફ્રેડરીક આટલો દુર આવે છે.

ડયુબર્ગે બતાવેલી દીશા તરફ મીનાર્ડે જોયું અને ઝાડની શીતળ છાયા નીચે નદીના કીનારાપર નિરાંતે લેટી પડેલા શિષ્યને જોયો; ને વળી તે શિષ્યના બાહુપાશમાં એક સુંદર યુવાવસ્થામાં આવેલી છોકરીને દીઠી. તેણીનું મસ્તક ફ્રેડરીકના હૃદયપર મુકેલું હતું અને તેણીએ ફ્રેડરીકના ગળાપર હાથ વિંહાળી દીધા હતા.

મો. મી૦--આપનું કહેવું ખરૂં પડયું મારા લાર્ડ. (આશ્ચર્ય પામીને) હું ધારતો હતો તેમ એ કાંઇ ચારત્રુસ ગયો નથી. આતો કાંઇ નવુંજ દેખાય છે.

ડયુ--પોરી તો ખુબ રૂપાળી દેખાય છે હોંકે. !

મી૦--મને પણ એમજ દેખાય છે, મારા લાર્ડ,

ડયુ૦--એ કેવો અંદરખાને ખટપટીઓ છે ! આવું સુંદર ફુલ એ આ જંગલમાં જડી આવ્યું તેથી મને બીલકુલ આશ્ચર્ય લાગતું નથી. આ જોયા પછી તું હજી ધારે છે કે એને સ્ત્રીઓ ગમતી નથી ? ને સ્ત્રીઓથી કંટાળે છે.

શિક્ષક—આવું જોયા પછી તમે કહો છો તેવું કોઇ ધારે નહી.

ડયુ૦—મી. મિનાર્ડ. હું તમને ખરૂં કહું છું જો કે ફ્રેડરીક સંયમી છે તોપણ બીજાના જેવો એ નથી. પણ તેતો પોતાને માટે જે પસંદ તાની સ્ત્રી શોધી કાઢી છે તેથી આપણે એને મુબારક બાદી આપવા જઇએ. ચાલ મારી સાથે.

મી૦--એક જઇશું તો આપણે વગર તેડયા ગયા એવો એ આપણાપર દોષો રોપણ કરશે.

ડયુ૦--તેમાં શું ફીકર છે ? અહીંઆ એ આખો દીવસ રહેછે તો પ્રેમની વાતોમાં કાંઇ ખલેલ પડવાની નથી. કારણ તેમ કરવાને તેને ઘણો વખત મળશે.

ડયુબર્ગ અને મીનાર્ડ જરા પાસે ગયા. અને તેમનાં પગલાંનો અવાજ ફ્રેડરીકના કાનપર પડયો. એની બેહેને પણ આંખો ફેરવી એટલે તેણીની નજરે એ ઓળખાણ વીનાના શખસો નજરે પડયા તેથી તેણી પોતાના પ્રિયતમ પાસે નજીકમાં જઇને જાણે કોઇ માણસો તેણીને તેમ

મને પ્રેમ કરતા અટકાવવા આવતા હોય એવી બીકથી પોતાના પ્રિયતમ ના હૃદય ઉપર પોતાનું માથું મુકી મોહ્ડુ છુપાવી દીધું.

ડયુબર્ગે—(ખડખડ હસીને) શાબાશ રે શાબાસ મજારકામાં પણ ઉઠીને બાપ દોડયા દોડયા રોજ જાયછે તેનો મુદ્દો આજે જણાયો. પણ ખરૂં કહુંતો તારી પસંતના તો ફાંકડી ખરી બાપ! ને તેના ચેહેરા પર જે વિલક્ષણતા નજરે પડેછે તેથી તો ઓર તેણી વધારે રૂપાળી લાગેછે.

ગૈર ફેરયાની મુગીએ ડયુબર્ગની સામા ક્ષણેક પર્યંત જોયું, પછી પોતાના પ્રિયતમના મુખ તરફ જોયું અને એવું દર્શાવ્યું કે આ પારકા માણસો શામાટે અહીં આવ્યા તેનું કારણ શું એવું પુછતી હોય. ફ્રેડરીક ઉભા થયો, તે જોઇને એની બહેન પગ બેઠી હતી. તે ઉભી થઈ. જેના ઉપર તે આટલું પ્રેમ રાખતી તેને મુકાયું નહીં. પરંતુ તેણી તેના હાથનો આશ્રય લઇ પેલા બે પરાયા માણસોને સભય નજરથી જોઇ તેઓ શામાટે આવ્યા હશે તે ન સમજતાથી બીધી ને એવું ધાર્યું કે તેણીના પ્રિયતમને લઇ જવા આવ્યા હશે. ફ્રેડરીક જરા આઘો ખસ્યો, તેણીનો સંશય દૂર કરવા લાગ્યો, હૃદય દાન આપ્યું અને ઝુંપડીના બાગમાં જઇ તેની રાહ જોવાને કહ્યું. એની બેહેને મહા કષ્ટે તેના કહેવા પ્રમાણે કીધું. તેનાથી વિખુટા પડાયું નહીં; પણ ફ્રેડરીકે જણાવ્યું કે હું થોડા વખતમાં આવુંછું, આખરે તેણી બાગમાં ચાલી ગઇ ને જતી વેળાએ હાથ ઉંચા કરી પરાયા માણસોને બતાવ્યા. જેની મતલબ એવી હતી કે " હે પ્રિય તમારે એઓની સાથે જવું નહીં હોં !"

તેણી નજરની બાહેર જતાં સુધી ફ્રેડરીક પ્રેમભરી આંખોથી જોતો હતો અને પછી પોતાના મિત્રો પાસે ગયો.

ડયુ૦—કેવી રૂપાળી ! બાપ સગ, મારા મનને જાણે મોહની લાગી રહી છોમો. મિનડે—જેવું તેનું રૂપછે તેવો તેનો અવાજ હોયતો ખરેખર આ જંગલમાં એના જેવું પંખી જડવું મુસ્કેલ છે.

ફ્રેડરીક ( ક્રોધથી ) અહીં તમે શું ખોળવા આવ્યા છો?

ડયુ૦—શું ખોળવા ? વળી તને ખોળવા, બીજા કોને, તને ને તનેજ. તું અમને એકલા મુકીને ચાલ્યો આવ્યો તે તને—જે માણસે હમતે. નીરીમાં વગર પૈસે પાછળ મુક્યા તે તને—જે એક ખેડુતની છોકરીને માટે જંગલમાં રહેવા માટે અમને છોડીને ચાલ્યો ગયો તે તને ! વાહરે તારો જંગલી પ્રેમ! પણ તેથી તારે કાંઇ પોતાના મિત્રને અને તારા ગુરૂને છોડી

ચાલ્યા જવું એ તો શોભે નહીં.

ફ્રેડરીક કાંઈ જવાબ આપ્યો નહીં; જાણે ઘણા ઉંડા વીચારમાં પડ્યો હોય એવું જણાયું.

મી૦—મારા લાર્ડ. ( સન્માનથી ) દરેક માણુસને પ્રેમ બતાવવાની છુટ છે. શું એડમે ઇવાની સાથે પ્રીતિ નહોતી કરી ? એકની સાથે પ્રેમમાં પડ્યો હોય તો તેજ વેળા બીજી સ્ત્રીનીસાથે તેવોજ પ્રેમ બતાવી શકાતો નથી એ વાત ખરી; અબ્રાહામ હગારને ચાહતો હતો, ડેવીડ બાથશીબાને; સાંપસન ડલીલાને, અને જ્યારે સામસન જેવો બલિષ્ટ માણુસ પણ સ્ત્રીઓને વશ થયો તો આપણે ક્યા હીસાબમાં ? તેમજ, મારા લાર્ડ દરેક વાતની હદ હોય છે. જો પ્રીતીમાં પડ્યા હોઇએ તો મિત્ર મંડળીને ભુલી જવું જોઇતું નથી અને પરમેશ્વરે જે ઉંચી પદવીપર મેલ્યા હોય ત્યાંથી બગડી નીચે પડવું જોઇતું નથી. હું ખરૂં કહું છું કે મને કાંઇ સમજણ પડતી નથી કે તારા પિતાએ પ્રવાસ કરવાને ખાતર તને મોકલ્યો તે આ જંગલમાં ભટકવા ખાતર મોકલ્યો કે શું?

ફ્રેડરીક—( પોતાના વિચારમાંથી મુક્ત થઇ અને મિનાર્ડે શું કહ્યું તે જાણે કંઇજ સાંભળ્યું નથી એવો દેખાવ આપીને) મારા મિત્ર બેરન સાહેબને મારે કાંઇ મહત્વની બાબત જણાવવી છે. એ બાબત એના સંબંધનીજ છે માટે તું જરા ખીણમાં આગળ પાછો થા. ને હમે થોડીવારમાં ત્યાં આવીએ છીએ.

મી૦—"મારા લાર્ડ, તમારો હુકમ હું કેમ અમાન્ય કરૂં ? આપના કહેવા પ્રમાણે ખીણમાં જઇ તમારી વાટ જોઇશ." એમ કહી મો. મીનાર્ડ જંગલમાંથી બબડતો ચાલ્યો. " મારા નાના સરખા ભાષણથી એને અસરતો થઇ. એણે જાણ્યું ખરૂં કે કામ ખોટું થયું. હવે એ પોતાની ચાલ સુધારશે ને સ્ત્રીનામાં કર્યા કૃત્યનો પશ્ચાતાપ કરી પાછો આવશે એટલે સ્ત્રીને ગામમાં આપણુને સારી વાનીઓ ખાવાની મળશે.

શિક્ષક નજરની બાહેર જતાંની સાથે ફ્રેડરીકે ડ્યુબર્ગની ભણી વળીને કહ્યું " તેં મિનાર્ડને સાથે શા માટે આણ્યો ? આ જંગલમાં કેમ આવ્યો? શું મારા મનને ચાહે તે પ્રમાણે ન ચાલી શકું ? હજી પણ બંધનમાંજ રહું. ?

ડ્યુ૦—પ્રથમ મો. મીનાર્ડ સમજે એવો નથી. ને બીજું તું હમને મળ્યો નહીં તેથી તારૂં શું થયું હશે એની અમને ઘણી ફીકર થવા લાગી. એક જુવાન દુધ વેચનારી છોડીની સાથે પ્રીતીમાં પડ્યા, તું ઓર બેંડા ફ્યુરીમેસે સેહેજમાં બને એમ હું માનું એવું તું ધારેછો

ફ્રેડ૦—શું દુધ વેચનારી છોડી ! ડયુબર્ગ, એમ નથી. એ ખરા અંતઃકરણનો અને અનુપમ પ્રેમ છે. આવો ગાઢો પ્રેમ મેં કદી કીધો નથી! અને એવા પ્રેમને યોગ્ય મને બીજું કોઇ પાત્ર જડયું નથી ! ભાઇ ડયુબર્ગ, આ માયાળુ છોકરીનો સ્વભાવ તારા જાણવામાં નથી ! દુનિઆના પ્રપંચ અને દાંભિકપણાથી તે કેવળ અજાણી છે. તેના અવયવ જેવા નિત્ર અને સ્વચ્છ છે તેવોજ તેનો આત્મા છે. મારા વાહલા મિત્ર, એના જેવી સ્ત્રી પારીસના સુંદર રાજમહેલમાં પણ જડવી આવી મુશ્કેલ છે !

ડયુ૦—આ તારૂં બોલવું હાલ પ્રેમનો ઉભરો છે તેથી એવું છે. બાકી હું સારી રીતે જાણું છું કે તે ઉભરો સમી જાય ત્યાં સુધી તે વિશે વાદવિવાદ કરવો મિથ્યા છે. હું કબુલ કરૂંછું કે છોડી તો રૂપાળી છે, ને મો. મિનાર્ડ કહેછે કે " એવું પંખી જાવું મુશ્કેલ છે " એ તેના કહેવાને હું માનતો આવુંછું; પરંતુ હવે તું શું કરવા ધારે છે ! હવે બાકીના દીવસો તું જંગલમાં શી રીતે કાઢી શકસે ?

જુવાન વેકાઉંટ—હું એની બહેનને છોડીને આવનાર નથી.

ડયુ૦--સારૂં, ત્યારે, તારી એનીબહેનને આપણી સાથે તેડીને આવ, ને મિનાર્ડને એમ સમજાવવું જોઇએ કે એ "મોરશીઆનેસ" છે ને તેવી સમજુત તેની કરવાનું હું માથે લઉંછું. પણ પરમેશ્વરને માટે આ ઝાડની છાયા છોડીને ચાલ. નહીં તો તેની છાયામાં ઉરાંગ ઉટાંગ નામના વાંદરાના જેવી તારી અવસ્થા થસે.

ફ્રેડ૦—આ જંગલ છોડીને આવું ? ના, એમ કદી બનનાર નથી. એ જુવાન છોડીનું પાલણપોષણ કરનાર એક સ્ત્રી પેલી ઝુંપડીમાં રહેછે. તે એક વૃદ્ધ બાઇ છે જેણીએ તેનું લાલન આજદીન પર્યંત કીધુંછે.

ડયુ૦—તે વૃદ્ધ બાઇને પણ સાથે લઇ લે; ને તે બાઇને આપણે મારશીઆનેસની માને ઠેકાણે ઠરાવીશું.

ફ્રેડ૦—એ બનવું ઘણું મુશકીલ છે.

ડયુ૦—ત્યારે તો એનું આખું કુટુંબ તારે માથે પડયુ દેખું?

ફ્રેડ૦—ડયુબર્ગ, તું મને જવાદે: ને તું મીનાર્ડને લઇને ગ્રીનોબલ જા. હું ત્યાં આવી પોચીશ. પણ હાલમાં આ જંગલ છોડીને અવાય એવું નથી.

ડયુ૦—હમારે ગ્રીનોબલ પાછા જવું ? ખાસી વાત ! આવા જંગલમાં રહી દુધ વેચનારી છોડીની સાથે નહી તેવા વાતો કરવી એ શું !

ફ્રેડ૦—આવી છોડી જગતમાં પછી મળે એવું નથી તે કેવી છે તે તને ખબર નથી. પણ—ના—ના. તેણીને માટે હું તને કંઇ કહેવા માગતો નથી, તેનું મન કેવું ઉચી જાતનું છે તેની તને ખબર નથી. સલામ ડયુબર્ગ મને જાવાદે "

ડયુ—એવો તારો નિશ્ચય છે તો ઘણુ સારૂં, તેથી હું તને જવાની રજા આપું છું પણ પેલી થેલી મારી પાસે રહેવા દે. તારા કરતાં જગતને હું સારી પેઠે ઓળખુ છું અને મારી ખાતરી થઈ છે કે આવા પ્રકારે દીવસ કાઢશે તો પંદર દીવસની અંદર તને પ્રેમના ઉપર અભાવ થશે. તું વહેલો આવી પોંચજે ને હમને ખોળી કાઢજે.

ફ્રેડરીક—ઠીક છે. પણ એની બેહન મારી સાથે આવશે ત્યારે?

ડયુ—જોજે એના વના તું એકલાજ આવશે એવું હું ખાતરી પૂર્વક કહું છુ-તેટલામાં તારાથી જેટલી પ્રીતી કરાય તેટલી કરી લેજે. સારાંશ—એટલી બધી કે એક પખવાડીઆમાંજ તને કંટાળો આવશે ને તું થાકી જશે.

ડયુબર્ગે પૈસાની કોથળી લઇને ગજવામાં મુકી, અને જંગલમાં થઇ ચાલ્યો ગયો. તે પછી ખીણુમાં એકલા પડેલા મીનાર્ડને માર્ગમાં મળી ગયો. પેલો ભલો શિક્ષક બન્ને ઘોડાની વચ્ચે નીરાંતે લાંબા ટાંટીઆ નાંખી બેઠો હતો તે જાણે બ જનાવરોના સાથે આ એક ત્રીજું જનાવર વાગોલતું બેઠું છે.

ડયુ૦—ચાલ વહેલો, ઉતાવળો થા-ને ઘોડાને લાવ. થા વેલો.

મીનાર્ડ—આપ શું કહો છો તેની મને સમજણુ પડતી નથી સાહેબ. ઘોડાને તો લાવું પણુ ફ્રેડરીક કયાં છે?

ડયુ—તેણે પોતાની દુધ વેચનારી છોડીની સાથે રહેવાની છુટ લીધી છે.

મીનાર્ડ—તે પાછળ પડે ને આપણે એકલા જઇએ એ કાંઈ સારૂં દેખાય કે?

ડયુ૦—તારૂં કહેવું ખરૂં છે. કારણુ આ જંગલમાં આપણે રહીએ તો આપણે દીવસ કાઢતાં મહા ભારે પડે.

શિક્ષક—ખરેખર મારા લાર્ડ, મને કાંઇ સમજણુ પડતી નથી તમે શું કહો છો તે.

ડયુ—મીનાર્ડ, માણુસના અંતઃકરણુને ઓળખનારો માણુસ હોય તેના જેવી હું કૃતિ કરી બતાવું છું--ને તેમાં જુવાન માણુસોની. જો આપણે ફ્રેડરીકની ઇચ્છા વીરૂધ ચલીએ તો આપણને ઠગાવવાને એ કાંઇ ભલતુંજ કામ કરી બેસે એવો છે. માટે એની પ્રેમદેવી એને જે રસ્તો બતાવે છે તે રસ્તે એને જવા દઇએ. ને હું પ્રતિજ્ઞા પુર્વક કહુંછું કે પંદર દીવસની અંદરજ તે પેહેલા કરતાં કાંઇ વધારે ડહાપણુ સીખીને આવશે.

મીનાર્ડ--આપના વિચાર પ્રમાણે ચાલવાની હું હજી શરૂઆત કરૂંછું

ડયુ૦—ત્યારે હવે ચાલ ઘોડો લાવ. કાલે આપણે ચાબરટીનને ત્યાં જમવા જઈશું.

મીનાર્ડ—શું કહોચ ! જમવા જવાનું છે ?

ડયુ૦—તે હુ પ્રતિજ્ઞાથી કહું છું કે આપણે આલેવર્ડ ગામમાં પેસીશું એટલે ગામના લોકો આપણને જોવા બહાર નિકળશે.

મીનાર્ડ—હજી તમે શું કહો છો તેની મને બરાબર સમજણ પડતી નથી, મારા લાર્ડ. આપ નામદાર એવી મઝેની ગોઠવણ કરો છો કે તમારી યુક્તિ અને વિચારના ઉપર મને પુર્ણ ભરોંસો છે.

મો. મીનાર્ડ તો મો. ચાંબરટીનને ત્યાં જમવા જવાનું છે તેથી મનમાં રાજી થયો ને ઘોડાને એડી મારી (કદાચ જન્મમાં પેહેલીજવાર) તેથી તેનો ઘોડો ડયુબર્ગની પાછળ દોડતો ચાલ્યો—આનોબલ જતાં માર્ગમાં બોલ્યો—ઘણી તાજુબીની વાતછે કે મારો શિષ્ય આવા ફંદમાં ફસી પડ્યો. સ્ત્રી જાત કોઇ વેળાએ માણસને ફસાવીને તેને ખાડામાં નાંખે છે. પ્લેટો નામના તત્વજ્ઞાનીએ કહ્યું છે કે સ્ત્રીઓમાં જ્ઞાન અને ડહાપણ બન્ને સાથે હોય એવું કવચિતજ બને છે.

ડયુ૦—મારા વહાલા મીનાર્ડ, જો પ્લેટોને પ્રેમમાં કાંઇ પ્રતિબંધ થયો હોય તો ન જાણે.

મીનાર્ડ—સેંટ બરનાર્ડ નામનો સાધુ કહે છે કે સ્ત્રીઓ પીશાચની સગી હોય છે.

ડયુબર્ગ—પણ ચીનનો કનફ્યુશીયસ નામનો ધર્મગુરૂ કહે છે કે પરમેશ્વરે પ્રથમ સ્ત્રીનો આત્મા બનાવ્યો ને ત્યાર પછી બીજું બધું બનાવ્યું

મીનાર્ડ—એગ્નીસ સોરેલ નામની સ્ત્રીએ ચાર્લ્સ રાજાને પ્રેમમાં ગાંડો બનાવ્યો.

ડયુ૦—ને બીજી સ્ત્રીએ એને સારો કીધો.

મીનાર્ડ—નેપલ્સની જોન નામની સ્ત્રીએ પોતાના ધણીના ગળામાં ફાંસો નાંખી તેને મારી નાખ્યો.

ડયુ૦—પણ જાન હેમેટ નામની સ્ત્રીએ બો૦હેનો પ્રાણ બચાવ્યો હતો.
મીનાર્ડ—બધી વાતના વિચાર કરવા જઇએ તો બન્ને તાજવા બરાબર સંતોલ થશે. એટલે સારી ને દુષ્ટ સ્ત્રીઓના જોડાએ એટલા દાખલા મળી આવશે.

આ પ્રમાણે બન્ને પ્રવાસીઓએ આનોબલ તરફ વાટ ચાલતાં સ્ત્રીના સદ્દગુણ અને દુર્ગુણ વિષે વાદવિવાદ ચલાવ્યો—એ વિષય એવા પ્રકારનો છે કે એ બાબત હજારો વર્ષ વાદવિવાદ ચલાવીએ તોએ પણ તેનો સમાધાનકારક અંત આવે નહી. કારણ એક વિદ્વાને કહ્યું છે કે " દરીઆ રી-

નારે રેતીના જેટલા દાણા (કણ) હોય છે તેટલી વેળા સ્ત્રીનું મન બદલાએ છે. તેનો કોઇ પાર પામી શકતું નથી. સ્ત્રીના જેવો મિત્ર નથી તેમ તેના જેવો શત્રુ નથી." આ વિદ્વાન એવો તો આગ્રહી હશે કે તેણે સ્ત્રીના મનના વિચાર અને રેતીના કણ જાણે ગણી જોયા હશે.પણ હમને તો એ વાતનો શક છે.

હવે આપણે ફ્રેડરીકની બાબતનો વિચાર કરીએ. ડયુબર્ગ ગયો એટલે એના જીવને નીરાંત વળી. ને જ્યારે ઘોડાના પગના પડઘા તેના કાનપર પડયા ત્યારે તે જાણે દરીઆમાં બધી પુંજી ફેંકી દીધી હોય તેવા માણસની પેઠે બોલ્યો "હું હવે છુટો થયો!" ત્યારથી ફ્રેડરીકને ડયુબર્ગ કે મિનાર્ડની પાછા આવવાની બીક રહી નહી, તેથી પોતાની પ્રિયાની સાથે આનંદમાં વખત નિર્ગમન કરવા લાગ્યો. પછી તે ઝુપડી તરફ ગયો. તેના મનમાં ભવિષ્યનો કાંઇ પણ વિચાર ન હતો. તેમ તેણે વિચાર કરવાનો પ્રયત્ન પણ કીધો નહી. પરંતુ તેની ઉમર વીસ વર્ષની હતી અને તેવી વેળાએ તે આવી સ્ત્રીના ફંદમાં ફસાયો માટે એ ગુન્હો આપણે માફ કરવો જોઇએ.

એની બેહેન ફ્રેડરીકની વાટ બાગમાં ઉભી રહી જોતી હતી પણ મનમાં તે ઘણી ગભરાતી ને ઉદાસીન ચહેરે જોતી હતી. કેમ માર્ગારેટ ભર નિદ્રામાં પડી હતી. ને જે વિષયથી તેનું મન નિર્બળ થયું હતું તે વિષયને તરત શરણે આવે એવો એનો સ્વભાવ હતો. ફ્રેડરીકના પિછાનના બે નાંખા માણસો આવી પોહચ્યા તેથી તે ઘણી બીધી ને જેમ જેમ વખત ગયો તેમ તે વધારે ચિંતાતુર જણાઇ. પ્રિયતમ વિના વખત કાઢવો તેને દુઃસહ્ય થઇ પડયો. આ દુનિઆમાં મનને આનંદ આપનારા જે સાધનો છે તે ભોગવવા તેણીની જીંદગી ભાગ્યશાળી ન હતી તેથી આવી બુદ્ધિશાળી સ્ત્રીને બીજા આનંદના બદલામાં પ્રેમ એ મોટો આનંદનો ખોરાક થઇ પડયો. તેનું અંતઃકરણ જ્યારે તે એમ બોલતો કે "હું તને મનથી ચાહું છું" ત્યારે પોતાના પ્રિયતમના અંતઃકરણ સાથે મળવા દોડી જતું. પોતાના પ્રિયતમને પોતે શરણ થવામાં એની બેહેને પોતાના આત્મા સાથેના દેહની પ્રિયતમને ભિક્ષા પિરસી ફ્રેડરીક તેણીને કહેતો કે "સુખ તારી વાટ જોયા કરેછે." તેનું હાસ્યકારક વરણાગીવાળું મુખ જોઇને તેણીનું અંતઃકરણ પ્રેમાવેશથી પિગળવા લાગ્યું. તેના પ્રેમના ઉગ્ર તાપથી તેણીનું બરફ જેવું અંતઃકરણ પીગળી દ્રવી ગયું—અંતઃકરણમાં પ્રેમનો ઉદ્દ્ભવ થઇ તેમાંથી પ્રેમ સરિતા વેહેવા લાગી. તેણીથી ફ્રેડરીકને જેટલું સુખ અપાઇ શકાતું તેટલું તેણીના મનથી થોડું લાગતું. અને

આવો પ્રેમરૂપી મોક્ષનો માર્ગ બતાવનારને એ પોતાનો દેહ તથા આત્મા સોંપી દે એમાં શું આશ્ચર્ય ? પ્રેમનું સાધન દૈવે જેનું લુંટી લીધું છે એવી સોળેક વર્ષની નવ યૌવના બાળાની સ્થિતિ કેવી દયામણી થતી હશે ? એની બેનના મનમાં જે કાંઇ દુનિઆમાં સુખ હોય તો તે ફ્રેડરીક જાતે જ પોતે છે, એવું માનતી ને તેના બન્ને મિત્રો આવ્યા ત્યાં સુધી તેના પ્રેમ માર્ગમાં કોઇ જાતનો પ્રતિબંધ થયો ન હતો. પરંતુ અરેરે આ જગત્માં નિરંતરનું સુખ સર્જેલું નથી; તેથી પ્રેમ પણ નિરંતર ચાલે એવું બનતુંજ નથી. સુખ અને આનંદમાં થોડા દીવસ ગયા એટલે પ્રેમની સાથે વળગેલાં દુઃખના અનુભવનો પ્રથમ સ્વાદ ચાખવાને એની બહેનના નસીબમાંજ લખેલું હતું. !

આખરે ફ્રેડરીક પાછો આવ્યો. એની બહેન ગઇ નહી પણ પોતાનો પ્રીયતમ આવતાની સાથે તેના બાહુપાશમાં વીંટળાઇ પડી ! ચારે તરફ જોયું. બન્ને એકલાં હતા તેથી ફરીથી સુખાસન માંડીને પ્રેમસરિતાની મંદ લહરીમાં વહેવા લાગ્યાં.

તેણીને છાતી સરસી દાબીને પ્રીતમે કહ્યું—મારી વાલી. ના, હું તને કદી છોડીને જનાર નથી ! તું તારા મનથી ખાતરી રાખજે. તારા જેવી પ્રેમાળ સ્ત્રી મને બીજી ક્યાં મળવાની હતી ? તારા જેવી પરી, તારા જેવી સુંદર, વિશ્વાસુ અને ખરા દીલની મને ક્યાંએ મળવાની નથી. જગત્ મારે માટે શું વીચાર કરશે તેની મને જરા પણ દરકાર નથી ? સુખની કુંચી મારે હાથ હવે જડી છે ! તારા હસ્તપાશમાંથી મારો પિતા પણ છોડાવવાને સમર્થ નથી !

આવી પ્રતિજ્ઞા કરી તેણે સુંદરીના ગાલનું ચુંબન કીધું. આ પ્રતિજ્ઞાની બાકીની કાંઇ ક્રીયા કરવી જોઇએ તે ચુંબનથી પુરી થઇ; અને દીવસે ઘણી વખતે તે આવા શબ્દો બોલતો કે—"ના, ના, હું તને તજીને કદી જનાર નથી."

આ વાતને એક અઠવાડીયું વીતી ગયું. અને પછી જુવાન વાઇકાઉંટના મનથી દીવસ પાણીના પ્રવાહની પેઠે વહી ગયા. હવે વખત જવાનું સાધન શોધવાને એકલું પ્રિયતમાની સાથે રેહેવાથી પુરૂં પડયું નહીં તેના મનમાં આવ્યું કે મનને કર્મયુક્ત કરવાને વાસ્તે કાંઇ પણ મજા મળે એવું શોધી કાઢવું જોઇએ. એને ડફુમર્ગે કહેલાં વચનો યાદ આવ્યા કે "નદીના કિનારાપર જંગલમાં જીંદગી કાઢવી અશક્ય છે."

એમ કરતાં કરતાં બીજું અઠવાડીયું પસાર થયું. ફ્રેડરીક એકલો બહાર ખીણ તરફ ફરવા જવા લાગ્યો. જંગલમાં પોતાનો ઘોડો જે ચરતો હતો તે દ્રષ્ટીએ પડયો. તેના ઉપર સ્વાર થઇ ફરવા નિકળી પડયો. બીજે

દીવસે એણે એની બહેનને કહ્યું કે "મારે માટે થોડી ખોરાકી ગામમાં લેવા જાઉંછું" પરંતુ એમ કરતાં પંદર દીવસ તો ચાલ્યા ગયા।

એવીજ રીતે પણ ત્રીજું અઠવાડીયું સમાપ્ત થયું—ફ્રેડરીક આનો-બલ તરફ નજર કરતાં તેના મનથી પુછવા લાગ્યો કે "આટલા બધા દીવસ થઇ ગયા પણ ડયુબર્ગ કેમ આવ્યો નહી. ને મીનાર્ડને પણ શું થયું કે તે પણ મને ભુલી ગયો" દીલગીરી સાથે આટલું તો કહેવાની ફરજ પડે છે કે એ બન્ને મિત્રોથી એ ઘણો નારાજ થયો. શું ફ્રેડરીકની એની બહેનની સાથે એવીજ પ્રીતિ હતી? હા ફ્રેડરીક તેણીને ખરા મનથી હજી સુધી ચાહતો હતો. પરંતુ ડયુબર્ગનું કહેવું કાંઇ ખોટું નહતું કે " પ્રેમ ઘણું થયું તો ત્રણ અઠવાડીઆ સુધી જેવો ને તેવો ટકી શકે છે. " પણ એવું બને એવી હમારી મુદ્દલ ઇચ્છા નથી. પ્રથમ જે પ્રમાણે તેણી પોતાના પ્રિયતમના બહુપાશમાં વીંટળાઇ પડી ત્યારે તેણી જે પ્રમાણે પ્રેમાવેશ થઇ હતી તેવીજ પ્રબળ પ્રીતીના આવેશમાં આવેલી ગૌર લલનાને યુવાન વાઇકાઉંટની સાથેજ બન્નેને નદીના કીનારાપર થોડા વખત સુધી પ્રેમ ર-સનો પૂર્ણ સ્વાદ ચાખીને પરમાનંદની પ્રાપ્તિ મેળવવાનો તેમને હાલમાં વખત આપીને આપણે ડયુબર્ગ પૈસાની થેલી પોતાની સાથે લઇ ગયો હતો, તેનું શું થયું તે તરફ વળીએ.

---

## ભાગ ૧૩.

---

ડયુબર્ગ અને મિનાર્ડ બન્ને જણ ગ્રીનોબલ પાછા આવ્યા પછી ડયુબર્ગે અચ્છું ખાનું બનાવી લાવવાનો વિસીવાળાને હુકમ આપ્યો. જે ઉ-પરથી સારૂં ભોજન તૈયાર થયું.

ડયુ—(વિસીવાળાને) તેં શું સમજીને આવું ભોજન તૈયાર કીધું? હમને તો બીજી વાનીઓ અને ઉંચી જાતનો દારૂ જોઇએ છે.

પાસે ગજવામાં પૈસા આવ્યા એટલે બાપને સારી વાનીઓ ખાવાનું સુઝયું. વીસીવાળો બન્ને જણા આગળ શું જોઇએ તે જાણવા બાજુએ ઉભો રહ્યો અને નમ્રતાથી બોલ્યો " બીલની રકમ ઘણી વધી ગઇ છે સાહેબ ખાવાનું અને રેહેવાનું જે ભાડું થયું તેની સાથે વળી તમારા મિત્રે મારી વીસીના બધા ઘોડાઓને દોડવાની ટેવ ન છતાં પુષ્કળ દોડાવીને બધા લંગડા કરી નાખ્યા."

ડયુબર્ગે કાંઇ જવાબ આપ્યો નહીં પણ ગજવામાંથી પાંનસેં ફ્રેંકની નોટ કાઢી વીશીવાળાના હાથમાં ગંભીરતાથી તેને મોહોડે ડુચો દેવા મુકી.

વીસીવાળાએ તો નોટ જોતાંજ આશ્ચર્યતાથી ડયુબર્ગ તરફ જોવા માંડયું. પછી શરમાઇને પોતે જે કહ્યું તેની ક્ષમા માગવાને બે ચાર શબ્દ અશુરા બોલી કહ્યું કે "હુ બીજા બનાવું છું પણ આપ સાહેબ મારી વાસી છોડીને બીજે કયે જતા નહીં. કારણ મારા ભોંયરામાં જે ઉંચામાં ઉંચી જાતનો દારૂ ભરેલો છે તે હું તમોને પીવા માટે આપીશ."

એના ગયા પછી મો. મીનાર્ડ વીસીવાળાના શબ્દથી ખુશી થઇ બોલ્યો (ડયુબર્ગને) કેમ મારા લાર્ડ, આપે આ પૈસા પોલાંડથી મંગાવ્યા કે શું?

ડયુ૦—હા. ત્યાંથીજ મેં મંગાવ્યા છે. હું જાણવા માંગુંછું કે મારા જેવા માણસને પૈસા વિના કંઇ ચાલે?

શિક્ષક—પણ પૈસા લાવી આપવાને માટે અહીં તો કોઇ આવ્યું નથી.

ડયુ૦—અરે, તે માણસ આવ્યો હતો ત્યારે તો તું નિદ્રામા પડેલો હતો. હવે મારો મુખ્ય વિચાર એ છે કે આપણે કાંઇ ગમત કરી વખત કાઢવો જોઇએ; અહીં એક ઘરના ખુણામાં કોઇના પરિચયમાં આવ્યા વગર પડી રેહેવું શું કામનું? પ્રથમ એ કરવાનું છે કે કાલે આપણે ચાંબરટીનને ખબર કરીએ. પણ ત્યાં આપણને પ્રથમના કરતાં વધારે સારૂં માન પાન મળે માટે મારૂં ધારવું એવું છે કે એક ખેપીઆને ત્યાં મોકલવો ને કહેવું કે તે ચાંબરટીનને ઘેર જઇને હમે આવનાર છીએ તેની ખબર આપે. કેમ મીનાર્ડ તારૂં શું કહેવું છે?

શિક્ષક—મારા લાર્ડ, આપના મતને હું બીલકુલ મળતો છું સાહેબ.

ડયુ૦—તો એક છોકરાને બોલાવી લાવ ને તેને આપણે ઇનામમાં મારૂં ફલાલીનનું જાકીટ તથા મારી નાની કાન ટોપી આપીશું, જેથી તે બહાર ગામનો છે એવું માલમ પડે. તું છોકરાને લઇને આવેછે એટલામા હું ચીઠી લખી નાંખુંછું.

ડયુબર્ગના હુકમને તાબે થઇ તે પ્રમાણે બજાવવા મીનાર્ડ ગયો. મીનાર્ડ ત્યાં ગયો છે એમ જાણી ડયુબર્ગે નીચે પ્રમાણે એક ચીઠી લખી કાઢી:—

બારન લાડીસલાસ પોટોસ્કી, રાવા અને સાંડોમીરના પેલેટાઇન વિગેરે વિગેરે પોતાના માનવંતા મિત્ર મોનશર, ડી. ચાંબરટીન ઓલેવાર્ડના વિગેરે વિગેરેને જણાવે છે કે હમો માનશર ડી ચાંબરટીનને ત્યાં હમારા વિદ્વાન મિત્ર મોનશર મિનાર્ડને તેડીને આપની મુલાકાત લેવાથી ઘણા ખુશી થઇશું. બેરન પોટોસ્કી, આલેવાર્ડની મોડેમ. ડી. ચાંબરટીનને ઘણીજ નમ્રતા પૂર્વક સલામ પોહોંચે.

આ પત્ર વાળીને તે પર સરનામું કરીને છોકરાના હાથમાં મુકયો.

વીડાવાળો છોકરો ઘોડેસ્વારનો વેશ પેહેરી તે ઘોડો દોડાવતો. ચીઠીપર જે સરનામુ લખ્યું હતુ તે ઠેકાણે ગયો. સંદેશો લઈ જનાર છોકરો ત્યાં જઈ પોંહચ્યો. ત્યારે મો. મેડેમ ચાંબરટીન સુઇ જવાની તઇયારીમાં હતાં. ત વખતે ઘડીઆળમાં સાડા નવ થયા હતા; ગામડામાં રાત્ર કંટાળા ભરેલી લાગેછે તેથા મો. ચાંબરટીને સીતાર વગાડી જોઇ અને તેની સાથે ગાવાને મેડેમ ચાંબરટીનને વિનંતિ કીધી. પછી બન્ને જણા પોલના બેરનને માટે વાત કરતાં તે આવી ગયાને ઘણા દીવસ થયા તેથી દીલગીર થતાં, મો.ચાંબરટીને પોતાની સ્ત્રીને કહ્યુ "મને ઘણુ આશ્ચર્ય લાગેછે કે બેરન સાહેબ ગયા તેવેળા કહેતા હતા કે હું થોડા દીવસમાં પાછો મળવા આવીશ અને તમારી સાથે રહીશ તેનું કેમ થયું? મેડેમ ચાંબરટીને પોતાના પતીને કહ્યુ" તમારા કરતાં મને ઘણું આશ્ચર્ય લાગેછે."

જ્યારે મોનશર ચાંબરટીન પોતાના સુવાના ઓરડામાં ગયો ત્યારે તેના કાનપર પેલા જાસુદના આવવાનો અવાજ પડયો. તે ઉઠયો—કાન દીધો—ને ઓરડી વચ્ચે સ્તબ્ધ ઉભો.

મેડેમ ચાંબરટીન—વાહલા, આવોની, પથારીમાં સુઓ, કોઇ આવ્યો હશે તો આપણા નોકર તેને જવાબ આપશે.

માનશર ચાંબરટીન—પણ આટલે મોડે તે કોણ આવ્યો હશે?

આ વખાએ સુવાના ઓરડાના બારણા કોઇએ બાહેરથી ખખડાવ્યાં. બાહેર લ્યુનેલ હતો જે પોતાના શેઠ અને શેઠાણીને એવું કહેવા આવતો હતો કે બારન પોટોસ્કીનો સંદેશો લઈ કોઇ જાસુસ આવી નીચે ઉભોછે. પોટોસ્કીનું નામ સાંભળતાની સાથે મો. ચાંબરટીન ઉઠીને આવતો હતો એટલે ખુરસીની સાથે અથડાવાથી સેતરંગી ઉપર ઝોક જવાથી પડી ગયો; અને મેડેમે પોતાના ધણી પાસે પોતાના વાળ બરોબર ગોઠવવાને માટે આરસી માંગી. પણ મોનશરના સાંભળવામાં ન આવ્યાથી તે ઉઠયો ને બેરનના જાસુસને બોલાવવાને બારણા ઉઘાડવા દોડયો. સુવાના ઓરડાના બારણા આગળ જે દાદર હતો ત્યાં જઇને જાસુસે આપેલો પત્ર હાથમાં લીધો. એ જાસુસને લ્યુનેલ ઉપર તેડી લાવ્યો હતો. પત્ર વાંચતા તેનું મુખ આનંદથી રાતું થઇ ગયું. પોતાનો નોકર અને જાસુસ ઉભાછે છતાં તેને જે આનંદ થયો હતો તે કેમે કર્યો દબાયો નહી તેથી તેણે પોતાની સ્ત્રીને કહ્યું બેરન સાહેબ પાછા આવનારછે. તેઓ મને " ડી. ચાંબરટીન આવ આલીવાર્ડ" એવું લખેછે ને તેઓ મને ઘણીજ નમ્રતા પુર્વક સલામ લખેછે?

મેડેમ—કોણ બેરન સાહેબ? આપણાપર એમની કેટલીબધી મહેરબાનીછે?

મોનશનર—ડી. ચાંબરટીન—આવ આલેનાઈ? (આવ એ પદવી બતાવવાનું અવ્યછે તેથી તેના ઉપર ભાર મુકીને) જોઉં હું કોઇ ગહાલનો લાર્ડ હોઊં. અથવા હું કોઇ ઠેકાણેનો સરદાર અમલદાર હોઊં! બેરનનો મારે ઉપકાર માનવો જોઇએ કે—હવે હું તેનોજ માણસ બનીશ. કેમ વહાલી તું સાંભળેછે કે!

માડેમ—હા હું સાંભળુંછું શું બારન સાહેબે મને નમ્રતા પુર્વક સલામ લખી છે!

મોનશર—અહ્યા, લ્યુંતેસ—જાસુસને જેટલું માન મળવું જોઇએ તેટલું માન આ માણસને આપજે (પોતાની સ્ત્રી શું કહેછે તે તરફ સાંભળ્યું ન સાંભળ્યા જેવું કરીને) અને તું છોકરા, મહેરબાની કરીને તારા મોટા શેઠને જણાવજે કે આપને અને આપના મિત્રને જોઇએ તેટલું માન આપવા હમો તૈયાર છીએ. આપના આવ્યાથી હમો ઘણુંજ ખુશી થઇશું. ને આપની આગતા સ્વાગતા કરવાનું હમો પોતાને માન ગણશે એમ હમે સમજીએ છીએ.

જાસુસ અંતે ચાલ્યો ગયો. મો ચાંબરટીન એક આરામ ખુરશી પર જઈ સુતો. ને મેડમ ચાંબરટીન માથું ઓસીકા પર મુકી સુતી; પણ પત્ર વાંચ્યા પછી બન્નેને જરાએ ઊંઘ આવી નહી. મોનશર ચાંબરટીને કાંઇ નહી તો દસ વખત પત્ર વાંચી જોયો. ડી આલેવાડે એ ઉપમા લખી હતી તેથી પોતે કેટલો ખુશી થયો તેની કલ્પના વાચક કરી શકશે.

મેડમ ચાંબરટીન—એ ગામનું નામછે વાહલા.

મોનશર—હા, પણ મારા નામની પછાડી એ શબ્દ મુકવાથી બેરન સાહેબ મને મોટું માન આપેછે.

માડેમ—મારા વહાલા, પારીસમાં એવીજ રીતે લખાયછે. આજ હું છ મહીના થયા તમારી આગળ હાથ જોડીને કહુંછું કે તમારા નામની પાછળ—ઓવ એલેવાડ એવું ઉપનામ લગાડો પણ વાંઝીયા ગાવું કહેવું તમારી ધ્યાનમાંજ ઉતરતું નથી.

મોનશર—બેરન સાહેબે મને એવી પદવી આપીને લખ્યુંછે તો બાસ હવે હું આજથી એજ નામ ધારણ કરીશ. ને હવે હું એજ નામની સહી કરીશ કાલે આપણે એક મોટી જાફત આપવાનીછે હોંકે.

માડેમ—આપવીજ પડશેતો.

મોનશર—જગતે—નાચ—સંગીત—દારૂખાનું આલેવાડમાં આજ દીન સુધી કોઇએ દારૂખાનું ફુટેલું જોયું નથી ને આપણે દારૂખાનું ફોડીને બતાવીશું તો આખુ ગામ જોવા મળશે. હું આસપાસના સુભ્ય ને જા

ણીતા માણસોને બોલાવીશ.

મડેમ-હું માગ વાળી આંટી પાડીને ખાસા ઓળીશ.

મોનશર-આખા ઘરમાં હું દીવા સળગાવીશ.

મેડેમ-હું મોટો નવો ગાઉન પેહેરીશ.

મોનસર-જુદી જુદી જાતના તે રંગના હું દીવા સળગાવીશ.

મેડેમ-લાલ શાલ હાથમાં લઇશ.

મોનશર- દીવાનખાનામાં મોટા દીવા હું સળગાવીશ.

મેડેમ—મારા નવા રસીઅન ચાગડાના બુટ પહેરીશ.

મોનશર-જેટલા મોટા દીવા મળી શકશે તેટલા આણીશ.

મેડેમ-હું સફેદ દુપટો અંગપર ઓઢીશ.

મોનશર—સર્વે બારણા બારીઓપર ફુલની જાળી ભરાવીશ.

મેડેમ-- મોતીની મોહન માળા પહેરીશ.

મોનશર-બંદુકના બાર કરાવીશ.

હવે આપણે પ્રીતોબલ તરફ વળીએ વીસીવાળાએ, એવું બીલ બનાવ્યું કે હજી ડયુબર્ગની પાસે પાંનસેં ફ્રાંક નિકળતા હતા ને તેમાં ડયુબર્ગને કાંઇ પાછું મળે એવું ન હતું. એક ગાડી પણ ન ખેંચી શકે એવા બે ત્રણ ઘરડા ઘોડાઓને જે ઇજા થઇ હતી તેને માટે ત્રણસેં ફ્રાંકની રકમ નુકશાનીની બાબમાં દાખલ કરી હતી. એવા વીસીવાળાની સાથે કોઇ પણ માણસ એવી મોટી રકમને માટે તકરાર કરે પણ ડયુબર્ગે વગર તકરારે તે રકમ પસાર કરી. કારણ બેરન સાહેબ હીસાબમાં સમજે તો એના બાપનાજ સમ. ડયુબર્ગે વીસીવાળાને એક નવો ઘોડો આવતી કાલે લઇ આવવાનો હુકમ આપ્યો ને તેની સાથે બે ઘોડાવાળાના નાના છોકરાઓને તૈઆર કરવાને કહ્યું કે જે ગાડીના ઘોડા તપાસવાને કામ લાગે. ડયુબર્ગે થેલીમાંના પૈસા ગણી જોયા તો તેની પાસે ચાર હજાર પાનસેં ફ્રંક હતા. એટલા પૈસાથી એના કરતાં દસ ઘણા પૈસા કમાવી શકાય. એના મનમાં મોટી આશા હતી કે લોહાધીશની સાથે રમીશ તો લાયન્સમાં જુની ટોપી પહેરેલા ચાવીલીયરે અને લાંબી બાંયવાળા કાફટે એના પૈસા લીધા હતા તેમ પૈસા મેળવી શકાશે.

બીજે દીવસે બપોરના ડયુબર્ગ અને મીનાર્ડ જમવાની વેળાએ એ-લેવાર્ડમાં પોચી શકાય એવું ધારીને ત્યાં જવાની તૈયારી કરવા લાગ્યા. વીસીવાળાએ ગામમાં મોટી ગાડીની ઘણીએ ખોળ કરી પરંતુ મન લાયક મળી નહી શકવાથી બન્ને ગૃહસ્થો એક ગાડી જેમાં આગળ પાછળ બેસવાના પાટીઆં હતાં.તે તાંગામાં બેસીને જવા નીકળ્યા. આગલી બાજુ ડયુબર્ગે

અને મીનાર્ડ બેઠા હતા. અને પાછલી બાજુએ બે ઘોડાવાળાના છોકરાઓ બેઠા હતા. તેમના પોશાક મહા ગહેનતે મેળવવા પડયા. ને બન્નેને ફુમતાવાળી ટોપીઓ પહેરાવી દીધી, જે ઘણી મોટી પડવાથી તેમના નાક ઉપર આવવા લાગી—જેથી તે બન્ને કોઇ પરદેશી છે એવો દેખાવ માલમ પડે. ડયુબર્ગે એમ કહી રાખેલું હતું કે તમારે ફ્રેંચ ભાષામાં એક પણ અક્ષર બોલવો નહી. કોઇ બોલેતો તમે તે સમજી શકો છો એવું બતાવવું નહીં. વળી તેમને એવો હુકમ આપ્યો કે બન્ને જણા પોલ દેશના છે એવું માલમ પડે માટે નિશાની કરી વાત કરવી. ને તે હુકમ પ્રમાણે ચાલવાને બન્ને છોકરાઓએ કબુલ કીધું તાંગોહાંકવાની તૈઆરી થઇ. ડયુબર્ગ જાતે હાંકવા બેઠો, વીસીવાળાને સારાએ ઘોડા લાવવાને કહયું હતું. પણ ઘોડા કેમેકરયા ચારે પગે દોડી શકતા નહી તેથી ઘોડાને સાદી ચાલે ચલાવવા પડયાઃ તેથી આર્લેવાર્ડમાં જે વખતે પોચવું જોઇએ તે કરતાં અસુરે થયું, મીનાર્ડના મનમાં ફીકર લાગી કે રખેને મોનશર-ડી-ચાંબરટીન તેઓને વાર લાગી જાણીને તેમને મુકીને એકલોજ ખાવા બેસી જાય. ને ઘોડા ચાંબરટીનના મુકામ પર્યંત દોડી શકયા નહી તેથી ડયુબર્ગ ઘણોજ દીલગીર થયો.

વખત સાડા પાંચ વાગતાનો થયો હતો. એટલામાં દુર આર્લેવાર્ડના ગામડાની ઝાડી નજરે પડી. ડયુબર્ગે ઘોડાઓને દોડાવવાની બનતી તજવીજ કરી. આખરે મોનશર ચાંબરટીનના ઘરની પાસે સ્વારી આવી પહોંચી, ઘર આગળ ઘણું માણસ એકઠું થયું હતું.

ડયુ૦—(મીનાર્ડને) જરા ઘોડાને ચાબક લગાવ એટલે ઘોડાઓ દોડતી ચાલે મુકામે જઇ પહોંચે.

કહ્યા પ્રમાણે મીનાર્ડે હાથ ઉગામ્યો. એટલે થોડેક અંતરે હુરા! હુરા નો મોટો અવાજ થતો સંભળાયો. લોકો બોલવા લાગ્યા કે "સ્વારી આવી પહોંચી! આ આણીમેરથી આવો એવી બુમ પડી. આ અવાજથી, વાજાંથી ને બંદુકથી ઘોડાઓ ચમકી ભરધાંવ દોડવા લાગ્યા. ને મસ્તીપર ચઢયા જેથી ઘોડા હાથમાં રહી શકયા નહી. એટલે ઘોડાઓએ ગાડીને જમણી બાજુપર સીધે રસ્તે જવાને બદલે ટેકરાપર ચઢાવી દીધી.

ડયુ૦— વાહ—ખાસી, ખુબ કીધી (મોટેથી બુમ પાડી)

મીનાર્ડ—સંભાળજો. મારા લાર્ડ (ગભરી પડે એવી ધાસ્તી લાગવાથી). ઘોડા આપણને કયાં ને કયાં તાણી જાય છે તે જુઓતો ખરા.

મોનશર ચાંબરટીન—( પોતાનાં મેમાનો આગળ ) જુઓ લો ખરૂ કે મારા મિત્ર બારન સાહેબને ગાડી હાંકતાં કેવી સરસ આવડે છે! એ વાગતેથી દીવા સળગાવી મુકયા હતે તો ઠીક થતે. જોયું લાર્ડ સાહેબને,

ગાડી કેવી અધરે રસ્તે ચલાવતાં આવડે છે? જાણે આપણને પોતાની હાંકવાની ચતુરાઇ બતાવે છે.

આડા માર્ગે ઉપરથી સીધા રસ્તાપર આવતાં ઘોડા એકદમ નાઠા. ને હમણાં જાણે ગાડી ઉંધી વળી જશે તો હાડકાના ચુરા થશે, એવી ગાડીમાં બેસનારાઓને ધાસ્તી લાગી. ગાડીનું એક પૈડું પથરપર ચઢી ગયું ને એક ખાડામાં પડ્યું. મીનાર્ડના તો બાર વાગી ગયા—બે છોટા નોકરો રડવા જેવા થયા—એટલે ડ્યુબર્ગે કહ્યું—ચુપ અરે ચુપ રહો, વાંદરાઓ ગડબડ કરો નહીં. ડરેગત તુમકો કુચ હોયગા તો હમ જવાબ દેએગા.

ગાડી પવન વેગે ચાલી. ઘોડાઓ મુકામપર દોડ્યા. પણ મોટા દરવાજામાં જવાને બદલે ભીંતની સોડમાં ચાલવાથી ગાડી ભીંતની સાથે એવા જોરથી અફળાઇ કે અંદરના બેસનારને ધકકો પોંહચ્યો. એ ધકકાની સાથે ડ્યુબર્ગ ગાડીની બાહાર રસ્તાપર ઉછળી પડ્યો અને બોલ્યો—કાંઇ ફીકર નહીં એમાં તે શું? ને બન્ને છોકરાંઓ ગાડીની પાછળ રસ્તામાં પડી ગયા. મીનાર્ડ સાહેબ તો ખુંટાની પેઠે પોતાની જગોએજ વળગી રહ્યા. પણ કોઇને ઇજા પોંચી નહીં એટલું સારૂં થયું. ડ્યુબર્ગ હસતો હસતો ઉઠ્યો ને મંડળીને સલામી કરવા ગયો તે બોલ્યો—"હું જે રીતે ગાડીમાંથી ઉતરી પડ્યો તે રીતે હમારા પોલાંડ દેશમાં લોકો ઉતરે છે. આવી રીતે ગાડીમાંથી ઉતરવાની પોલાંડ દેશની ઘણી જુની રીત છે." ગાડીમાંથી પડતાં બચી ગયો તેથી મીનાર્ડ મંડળીની પાસે પોતાના કોટપરની ધુળ રૂમાલ વતે ઝાડતો ને કોઇ કદાવર મોટો માણસ હોય તેમ ચાલીને ગયો. બન્ને છોકરાઓને વાગ્યું છે કે નહીં તે માટે લ્યુનેસે પુછ્યું ત્યારે તેઓએ નાક હાથવડે દાબ્યું.

ડ્યુબર્ગને ઘણુંજ સન્માન મળ્યું. મોનશર ચાંબરટીનના મનમાં આનંદ સમાયો નહીં, કારણ બેરેને તેની સાથે હાથમાં હાથ મેળવી તેને "કેમ મારા મિત્ર" એવું કહ્યું. ને ડ્યુબર્ગે મેડેમ ચાંબરટીનનો હાથ દાબી તેણીના કાનમાં કહ્યું "તમો હમેશ યાદ કરતા હતા" આવા મોટા માણસે મારી સાથે વાત કીધી તેથી તેણીને પણ બેહદ આનંદ થયો. ટુંકામાં જેણે પોતાના આગમનથી સર્વ જણાને ખુસી કીધા હતાં ને ઉમરાવ પોતાની અંદર આવી પોહોચ્યો તેથી ઘણાજ સન્માનથી તેને પુષ્પોથી વધાવી લીધો.

મોનશર ચાંબરટીને આશરે ચાળીસ મેહમાનોને નોતરેલા હતા તેમાં સર્વે જમીદારો, કોતવાલ, તલાટી, વકીલ, લોહાધીશ અને કેટલાક પારીસ તથા લાયન્સના મિત્રો હતા. ટુંકામાં કહીએ તો ઓળખાણમાંના સારા સા-

રા લોકોને મોનશર ચાંબરટીને બાપ સાહેબને મળવાને બોલાવેલા હતાં. બધાં જણ ટેબલના ઉપર ખાનું ખાવા બેઠા. ડયુબર્ગ મેડેમ ચાંબરટીનની જોડે એગ્નીને માન આપવાને માટે ખાનાપર બેઠો. અને મો. મિનાર્ડ મો. ફ્રાકાન્ટની પાસે જઈને બેઠો. જે પહેલાની પેઠે વધારે બોલ્યો નહીં પણ તે શિક્ષકને દારૂના મોટા જાગ ભરીને આપતો તથા સારી સારી વાનીઓ પીરસાતો.

મો૦ ચાંબરટીન—હું આશા રાખું છું કે, નામદાર બારન સાહેબ થોડા દીવસ આપણે ત્યાં રહીને આપણને માન આપશે, તેમજ વિદ્વાન મિનર્ડ સાહેબ પણ તેવુંજ માન આપવાને ચુકનાર નથી.

ડયુબર્ગ—ઠીક છે. આ આનંદભુવનમાં થોડા દીવસ મોજથી રહી શકાશે માટે પાછળ હું તજવીજ કરીનેજ આવ્યો છું, તેમ મારા મિત્ર મો. મીનાર્ડ પણ મારી સાથેજ રેહેવાના છે.

આ વાકય બોલતાં ડયુબર્ગે મેડેમ ચાંબરટીનની સામા જોઈ કહ્યું; તે વેળા એગ્નીના મોંમાં કોળીઓ હતો તેથી જવાબ આપી શકી નહીં. મો. મીનાર્ડ નીચી નમીને સલામ કરી. પછી મો. ચાંબરટીન બોલ્યો—હું જાણીને એટલોજ દીલગીર છું કે આપના મિત્ર વાઇ કાઉંટ–ડી, વાઈ કાઉંટ–ડયુ—એ વાઇ કાઉંટ ટુંકામાં વાઇકાઉંટને સાથે તેડતા આવ્યા નહીં.

ડયુ૦—એ સાહેબ તો નવાઈ જેવા છે. તેમને મંડળીમાં બેસવું ઉઠવું ગમતું નથી. એમની પાસે મારા નોકર તથા પ્રવાસની ગાડી છે. અને મારી સાથે માત્ર બે ઘોડાવાળના છોકરાઓને લેતો આવ્યો છું.

મો. ચાંબરટીન—તે છોકરાઓ ત્યારે પોતા દેશના હશે નહી વારૂ? હું એમને રસીયન ધારૂંછું.

આ વેળા હ્યુનેલ ડયુબર્ગને કહેવા અંદર આવ્યો કે તેના બન્ને છોકરા, નોકરો રસોડામાં રમેછે અને એક પણ સવાલનો જવાબ આપતા નથી.

ડયુ૦—એનાથી મને કાંઇ આશ્ચર્ય જેવું લાગતું નથી, કારણ તેઓને ફ્રેંચ ભાષામાં બોલતા આવડતું નથી.

મો. ચાંબરટીન—લાર્ડ સાહેબના નોકરો જેમ કરે તેમ તેમને કરવા દો. પણ જે નિશાની કરી જણાવે તે સમજી લેવાનો પ્રયત્ન કરજો.

હ્યુનેલ—તેઓ જે નિશાની કરી બતાવે છે તે જોવા લાયકછે. તેઓ પોતાનાં આંગળાં થાળીમાં જે ખાવાનું મુકેલું હોયછે તેમાં ઘાલે છે. પછી આંગળાં ચાટેછે ને ખરડેલા હાથ ઇજારે લુછે છે.

આ વાત સાંભળીને ડયુબર્ગ, અને વિદ્વાન મિનાર્ડને જે ગમત પડી તેથી આખી મંડળીને હસવું આવ્યા વિના રહ્યું નહીં. તેઓ હસ્યા વાત

કરી, ખાતાં માંડયું, ને પીધું. ને જ્યારે જ્યારે ડયુબર્ગ બોલતો ત્યારે મો. ચાંબરટીન કહેતો કે સાંભળો, સાંભળો, લાર્ડ સાહેબ શું કહેવા માંગે છે તે ધ્યાનથી સાંભળો.

જમતી વેળા મો. બીડાલ્ટે ગાવાની પરવાનગી ડયુબર્ગ પાસે માગી. પણ ડયુબર્ગે કહ્યું કે જમતી વેળા ગાવું એ હાલમાં સારી મંડળીમાં શોભતું નથી; તેથી મો. ચાંબરટીને મિ. બીડાલ્ટને ગાવાને ના કહી; ને બોલ્યો ગાવું એ આ વખતે ઠીક લાગતું નથી! તમે શું વિચાર કરતા હતા?

પરંતુ મૌ. ચાંબરટીનના કહેવાની મો. લોહાધીશે કાંઇ દરકાર કરી નહી તેને તો જમ્યા પછી ગાવાની ટેવ હતી. ને તેથી કરીને દારૂ પીવાનું ગીત ગાવા લાગ્યો. ચાંબરટીને મંડળીને નાચના ઓરડામાં જવાની વિનંતી કરી; એવા હેતુથી કે જો ત્યાં ગાયન ચાલશે તો તે ઠેકાણું સારૂં દેખાશે. મો. ચાંબરટીને ગાયન માટે તૈઆરી કરી મુકી હતી. હતી. સિતાર વગેરે વાદ્યો લાવી મુકયાં હતાં. તેના પર એક ડોસી અને એક જુવાન સ્ત્રીએ ગાયું. ને તે પર છત્રીસ તરેહની ગતો વગાડી. વકીલે એક વાદ્ય લીધું. કોટવાલે બીજું લીધું. ને ચાંબરટીને ડયુબર્ગને અનેફ્રેંચ સિંગડુ વગાડવાને આપ્યું. કારણ ડયુબર્ગે પ્રથમ કહ્યું હતું કે મને સઘળાં વાદ્યો વગાડતાં આવડે છે. પરંતુ આ વેળા બારન સાહેબે કાંઇ પણ જાતનું વાદ્ય હાથમાં ધરયું નહી. પરંતુ તે સીંગડુ મીનાર્ડને વગાડવા આપ્યું. ને તેને એક ટેબલ આગલ બોલાવ્યો. મીનાર્ડ ડયુબર્ગ તરફ આશ્ચર્યતાની નજરથી જોવા લાગ્યો; પણ ડયુબર્ગે કાનમાં કહ્યું "આ વાખતમાં કુંકમાર ને આ વેળા મુરખ બનીને ફજેતી ન કરાવ."

મો. મિનાર્ડે પુષ્કળ દારૂ પીધો હતો તેથી તેના તાનમાં આવીને ફ્રેંચ વાદ્ય-સિંગડુ લીધું, ને તેમાં એવા જોરથી ફુંક મારી અને ડોળાનો ચાળો એવો કીધો કે જાણે હમણા દમ રૂંધાઇને નીકળી જશે કોટવાલ, વકીલ, અને મિનાર્ડને વિનંતિ કરવામાં આવી કે ત્રણ જણે કાંઇ ગાયન ગાવું ને ડયુબર્ગે કોઇ પણ વાદ્ય વગાડવું; જ્યારે એમાંથી અવાજ નિકળવો જોઇએ તે વેળા તેમાંથી અવાજ સંભળાતો નહી ને સંભળાતો જોઇએ ત્યારે મોટેથી સંભળાતો. કારણ ગાયનના તાલ એ શું ચીજ છે તે પોતે વખતે આગલા જન્મની વેળા કદાચ જાણતો હશે તેથી વગર તાલે ગમે ત્યારે વગાડતો. ડયુબર્ગને એ વાત પસંતજ હતી. તેથી મંડળી તરફ વળીને એવું કહ્યું "આવો મંજુલ અવાજ મારા સાંભળવામાં કોઇ દીવસ આવ્યો નથી. કોઇ એમ ન જાણી શકે કે તું સિંગડુ વગાડતો હતો.

સર્વે જણે સંગીત વાદ્યનાં વખાણ કીધાં, ને તે પુરૂં થયા પછી

મો. મિનાર્ડ પોતાના મનમાં કહેવા લાગ્યો " ઠીક ત્યારે સિંગડું વગાડતાં મને આવડેછે, પણ મને નથી આવડતું એમ મને લાગતુંજ નથી",

આ જલસો પુરો થયો. પછી ડયુબર્ગે પાનાનીવાત કહાડી એટલે પાના રમવાની ટેબલો ગોઠવાઇ ફ્રાન્સમાં બ્લાક ગેમનનો ખેલ દીવાનખાનામાં ખેલવાનો રીવાજ નથી. પણ ડયુબર્ગે કહ્યું કે પોલાંડ દેશમાં સઘળી વહાલો ખેલ બ્લાકગેમનનો છે, તરતજ મો. ચાંબરટીને એક રમવાનું પાટીયું મંગાવ્યું ને કહ્યું કે એક અડવાડીઆની અંદર એવા ચાર પાટીઆં મારે જોઇશે. ડયુબર્ગ અને ફ્રેસાર્ડ રમવાને માટે બેઠા. ચાંબરટીન તે જોતો બેઠો, પણ તે રમત કેમ રમાય છે તેની તેને બીલકુલ ખબર ન હતી. ડયુબર્ગનું નસીબ જાગ્યું; પ્રતિસ્પર્ધી એટલે સામાવાળીઆ ઉપર તેણે જીત મેળવી. ને તેના બદલામાં વીસ લુઈ જીત્યો. એટલામાં બાગમાં એક મોટો ભડાકો થયો. બધા લોકો બોલવા લાગ્યા કે એ દારૂખાનું ફુટેછે!

ડયુ૦—આ વખતે દારૂખાનું કેવું! હમણાંજ હું દાવ જીતવાની હજુ તો શરૂઆત કરૂંછું. પણ લોહાચીશને રમત ચલાવવાને કહ્યું પણ બધું વ્યર્થ. ફ્રેસાર્ડને દારૂખાનું જોવાનું મન થયું, ને બીજાઓની પેઠે ડયુબર્ગને પણ દાવ છોડી દારૂખાનું જોવું પડયું. દીવાનખાનામાંથી બાહેર નિકળે છે એટલે મે. ચાંબરટીન મળી. ડયુબર્ગ સાહેબ દારૂખાનું જોવાને હજુ બાહેર શામાટે આવતા નથી તેનું કારણ શું છે તે જાણવા અંદર આવતી હતી, તેણે તેને પોતાનો હાથ આપ્યો ને બન્ને જણા બાગમાં ચાલ્યા ગયા.

મો. ચાંબરટીન—તમને આ સૂર્યજ્યોતિ જોવાને આવતાં વાર થઇ.

ડયુ૦—હા, પણ હમને તેની વાસ આવી તો. તે જાણે ચંદ્રજ્યોતિ હોયની, એવો દેખાવો હતો.

ચાંબરટીન—પેલા તારાઓ જોવા! ને તેમાંથી કેવા સર્પ નિકળેછે! કેવા એક પછી એક સરખે અંતરે બાહેર આવે છે!

ડયુ૦—ઘણુંજ સુંદર છે.

ચાંબરટીન—પણ સંભાળજો, આ હાર હવે સળગી જશે!

તે પ્રમાણે હાર સળગી ને સર્વ મંડળે વાહ વાહ કીધી.

ડયુ૦—આમમાં તો ખામી નથી. એ કામ આપ ખુદનુંજ હશે.

ચાંબરટીન—હા તે મારા કહ્યા પ્રમાણેજ બન્યું છે.

ડયુ૦—તમે મારા ખરા મિત્રછો. હું એ વાતનો પુરાવો આપુંછું.

ચાંબરટીન—જ્યારે તમારા જેવા લાર્ડ મને આ પ્રમાણે કહેછે તો ભવિષ્યમાં તેમજ વર્તન થશે એવું હું ધારૂંછું.

હમણાં અગીઆર વાગી ગયા હતા. ને અગીઆર થયા એટલે ગા- મડામાં બધે સામસુમ થએલી હોયછે. દુરના રહેનારાઓએ પોતપોતાની ગાડી મંગાવીને જેઓ ગામમાં રહેતા હતા તેઓ ફાનસો નોકરના હાથમાં આ- પીને તેના પ્રકાશમાં ઘેર જતા હતા. પછી મોનશર અને મેડમ ચાંબરટીનની રજા માંગીને કહ્યું કે આજતો જલસો ઘણોજ સારો થયો. ને બેરનને નમ્રતાથી સલામ કરી પોતપોતાને ઘેર ચાલતા થઇ ગયા. મોનશર ચાંબરટીને વિચાર કીધો કે આપણા નામાંકિત પરોણાઓનો સુવાનો વખત થયો, તેથી અને મિનાર્ડ નામના એક ખુણામાં ઉંઘી ગયો હતો તેથી. પોતાના નોકરોને હુકમ આપ્યો કે તેઓ બન્નો પરોણાઓને સુવાના ઓરડાનાં લઇ જાય.

ઘરને પહેલે માળે જે સારામાં સારો ઓરડો હતો તે બારન સાહેબને વાસ્તે સુવાને તૈઆર કરાવ્યો હતો ને ઉપલી ઓરડીમાં મિનાર્ડને માટે યોજના કીધી. જો એ બેરનનો મિત્ર નહતે ને ફક્ત વિદ્વાન માણસ હતે તો એને માટે એટલાની જગોજ રાખી હતે. સંસારમાં જોવા જઇએ તો લોકોનાં મન આકર્ષાય એવા ગુણો ન હોય તો બુદ્ધિ એ માત્ર એક નાની સરખી શીંગરસ છે. દરેક જણ પોત પોતાની ઓરડીમાં આરામ લેવા ગયો. મીનાર્ડે તો ઘસઘસાટ ઘોરવા માંડયું હતું. ને ડયુબર્ગ એક નરમ બીછાનાપર સુતો હતો ને પલંગપર રેશમી ઝુલવાળા પડદા ટાંગેલા હતા.

ડયુબર્ગ સુતો સુતો વિચાર કરવા લાગ્યો—આ ઘરમાં બધા જણ મને માન આપે છે. ને સર્વ જણ નમ્રતાથી મારી સાથે વર્તન કરે છે. મારી મરજીનુરૂપ બધું કરવા સર્વ તત્પર દેખાયછે ને તે મને સુખ થાય તે સાધાનોની યોજના કરે છે. અને આ બધું થાય છે તેનું કારણ તેઓ મ- ને વેસ્લેટાઇન છુ એમ ધારે છે ! જો મે પોતાને સાદો મિ. ડયુબર્ગ એ નામથી ઓળખાવ્યો હતે તો "ચાલ્યો જા અહીંથી" એમ એ લોકો કયારનાએ મને કહે. અને તે છતાં બીજું નામ ધારણ કીધું માટે હું કાંઇ બીજો માણસ બનતો નથી. હું જે છું તેનો તેજછું. તથાપિ દરેક જણમાં કાંઇને કાંઇ ખામી તો હોયજ—કેટલાકને ઘણી ને કેટલાક ને થોડી હોય છે. મોનશર અને મેડમ ચાંબરટીને સુધારવા માગું તો— જેથી મારે મોટું નુકશાન થશે પણ તેમ કરતાં ઘણું અઘરૂં પડશે—મને તેમની ખામી જોઇને હસવું આવ્યા વિના રહેતું નથી. આ મોનશર ચાં- બરટીન બડો મુરખનો સરદાર છે, કારણ તેણે પોતાના આયુષ્યનો કે ભા ગ દારૂ વેચવામાં ગાળવી. તે ગામનો મુખી થવા જાય છે; ને બાકી જે કે ભાગ રહયો તેમાં તે માટામાં ખપવા જાયછે. પણ તેની મારે શી ફીક- ર પડી છે ? તેના ઘરમાં બેરન આવ્યા છે તેથી ખુશી થઇ ગયો છે ને;

મારી મરજીમાં આવે ત્યાં સુધી હું પણ ગારૂન નામથી ઓળખાઈશ.

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં ડ્યુગર્ગ ધીમે ધીમે નિદ્રાવશ થયો. પણ આંગણામાં કાંઈ અવાજ થયો તેથી તે એકદમ ચમકી ઉઠયો, રડારોળ સાથે હસાહસ કાને પડી: ડ્યુગર્ગે ધાર્યું કે બન્ને નોકરો લઢી મરતા હશે. તે ઉઠયો, પાજામાને કોટ પેહેરી આંગણા તરફ જે બારી પડતી હતી તેમાંથી જોયું તો કેટલાક નોકર બન્ને છોકરાની આસપાસ ઉભા હતા. ને એના હાથમાંથી મુએલી મરઘી લ્યુનેલ ખેંચી લેતો હતો, ને બીજો છોકરો રડતો હતો અને પોતાના સાથીને મદદ અપાતી નહી તેથી બુમો પાડતો.

ડ્યુગર્ગે સખ્ત હોકમ આપ્યો હતો તેને અનુસરીને બન્ને છોકરા નોકરો પુછતા હતા તેના જવાબ નિશાની કરી આપતા હતા. પણ લ્યુનેલ જે મોટા બટલરની જગોએ હતો તેની બન્ને છોકરાઓ તરફ મેહેરબાની હતી. કારણ તે ગારનના નોકર હતા. આગલી રાત્રે લાર્ડ સાહેબને અને મીનાર્ડને ચીનોગાલ લઈ જતાં ડ્યુગર્ગે તેને જે ધક્કો લગાડ્યો હતો તે એને સારી રીતે યાદ હતો. છોકરાઓ નીશાની કરી બતાવતા તેથી એને ઓર ગુસ્સો લાગતો. ગાડીમાંથી ઉતરતાં વાગ્યુ કે શું એવું જ્યારે તે છોકરાઓને પુછતો ત્યારે તેઓ નાકે હાથ અડાડતા. તે બીજા નોકરો સમજી નહી શકવાથી તેમને હસવાની ઘણી ગમત પડવા લાગી. ટુંકામાં તે પોતાના મનમાં એવું ધારતો કે આ છોકરાઓ મારી મશકરી કરે છે. આથી ચીડાઈને તેમનાપર ખાર રાખી બન્ને છોકરાઓને ખાવાનું આપ્યા વિના તેમને સુસ દીધા તે તેમને એક ભાગી તુટી પરસાળમાં અંધારામાં સુવાડી સલામ કરીને ચાલ્યો ગયો. છોકરાઓને ઉપવાસ નઃ આવવાથી ને લ્યુનેલ હમણાં ખાનું પીરસીને તેમને લાવીને આપી જશે એવી ખોટી આશાથી ત્રણેક કલાક લ્યુનેલની રાહ જોઈ. પરંતુ જાણ્યું કે લ્યુનેલ બન્નેમાંથી એકે જણાયું નહીં ત્યારે બન્ને જણા સીડી ઉતરી નીચે જઈ ખાન મુકવાના ભંડારમાં પેઠા. બધા જણ ઉંઘી ગયા હતા. પણ લ્યુનેલ જાણતો હતો કે છોકરાઓ ઉતપાત છે ને કદાચ રાતના કાંઈ નવું જુનું કરી મુકશે તેથી રાતના જાગતો પડી રહ્યો હતો. ક્ષુધા ઘણી પ્રદીપ્ત થવાથી બન્ને જણા ભંડારમાં પેઠા જે રસોડાની પાસેજ હતો. ભંડારનું બારણું ઉઘડયું નહીં, તેથી તેની જાળી ભાંગી નાખી અંદર એકેકીજણાએ મુએલી મરઘી ખેંચી લીધી બીજાએ ભુંજેલું સસલું લીધું. મરઘી તો અડધી ખાવેલી હતી પણ સસલું આખું હતું જેથી બન્નેનું પેટ ભરાય એવું. હતું આવી રીતે ખાનુ મેળવીને છોકરાઓ પરસાળમાં આવતા હતા એટલામાં લ્યુનેલ રસોડામાંથી એકદમ બાહેર આવ્યો ને બુમો પાડવા લા

ગ્યો " ચોર રે ! ચોર રે ! ને હાથમાં એક મોટો ચાબક રાખ્યો. છોકરાઓ આ વેષ જોઇ બ્હીને દાદરપર ચઢી ગયા. પણ તેમાંનો એક પગથીએ ચઢતાં પગથીયું ચુકી ગયાથી હેઠ નીચે પડયો ને નાક છુંદાઇ ગયું. ડ્યુનેલ બીજાનો હાથ પકડી તેના હાથમાંથી મરઘી ઝુટવી લેવા ગયો. બન્ને વચ્ચે સકત ઝપાઝપી થઇને તે આવેશમાં છોકરાને પોતે પોલના કેહેવાશાછે એવું યાદ ન આવ્યાથી એકદમ તે ફ્રેંચ ભાષામાં બોલી ઉઠયો " હું તને નહીં આપું જા. "

ડ્યુનેલ૦—અરે લુચ્ચા. તને તો ફ્રેંચ ભાષા બોલતા આવડતી દેખું? હવે હું તને સવાલ પુછું ત્યારે મને નાકે હાથ દઇ બતાવજે એટલે તને સમજાશું પડશે. સાંભળ્યું.

બીજો છોકરો—મારૂં તો નાક ભાંગી ગયું, ને અમને ભુખ્યા સુવાડયા તે બધો બટલરનો ગુન્હો છે.

આ વેળા ડયુબર્ગ ઉપરની બારીએથી કપડાં પહેરી શું છે તે જોતો હતો. ઘરનાં બધાં નોકર ચાકર ભેગા થયા હતા; અને ગાનશર ચાંબરટીન કોટ પહેરી ઝરૂખામાં આવી લાગ્યો.

સી. ચાંબરટીન--આ બધી ગડબડ શેની ચાલી છે ?

ડ્યુ૦--હું ધારૂંછું કે એ મારા પોલના છોકરાઓ હશે.

ડ્યુનેલ૦—હા આપ નામદારના છોકરા તો ફ્રેંચ ભાષા બોલી જાણે છે એમને મેં ભંડારખાનામાંથી ચોરી કરતા પકડયા છે.

છોકરાઓ—સાહેબ એણે અમને ખાવાનું કાંઇ આપ્યું નથી. પણ અમને પકડવાને ચાબુક લઇને પેલા ખુણામાં ડ્યુનેલ બેઠો હતો.

ડ્યુ૦--આશ્ચર્ય ! ચમત્કાર, તાજુબીની વાત છે ! કે તેઓ ફ્રેંચ ભાષા જાણેછે ! ત્યારે ડ્યુનેલના હાથમાં એવો તે કેવો ચાબુક હતો કે જેને ન્હેતાની સાથે એક મહેતાજી નિશાળીઆને જેટલા વખતમાં શીખવી શકે તેના કરતાં થોડીવારમાં ચાબુકે ફ્રેંચ ભાષા બોલતાં શીખવી. છોકરાઓ અહીં આવો તમે ફરી ફ્રેંચ ભાષા બોલોછો તે મને સંભળાવો; ને પછી તમને થોડું ખાવાનું અપાવીશું.

સી. ચાંબરટીન—( વીલા પડી ગએલા ડ્યુનેલને ) અદયા લુચ્ચા હવેથી લ.ડ. સાહેબના નોકરોને પજવીશ તો ઘરમાંથી તને લાત મારીને બહાર કાઢી મુકીશ. સમજણ પડી ?

ડ્યુનેલ બડબડ કરતો પોતાના ઓરડામાં ચાલ્યો ગયો." " હું જેવો જાતનો ટુંકે છું તેવા તેઓ પોલના હશે" છોકરાઓ પરસાળમાં ગયા.

જીત થઇ તેથી મનમાં રાજી થયા. એકે મુરગી લીધી. બીજાએ સસલું લીધું. બીજા નોકરો, પોતપોતાને ઠેકાણે થઇ ગયા. ચાંબરટીન અને ડયુબર્ગ સુવાને ચાલ્યા ગયા પણ ડયુંબર્ગે વિચાર કીધો કે આવા વ્યતિપાત છોકરાંઓને કેથે સાથે રાખવા નહીં, કારણ કોણ જાણે કોઇ વખતે અટકચાળું કરી બેસે તો મહા સંકટમાં આવી પડાય. તેથી પોતે પ્રાતઃકાળમાં ઉઠીને બન્ને જણને પાંચ પાંચ ફ્રેંક આપી ચીનોબલ વદાય કરી દીધા. તેથી હ્યુનેલને પોલના માણસો ગમતા નહીં માટે ઘણો રાજી થઇ ગયો.

જયાફત આપ્યા પછી દીવસપર દીવસ ચાલ્યા ગયા ને ઘરમાં તે વેળા સર્વત્ર શાંતતા હતી. કેટલાક મિત્ર ચાંબરટીન અને તેના કુટુંબને મળવા આવતા ને તેમને ડયુબર્ગ પોતાના કીલ્લા, જાગીરો, બાપદાદાના વખતની કહેણીઓ ને પોલાંડ દેશના દરબારમાં પોતે કયે દરજ્જે હતો તે સર્વેને કહી બતાવતો, તેથી તેનું રસભર્યું બ્યાન સાંભળવાને ઘણા આવવા લાગ્યા. મો. મિનાર્ડ તો ખાવાનું અને પીવાનું જોઇએ ત્યારેજ માત્ર બોલતો બાકી મુગો બેસી રહેતો. કોઇ કોઇ વેળા સારા સારા ગ્રંથકારોના વચનો ટાંકી બતાવતો; જે ઓતાજનો જેને કાંઇપણ સમજણ પડતી નહી તેઓ મુગે મોંઢે તેનું માન રાખતા.

ડયુબર્ગ બ્લાકગેમનનો ખેલ રોજ સાંજના રમવા બેસતો, પણ પૈસા મેળવવનો પ્રસંગ જ આવતો નહીં, કારણ ફ્રોસાર્ડ આવવાનું મોડું કીધું, મોનશર ચાંબરટીનને જુગાર રમવો ગમતો નહીં; ને ડયુબર્ગને ધાસ્તી લાગી કે બેવડા પૈસા કમાવી શકાસે નહીં. ! મોનશર ચાંબરટીનની વર્ષગાંઠનો દીવસ પાસે આવ્યો. તે દીવસે બીજો જલસો થવાનો હતો, પણ તે આના કરતાં સારા પાયાપર થવાનો હતો. તે વેળાને માટે પારિસથી કેટલાક મિત્ર આવનાર હતા; એ મિત્ર મોટા પૈસાદાર છે એમ કહેતા; અને ડયુબર્ગે જાણ્યું કે તેઓ આવશે તો આપણને પણ તડાકો મારવાનો સારો પ્રસંગ મળશે. એ સર્વેને મેડમ ચાંબરટીને તેડું કીધું હતું. બેરન સાહેબ રહી શકે માટે તે ભલી બાઇએ બનતું કીધું; ને રોજ પોતાના ધણીને કહેતી કે "તમારે ત્યાં લાર્ડ પોટારટી આવીને રહ્યા છે તેથી તેઓ જે તમને માન આપેછે તેની તમે બરાબર કદર બુજતા નથી."

મો. ચાંબરટીન૦--મારી વ્હાલી, હું તને ખાત્રી પૂર્વક કહું છું કે મને જે માન મળેલું હું સમજુછું તેથી મારો આનંદ મારા મનમાં સમાતો નથી, ને લાર્ડ સાહેબને આપણે ત્યાં રાખવા મારાથી બનતો પ્રયત્ન કરીશ.

મેડમ—તમારૂં કહેવું ખરૂં છે. કારણ તેઓ આપણને છોડીને ચાલ્યા

જાય તો હું ઘણીજ દીલગીર થાઉં. એઓ કાંઈ કોઇ સાધારણ પ્રતીના માણસ નથી કે વારેવારે એવા મોટા માણસો આપણે ત્યાં આવીને રહે.

હવે આપણે જન્મ દીવસની વાત કરીએ. મોનશર ચાંબરટીનના ઘરમાં ગડબડ થવા લાગી. આ દીવસને માટે તૈઆરીઓ થવા લાગી. તે દીવસે મુખ્ય પરોણો આપણો ડયુબર્ગ જ હતો. મો. ચાંબરટીને કહ્યું હતું કે મારાથી બેરન સાહેબને માટે જેટલું બની શકશે તેટલું કરવામાં બાકી રાખનાર નથી; તેના મનમાં એ કે આ સમારંભથી આખું પ્રગણું ખળભળી રહેવું જોઇએ.

હવે તે દીવસ આવી લાગ્યો. ચંબરટીનને ઘેર ઘણાં પરોણાઓ આવ્યા. જે લોકો પહેલા સમારંભમાં આવી શકયા ન હતા તેઓ આ પ્રસંગે સર્વ આવ્યા ને જાફતનો સમારંભ બમણો મોટો થયો. શેઠાણીએ જે ઉત્તમ વાની દેશમાં ઘણી વખણાયછે તે કરાવી હતી. ઉંચી જાતનો દારૂ મંગાવી રાખ્યો હતો. ને ટેબલને શોભા આપવાનું કામ ડયુબર્ગે પોતાને માથે લીધું. તેનું કામ એ હતું કે ઘરધણીની સાથે વાતો કરતાં મોનશર ડી-ચાંબરટીન-આવ-આલીવાર્ડ " એ મોટું નામ વાપરવો. તે સાંભળી દારૂનો વેપારી આકાશ તરફ માથું ઉંચું કરતો, જેથી કરીને તેનું મગજ વખાણ રૂપી ધુમાડાથી ઘેરાઇ જતું. બારન સાહેબ મેડેમ ચાંબરટીનના કાનમાં કહેતા કે " જે દીવસે આપણે મળ્યા તે દીવસને ધન્ય છે " જેનો જવાબ તે ભલી બાઇએ હાસ્યમુખ કાંધાથી વળી રહેતો.

જમવાનું કાર્ય સંપૂર્ણતાને પામ્યું. સ્ત્રીઓ દીવાનખાનામાં ઉઠીને ગઇ, ને ગૃહસ્થો મધનો વિચાર કરવાને બેસી રહ્યા. મેડમ ચાંબરટીન પોતાના માથાપરના પીછાંથી સ્ત્રીઓમાં અધ્યક્ષ હોય એવું જણાતું. કેટલાકે ગાયનની ચોપડીઓ ઉઘાડી તે જોઇને બીજાઓએ ધાર્યું કે બારન સાહેબ સાંભળશે. ઘર ધણીઆણી બારન સાહેબનાં વખાણ કરવા લાગી. સર્વ સ્ત્રીઓ કબુલ કરવા લાગી કે બારન સાહેબ ઘણા હુશીઆર તથા સર્વ વિદ્યામાં કુશળ છે. અને મો. મિનાર્ડને માટે એવા સિદ્ધાંતપર આવી કે મો. મિનાર્ડ સાહેબ મહા જ્ઞાની પુરૂષ છે અને તેમને ઉત્તમ પ્રકારના ભોજન ઉપર મહા પ્રેમ છે.

જમવાના ઓરડામાં બાટલીઓમાંનો મધ સર્વ જણાઓએ પ્રાશન કીધો. ડયુબર્ગનું માથું ફરવા લાગ્યું અને મો. મિનાર્ડે જેટલું પેટના ખાડામાં પુરાઇ શકાયું તેટલું પુર્યું તોએ બલો આદમી ધરાયો નહીં. મો. ચાંબરટીનને એક વાતથી દીલગીરી પૈદા થઇ તે એ કે એનો ડોરોસી નામનો એક ખાસ મિત્ર જે પારીસથી આવનાર હતો તે આવી

પહોંચ્યો ન હતો. દરેક વખતે ડોરેસીનું નામ બોલાવા લાગ્યું. ડયુબર્ગે કહ્યું " એ નામના કોઇ સખસને હું પારીસમાં ઓળખું છું; પણ તે કોણ હતો તે સાંભળવાની કોને ગરજ પડી છે "? તેથી તેણે મો. ચાંબરટીનને પુછયું કે " ડોરેસી તે કોણ ને એ પારીસમાં શું ધંધો રોજગાર કરેછે. "

ચાંબરટીન૦—એ મોટો પૈસાવાળો વ્યાપારી છે. હવે તે વરસ દીવસે વીસ હજાર ફ્રેંકની આવક કરીને ઉંચો બેઠેલો છે.

ડયુ૦—( મનમાં ) ત્યારે તો આપણે એને ઓળખતા નથી. કારણ મને કોઇ પૈસાદાર વ્યાપારી સાથે ઓળખાણ નથી.

મંડળ દીવાનખાનામાં ગયું. આજવાડના એક પૈસાવાળા માણસે ડયુબર્ગને પાના રમવાની ફરમાસ કરી, જે સુચનાને ડયુબર્ગે માન આપતો હતો; એટલામાં હ્યુતેસ પોતાના શેઠને એવું કહેવા, અંદર આવ્યો કે મોનશર ડોરેસી આવી પહોંચ્યા છે. મો. ચાંબરટીન, આ બાતમીથી ખુશી થઇને પોતાના મિત્રને મળવાને માટે બાહેર ગયો ને તેને મંડળી બેઠી હતી ત્યાં લઇને આવ્યો. ડયુબર્ગ એ વળી કોણ આવ્યું છે તે જોવા લાગ્યો. ને ભય અને આશ્ચર્યતાની વચ્ચે મોનશર ડોરેસી એ માણસ બીજો કોઇ નહીં પણ પારીસનો વીશીવાળો હતો જેના ડયુબર્ગની પાસે ચારસેં ફ્રેંક લેહેણા હતા તે હતો એવું એના જાણવામાં આવ્યું. જે માણસને માટે મોનશર ચાંબરટીન આટલી આતુરતાથી વાટ જોતો હતો, અને જે માણસને, મિથ્યા અભિમાનથી, મોટો પૈસાદાર વ્યાપારીછે એવું જણાવ્યું હતું. તે આ માણસ હતો.

આ શખસને જોઇ ડયુબર્ગ ઘણો ગભરાયો છતાં તે સમય સુચકતા વાપરવા ભુલ્યો નહીં, ને જ્યારે મો. ચાંબરટીને મિ. ડયુબર્ગને ઓળખાવ્યો ત્યારે તેણે કહ્યું કે જે બેરન પોટેરડી, રાવા અને સેંડોમીરના પંચ સેટાઇન કહેવાય છે તે આ સાહેબ છે. ડયુબર્ગે સલામ કરી, હસ્તમુદ્રા બતાવી, આંખોના ચાળા કીધા, ને મોહું વાંકુચુકું કટાણું કીધું તે માત્ર ડોરેસીને ફસાવવા માટેજ. આવી રીતે પોતાના લેણદારના મનપર અસર કરવામાં ફાવી ગયો.

મો. ડોરેસીએ ડયુબર્ગને ઓળખ્યો નહીં, પણ ડોરેસી અને મો. ચાંબરટીન એક ખુણામાં જઇને બેઠા. એટલે એનું મન શાંત થયું. તોપણ વારંવાર તે ઓરડામાં વાંકી નજરથી જોયા કરતો. જ્યારે જ્યારે ડયુબર્ગ ડોરેસી તરફ જોતાં ત્યારે તે મોંના ચાળા કરી જરા ડોકું ખુશાલી ન-

ખરનો જેવી કરી ડોરોસીની નજર તેના ભણી ખેંચાતી. ડયુબર્ગ અસ્વસ્થ ને ગભરાએલો જણાયો. તે પોતે શું કરે છે તેનું ભાન રહ્યું નહીં. તેણે સરનોની બેવડી રકમ કહી, ખેલમાં હાર્યો તે પોતાની પાસે ગજવામાં જેટલું નાણું લાવ્યો હતો તે સઘળું સામાવાળાને આપવું પડયું. તેની આંખો જંખવાઈ ગઈ, મગજ ફરવા માંડયું ને આ વેળા એ નિડર થયો. જે ફસે નાણું મેળવ્યા તેથી તે બમણાના ચાર ઘણા કરી શક્યો. આખરે ખેલ એવા રસપર ચઢયો કે મંડળીમાંના કેટલાક ટેબલ આગળ આવી ખેલ જોવા ઉભા. જે ટેબલ ઉપર બેંક નોટના બંડલો અને લુઇના ઢગલા પડેલા હતા. ડયુબર્ગના ગભરાટમાં ઉમેરો કરવાને મો. ડોરોસી તેની સામી બાજુએ આવી બેઠો. જ્યારે ડયુબર્ગને આંખોના ચાળા કરતો જોયો ત્યારે તે એનો લેણદાર છે એમ ઓળખી કાઢયો. એક અડધા કલાકમાં ડયુબર્ગની થેલીમાંના નાણા થઇ ચુકયાં. એટલે એ ટેબલ ઉપરથી ઉઠી ઉભો થયો ને બોલ્યો કે, હું બીજા ઓરડામાં જઇ સામાવાળાનું વેર લેવાને માટે બીજા નાણા લઇ આવું છુ. પણ ડયુબર્ગ પોતાના મિત્ર મિ. ચાંબરટીન કનેથી બે ચાર હજાર ફ્રેંક ઉછીતા માંગવાનો વિચાર કરતો હતો—કારણ હારેલો જુગારી બમણું રમે—તેમજ વળી મો. ડોરોસી જે ડયુબર્ગને પોતાની નજર આડ થવા દેતો નહીં તે ડયુબર્ગની પાછળ દાદર આગળ ગયો. અને એવું જણાવ્યું કે તું મોઢું છુપાવવા મથેછે પણ હું તે સર્વ સમજી ગયો છું.

ડોરોસી—કેમ ડયુબર્ગ કેમ છે?

બૈરન પોટોસ્કી આંખ ને નાકના ચાળા કરી બોલ્યો-ડયુબર્ગ!

ડયુબર્ગ એટલેશું

લેણદાર—હું ખાત્રી પુર્વક કહું છું કે આપ મોનશર ડયુબર્ગ છો. પણ મને આજ દીન સુધી ખબર ન હતી કે આપ પોલના બેરન છો."

સામાવાળાથી બીતે ને પોતાના લેણદારને ફસાવવા ગાગીશ તો સહેજમાં ફસી જાય એમ નથી એવું જાણી ડયુબર્ગે કહ્યું મારા વાહલા ડોરોસી, જરા મોઢુ બંધ રાખ. મેં તને પ્રથમ ઓળખ્યો નહીં. પણ હવે મેં તને સારી રીતે ઓળખ્યો. તને જોઇને મને ઘણોજ આનંદ થયોછે."

ડોરોસી—મને પણ તારા જેવોજ તને જોઇને આનંદ થયોછે. આજ કાલ તારી સ્થિતિ તો મને સારી જણાય છે. ને એક ખેલમાં તેં હજારો ફ્રેંક ગુમાવ્યા તેથી હું આશા રાખું છું કે મારા ચારસેં ફ્રેંક તારી પાસે લેણા નીકળે છે તે આપવાની તું આનાકાની કરશે નહી.

ડયુ૦—ઓહો. એમાં તે શું? ઘણી ખુસીની સાથે આજે સાંજે તને ચારસેં ફ્રેંક આપી દઇશ! જ્યારે હું પારીસથી નિકળ્યો ત્યારે તારી તે રકમ ચુકવવાને ભુલી ગયો હતો.

ડોરોસી-મેં વીસ વખત જેવેળા તમે રૂ-માંટમારટરના મોહલામાં રહેતા હતા ત્યારે તમારે ઘેર મેં મારા માણુસને કાંઇ નહી તો વીશેકવાર મોકલ્યો હશે.

ડયુબર્ગ—મહેરબાની કરી હવે મુગા રહો. તે વખત પછી મને એક મોટી મીલકત મળેલી છે.

ડોરોસી—ત્યારે જો હું તમારા મિત્ર ચાંબરટીનને ખાનગી રીતે કહું કે હું તમને પારીસમાંથી ડયુબર્ગના નામથી ઓળખુ છું તો તમને એમાં કાંઇ હરકત જેવું હશે નહી

ડયુબર્ગ-એવું કોઇ દીવસ બને નહી! તમે એ બાબત વાત કરો નહી.

ડોરોસી—મારા જુના મિત્રને કહેવું એ મારો ધર્મછે. પણુ તે આ આવ્યા. અને જો તમે ખરેખર બેરન હોતો.—

ડયુ૦ જાણ્યું કે હવે લુચ્ચાઇનો ઘડો ફુટી જશે તેના ગજવામાં એક પણુ નાણું હતું નહીં ને એવો લેણુદાર મળ્યો કે તે એને ખુલ્લો પાડે. એમાં કાંઇ નવાઇ જેવું ન હતું. ચાંબરટીન તરફથી એને આશા ન હતી પણુ વાત પકડાઇ જાય તો ચાંબરટીન એ ઢોંગી માણુસજાણી લાત મારી ગામમાંથી કાઢી મેલે. માટે ત્યાંથી તુરત ચાલી જવા વિચાર્યું. ડોરોસી અને ચાંબરટીન પાસે થઇને જય દાદરેથી નીચે ઉતરી, ટોપી પહેરી, બાગમાં ગયો—એટલામાં જોગ જોગે રસ્તામાં મીનાર્ડ મળ્યો જે ફરીને દીવાનખાનામાં જતો હતો.

ડયુ૦—ચાલ મારી પાછળ—અહ્યા, મારી પાછળ ચાલ. ને એક પણુ શબ્દ મોઢેથી બોલે તો તુ તારી વાત જાણે, નહી તો આપણુ બહી કડકા થઇ વગરમોતે મરવું પડશે.

આ થી મીનાર્ડને આશ્ચર્ય પેદા થયું. આ વાક્ય સાંભળી મીનાર્ડના પગમાં જોર આવ્યું; ને તે ડયુબર્ગની પાછળ પાછળ ખેતરો તરફ એક બારણુામાંથી પસાર થયો.

ડયુબર્ગ મીનાર્ડને વાડામાંથી આગળ ખેંચી લઇ ગયો. બારણે તાળું પાછું વાસી દીધું-કુંચી ખાડમાં દુર ફેંકી દીધી. ને જેટલે ઉતાવળે દોડાયું તેટલે ઉતાવળે તે દોડ્યો. મિનાર્ડ પણુ આટલું જલદી દોડવાનું કારણુ શું હશે તે સમજ્યા વિના એટલીજ ઉતાવળે દોડ્યો. પણુ એના મનમાં એમ કે લુટારાઓની ટોળી આવી હશે.

ડયુ૦—(દોડતાં) દોડ ઉતાવળે, મારા વાલ્હા, મો. મીનાર્ડ દ્દાં જે પણ દારૂ ઘણો પીધો છે. માટે હવે આપણે થોડો પીવો જોઇએ નહીં તો આપણી તબીયત બગડયા વિના રેહેવાની નથી. હું કાંઇ ઘણો દારૂ પીવા કહેવાની હીમાયત કરતો નથી. માટે સર્વ ઠેકાણે સર્વ બાબતમાં નિયમિત-પણું જાળવવું જોઇએ.

મીનાર્ડ—બહુ સારૂં હવેથી તેમ, ચાલોની.

---

## ભાગ ૧૪.

અનેક માઈલ પર્યંત જાણે જીવ બચાવવાને દોડતા હોય તેવી રીતે નાસી ગયા પછી ગરીબ બીચારો મીનાર્ડ કેવળ થાકી ગયો ને બોલ્યો કે મારાથી તો હવે દોડાતું નથી તેથી દમ લેવા નદી કીનારે થાક ઉતારવા બેસી ગયો. ડયુબર્ગના પણ મનમાં આવ્યું કે થોડીક મીનીટ વિશ્રાંતિ લેવી તેથી પોતાના મિત્ર પાસે જઇને બેઠો.

થોડોક દમ લીધા પછી મીનાર્ડે કહયું "મારા લાર્ડ ચોરની પેઠે આપણે ચાંબરટીનના ગામથી કેમ નાઠા તેનું કારણ મને જણાવશો?" જ્યાં આપણને ઘણાજ નમ્ર ભાવથી નવા રાજાની પેઠે પુજ્યા, દેવની પેઠે ખવાડયું ને માનને ધ્યાનથી આપણી આસના વાસના કીધી એવી જગ્યો આપણે શા વાસ્તે એકાએક છોડીને નાઠા?

ડયુ૦—મારા વાલ્હા મીનાર્ડ. કુવામાં ઘડો ફાંસીએ તો કુવામાં વારે ઘડીએ જવાથી આખરે તે ફુટી જાયછે. અગર ભરાય છે. એ બેમાંથી તું જે ધારે તે ખરૂ. અને આ બાબતમાં હું એક અગર બીજી બાબત કરતે.

મીનાર્ડ—કયો ઘડો ભાંગી ગયો, મારા લાર્ડ? આપ નામદાર શું કહો છો તેની મને સમજણ પડતી નથી.

ડયુ૦—તારૂં કહેવું હું કબુલ કરૂ છું, મીનાર્ડ, પણ તે બાબત હું તને બીજી રીતે સમજાવીશ. ડોરેસી નામના શખસને તેં જોયો? તે આજે સવારેજ મો. ચાંબરટીનને ત્યાં આવ્યો.

શીક્ષક—હા મેં તેને જોયો.

ડયુ૦—તું જાણે છે તે કોણ છે તે?

મી૦—હા, તે કોઇએ મને કહયું કે તમે તો વેપારી છો.

ડયુ૦—હા-જુઠો વેપારીનો ડોળ ઘાલતો હતો. તેના ચહેરા ઉપરથી તને કાંઇ જણાયું નહી?

મીનાર્ડ—મેં જોયું કે તે તમારી સામાં ટીકી ટીકીને જોતો હતો, મારા લાર્ડ.

ડ્યુમર્મ—એમાં કાંઈ નવાઈ જેવું નથી. મો. મીનાર્ડ, તે માણસને મને ઓળખ્યો. તે બીજો કોઈ નથી પણ મારી પછાળ ખબર કાઢનારો છુપો જાસુસ છે.

મીનાર્ડ—શું એ ખરી વાત છે ?

ડ્યુ૦—ઘણી વખતે યુરોપના પણ દરબારોમાં ગ્રીક લોકો તરફથી હું વકીલ તરીકે ગયો હતો, ને તેમના રક્ષણાર્થે નોકા સૈન્ય પણ મેં તૈયાર રાખ્યું હતું. આથી તુર્ક લોકોને ઘણો ગુસ્સો લાગ્યો છે ને મારો જાન લેવાની તક શોધે છે, તે તુર્ક લોકો તરફનો એક માણસ હતો જેને મેં એક વખતે કાનસ્ટાન્ટીનોપલમાં જોયો હતો; તેને જોઈને મને ઘણો ડર લાગે છે, અને મારી ખાતરી છે કે આ વખતે ચાંબરટીનના ઘરમાં તેના સાથીઓ મળીને મને શોધતા હશે. રાતની વેળાએ મને પકડવાને તેઓ માગી પાછળ દોડયા હોત ને તને પણ પકડવાની કોશીશ કરી હોત; કારણ તેઓ જાણે છે કે તું મારો મિત્ર થાય છે, ને એકાદ પખવાડીઆની અંદર આપણાં ડોકાં ઉડાવી, ઘોડાના પૂછડાવાળા ભાલાપર મુકી, સાતમિનારાના કીલ્લાપર ફેંકી દેશે, જેનું કારણ એ છે કે સુલતાનનો અમલ કેટલો બધો કરડો છે તે જણાય. ત્યારે તું મને કહે કે હું આએવાડમાંથી નાઠો તે મેં ઠીક કીધું નહીં ?

મો. મિ૦—અરેરે ! એવું છે તો મને થાક લાગ્યા વગર હું સો માઈલ સુધી દોડતો જવાને શક્તીવાન છું ! માટે હવે આપણાથી જલદી નસાય તેમ નાસવું.

ડ્યુ૦—હવે નાસીને થાકી જવાનું કાંઈ કારણ નથી. તે લોકોને આપણે જડવાના નથી,

મીનાર્ડ પણ મો. ચાંબરટીનને ત્યાં શી રીતે આવ્યા હશે?"

ડ્યુ૦—અરે ! મારા વાહલા મીનાર્ડ, મારા જેવો તને દુનિઆનો અનુભવ થયો નથી. આ તુર્ક ઉજનેક કાશમીરી શાલ, કાંઈ મીઠાઈ, કાંઈ અત્તર ને ગુલાબ ને બીજી કીમતી ચીજો વેચવાને માટે લાવ્યો હતો, કેવો ઠગ. તથાપિ આપણાથી મો. ચાંબરટીનને દોષ દેવાય નહીં. તેને બોલવાની જરૂર પડી હશે. ટુંકામાં હું તને કહું છું કે પાના રમવાના ઓરડામાં મેં તે લોકોને આવતા જોયા; ને તેમને જોવાની સાથે તે ઓરડામાંથી એકદમ નાસી જવાની મેં તજવીજ કરી.

મી; મી૦—તમારૂં કહેવું ઘણું ગરવત છે. પણ આપણી ગાડી રહી ગઈ તેનું કેમ?

ડ્યું૦—હું તો કાંઈ ગાડી લેવાને પાછો જનાર નથી.

મી૦—હું પણ જનાર નથી. પણ આપણો ગીનોબનો વીસાવળ

જેની એ ગાડી છે તે આપણે માટે શું વિચાર કરશે?

ડયુ૦—એની ગાડીના દામ આપણી ગાડી એની પાસે છે તેથી વ- સુલ થઇ જશે.

મી૦—પણ આપણે પ્રવાસમાં શું કરીશું ગાડી વિના ?

ડયુ૦—પગે ચાલીને વળી. બીજું જ્યારે માણસ પાસે એક પણ સાઉ ( નાણું ) હોતું નથી તો તેને ગાડીની જરૂર શી ? કારણ તે ભાડું ક્યાંથી આપે?

મી૦—મારા લાર્ડ, શું તમારી પાસે પૈસા થઈ રહ્યા?

ડયુ૦—એક ફ્રાંક તો કહે ! પાના રમતાં બધા પૈસા મેં ગુમાવ્યા. પેલા ટર્કને જોઇને હું એટલો બધો ગભરાઇ ગયો કે મેં ગમે તે પાનું વિ- ચાર અગર ગણત્રી કર્યા વિના નાખી દીધું.

મી૦—સુદૈવ કરીને મારા શિષ્ય વૈકાઉંટ ફ્રેડરીક મેંટ્રીલની પાસે પૈસા છે. માટે હવે આપણને બીજો માર્ગ રહ્યો નથી પણ આ વાત તેને જઇને કહેવી.

ડયુ૦—તને શું માલમ કે ફ્રેડરીક પાસે પૈસા છે? એ માણસે નવી ઓળખાણ કરી છે; ને મીનાર્ડ, એમ જાણજે કે નવી ઓળખાણ કરતાં ઘણા પૈસા બેસે છે. ફ્રેડરીક ઉદાર દીલનો માણસ છે ને તેની શેઠાણી જે માંગશે તે આપ્યા વિના ચાલશે નહી. હું ખાત્રીથી કહું છું કે એને લીધે તેને કેટલોક ખર્ચ થઇ ચુકયો હશે. જુવાનીમાં પૈસા એ શું ચીજ છે તે જણાતું નથી, ને કરકસર કેમ કરવી એનો સ્વપ્નામાંએ ખ્યાલ આવતો નથી.

મીનાર્ડ—મારા લાર્ડ, પણ આ જંગલમાં રહી આટલી મોટી રકમ કેમ ખરચી હશે?

ડયુ—મારી ખાતરી છે કે તારા મનમાં તો કાંઇ માઠું લાગ્યું નહીં હશે મને કહેતાં દીલગીરી ઉપજે છે કે તેની ચાલ સારી હશે એવો મને ભરોસો નથી. જુવાન સ્ત્રીઓને હજારો મોજ શોખની ચીજો જોઇને જુવાન માણસો તેની ચીજો પુરી પાડવાને ના કહેતા નથી. તું મનમાં હરખા નહીં કે ગયા માસમાં તેઓ ઝુપડામાં શાંત બેઠા હશે. ને હવે આ- પણે આવી અગાડમાં આવી પડયા છીએ તો હું તારી આગળ કહું છું કે તેણે મને કહયું છે કે તે પોતાની પ્રિયતમાને માટે એક ઘર બંધા- વી આપવાર છે.

મી૦ પણ અલબતાં તમે એ વાત સારી નથી એવી તેને સલાહ તો આપી હશે.

ડયુ૦—તે કાંઇ ન્હાનો નથી. તે મનમાં આવે તેમ કરવાને મુખત્યાર છે. હું તો હવે જંગલમાં જઈશ પ્રથમ એકલો—જેથી તેને કંટાળો નહી આવે; ને જો તે મારૂં કહયું માનશે તો હું તેવે પાછો તેડી લાવીશ. પણ તારી પાસે હાલ કેટલા પૈસા છે?

મી૦—આશરે ત્રીશેક ફ્રેંક.

ડયુ૦—એટલા તે કાંઇ ગણત્રીમાં છે? તથાપિ આપણે કરકસર કરીને રહીએ તો કેટલાક દીવસ સુધી આપણને તે ચાલી રહેશે? માટે આપણે હવે હાથ રાખીને ખરચ કરવો પડશે. આવા મોટા ખાનાપર જમવા ગયાથી માત્ર આપણું લોહી તપી આવે છે, પંચ છ ખાણાં ઉડાવી દેવાને રોજ જુદી જુદી જાતનો દારૂ પીધાથી આપણી તબીયત સારી રહેશે નહીં.

મી૦—એવું છતાંએ, મારા લાર્ડ, મો. ચાંગરટીનને ત્યાં આપણી તબીયત તો ઉલટી સુધરી છે.

ડયુ૦—હા. પણ થોડા દીવસમાં એની અસર થતી નથી. હમેશ એવું જો ખાઇએ ને પીએ તો તબીયત બગડયા વિના રહે નહી! જો નિયમિતપણાથી ચાલીએ તો તબીયતમાં સુધારો થાય. કેપ્યુઆની મોજમઝાથી કાર્થેજીનાના રહેવાસીઓ ફાવી શકયા નહી, ને મો. ચાંગરટીનના ખાનાથી એવોજ આપણપર પરિણામ થવે તો મોટી ધણીજ દીલગીરી લાગતે. હવે મારે હું કોણ છું તે છુપુ રાખવું પડશે.

મીનાર્ડ—આ વેળા આપ કહો છો તેમ વર્તીશ મારા લાર્ડ. કારણ જો પેલા તુર્ક લોક—

ડયુ૦—એવાજ પ્રકારની ધારતી મને ગ્રીનોબલમાંથી પસાર થતાં લાગવી પડશે. જ્યાંથી મને મારા લેણદાર પકડી જશે—એટલે મને તે લુચ્ચાઓ પકડશે. એ શીવાય આપણી પાસે પૈસો ન હોવાથી આપણી પરોણા ચાકરી સારી થશે નહી; ને હું ખાત્રીથી કહું છું કે પીસીવાળો એમ કહેશે કે તમારી ગાડી કરતાં મારી ગાડી સારી ને મોંઘી કીંમતની હતી. માટે આપણે આ ગામની જમણી બાજુએથી ચાલ્યા જઇએ. ને આપણી પાસે ત્રીસ ફ્રેંક છે એટલે કોઇ ન્હાના ગામડામાં રહી શકીશું.

મી૦—ને મારા લાર્ડ, તે પુરા થઇ રહેશે ત્યારે આપણે શું કરીશું?

ડયુ૦—તે આપણે જોઇ લઇશું. અત્યારે તેની ગાથાફોડ કરવાની કાંઇ જરૂર નથી. ફ્રેડરીકે એના બાપને લખવું જોઇએ.

મી૦—હું ધારૂં છું કે એનો બાપ ઘણો ગુસ્સે થશે.

ડયુ૦—હું મારી કાકીને લખીશ ત્યારે..

મી૦—વધારી કાકીને મારા લાર્ડ?

ડયુ૦—હા—ગમે તેમ કરીને આપણે તજવીજ કરી લઇશું. જો કોઈ સંકટ આપણા ઉપર આવશે તો યુક્તિ કરીને તેમાંથી પસાર થઇશું માટે હવે નસીબ આપણી પુઠે હાથ ધોઇને લાગ્યું છે તો મુગે મોહોડે હાલ આપણે સહન કરીશું! આ વખતે હવા કેવી સારી છે—રાત કેવી ઝગઝગાટ છે—ને આપણો થાક હવે ઉતરી ગયો છે. માટે ચાલ હવે આગળ રસ્તો લઇએ, દેશ કેવો છે તે જોવો હોય તો ચાલીગે તોજ ખરાબર જોવામાં આવે, માટે માન વાલા મીનાર્ડ-તું ખુસી થય જા. આપણે જ્યારે પ્રથમ મળ્યા ત્યારથી કેટલી અગવડો આપણને નડી તેમાંથી આપણે કેવા પસાર થયા, તેમ હવે પણ થઇ શું. છતાં કોઇ દીવસ હું કાંઇ ગભરાયો છુ? એમાં ગભરાવું શું?

શિક્ષક—અરે! મારા લાર્ડ, દરેક માણસમાં તે તમારા જેટલું ડહાપણ ક્યાંથી હોય?

ડયુ૦—તું મારી સાથે ચાલ. મેરીયસ, હેનીબાલ. પાંપે ઉપર કેવાં સંકટો આવી પડયાં હતાં તેનો તો વિચાર કર. ચોથા હેનરી રાજાની ગરીબાઇ અને આંજુની માર્ગરેટનો વિલાપ એ વાતનો તું જરા વિચાર કર આપણા કરતાં હજારો દરજે દુઃખી છે તેની તરફ જોઇને વિચાર કર કે તેના કરતાં આપણે કેટલાં સુખી છીએ ને પછી મને કહેકે આપણે દુઃખી છીએ કે સુખી.

બન્ને જણ ઉઠીને ચાલતા થયા, પણ આ વખતે ડયુબર્ગે ફુલ ડ્રેસ પહેરેલો હતો. ટુંકો કોટ, ઉંચી એડીના બુટ, ને મીનાર્ડનો પોષાખ એવો કે એણે રેશમી પાટલૂન, કાળાંમોજાં. બકલવાળા જોડા, ને એવા પોષાકમાં બન્નેને ડુંગરાપર ચડવું પડતું ને ખરાબ ને ઢેકા ઢયાવાળી જમીનપર ચાલવું પડતું. બન્ને જણાને માથે સારૂં થયું કે ટોપીઓ હતી. કારણ ડયુબર્ગે બાગમાં જતી વેળા ખુંટીપરથી એક ઉઠાવી લીધી. ને મીનાર્ડ જે બાગમાં ફરવા ગયો હતો ને ત્યાંથી પાછો આવતાં ડયુબર્ગને ઉપર કહ્યા પ્રમાણે મળ્યો હતો ત્યારેજ એને માથે ટોપી હતી.

સવારમાં દીવસ ઉગતાં તેઓ એક નાહના ગામડામાં આવી પહોંચ્યાં. ને ખેડુતો પાસે ખોરાક માગ્યો. ડયુબર્ગે રોટલી અને દારૂ માંગ્યો. થોડીવાર અગાઉ ઉમરાવનું ખાનું ખાધું હતું ને અત્યારે એક ભીખારીની માફક ખોરાકને માટે ભીખ માંગવી પડી એ પણ વખતની બલીહારી! જમવાને માટે જનાવર બાંધવાના ઓરડામાં બન્નેને બેસાડયા. ત્યાં તેમની જનાવરો આસપાસ ફરતાં તેથી કમનસીબ મિનાર્ડને ઘણો કંટાળો ઉપજતો.

ડયુ૦—આ ઝુંપડી કેવી સુખદાયી છે! રાજમહેલના ગમે તેવા સારા

શણગારેલા ઓરડા હોય તોપણ આ ગરીબ ખેડુતની ઝુંપડીને તોલે કાંઈ આવે ? હાંતો રીતભાત બરાબર રાખવી જોઇએ. ને અહીં તો આપણે મન માનતું કરી શકીએ. કેટલી બધી છુટ અહીં મળે છે !

માનશર મી૦—( એક મોટી બીલાડીએ તેના ભાણામાં મોંઢું ઘાલ્યું તેને હાથેથી ખસેડીને ) એ વાતની હું કાંઈ ના પાડતો નથી કે આવા ગામડીઆ ઘરોમાં રીતભાતનુ નામ તો શાનુંજ મળે ને દરેક જણ મનમાં જેમ આવે તેમ ચાલે. ( બીલાડી તરફ બતાવીને ) આ જુઓ એના મનમાં જે આવ્યું તેમ એણે પણ મારા ભાણામાં જમવા બેસવાની છુટ લીધી. ને હમણાં પેલો કુતરો મારી રોટલી તાણી જવાને તાકી રહ્યા છે.

ડયુ૦—વારૂ, મહારા વાહ્લા મીનાર્ડ—એમ પણ ચલાવીએ, આપણા બાપદાદાના જુના વખતમાં આવા ગરીબ બીચારા પ્રાણીઓ પોતાના ધણીના ભાણામાં જમતા, સિંહ માણસના હાથમાંથી રોટલી ખાતો ને વાઘ માણસના ખોળામાં આવીને બેસતો.

મી૦—હું માનુંછું કે તમે મારૂં કહેલું કબુલ કરશો કે હાલમાં એ પ્રાણીઓનો સ્વભાવ બદલાઈજ ગયો છે. પહેલાના જેવા ગરીબ વાઘ ને સિંહ હાલમાં કયાં છે ? જુના વખતની વાતજ જુદી છે.

ડયુ૦—ફીકર નહીં, જુના વખતની કોઇ ચીજ મારા જોવામાં આવે ત્યારે જુના વખતની મને ઘણી યાદ આવે છે. જયારે પેલી મરઘી મારા ટેબલ ઉપર આવીને ચાલે છે ને જયારે આ બતક જે હમણાંજ મારા પગ ઉપર ચઢીને પેલીગમ ગયું તેને જોઇને હું જાણે આદમ ને ઇવના વખતમાં હોઉ એમ લાગે છે. પણ જયારે મારા મજવાં ખાલી દેખુંછું ત્યારે મારા તર્ક ખોટા છે એમ માલમ પડેછે.

કમનસીબે ઇંડાં તાજાં ન હતાં ને દારૂ સરકા જેવો ખાટો હતો. દરેક ઇંડુ ખાતી વેળા અને દરેક દારૂનો ઘુંટડો લેતાં મીનાર્ડ મોઢું કટાણું કરતો ને ડયુબર્ગ એને એવું સમજાવતો કે ઇંડાં અને દારૂ સર્વોત્કૃષ્ટ પ્રકારના હતાં.

ડયુ૦—ઇંડાં જેવું ખાનું એકે સારૂં નથી. ગમે ત્યાં જાઓ, ગમે તે દેશમાં જાઓ ને જો ત્યાંના રહેવાસી કને ફકત ઇંડાં હોય તો ઓમેલેટ નામની વાની બનાવી શકેછે. કારણ એ કુદરતી ખોરાક છે.

મી૦—જો ઇંડાં તાજાં હોય તો બને.

ડયુ૦—આ બીજી વાની સ્વાદદાયક છે તે ચાખી જો. ને દારૂ એવો તો મજેનો છે કે તને કાંઈ થાય તો તેનો જવાબદાર હું છું.

મી૦--એ તો ખાટો આમલી જેવો લાગે છે. મારા લાર્ડ.

ડયુ૦—એતો ખાટો લાગેછે એજ એના અસલ ઉંચી જાતની સ.બીતી છે.

બારન પોટારફીએ દારૂનાં વખાણ કીધાં એ વાત મીનાર્ડને મળે ઉતરી નહી.

મી૦—(ખાના ઉપરથી ઉઠી)ચાલો હવે આપણે ફ્રેડરીકને શોધવા જઈએ.

ડયુ૦—( મનમાં ) જ્યારે ફ્રેડરીકના જાણવામાં એમ આવશે કે વળી પાછા મેં એક માસની અંદર બધા પૈસા ઉડાવી દીધા તો તે મને શું કહેશે ? આ સંકટમાંથી કેમ છુટાય ? વળી, તેની પાસે જેટલું નાણું હતું તે બધું તેણે મારાં તાબામાં આપ્યું તે સઘળું મેં ગુમાવ્યું ત્યારે મારાથી હવે કેમ મંગાય ? કદાચ તેને પૈસા જોયતા હશે તો ? તેની કને જઇને શી રીતે તેને સમજાવું. મારા મોંઢામાંથી તો હવે એની આગળ એક શબ્દ પણ નિકળનાર નથી. ખરેખર હું હવે એમ ધારૂંછું કે મારે મિનાર્ડને મારી સાથે જંગલના કોઇ ભાગમાં રહેવા માટે સમજાવવો અને હમે બન્ને સાધુ થઇ જઇશું ત્યારે મારો પાના રમવાનો છંદ છુટશે.

બન્ને પ્રવાસીઓ એક લાંબુ ચકર લઇને, અને ગ્રીનોબલ જવાનો રસ્તો મુકી દઇને પાસેના એક ગામડામાં આવી પહોંચ્યા. મીનાર્ડે ડયુબર્ગને ફ્રેડરીક કયાં હશે તેને ખોળી કાઢવાને કહ્યું ને મીનાર્ડને ધીરજ આપવા ખાતર ડયુબર્ગે કહ્યું કે હું વીજીલ તરફ એકલો જાઉંછું ને ત્યાં તેની ખોળ કરીને આવુંછું. ને તું અહીં બેસજે. તે પ્રમાણે ડયુબર્ગ મીનાર્ડને ગામડામાં મુકીને ચાલતો થયો. અડધોક માઇલ આમનેમ ફરી, થાકી ગયો, ઘાસપર જઇને પડયો ને આખો દીવસ ત્યાં સુઇ રહ્યો. ને સાંજના પાછો આવ્યો ત્યારે આંખે રૂમાલ લગાડીને મોટેથી બુમો મારતો, રડતો પાછો મીનાર્ડની પાસે ગયો.

મી૦--( આતુરતાથી ) ફ્રેડરીકનું શું થયું ?

ડયુ૦--કેવો હરામખોર લુચ્ચો ! કેવો મુર્ખ ! અકલ વિનાનો માણસ!

મી૦--મારા સમ મને જલદી કહો કે શું છે, મારા લાર્ડ ?

ડયુ૦—મને વહેમ લાગે છે કે પેલી છોડીને તેણે કાંઇ અટકચાળું કીધું હશે, તેણીને લઇને તે કંઇ નાસી ગયો છે તે બન્નેને ગયાને આજે પંદર દીવસ થઇ ગયા.

શિક્ષક—(ગભરાઇને) હવે કાઊંટસાહેબ મને શું કહેશે તે? મને છોકરો કયાં છે એવું પુછશે તો મારે શો જવાબ દેવો.

ડયુ૦—તું એમ કહેજે કે તે ખોવાઈ ગયો.

શિક્ષક—લાર્ડ આપ એમ સમજો છોકે આવા જવાબથી તે મારૂં માનશે.

ડયુ૦—ત્યારે તું એમ કહેજે કે ફ્રેડરીક પોતે ખોવાઇ ગયો! પણ મારા વાહલા મિત્ર, તું શાન્ત થા, તું ફીકર ના કર. હું વચન આપું છું કે ખોવાએલું પૈડું જડી આવશે. યુરોપના દરેક દરબારમાં મારા ખાસ માણસો છે, ને બાતમીદારો પણ છે તેમની કને આપણે માણસો દોડાવીશું. તું શું કામ ફીકર કરે છે. ?

આ જવાબથી મીનાર્ડને જરા ધીરજ આવી ને ડયુબર્ગ બોલવા લાગ્યો:

ડયુ૦—તેને વીશે વીચાર કર્યા પુર્વે આપણી શું સ્થિતિ છે તે પ્રથમ તપાસીએ—આપણી સ્થિતિ આ દૂનિઆમાં સહુથી સારી છે. આ ગામડામાં આપણને કાંઇ આવાનું મળવાનું નથી માટે પાસેના બીજા ગામમાં ચાલ જઇએ. અને વાહલા મીનાર્ડ, આ તારો ચહેરો ફીકો પડી ગયો છે તે કાઢી નાંખ ને ખુશી થા. નહી તો જે વીસીમાં જઇશું ત્યાંના માણસો આપણે માટે ખોટો વિચાર બાંધશે. આપણે રાતે ત્યાં રહીશું.

પ્રવાસીઓ આગળ ચાલ્યા. ને દશેક વાગતે ઓનેબાલથી પાંચ ગાઉ પર વોરેપ નામના ગામમાં આવી પહોંચ્યા. એ ગામમાં સારામાં સારી વીસી કયાં છે તે પુછ્યું. ને મીનાર્ડને સાથે લઇને ત્યાં ગયો. વીસીમાં કાફીખાનામાં ધુસ્યો. પ્રથમ ડયુબર્ગ માથુ ઉંચુ કરીને તે મોટો માણસ હોય એવો ઢોંગ બતાવીને ગયો ને તેની પાછળ મીનાર્ડ ઉદાસીનતાથી ગયો. કેટલાક પ્રવાસી તેમાં બેઠેલા હતા ને જમવાનું બનતું હતું એટલે વાતો કરતા બેઠા હતા.

એક નોકરડીએ પુછ્યું—કેમ સાહેબો, આપ અહીં જમવાના છો. ?

ડયુ૦—હા, અમે જમવા માટે આવ્યા છીએ. અમને મંડળી જોઈએ--કેમ મારા મિત્ર, ખરી વાત કેની !

મી૦—હા, મારા લાર્ડ, સાહેબ નામદાર. એટલામાં ડયુબર્ગે મીનાર્ડને ટેબલ નીચેથી લાત મારી એવું જણાવાને કે અહી લાર્ડ બાર્ડ કાંઇ બોલતો નહી. આપણે તો સાદા માણસ તરીકે આવ્યા છીએ, નહી તો.—

ડયુબર્ગ બીજા માણસો સું વાત કરતા હતા તે કાન દઇને સાંભળવા લાગ્યો, પણ તેમની વાતચીત દમ વગરની હતી. વ્યાપારી પોતાના ધંધાની વાતો કરતા, કેટલાક ગામ ગપાટા મારતા. તેથી ડયુબર્ગને ઉપયોગી થઇ પડે એવી વાત સાંભળવામાં આવી નહીં. પોતાની પદવીઓ માલમ પડયાથી ચકીત થઇ જાય એવો ચાંગરટીન જેવો માણસ કોઇ દીઠામાં આવ્યો નહી, તેથી લાંબાં ડગલાં ભરીને આમ તેમ ઓરડામાં ફરવા લાગ્યો. ગ-

જવામાં હાથ ઘાલીને નાણું વગાડયા ને આવતાં જતાં ગીનાર્ડને તપખીરની ડબ્બીમાંથી ચપટી ભરવા દેતો ને વૃદ્ધ શિક્ષક પોતાના દુઃખમાં છતાં અતિશય સન્માન પુર્વક પ્રસીઆના રાજાની તપખીરની દાબડી તરફ બારીક નજરથી જોવા લાગ્યો.

એટલામાં ઓચિંતો એક ઢીંગણો માણસ આશરે ૫૦ વર્ષની ઉમરનો, રાતા રંગનો કોટ પહેરેલો, લીલી ઇજાર, લાંબા બુટ, ને એક ટોપી જેનો આગલો પડદો તાણ્યો હોય તો છત્રીની ગરજ સારે એવો પોશાક પહેરેલો ઓરડામાં આવ્યો. તેના ચહેરાપર ડરની નીશાનીઓ જણાતી ને તે મોટે સાદે બોલતો હતો. "તેઓ તો આવતા નથી—હજી તે આવનાર પણ નથી એમ લાગેછે ને તેથી મારી નાટકશાળા બંધ રહેશે. સત્યાનાસની પાટી! હુતો મરીજ ગયો ને હવે ગાંડા જેવો બની ગયો છું."

આ પ્રમાણે બોલીને પેલા માણસે ખુરસીપર નખાવ્યું. ને ગામના લોકો જે ત્યાં હાજર હતા તે તેની આસપાસ આવી બેઠા.

વીસીવાળી—કેમ મો. ફ્લારીડોર, તમારા નાટકમાંના માણસો આવ્યા નથી કે શું?

મો. ફ્લારીડોર—મારા મુખ્ય પાત્રો માત્ર ઓછા છે. વિદુષક ને રાજા હજી આવ્યા નથી. બન્ને સારા પાત્રોની ખામી છે. વિદુષક કાંમ્બેનો રહેવાસી છે, જ્યાં તેણે વિદુષકનું કામ વીસ વર્ષ સુધી કીધું છે. એ એવો તો વિનોદી માણસ છે કે હું તમને શું કહું? શી તેની સમય સુચકતા! એક મહીના અગાઉ તેણે પ્રેમરસનો પાર્ટ ભજવી બતાવ્યો હતો ને હાલમાં વીરરસનો પાર્ટ ભજવે છે. તે વેળા એના પાર્ટ જોઇને મને કેટલો બધો આનંદ થયો હતો! હું તો જોઇને ચકિતજ થઇ ગયો; શું એનો સીનો, કેવો મધુર અવાજ, જાણે મારા જેવોજ, ને હાવભાવ કેવા મજેના! શોક રસમાં એની જીભ કેવી ચાલતી હતી! કેવો જુસ્સો, ને કેવો સીનો, જ્યારે એણે પોતાની સ્ત્રીનું અને અગીઆર છોકરાનું ખુન કીધું ત્યારે મારી આંખમાંથી આંસુ પડયા. વીરરસમાં પણ એણે ખુબી કરી બતાવી. ત્રીસ વરસની વાતપર એના જેવો ખેલાડી કોઇ ન હતો. મેં એને ઘણી વેળાએ પારીસના સારા સારા નાટક તકતાપર જોયો છે. તેવી વેળા નાટકમાં કેટલી ગર્દી થતી હતી!

એ બધી બાબતમાં પુરો, રાજા, વીર, જુલમગાર, ગોર, ડોસી, સ્ત્રી એટલા વેષો એનાજ કહેવાતા. હાલમાં તો વૃદ્ધ બાપને ઠેકાણે એ ઉતરેલો

કારણ, એના દાંત બધા પડી ગયેલા છે. પણ તેથી એના અવાજમાંથી કાંઇ ખામી આવી નથી.

વીસોવાળી૦—એવા પાત્રો છે તો તે શા કારણથી આવ્યા નહીં?

કમનસીબ. મેનેજર—હા. તેમજ છે. કારણ વિદૂષકને એવી તો ઉધરસ થઇછે કે એનો ઘાંટો ચાલી શકે એવું નથી. અને જે વીરસેનનો વેષ ભજવેછે તેણે એક દારૂની દુકાનમાં મારામારી કરી તેથી તેને ફોજદારીમાં પોલીસ લઇ ગયા ને તેને પંદર દીવસની કેદ અપાવી; કોણ જાણે મનેજ શામાટે આવી હરકતો નડેછે ? કેટલી મહેનતે નાટકગૃહ તૈયાર કરાવ્યું, વકીલનો જે તબેલો હતો તે જગા પ્રેક્ષકજનો માટે ગોઠવણ કરી તૈયાર કરાવી ને આ બે પાત્ર ન આવવાથી મારી આશાનો બધો ભંગ થયો ! આ નાટકગૃહ જોઇને હું તો ઘણો ખુશી થાઉંછું; કોઇ એમ ન જાણી શકે કે આ ઘોડશાળા છે ત્યાં ઓરચેસ્ત્રા બનાવ્યો છે. બાકસ, ગ્યાલરી, ને સારામાં સારી બેઠકો ગોઠવીછે. ચીનોબલની નાટકશાળા કરતાં હજાર દરજ્જે મારી નાટકશાળા સારી છે. વીરોપ ગામના લોકોને મારૂં નાટક પસંદ આવને ! વીસેપગામાં સારા સારા હોંશીઆર માણસો રહેછે; ને જો કે આ પ્રથમજ નાટકશાળા તૈયાર કરવામાં આવી તેથી મો ઘણો નફો થવાની આશા હતી. અહીંના કોટવાલે તો આખી બાકસ રોકી રાખી છે. મેં તેને અને તેના કુટુંબના માણસોને માટે મફત આપી છે. ને બીજા સારા સારા આદમીઓએ મને કહ્યું છે કે તેઓ સર્વ નાટક જોવા આવનાર છે.

મી. ફ્લોરીડોર દમ લેવાને જરા અટક્યો. ને મોંઢાપર પસીનો આવ્યો તે લુછી નાંખ્યો; એટલામાં તેણે જે ભાષણ કીધું તેમાંનો એકે એક શબ્દ સાંભળતો ડયુબર્ગ તે ઓરડાના ખુણામાં બેસી કાંઇ નવી હીકમત શોધી કાઢવાની વેતરણ કરતો હતો.

વીસીવાળી૦—આતો સારી વાત નહીં. પેહેલેજ બેલે મારી છોકરીને નાટક જોવા મોકલનાર હતી તેથી તેણીને માટે નવું ગવન પણ મેં સીવડાવી મુકયું છે.

મો. ફ્લોરીડોર—( ખુરસી ઉપરથી ટટાર થઇ ) તમે શું નાસીપાસ થાઓછો ! કોઇપણ નાસીપાસ થયા વિના રહે નહીં ! એ બે પાત્રો માટે હું સો સો ફ્રેંક એક રાતને માટે આપવા તૈયારછું; સો ફ્રેંક એટલે શું થયું ? આખા નાટકની પણ એટલી ઉપજ થવાની નથી, પણ એવી નજીવી વાત ઉપર હું ધ્યાન આપતો નથી; હું તો કયાંએ એટલા ફ્રેંક ફેંકી દઉં એવો

છું. માત્ર મારી ઘોડશાળ, અરે નહીં, નાટકશાળાનું કામ ચાલું થવું જોઇએ.

ડયુબર્ગ જે એકલો મુગો મુગો બેસીને આ શું થાય છે તે તરફ જાણે જરાપણ ધ્યાન આપતો નહીં એવી રીતે વિચારમાં પડયો હતો તેના મનપર આ ભાષણથી ઘણી અસર થઈ આવી.

વીસીનો નોકર—મને જો વેષ ભજવતાં આવડત તો સો ફ્રેંકની રૂકમ હું સહેજમાં મેળવતે.

મો. ફ્લોરીડોર—મારા બન્ને પાત્રોને હું મહીને દાહાડે સાઠ સાઠ ફ્રેંકનો પગાર આપતો હતો. આ પગાર બહુ મોંઘો છે પણ બુદ્ધિમાન ને સારા ખેલાડીને તો છુટથી પગાર આપવો જોઇએ.

વીસીવાળી—તમે બીજા ખેલાડી કેમ નથી મેળવી શકતા ?

મેનેજર—ક્યા ખેલાડી તૈયાર છે ? મારા ખેલાડીઓમાં એક હજામને જુલમગાર રાજા બનાવ્યો છે. એક સુથારના છોકરાને ચોર, એક કાછણને રાણી ને એક વાણીઆની પોરીને નાટકની નાયિકા બનાવેલી છે. આટલાજ માણસો મને ગામમાંથી મળી આવ્યા. તેઓ તાલીમ બરાબર લે છે. ને સુથારના છોકરાનો અવાજ ઘણોજ મધુરો છે. ને હું કોઇપણ પાત્રનો વેષ જાતે ભજવી શકું છું તેથી જરૂર પડે તો હું પણ નાટક તખ્તાપર ઉતરી પડું છું. પણ મને વળી પ્રામટરનો પાર્ટ કરવો પડેછે તેથી મહત્વના વેષ મારાથી લેવાતા નથી. કારણ તેથી ઘણી વાર સુધી મારાથી સ્ટેજપર રહેવાય નહીં. મેં એક કપડાં મુકવાની ઓરડી બનાવી છે તેને તો બધાજ પસંદ કરે છે તેમાં ત્રણ સ્પેનના ઝભા જે બાજીગરે દારૂખાને ત્યાં ગીરો મુકયો હતો. પાઘડીના બદલામાં ઉનની ચાર ટોપીઓ ને કેટલાક છીંટના પડદા જે મેં ઓનોબલમાં ખરીદ કીધાં છે. આવતી કાલે "ફીડ્રા" નો ખેલ કીધો હતે ને તેની સાથે "ગામડાનો જાદુગર" નો ખેલ. ફીડ્રાના ખેલમાં સુતારનો છોકરો આરીશીઆનો વેષ લે છે, કારણ મારી પાસે ફકત બેજ સ્ત્રીઓના પાર્ટ છે. પણ તે દેખાવડો છોકરો છે ને તેને દાડી હજી કંઇ ઉગી નથી તેથી સ્ત્રીનો વેષ તેને સારી શોભા આપેછે. તેની સખીનો પાર્ટ હુંજ મટરમાં રહી બોલી બતાવુંછું. હું ગામડાના જાદુગરનો ખેલ વાદ્ય વિના કરી બતાવુંછું. તે પણ ફીડ્રાના જેવોજ છે. ગાયનના જેટલુંજ બોલવું પણ કાને સારૂં લાગેછે. આજે કેટલા બધા લોકો જોવાને આવતે ? વિદુષક હીપોલીટસ બને છે; ને થીસીયસનો વેષ બુઢા કાકાને આપતે, હજામ થેરામીનીસ બનતે. તેનો અડધો પાઠ તો તૈયાર છે. પણ

અફસોસ ! હીપાલીટસને ઉધરસ થઇછે. ને થીસીયસનો દારૂ પીને ઢં જન્મે છે ! હું શું કરૂં ? અરે, કોઇ મોટો આકટર પારીસથી વેરોપમાં આ વેળા આવી પોંચે તો કેવી મઝા પડે ! પણ તે આશા રાખવી વ્યર્થ છે ને હસી કાઢવા જેવી છે.

નોકર—સાહેબ જમવાની તૈઆરી થઇ છે.

વીસીવાળો—(ફ્લોરીડોરને) હું આશા રાખુ છું કે આથી તમારા જમવામા કાંઇ હરકત આવશે નહી.

મેનેજર—ના, ના, હું તો ટેવને લીધે જમું છું પણ ગને ક્ષુધાનથી. આ વાતથી મને ઘણીજ દીલગીરી ઉપજેલી છે.

મી૦—(ડયુબર્ગને કાનમાં) પણ તેથી તેનું મોઢું કાંઇ મુકુ રહેલું નથી.

શિક્ષકને અચંબામાં નાખવા ડયુબર્ગ તેની પાસે ગયો, હાથના ચાળા કીધા ને ગંભીર ચહેરો કરી એક કવિતા ગાઇ સંભળાવી.

મીનાર્ડ ડયુબર્ગ તરફ જોવા લાગ્યો. તેના ચહેરાપર મુંઝવણ અને આશ્ચર્ય બન્ને આવેલાં લાગતાં હતાં. પ્રથમ તેણે જાણ્યું કે બેરન ગાંડો તો નથી થયો ?

મી૦—શું તને ફ્રેડરીક મળી આવ્યો કે તું આટલો હરખાઇ જાય છે ? તને કોણ જડી આવ્યો—મારો ચેલો ફ્રેડરીક–શું તે આવી પહોંચ્યો?

ડયુબર્ગે મીનાર્ડનો પગ દાબ્યો. કારણ તેણે જોયું કે ફ્લારીડોર જમવા બેસવાના બદલામા ઘણીજ આતુરતા ને લક્ષપુર્વક ડયુબર્ગને અવલોકન કરતો હતો. ડયુબર્ગે શિક્ષકનો હાથ નાટકમાં ઝાલે છે તેમ ઝાલ્યો ને પાછી એક કવિતા બોલવા માંડી. કવિતા ગાઇ રહ્યો એટલે મેનેજર હાથપર હાથ મારી બોલ્યો. વાઃ વાઃ ખાસી. બહુ સરસ ! એટલામાં મીનાર્ડ ચારે પાસ જોવા લાગ્યો.—

ફ્લારીડોર હાથમાં ટોપી ઝાલી ડયુબર્ગને પુછવા લાગ્યો "તમે એકટર છો સાહેબ ?

ડયુ૦—શું ! શું કહો છો ? શું ! મારા વાહલા સાહેબ ! હું તમને ખાત્રીથી કહું છું કે–પણ હું એક આકટર છું એવું તમે શા ઉપરથી કહોછો ?

મેનેજર ડયુબર્ગનો હાથ ખુસીથી ઝાલી બોલ્યો "મારા વાહલા સાહેબ, તમારે માટે શક ન જતાં તમને જોઇનેજ કોઇ પણ કહી શકશે.તમે કહો છો તે હું ન માનું તોએ તમારા ઉત્તમ પ્રકારના હાવભાવ, ચિત્તાકર્ષક અંગવિક્ષેપ ને બોલવાની ઢબ જોઇને તમે શું ધંધો કરો છો તો

મને માલમ પડે છે. જે આકટર નથી તેનામાં આટલા બધા ગુણો હોયજ નહી—તમે એકટર—એક પ્રસિદ્ધ આકટર છો તે તમારાથી ના કહેવાશે નહી. !

ડયુ૦—(શરમાળપણાથી હસીને) તમારાથી કાંઇ છુપું રહે એવું નથી. હું અને મારો મિત્ર હમે બન્ને જણાના મનમાં કે હમે છુપા રહી શકીશું.

ફ્લારીડોર—(આનંદથી કુદકો મારીને) તમારો મિત્ર તે વળી કોણ છે? શું તમારો મિત્ર વળી એક આકટર છે?

ડયુબર્ગ—"શોકરસમાં પહેલા નંબરનો છે. તેવોજ હાસ્યરસમાં ને ફાર્સમાં પણ."

મો. મીનાર્ડ પોતાના ખાનદાન મિત્રનું બોલવું જાણે તે કોઇ બાબા જાણતો ન હોય તેમ કાન દઇને સાંભળતો હતો. પરંતુ ફ્લોરીડોર તો ખુસીમાં હતો. મેનેજર ડયુબર્ગને ભેટી પડયો. ને પછી મીનાર્ડની પાસે જઈ તેને પણ ભેટયો; પછી વીસીવાળીને પણ ભેટવા જતો હતો એટલામાં વીસીવાળાએ તેમ કરતાં અટકાવ્યો. ફ્લારીડોર ગાંડા માણસની પેઠે આનંદમાં આવીને કાફીખાનામાં દોડા દોડ કરવા લાગ્યો ને બોલ્યો "પરમેશ્વરે તમને મેળવી આપ્યા. મારૂં નાટક હવે હું શુરૂ કરીશ! આપણે ફ્રીડાનો ખેલ પ્રથમ કરીશું. તે એવો તો કરૂણા જનક છે કે વેરોપના દરેક માણસની આંખમાંથી પાણી લાવે. નાટક થયા પછી ગામડાનો જાદુગરનો ફાર્સ ભજવી બતાવીશું! અલ્યા વીસીવાળા, એક વાઇનની બાટલી લાવ. ગૃહસ્થો આજે મારી સાથે ખાનાપર પધારી શોભા આપશો,"

મી૦—(ડયુબર્ગ કાનમાં) આ બધું શુ છે?

ડયુ૦—એઓ એમ કહેવા માગે છે કે આપણે પોલાંડના નામીચા આકટરો છીએ. ઘણું બોલનારો ફ્લારીડોર આપના ખાનાનો ખરચ આપવા તૈઆર છે—તે આપણને એ શીવાય બીજું કાંઇ આપવાનો છે—ને હું જે કહું છું તેને તું ટેકો આપજે. પ્રથમ મશ્કેરાની કરીને તારો દયા ઉપજાવે એવો ચહેરો બદલી નાંખ.

મી૦—કેમ મારા લાર્ડ, શું તમે આપણે બન્નેને આકટરો બનાવવા માંગો છો શું?

ડયુ૦—મો. મીનાર્ડ, એકટરની પદવી સદ્‌ગૃહસ્થના જેવી હોય છે. એકટરો કાંઇ હલકા દરજાના હોતા નથી. જેની કે રોશીયસ સાઇલાનો મિત્ર હતો—ગારીકને ઇંગલંડના રાજાઓની ઘોરમાં દાટવામાં આવ્યો. મો.

સીઅર એક આકટર હતો છતાં કાંઇ નાનો સુનો માણુસ ન હતો; ને હાલના વખતમાં બે મોટા ખાનદાન માણુસો નાટકના તકતાપર નાટક ભજવે છે.

મી૦—પણ મારા લાર્ડ, મારા જન્મારામાં મેં આકટરનો વેશ લીધો નથી તે. ?

ડયુ૦—મેં પણ કયાં લીધો છે; છતાં હું કેવી હીમત ધરાવું છું તે જોની.

મી૦—આપણામાં કાંઇ ખામી માલમ પડી તો જોનારાઓ શું કહેશે.

ડયુ૦—તો આપણે એમને એમ કહીશું કે પોલ દેશમાં એવી રીતછે.

મી૦—પણ પારિસમાં આપણા મિત્ર શું કહેશેઃ

ડયુ૦—તેના જાણવામાં કયાંથી આવશે ? કારણ કે આપણે છુપી રીતે ફરીએ છીએ. આપણે કોણ છીએ એ કોણ અહીં જાણે છે ?

મીનાર્ડ—મારી યાદદારત શકિત ઓછી છે; ને હું મારો પાઠ ભુલી જાઉં તો. ?

ડયુ૦—તને ચોપડીમાંથી જોઇને પડદાની પાછળથી કહી બતાવીશું તે તું પડદાની બહાર બોલી બતાવજે.

મી૦—હું ઘણો ડરકણછું; ને સ્ટેજ ઉપર જતાં મારી હીંમત ચાલતી નથી.

ડયુ૦—જ્યારે તારા ગાલ રંગવામાં આવશે ને ભવાં કાળા રંગના કરવામાં આવશે ત્યારે તું સીંહની પેઠે હીમતવાળો થઇશ. આપણે પગાર તરીકે ઘણા પૈસા લઇશું એટલે આપણામાં જે ખામી હશે તે ઢંકાઇ જશે.

મી૦—પણ.

ડયુ૦—હવે તારૂં "પણ" ઘણું થયું. યાદ રાખજે કે આ બે ત્રણ દીવસની વાત છે. વળી આપણને દુઃખ ન થતાં ઉલટી મઝા મળશે. એ શીવાય આપણા પૈસા આવી પોહોંચે ત્યાં સુધી ખરચવાને આ રોકડા દામ કામ લાગશે. જયારે મારા જેવો પોલ દેશનો ખાનદાન-ઇલેકટર પેલેટાઇન આવું કામ માથે લેતાં પાછો હઠતો નથી તો તારા જેવો કોડીનો માણુસ મોટું અપમાન સમજીને આનાકાની કરેછે એ કેવી અજબની વાત છે ! તું મારી સાથે વેશ નહીં લે તો હું કાઉંટ મોંટરાવીલને પારીસ ગયા પછી કહી દઇશ તો તે ગુસ્સે થઇ " મારો છોકરો કયાં ગયો " તે તને પુછશે ત્યારે તું શું જવાબ આપશે?

મી૦—(નિસાસો મુકી) ત્યારે તો હું વેષ લઇશ.

ડયુ૦—ઠીક ત્યારે.

આ વાતચીત બન્ને જણુ વચ્ચે ચાલતી હતી તે કોઇ સાંભળતું ન

હતું. મોનશર ફ્લારીડોર હજામને ઘેર એવું કહેવા ગયો કે બે મોટા આ-
કટરો જેના નામની તેને ખબર ન હતી અને જે વીલક્ષણ બુદ્ધિના માણસો
છે તે છુપી રીતે અહીં આવી પહોંચેલા છે. તેઓ ગોલ્ડન ઇન નામની
વીસીમાં ઉતરેલા છે અને વેરોપ ગામમાં તેઓ પોતાની નાટક તકતા
ઉપરની કુશળતા બતાવવાને મેં તેમનું મન વાળ્યું છે. હજામ આ સાંભ-
ળતાની સાથે બીજા લોકોને આ વાત કહેવા દોડયો. તે લોકો પાડોશીને
કહેવા ગયા. તે ઘેર ઘેર આ ખબર પહોંચાડતા ગયો. અને વેરપનું ગામ
ઘણું મોટું ન હોવાથી એ ખબર આખા ગામમાં વીજળીની પેઠે ફેલા-
ઇ કે ગામમાં બે મોટા એકટરો આવ્યા છે.

મો. ફ્લારીડોર વીસીમાં જઇ ભોજનની ખટપટમાં પડયો શિક્ષકને
કોઇ કાંઇ સવાલ પુછે તો તેનો કેવી રીતે જવાબ આપવો તે એના કા-
નમાં કહેવાની તક સાધી મીનાર્ડની પાસે ડયુબર્ગ જઇને બેઠો, ને મેનેજર
ડ્યુબર્ગની જમણી બાજુએ બેઠો. આ દુનિઆમાં કેટલીક વેળા એવો બના-
વ બને છે કે પ્રથમ બીજાઓ શામાટે કોઇ પણ કૃત્ય કરે છે તે ન જાણતાં
તેનું અનુકરણ કરે છે તેથી અને તેઓએ જોયું કે મો. ફ્લારીડર આ
બન્ને નવા આકટરોને બેહદ માન આપે છે તેથી લોકો પણ ડયુબર્ગ અને
મિનાર્ડની તરફ માનની નજરથી જોવા લાગ્યા. ઠીંગણો મેનેજર બોલતો
અટકતો નહી. ડયુબર્ગ વારંવાર મનમાં આવે તે બોલતો અને મીનાર્ડ
પોતાની આગળ પડેલી ટાસકોમાંની વાનીઓ ઉપર હુમલો કરતો હતો.

ફ્લોરીડોરે પુછયું—જે સદ્‌ગૃહસ્થો મારા નાટકમાં આવીને મને માન
આપી પોતાની નામના આ ગામના લોકોમાં કરવા પોતાની હોશીઆરી ને કુશળતા
બતાવવાના છે તે આપ નામદારોના નામ જાણવાની હું ખાયેશ રાખું છું.

ડયુ૦—હમે કોણ છીએ તે જણાવવાની હમારી મરજી ન હતી પણ
જ્યારે આપ આટલી માયા અને માન હમારી તરફ દર્શાવો છો ત્યારે ત-
મારી આગળ છુપા રહેવામાં કાંઇ માલ નથી. હમે બન્ને જાણી પડેલા
ક્રેકો ગામના આકટરો છીએ. પોલ દેશના નાટકોમાં ફ્રેંચ ભાષા વપરાતી
હોવાથી તે ફ્રેંચ ભાષા સારી રીતે ભણવાની ઇચ્છા ધારણ કરીને ફ્રાન્સ-
દેશમાં પરવાનગી લઇને ફરવા નિકળ્યા છીએ. એવી ઘણી વેળાએ હમે
ફરીએ છીએ. તેથી એવું બને છે કે ત્યાનાં નાટક ગૃહો દેશના સારા ના-
માંકિત પુરૂષોથી-પારીસના ઇટાલીયન ઓપેરાની પેઠે—ઉભરાઇ જાય છે.
માનેજર-હો તમે કહો તે હું બરાબર સમજ્યો છું. પણ તમે કેવી રીતે
નાટકમાં વેષ ભજવો છો?

ડ્યુ૦—એવી રીતે. પાંટોમાઇમના નાટકથી તે ઓપેરા સુધી બધી રીત જાણીએ છીએ. મારા મિત્ર જેમનું નામ વોલોવીટ કરીને છે તેઓ નાટકના ધંધામાં એક સુનંદા અચ્છા ખેલાડી લેખવામાં આવે છે. ને હું એટલુંજ કહેવાની હીંમત કરૂં છું કે હું "તાલ્મા" છું. "શીકારીઓ અને દુધ વેચનારી છોકરી" નું નાટક તમે જોયું હોય તો તમે તેની તારીફ કર્યા વગર રહેજ શાના ! પણ અહી તમે ઓપેરા કરી બતાવતા નથી કે શું. ?

મેનેજર—હું તમારી ક્ષમા માગીને કહું છું કે હમે ઓપેરા ઘણી વેળા કરીએ છીએ-જેવા કે હાસ્યકારક ઓપેરા; પણ તેમાં વાદ્યનો ઉપયોગ કરતા નથી કારણ તે વેળા આરચેસ્ત્રામાં ઘણા માણસો આવી શકતા નથી. પણ આપની ફુરસદની વેળા એક વખતે આવીને હમારા ઉપર મહેરબાની કરશો તો—

ડ્યુ૦—હું તમને ખાત્રી પુર્વક કહું છું કે હમે પોલાંડમાં ઘણા પ્રસિદ્ધિ પામેલા છીએ. જ્યારે હમે ખેલ કરીએ છીએ ત્યારે જોનારા હમારા ઉપર ફુલના હાર ને તોરા ફેંકે છે. કેમ વોલેવીટ, જ્યારે આપણે યુજીનીની રાણીનું નાટક સ્મોલેન્સ્કમાં કરતા હતા ત્યારે તેં ખુનીનો પાર્ટ લીધો હતો તે તને સાંભરે છે કે ? તેથી ગામમાં કેટલી ઉથલ પાથલ થઇ હતી ! વોલોવીટે કાંઇ જવાબ આપ્યો નહીં કારણ કે તે પોતાનું નામ વોલોવીટ છે એમ જાણતોજ ન હતો; પરન્તું ડ્યુબર્ગે તેને ટેબલ તળેથી એક લાત લગાવી એટલે મીનાર્ડે પોતાનું માથું ઉચકી મોઢામાં કોળીઓ રાખી કહ્યું " હા, મારા લાર્ડ. "

ડ્યુ૦---(મેનેજરને) સમજ્યા તમે ? તે મને હવે "લાર્ડ" કરીને કહે છે એના મનમાં તે પોતે હમણે સ્ટેજ ઉપરજ છે.

બીજી એક લાત મીનાર્ડને પડી એટલે એને સમજણ પડવાથી ગરીબ શીક્ષક ડ્યુબર્ગના કાનમાં બોલ્યો. "મહેરબાની કરીને મને મારૂં નામ શું છે તે કહે. હું કયે નામથી ઓળખાઉં તેની મને ખબર નથી."

જ્યારે મીનાર્ડ આવું બોલ્યો ત્યારે તેની તરફ જોઇને ડ્યુબર્ગ બોલ્યો—" જ્યારે હેંડબીલમાં અમારા નામ બોલેસલાસ અને વોલોવીટ એવાં છપાયાં ત્યારે નાટકગૃહ માણસોથી ભરાઇ ગયું ને હમારા પર ફુલના ઢગલા વેરાયા.

ફ્લોરીડોર—તમારા ઉપર અહીં ઘણા ફુલો પડશે. બારેક હાર તો મેં

મેળવ્યા છે, ને જે હું મારા મિત્રોના હાથમાં આપવાનો છું, કે જો નાટક બરાબર ન ભજવાયું તો તેઓ એકટરોના ઉપર ફેંકે. તમારે માટે કવીતા, અરજીઓ, કાગડાં, ગુલાબી કાગળપર લખેલાં છે.

ડયુબર્ગ—હું જાણું છું કે તમને એ બાબત સારી માહીતી છે. સ્ટેજ ઉપર ફુલના ગોટા આવી પડયા એટલે એકટરના વખાણ થાય છે ને લોક ઠગાય છે.

ફ્લોરીડોર—હું આશા રાખું છું કે તમે જો તમારા મિત્ર સાથે વેરોપમાં ત્રણેક દીવસ રહેવાનું કબુલ રાખો તો કેવું સારૂં થાય.

પોતાની અને મીનાર્ડની નોકરીને માટે હજારોવાર આનાકાની કરી હજારો અડચણો વચે નાંખી ડયુબર્ગે કહ્યું કે હું અને વોલોવીટે કસમ લીધા છે કે ફ્રાન્સમાં નાટક તકતાપર વેષ લેવો નહીં. ફ્લોરીડરે તેમને વીનંતી કરી કહ્યું કે "મારી આટલી માગણી કબુલ રાખો;" ને બીજી એક દારૂની બાટલી મંગાવવાનો હુકમ આપ્યો. મીનાર્ડ તો ખાઇ પી તટસ્થ થયો ને ફ્લોરીડોરની નમ્રતાથી તેનું મન વળ્યું. તે ટેબલ ઉપરથી જ્યારે ઉઠયો ત્યારે કસમપર બોલ્યો કે "તમે જે વેષ મને આપશો તે હું ભજવીશ." પણ ડયુબર્ગ કાંઇ સહેજમાં વળે એવો ન હતો. ફ્લોરીડોર એને સજ્જડ ચોંટયો. બોલેસલાસને પગે પડીને તેનું મન એણે મનાવવાનો પ્રયત્ન કીધો.

મેનેજર—આપણી આટલી ચતુરાઇ છે તો મારી નાટકશાળા ખુલી મુકવાને મને ગમે તેટલો ખરચ થાય તો ફીકર નથી ને તમોને હું સો ફ્રેંક આપવા તૈયાર છું. તમે વિચાર કરો કે નાટકશાળા મે ઘોડશાળાની બનાવીછે તો સો ફ્રેંક તમને હું કાંઇ ઓછા આપતો નથી. હું તમને ખુશીથી એટલું આપું છું.

આખરે ઘણી આજીજી કીધાથી ડયુબર્ગે વચન આપ્યું કે "ચાલો. હું અને મારો મિત્ર બન્નેને સો ફ્રેંક આપજો; પણ હમે તમારા કહેવાનું અપમાન ન થાય એટલાજ માટે કબુલ કરીએ છીએ. પણ સો ફ્રેંકની હમને કંઇ વીસાદ નથી." મેનેજરને આ સાંભળી અત્યંત ખુશાલી ઉપજી. બીજે દીવસે સવારે ગામમાં નાટકની જાહેર ખબરો ચોંટાડવાનો હુકમ આપ્યો. એવું જણાવવાને કે મેસર્સ બોલેસલાસ અને વોલોવીટ પોલના નામાંકિત આકટરો નાટકશાળામાં આવી નાટકના તકતા ઉપર નાટક ભજવી બતાવનાર છે. આ તક કોઇએ ગુમાવવી નહી.!

મેનેજર—પ્રથમ નાટક આપણે ફીગ્રાનું બહાર પાડીશું ને તેની સાથે ગાગડાના જાદુગરનો ફારસ મુકાશું.

ડયુ૦—"તમારી નજરમાં આવે તે ખેલ મુકોની. અમારે તો બધું એ સરખું છે." વાત પણ એમજ છે.

મેનેજર—ત્યારે ચાલો નકી થયું.

ડયુ૦—હું ખુશી થયો છું. પ્રથમ હું ફ્રીડ્રૂનો વેશ ભજવીશ.

મેનેજર—શું તમે સ્ત્રીનો પાઠ લઇ શકો છો ?

ડયુ૦-મારી ભુલ થઇ. હું હીપોલીટસ બનીસ ને વેલોસ્ત્રીટ-થીસસ બનશે.

મેનેજર—ત્યારે ઘણું સારૂં ! હવે ગામડાના જાદુગરના ફાર્સમાં એક વિદુષક જોઇએ, એટલુંજ બાકી છે.

ડયુ૦—એ હું મારા માથે લઉંશું. ચાર દીવસના અવકાશમાં બધા પાર્ટ તૈઆર થશે.

મે૦—ચાર દીવસ ! આટલા બધા દીવસ !

ડયુ૦—વચમાં આપણે વિસામો લેવો જોઇસે.

મે૦—તારે મારી તરફથી ચાર દીવસ, કાલે એ પ્રમાણે જાહેરખબર આપીશું. વારૂં તમારી પાસે પોષાક તૈઆર છે ને ?

ડયુ૦—આ વાતનો હમારે સ્વપ્ને પણ ન હતી કે નાટકમાં હમે ઉતારીશું.

મે૦—ત્યારે હું તમારે માટે સારો ઉંચો પોષાક મેળવી આપીશ.

મેનેજરે બન્ને પ્રવાસીઓને સલામ કરી; ને દરેક જણ નિદ્રા લેવા જતા રહ્યા. ડયુબર્ગ મનમાં હસવા લાગ્યો કે આ વળી શું હોરી લીધું. ને મીનાર્ડ બોલ્યો કે બારન સાહેબ જાતે નાટક કરેછે તો મારે તે પ્રમાણે કરતાં શા સારૂ શરમવું પડે ? પણ જ્યારે તે સવારના ઉઠ્યો ત્યારે ગરીબ શિક્ષકને ખબર ન હતી કે પોતાને થીસસ બનવું પડશે. ડયુબર્ગ એના પાર્ટનું લખાણ લઇને આવ્યો; કારણ મેનેજરે નાટકની ચોપડી તેના તરફ મોકલાવી હતી ને સાથે કહાવ્યું હતું કે બપોરે રીહર્સલ થનાર છે,

ડયુ૦—હવે ખુસી થા ! તારો પાર્ટ માત્ર સો લીટીઓનો છે. જેણે હોરેસ, વરજીલ, ઓવીડ, અને બીજા કવિઓની કવિતા મુખ પાઠ કરી છે તેના તે સો લીટી શા હીસાબમાં ?

મી૦—એ બધું ઠીક છે. પણ જુની ભાષા શીખવામાં મેં મારી જીંદગી ગાળી છે ને આ નવું સીખતાં મને ત્રણ દીવસ લાગશે.

ડયુ૦—તું શામાટે બીએછે ? હું એ વાતનો બંદોબસ્ત કરીશ. તને ખબર તો છે કે આપણી કને પોમ્પટર છે.

મી૦—એ મારો મુખ્ય આધાર છે.

ડયુ૦—પહેલી સો લીટીઓ તો મુખપાઠ કરી ચુક, પછી જોઇ લેવાસે.

મી૦—પહેલી સો લીટીઓ તો કાંઇ હીસાબમાં નથી. સાંભળો, હું બોલી જઉંછું એમ કહી બોલવા લાગ્યો. માત્ર બેજ લીટી બોલી અટકી પડયો.

ડયુ૦—ઘણુંજ સારૂં ! તું જાણે ડીમોસ્થનીસ જેવો બોલે છે.

મી૦—પાછલી લીટીઓમાં મને જરા ગડબડ થાય છે.

ડયુ૦—જો ભુલી જાય તો હાથના ચાળા કરજે એટલે પ્રેક્ષકો તું શું કહેવા માંગે છે તે તરત સમજી જશે.

બાર વાગતે મો. ફ્લારીડોર બન્ને ગૃહસ્થોને નાટકશાળામાં તેડી લઇ જવા આવ્યો. કારણ નાટકશાળામાં બાકીના માણસો એ બન્નેની વાટ જોતા હતા. તેઓ એક ખબુતરખાનામાંથી ગયા (જે ટીરોઠ આરીસ તરીકે ઉપયાગમાં લેવાનું હતું) તેનો દાદર જોઇને ડયુબર્ગને ગમત લાગી. ને મો.મીનાર્ડ તો સ્ટેજ ઉપર ડુંગરનો સીન બતાવવાને બે લાકડાના પીપો મુકયા હતા તે એની ઠોકર લાગવાથી નીચે ગબડી પડયા. નાટક મંડળીએ આ બે પ્રસિદ્ધ ખેલાડીઓને ઉઠીને સલામી આપી. બન્ને એકટરો હાથમાં ચોપડી લઇ રીહર્સલ કરવા લાગ્યા. ડયુબર્ગે તો તારીફની તાળીઓ પડયા શિવાય સુર વાતજ કીધી નહીં. મો. ફ્લોરીડર વચે કહેતો કે "શું સુંદર ભાષણ ! શી ખુબીદાર વાણી ! મીનાર્ડને તેવીજ રીતે તાળીઓથી વધાવી લીધો. તેને પુરૂષ અને સ્ત્રી એકટરો તરફથી માન મળ્યું એટલે તે મનમાં સમજવા લાગ્યો કે મારામાં શોકરસ પ્રાધાન્ય ગુણો છે તે હજી બતાવવાનો પ્રસંગ કયાં મળ્યો છે.?

મેનેજર—(ડયુબર્ગને) તમે સ્ટેજ ઉપર તપખીર સુંગોછો ?

ડયુ૦—કેમ નહી સુંઘીએ ? હું તો રાજા બનેલો છું. ને પ્રશિઆનો રાજા તપખીર સુંઘતો હતો.

મી૦—એ દાબડી તો જુઓ.

ડયુ૦—(વચમાં બોલી ઉઠયો) પોલાંડ દેશમાં સ્ટેજ ઉપર હમે ચાહીએ તે કરીએ છીએ. જે રીત ઘણી જુની છે તે હજી ત્યાં ચાલેછે.

સીપાઇની બાયડી જે રીઙ્ગા બની હતી તે બોલી. "એ કેવી સારી રીત છે." પણ પોતે રાણી બનેલી તેથી તપખીર લીધી નહીં.

સુથારના છોકરાએ કહ્યું "હું જયારે આરીશોઆ બનીશ ત્યારે હું

પણ તંબાકુ ખાઇશ. કારણ બેલેસલાસને તપકીર સુંઘતાં અડચણ નથી તો મારે તંબાકુ ખાતાં શી અડચણ છે. ?

ડયુ૦—તમને ફાવે તેમ કરજો. મોટા અકલવાળા જે માણસો હોય છે તેને બધુંએ પાલવેછે.

ત્રણ દીવસ રીહર્લસમાં ચાલ્યા ગયા ! ને છેવટે નાટકનો દીવસ આવ્યો, ત્રણ દીવસમાં મીનાર્ડને માત્ર અડધી ડજન લીટીઓ મોઢે બોલતા આવડી; તે પણ ભાંગી તુટી. કારણ ડયુબર્ગે કહ્યું હતું કે એટલીજ લીટી બરાબર થશે તો ઘણું છે. ડયુબર્ગને માટે કહીએ તો પોતાના પાર્ટને માટે હજી જાણીતો થયો ન હતો. તેથી એ કાંઇ ગભરાઇ જાય એવો માણસ ન હતો. નાટક જે દીવસે થવાનું હતું તે દીવસે સવારે તેણે પ્રથમ સેક્રેટ મેનેજર કનેથી અગાઉ લઇ લેવાની હોંશીઆરી વાપરી અને મેનેજરને કહ્યું કે અગાઉથી નાણાં લેવાની પોલાંડ દેશમાં રીત છે. નાણા મેનેજર કનેથી લઇને સપાટાબંધ ગજવામાં મુકી દીધાં. હીપોલીટસ અને થીસાયસનો પોષાખ તેઓ વીસીમાં લઈ ગયા.

ડયુ૦—આપણે નાટકશાળામાં ડ્રેસ નહી પહેરી શકીએ ?

મે૦—એ વાત નહીં બને. પોષાક કરવાની ઓરડી નથી. હરેક જણ પોતાને ઘેરથી પોષાક ચઢાવીને આવેછે. ને હવા સારી છે તેથી તેમ કરતાં કાંઇ હરકત નથી.

ડયુ૦—હીપોલીટસનો વેશ લઇ ગામમાંથી જવું પડશે.

મે૦—નાટકશાળા માત્ર દસ પગલાં દુર છે. તમે પગમાં બુટ પહેરજો કારણ હીપોલીટસ એ શિકારી જવાન હતો.

ડયુ૦—એમ કે ?

મે૦—આપણી પાસે તીરકામઠાં નથી તો, મારી પાસે એક જુની બંદુક છે તે ચાલશે. તેનો સંગીઓ છે તે તીરને ઠેકાણે ચાલશે.

ડયુ૦—ત્યારે તો ઘણુંજ સારૂં.

મે૦—હવે વીગ ( વાળની ટોપી ) ને માટે પુછો તો તેથી તમે ખુશી થશો. કારણ તમે જાણોછો કે હીપોલીટસના વાળ ખભા ઉપર પડતા હતા. ને તેથી મેં ચૌદમા લુઇ રાજાના વખતની વીગ તૈયાર કરાવી રાખી છે.

એમ કહી મેનેજર ચાલતો થયો. ડયુબર્ગે પોતાનો પોષાક પહેરવામાં મદદને માટે મીનાર્ડને બોલાવ્યો. મીનાર્ડનો પાર્ટ ત્રીજા અંકની શરૂઆત

થાય ત્યાં સુધી આવે એવું ન હતું: તેથી એને ઘણો વખત મળે એવું હતું. ડયુબર્ગે પોતાની કાળી ઇજાર ઉતારી નહીં કારણ તેમાં સો ફ્રેંક મુકેલાં હતા. તેણે વિચાર કીધો કે નાણાં "હાથે તે સાથે" વચન છે. ચડ્ડીની ઉપર બીજી પાટલુન ચઢાવી દીધી. અંગમાં સફેત કબજો પહેર્યો ને ખભા ઉપર એક કામળો નાખ્યો. કામળાને વાઘના ચામડાનો બનાવવા માટે સસલાના ચામડાથી થીગડાં દીધાં હતાં. વળી એણે વીઝની ટોપી પહેરી મોઢે રંગ ચોપડયો—એક હાથમાં બંદુક લીધી ને બીજા હાથમાં સફેત રૂમાલ લીધો. એમ બનીઠણીને નાટક શાળામાં ચાલ્યો પણ મીનાર્ડને કહેતો ગયો કે ડ્રેસ પહેરીને મારી પાછળ ઉતાવળથી આવી પોંચજે, નહી તો પ્રેક્ષક જનને તારી રાહ જોવી પડશે. રાતના નાટકશાળા માણસોથી ચીકાર ભરાઇ ગઇ. ટીકેટની સો ફ્રેંક કરતાં ઊપરાંત રકમ મળી, તેથી મેનેજર ખુશી થઇ ગયો. તે સ્ટેજ ઉપરથી અંદર ને અંદરથી સ્ટેજ ઉપર વારંવાર આવીને પ્રેક્ષક જનોને જોવા લાગ્યો એક લાકડીએ જે છીંટનો પડદો ટાંગેલો હતો તે આગળ પાછળ ખેચવા લાગ્યો, કારણ કે તે ટુંકો પડતો હતો.

ડયુબર્ગ સાહેબ પડદામાં ડોકીયું કરવા આવ્યા. તેમના ગાલપર પરસેવાના ટીપા આવ્યા હતાં. કામળો ઘણો ભારે હતો ને ટોપી ઘણી મોટી હતી. તેને જોતાંની સાથે પ્રેક્ષક જનોએ તાળીઓથી વધાવી લીધો.

પ્રેક્ષક જનો એક બીજાને વાતો કહેવા લાગ્યા કે આ કેવો સુંદર વેષ છે. હીપોલીટસ કેવો મઝેનો બન્યો છે. સીપાઇની બાયડી બોલી "હું ફીડ્રા બનીશ હં." એમ કહી ડયુબર્ગ તરફ આંખનો ડોળો માર્યો. પણ ફીડ્રા વાંકી નજરથી જોતી હતી ત્યારે તેણીના નાકે તપકીર ઘણી વળગી હતી તેથી હીપોલીટસે તેણીની તરફ જરાપણ પ્રેમની નજરે જોયું નહી.

પડદો એક કોરે ખસેડવા માટે ને નાટકગૃહમાં કેટલા લોકો આવેલા છે તે જોવા સારૂ ડયુબર્ગ ગયો પણ લોકોની નજરે જરાપડતાં નીવાર નાટકગૃહમાં હો હા થઇ રહી સ્ત્રીઓએ તો જાણ્યું કે પડદામાંથી સિંહ જેવો કોણ આવે છે. ફલાગીડોર સ્ટેજ ઉપર કુદાકડો મારતાં બોલ્યો કે મને ખાત્રી છે કે તેને જોઇને તમને મોહ ઉપજસે ! અને પોતે એવા જોરથી તાળીઓ પાડવા લાગ્યો કે જાણે તે પોતે જોવા આવનારમાંનો એક ન હોય ? તેનું જોઇને આખું નાટકગૃહ ગાજી રહ્યું. અને ડયુબર્ગે નીચા નમીને સર્વને નમન કીધા પછી સીનની પાછળ ચાલ્યો ગયો. આ-

ખરે નાટકની તૈઆરી થઇ. ફ્રીઠરાએ કમરમાંથી મોટા પડે એવો ગાઉન પહેરેલો હતો તે જુન્ના આગળ ટુંકો. ને માથાપર એક ચમત્કારીક ટોપી મુકી હતી. ઇનોપે પોતાને કૌંનાખોર જણાવવાને લાલ ને કાળા રંગના વસ્ત્ર ધારણ કીધાં હતાં, ને ઉપલા ઓઠના ઉપલા ભાગપર બળેલા બુચથી કાળી લીટીઓ પાડી હતી, કારણ ડયુબર્ગે એશુીને કહ્યું હતું કે મોટા મનની સઘળી સ્ત્રીઓને થોડી મુછ હોય છે. સુતારના છોકરાએ આરીશીઆ બનવાને માટે પોતાની મુછો બોડી નાંખી હતી. તેણે મજલીનનો ગાઉન પહેર્યો હતો. માથામાં ગુલાબના ફુલ ખોસ્યા હતા, ને છોકરી જેવો અવાજ તંબાકુ ખાઇને ધારણ કીધો. થેરામીનીસનો વેષ હજામે લીધો હતો. તેણે પોતાના વાળ ફ્રાન્સીસના જેવા વળેલા હતા ને તેણે સ્પેન દેશના રીવાજ પ્રમાણે ડરેસ પહેરેલો હતો. નોકરોનો પાઠ ફ્લોરીડર કરતો હતો, અને તે પ્રોમ્પટર તરીકે જ્યાં બેઠો હતો તે જગોપરથીજ બોલી જતો. થાશીયસ (મીનાર્ડ) શિવાય સઘળા આવી ચુકેલા હતા, પરંતુ તેનો પાર્ટ ત્રીજા અંકની શુરૂવાત થયાની અગાઉ તેને માટે નાટક થોભાવવાની જરૂર ન હતી.

મો. ફ્લોરીડર–હવે લોકો અધીરા થઇ રહ્યા છે. થીસસતો જાણે વખતસર આવી પહોંચશે. ચાલો નાટક શરૂ કરીએ.

ડયુ—ખરેખર એને ડરેસને લીધે વાર લાગી હશે. એના જેવો ખબરદાર દુનિઆમાં મેં જોયો નથી.

મોનશર ફ્લારીડોર જે પ્રામ્પટર, ખજાનીસ સ્ટેજ મેનેજર, એ ત્રણે કામ જાતે કરતો હતો તેણે નાટકનો પડદો ખુલવાની અગાઉ ત્રણવાર લાકડાની ભોંયપર પગ પછાડયો અને પછી પડદો ખેંચવા ગયો. પણ પડદો વચમાં અટકી પડવાથી પડી શકયો નહી. એટલે બે જોનારાઓએ સ્ટેજ પર કુદી પડી નાના મેનેજરને મદદ કરવાને દોટ મુકી. મો. ફ્લોરીડર આ અંધારૂં કામ કીધા પછી પ્રામ્પટરની જગોએ બેસવાને પડદાની પાછળ ગયો. જ્યારે ડયુબર્ગ સ્ટેજ ઉપર આવ્યો ત્યારે લોકોએ મોટેથી તાળીઓ પાડી. ડયુબર્ગ ડામળાના ભારથી આમ તેમ ઝુલવા માંડયો તે સ્ટેજ ઉપર ડોળથી ફરવા લાગ્યો. પરંતુ મોટી વાળની ટોપી, ગાલપર પડતો મોઢાંપરનો રંગ ખાંધપર જુની બંદુક એ સર્વેથી કાંઇ વિચિત્ર દેખાવ થયો. જોનારાઓની નજરે એનું માથુ પડયું ત્યારે ડયુબર્ગ ઘણો ઉંચો હશે એમ ધારવામાં આવ્યું, પરંતુ કામળો ભારે હતો તેથી અને થેરામીનીસ ઉંચો

હજામ નીકળ્યો તેથી ડ્યુબર્ગ ઠીંગણો જણાયો.

જોનારાઓ વાત કરવા લાગ્યા "અલ્યા એ તો પોલનો રહેવાસી છે. સ્ત્રીઓ કહેવા લાગી કે "આતો કદરૂપો દેખાય છે." એટલે એક ગૃહસ્થ બોલ્યો. "પણ એતો એવો હોંશીઆર છે."—

લોકોના મનપર સારી અસર થવા ખાતર ડ્યુબર્ગે પોતાના ડોળા ફાડ્યા. અને કમનસીબ થીશમીનીસ જેનું માથું સીલીંગને લાગતું હતું, તે તામેલાના છાપરાની નીચે કરોળીઆના જાળાં માથે ન લાગે તેથી નીચો વળી ગયો. ડ્યુબર્ગ તો જરા ડરી ગયો. તેણે પોતાનો પાર્ટ એવા જોરથી અને એવા હાવભાવથી ભજવ્યો કે એક અંક પુરો થતાં અગાઉ હીપાલીટસે થીશમીનીસ; બે મુક્કીઓ મારી. હજામ ગુસ્સે થયો તેથી દાંત ઘસીને બોલ્યો " હાં, સંભાળ. જો તું આમ કરશે તો મારા જેવો ક્રોધ ખરાબ નથી."

પરંતુ જોનારાને ડ્યુબર્ગનું આવેશમાં બોલવું પસંદ પડ્યું ને દરેક વાક્ય પુરૂં થતાંની સાથે પ્રેક્ષકો તરફથી શાબાસીના પોકાર પડવા લાગ્યા.

પ્રથમ એકટ તો ઠીક ભજવાયો. પણ જ્યારે પ્રામ્ટર બે નોકરના પાર્ટ ચોપડીમાં વાંચીને પડદાની પાછળથી બોલી ગયો ત્યારે પ્રેક્ષકોને ઘણું આશ્ચર્ય લાગ્યું. માત્ર એ ભાષણ ઘણીવાર સુધી ચાલ્યું નહીં ને તેનાપર ધ્યાન આપ્યું નહીં. તેમાં વિશેષે કરીને જ્યારે મોનશર ફ્લોરીડોર પીટ તરફ જોઇને બોલ્યો કે " સદગૃહસ્થો. ફ્રાન્સના મોટા શેહેરોમાં નોકરોના પાર્ટ આવીજ રીતે થાય છે "હજી થીસસ આવી પહોંચ્યો ન હતો. તેથી મો. ફ્લારીડોર અધીરો બની ગયો.

ડ્યુ૦—હજી સુધી એ વીસીમાં શું કરતો હશે? હું ધારૂં છું કે ડરેસ કરતાં એને વાર લાગી હશે.

મેનેજર—એમ બનેજ નહીં; મેં એને પીળો કોટ અને તેવાજ કપડાની ઈજાર આપી હતી. તેની પાઘડી પણ પીળી છે. તે જ્યારે મહમદ બને ત્યારે તેને પહેરવા આપી છે.

ડ્યુ૦—ત્યારે થીસસ બધો પીળો થઇ આવવાનો કેમ?

મેનેજર—અહીની રીતજ એવી છે. પણ હવે બીજા અંકની શુરૂઆત કરીએ. એટલામાં એ આવી પોંચશે.

બીજા અંકની શરૂઆત થઇ. પણ પહેલા અંક જેવો એ અંક સુધર્યો નહીં. આરીશીઆ શોક રસમાં બોલવા જતી હતી એવામાં એના

મોંમાથી તંબાકુની પિચકારિ હીપાલીટસ (ડયુબર્ગ) ઉપર પડી. તેને જવાબ ડયુબર્ગે એવો વાળ્યો કે પાસે ઉભેલા સુતારના છોકરાને એક એવી સજડ લાત લગાવી કે તે ચત્તોપાટ પડી ગયો. હવેથી કેમ બોલવું તે હવે તું બરાબર શીખશે. સુતારને છોકરો-(મુખી ઉગામી ) મે સ્ત્રીનો વેષ ન લીધો હતે તો તને શી રીતે જવાબ આપવો તે હું તને હમણાંજ બતાવી આપતે.

ડયુ૦—ચુપ રહે છે કે નહીં. ?

મેનેજર હીપોલીટસ અને એરીસીઆનો ટંટો પતાવવા સ્ટેજ ઉપર દોડી ગયો. ને જ્યારે તે બન્ને મુગા રહ્યા ત્યારે પાછું નાટકનું કામ ચાલ્યું. આ હલ્લાહ થયા પછી તુરતજ ડયુબર્ગ જે ફ્રીડરાની પાસે સ્ટેજ ઉપર ઉભો હતો તે ફ્લારીડોરના પ્રાગટીંગની વાટ જોવા લાગ્યો. ને ફ્લારીડોર મીણબત્તી ઉપર કાજળી ચઢી ગઇ હતી તે કાઢી નાખવાને કોઇની વાટ જોતો હતો.

ફ્લારીડોર-કોણુછે અહીં ? કોઇ મીણબત્તીની કાજળી કાઢી નાંખોનેકે

ફ્રીડરા—"એ કેવો મુરખ છે !" એમ કહી તેની પાસે ગઇ ને તેની કાજળી કાઢી નાંખી "જો તમારામાં જરા પણ અકલ હોત તો આવી રીતે કાજળી કઢાય છે એમ કહી મીણબત્તી તેના હાથમાં પાછી આપી.

હાપોલીટસ અને રાણીના સંભાષણથી પ્રેક્ષક કંટાળી ગયા હતા ને તેમાં આ પડદાની અંદરની પંચાતથી ઘણા કંટાળ્યા. ઞીનોબલથી એક શોખીન જવાન નાટક જોવા આવ્યો હતો તેને કાંઇ ગન થઇ આવ્યું ને જાને ઉસકેરાઇ ગયાથી એક બટાકો સ્ટેજ ઉપર ફેંકયો જે ફ્રીડરાની આંખપર જઇને વાગ્યો.

સીપાઇની બાઇડીઓ એ રડતાં રડતાં પોતાનો પાર્ટ ભજવ્યો ને આ પ્રમાણે બીજો અંક સમાપ્ત થયો.

આ ઉપરથી આગલો અંક કેવો ભયંકર થશે તેની આગાહી પ્રેક્ષક કરવા લાગ્યા. ફ્લારીડોર આ વખતે ફ્રીડ્રાના મનનું શાંતવન કરવા લાગ્યો કારણ ફ્રીડ્રાએ જણાવ્યું કે હવે હું મારો પાર્ટ કરવાની નથી. મારી તો આંખ દુખે છે. બીજા નાટક ભજવનારાઓનું એવું કહીને મન મનાવ્યું કેત્રીજો અંક જોઇને પ્રેક્ષક રાજી થશે. કારણ તે થીસસનો પાર્ટ સારો થશે એવી આશા રાખતો હતો. પણ થીસસ (મીનાર્ડનું) તો હજી ઠેકાણુંએ નહતું; તે ન આવ્યાથી લોકોના મનમાં વિચિત્ર વિચારો આવવા લાગ્યા.

ડ્યુબર્ગ—એને શુ થયું હશે.? હજી કેમ ન આવ્યો. ? મને કાંઈ અશુભ ચિન્હ ભાસે છે. હું જઇને એને હમણાં તેડી લાવુંછું.

ફ્લારીડોર—મહેરબાની કરીને ઉતાવળે જઇને તેડી લાવ, નહીતો પ્રેક્ષકજન અધિરા થઇ જશે તો આપણી ફજેતી થશે.

હવે આપણે ગરીબ શિક્ષક (મીનાર્ડ) નું શું થયું તે તપાસીએ. ને વાંચકને જણાવીએ કે તેને આવતાં શા માટે વાર લાગી. ડ્યુબર્ગ જ્યારે આવવા નિકળ્યો ત્યારે વિસીમાં મીનાર્ડ ફ્લોરીડોરે આપેલો પીળો પોષાખ ચઢાવતો હતો: પણ મીનાર્ડ કોઇ દીવસ બૉલ એટલે નાચમાં ગએલો નહીં ને ત્રીશ વર્ષ પર્યંત કોઇ ઠેકાણે સોંગ ઢોંગ કીધેલો નહી તેથી ડ્રેસ કેવી રીતે ચઢાવવો તે ન આવડવાથી ફાંફાં મારતો હતો. કોટ, ઇજાર પાઘડી તપાસી જોયાં, આ પોષાખ સજી ગાલપર રંગ કેમ લગાડવો તેની માહીતી ન હોવાથી આખા મોઢાપર કાળા લીસોટા પાડી ચેહેરો વિચિત્ર કરી નાંખ્યો. પણ રોશીઅસ, ગ્યારીક, મોલીઅર ઇત્યાદી ચુનંદા ખેલાડીઓને સંભારીને મહા કષ્ટે ડ્રેસ ચઢાવ્યો તો ખરો કારણ તેણે મેનેજરને એવું વચન આપ્યું હતું કે હું આવ્યા વિના રેહેવાનો નથી. તે પ્રમાણે તૈયારી તો કીધી, બેરન પોટોસ્કીને ડ્રેસ કરતાં જોયો હતો તે પ્રમાણે પોતે પણ ડ્રેસ ચઢાવ્યો. ન જવાનુ કાંઇ પણ બહાનું કાઢવા માંગે તો તે બની શકે એવું ન હતું, તેથી ઘણી મહેનતે જાતેથી થીસસનો વેષ ધારણ કીધો. પોતે પોતાને જોઇ હરખ્યો. પોતાના વખાણ કીધાં; ને આરસીમાં જોઇ મનમાં બોલ્યો કે ચાલો, ડ્રેસ તો ઠીક થયો. તે એવો વિચાર કરવા લાગ્યો કે આજે હું આથન્સનો રાજા થીસીયસ બન્યો; જે કવીતાની લીટીઓ મોઢે કરી હતી તેમાંથી બે લીટીઓ બોલી ગયો ને પછી જોડા પહેરી થીએ-ટરમાં જવા ઓરડામાંથી નીસરી પડયો.

એજ વખતે એક પ્રવાસી પોતાની ગાડીમાં બેસી વીસીમાં દાખલ થયો. તેના દેખાવ અને ઠાઠમાઠથી તે કોઇ દ્રવ્યવાન માણસ હોય એવું જણાયું. તેથી વીસીવાળો મહા સભ્યતાથી તેને લેવા બારણા આગળ ગયો. એ પ્રવાસી ઠીંગણો, પાતળો, વયે વૃદ્ધ ને ચેહેરે કરડા સ્વભાવનો હતો. તેણે દમામની સાથે વીસીવાળાને પ્રથમ આવતાની સાથે પુછ્યું કે "થોડા દીવસપર આ વોરેપ ગામમાં જે પ્રવાસીઓ આવ્યા હોય તેઓનાં નામ મને જણાવ" તે ઉપરથી વીસીવાળાએ નામ કહ્યાં. પછી પ્રવાસી તે જોઇ બોલ્યો "હું ધારૂંછું કે આ માણસો કયાં છે, તેને, હું કયાં ખોળીશ.?

વીસીવાળો—આપ સાહેબ અત્રે જમવાના છો ?

પ્રવાસી—ના, મને ક્ષુધા નથી. માત્ર મારો ઘોડો સંભાળ. થોડીજ વારમાં હું પાછો જવાનો છું. મને એક ખાનગી ઓરડો આપ એટલે હું એકલો બેસું.

જે દબદમાટથી આ પ્રવાસીએ વીસીવાળાને હુકમ કર્યો તેથી વિસીવાળાથી વાત કરી શકાઇ નહીં, તેથી તે પ્રવાસીને એક ઓરડામાં લઈ ગયો. પણ જેવા તે બન્ને જણા દાદર ઉપર ચડેછે એટલે સામા તેઓની નજરે મીનાર્ડ પડયો, જે હાથ પગ હલાવતો મોટા ડોળમાં કનીતાની લીટીએ બોલતો પગથીઆં ઉતરતો હતો. તેને જોતાની સાથે વૃદ્ધ પ્રવાસી તેના સામું જોઇ રહ્યો એટલે તેના કાનપર મીનાર્ડનો અવાજ પડયો. તેથી આશ્ચર્ય પામીને તેની સાંમેજ પ્રવાસીએ ટીકી ટીકીને જોયા કીધું. પ્રવાસી આખરે બોલ્યો—આ હું શું જોઉછું ? મોનશર મિનાર્ડ આવા વેસમાં. !

શિક્ષકે પ્રવાસીને જોયો ને દાદરમાં એકદમ ઉભો રહ્યો. એક ડગલું પણ આગળ ભર્યું નહીં. એટલામાં તેણે પ્રવાસીને ફ્રેડરીકનો વૃદ્ધ પિતા કાઉન્ટ-ડી મોંટ્રીવીલને ઓળખ્યો ! ! ડોસાએ ગુસ્સાથી ડોળા ફાડયા ને શિક્ષકનો હાથ ઝાલી પાછો ઓરડામાં લઇ ગયો ને કડક સ્વરથી તેને પ્રશ્ન પુછયા.

કાઉન્ટ—કેમ. મો. મીનાર્ડ આ બધું શું છે ? ને આ પીળો પેંછ શાખ પેહેરી કયાં જાય છે. તને જાણે ફાંસીને લાકડે લટકાવવા લઇ જતાં તું છુટીને નાસતો હોસ એવો જણાય છે.

મી૦—મારા લાર્ડ, પીળો રંગ કાંઇ ખરાબ હોતો નથી. ચીન દેશમાં મોટા લોકો પીળા કોટથી ને મોરના પીછાંથી ઓળખાય છે. સાહેબ.

કાઉન્ટ—તમારા ચીનનો વૃત્તાંત હું સાંભળવા માંગતો નથી પણ મારા સવાલનો જવાબ આપ. આવો વેષ તેં શામાટે કીધોછે ?

શિક્ષક—કારણ કે આજે રાતના હું થીસીયસ બનવાનો છું. !

કાઉન્ટ—શું તું થીસીયસ બનવાનો છે ?

શિ૦—હા, સાહેબ, ફીડ્રાનું નાટક થાયછે તેમાં સાહેબ.

કા૦—( ચીડવાઇને ) શું કહોછો સાહેબ ! તમે શીક્ષક થઇને નાટક તકતાપર નાચવા જવા માંગોછો ?

મી૦—એમાં મારો સાહેબ શું વાંક છે ? વખતને સાહેબ માન

આપવું જાઇએ. કારણ રોશીયસ સાઇલ્લાનો મિત્ર હતો. ગારીક નાટકકારને વેસ્ટ મીન્સ્ટરમાં દાટયો છે ને મોલીયરને--"

કાઉન્ટ–તેના જેવો નામીચો નાટકકાર થવા તું માંગે છે? મારા પુત્રની સાથે તને પ્રવાસમાં મોકલ્યો તે ક્રીડ્રાના નાટકમાં વેષ લેવા માટે કે? ન

તું પ્રવાસમાં નિકળ્યો તે આ ચિનાઇ વેરા કરવાને કે ? તું તારા મનથી એમ સમજેછે કે તું મને ઠગી જાઇશ. પારીસથી નિકળ્યાને પંદર દીવસ થયા નહીં એટલામાં આઠ હજાર ફ્રેંકની મા ફાડી નાંખી ?

મી૦--મેં નથી એ ખર્ચી નાખ્યા સાહેબ. ( હાથ જોડી )

કા૦—ચુપ રહે ! એ તારી મુર્ખાઇ ઉપર મેં વિચાર કીધો નથી ને તેની મેં તને ક્ષમા પણ કરીછે. પછી બીજી વેળા પૈસા મોકલ્યા; ને મને માલમ પડયું કે તમે આગળ પ્રવાસ ન કરતાં ગ્રીનોબલમાં રખડોછો ને મારો છોકરો યુરોપમાં પ્રવાસ કરવાને બદલે ડાફેની પ્રાંતમાં નકામો વખત ગાળે છે.

મી૦--સાહેબ, આ દેશ ઘણો જોવા લાયક છે.

કા૦—મારા સાંભળવામાં જે આવ્યું હતું તેની ખાત્રી કરવા હું પારીસથી ગ્રીનોબલ આવ્યો ત્યાં તારે માટે તજવીજ કરી પણ તું મળ્યો નહીં આખરે આવા ડ્રેસમાં તું મને મળી આવ્યો હેં ! મને આશ્ચર્ય લાગે છે કે તમારા ઉપર એવો તે કેવો પ્રસંગ આવ્યો ! પણ મારો દીકરો–મારો વહાલો દીકરો કયાં છે તે કહે ? એણે પણ નાટકમાં પાર્ટ લીધો છે કે શું ?

મી૦--ના. સાહેબ.

કાઉંટ—તારે તે કયાં છે ! બોલ જલદી.

શિક્ષક—તે ખોવાઇ ગયો સાહેબ.

કાઉંટ—ખોવાઇ ગયો ! એ તું શું બકે છે ?

મીનાર્ડ—હું એમ કહું છું કે તે નાસી ગયો સાહેબ.

કાઉંટ—યાદ રાખજે કે મેં મારો છોકરો તને સોંપ્યો હતો !

મીનાર્ડ--તે જડસે, મારા લાર્ડ. બેરન પાટોસ્કી યુરોપના દરેક દરબારમાં ખેપીઆ મોકલાવી ખબર કાઢવાના છે.

કાઉંટ—આ બેરન પોટોસ્કી તે વળી કોણ છે ?

મીનાર્ડ--એ પોલનો મોટો નામાંકીત સરદાર છે. એ ઘણો હોંશીઆર માણસ છે. તે વળી રાવા ને સેંડેમીરનો પેલેટાઇન છે. તેનો એક

કીલ્લો માઉંટ કેપેકના ડુંગર ઉપર આવેલો છે. જેમાં ગ્યાસ દાખલ કીધો છે, ત્યાં બરફ શીવાય બીજું કશું નથી.

કાંઉંટ—આ ઘણી અજબની વાત ! મી. મીનાર્ડ, હું ધારૂં છું કે ખરેખર તારૂં મગજ ઠેકાણે નથી.

મીનાર્ડ—ના. એમ નથી મારા લાર્ડ. હું જે કહું છું તે ખરૂં છે. ને હું સમજી વિચારીને બોલું છું. તેને ત્યાં ટાકે નામનો ઉંચો દર પણ છે.

કાઉંટ—એ બેરન તમને કયાં મળી આવ્યો !

શિક્ષક—પારીસના રસ્તામાંથી હમારી ઓળખાણ થઇ. એવું થયું કે હમે ગાડીમાં બેસી જતા હતા એટલામાં એ બેરનની ગાડી પાછળથી આવી લાગી ને તેનો આચકો હમારી ગાડીને એવો તો લાગ્યો કે હમારી ગાડી એક ખાડામાં પડી ગઇ. પણ આખરે એ બેરન તમામ ઠીકાણે પરમસ્નેહી નિકળી આવ્યો. તે બેરન. સ્ટેનીસલાસ રાજાની ગાડીમાં બેઠો હતો. ને રાજા જ્યાં બેસતો હતો તે બેઠકપર હું બેઠો. ને હમારીનો રાજા જે જગોપર ગાડીમાં બેસતો તે જગોએ આપ નામદારનો પુત્ર બેઠો. ત્યારથી હમે બેરન સાહેબની સાથેજ છીએ.

કાઉંટ આ સાંભળી મોટા ઘોટાળામાં પડયો. ને મીનાર્ડ એક ખુણામાં ભરાઇ ગયો, ત્યાંથી હાલ્યો કે ચાલ્યો નહીં.

કાઉંટ—એ બેરનનું શું થયું? તે કયાં છે ?

મીનાર્ડ—તે હીપાલીટસ બન્યા છે સાહેબ. તે હમણાં નાટક ગૃહમાં છે પણ તમારી આગળ એ પોતેજ કહેશે.

મીનાર્ડ કાઉંટની સાથે બોલતો હતો એટલામાં ડયુબર્ગ "થીસીયસ, ઓ થીસીયસ, અલ્યા ચાલ વેહેલો, ત્રીજો અંક થવા લાગ્યો, તારી વાટ જુવે છે બધા" એમ કહેતો ઉપર આવ્યો ને તેની નજરે કાઉંટ પડયો. તેને જોતાની સાથે તે પથ્થર જેવો સ્તબ્ધ ઉભો રહયો.

કાઉંટ—હું જાણતોજ હતો ! આ તો જંગલી મુરખ ડયુબર્ગ છે !

ડયુબર્ગ એ નામ સાંભળતાની સાથે મીનાર્ડ આશ્ચર્યતાથી જોવા લાગ્યો. ને ડયુબર્ગે નમીને કાઉંટને સલામ કરી.

કાઉંટ—મો. મીનાર્ડ, મારી સાથે ચાલ. તારો ડ્રેસ ઉતારી નાખ ને એકદમ મારી સાથે ચાલ.

ગરીબ શિક્ષકે હુકમ માનવાની આનાકાની કરી નહીં. એક ક્ષણમાં

કોટ ને ઇજાર કાઢી ફેંકી દીધાં. ને રોજનો પેહેરવેશ કીધો-ટોપી પહેરીને કાઉંટની સાથે જવા નિકળ્યો.

કાઊંટ—( ડયુબર્ગને ) તમને હું કહું છું કે જેની સંગતથી મારા છોકરાને આટલો બધો ફાયદો થયો છે તે તમે યાદ રાખજો કે ફ્રેડરીક મને જડસે નહી તો મારો ગુસ્સો તમારાપર ઉતરયા વિના રેહેવાનો નથી. મો. મીનાર્ડ ચાલ મારી સાથે.

થોડીવારમાં જોડેલી ઘોડાની ગાડીમાં કાઉંટ ને મીનાર્ડ બેઠા; ને વીસીમાંથી નિકળી ગ્રીનોબલ ચાલ્યા, જ્યાં કાઉંટને આશા હતી કે તેના છોકરાની ભાળ જડશે.

એટલામાં આ બધું શી રીતે થયું તેથી ચકિત થઇને ડયુબર્ગ પોતાને ઠેકાણેજ ઉભો. પ્રેક્ષક થાસીવસની વાટ જોવા લાગ્યા, જેના વિના નાટક અટકી પડયું; ને વેરેપના લોકો મુગા બેસી રહે એમ ન હતું. મીનાર્ડ અને ડયુબર્ગે પોતાની મહેનતના દામ અગાઉથીજ મેનેજર પાસેથી ચુકવી લીધાં હતાં. ને મીનાર્ડ જતો રહ્યાથી ડયુબર્ગે આપેલા વચન પ્રમાણે તેનાથી ચલાયું નહીં. ને પોતાના મનમાં વિચાર કરતો કે હવે મારે કયો રસ્તો લેવો એવામાં કોઈ અવાજ તેના કાનપર આવી પડયો. તે જોવા બારી તરફ ગયો. ને જોયું તો ફ્લોરીડોરની સાથે કેટલાક પ્રેક્ષક રસ્તામાં ઉભેલા દીઠા; તેઓ વીસી તરફ આવતા હતા. ને બધા કહેવા લાગ્યા કે બન્ને પોતના ખેલાડીઓએ ખેલ કરવા જોઇએ, નહીતો બન્નેના હાડકાં રંગાઇ જશે.

ફ્લોરીડોર—મહેરબાનો, તેઓ ખેલ કરશે ! મેં તેમને અગાઉથી પૈસા આપ્યા છે.

ડયુબર્ગે આવેલું ભય જોયું, તેથી તેણે વિચાર કીધો કે પૈસા પાછા આપી દેવા, કે પોતાનો મિત્ર એકાએકી ચાલ્યો ગયો તેથી મેનેજરને પ્રેક્ષકજનની ક્ષમા માગવી, અગર મનેજરને પ્રેક્ષક સાથે માથાકુટ કરવા દેવી. છેલો વિચાર તેને ઠીક લાગ્યો; ને વખત ન ગુમાવતાં બાગમાં પડતી બારી ભણી જઇ, બારણું ઉઘાડી-કુદાકડો મારી-ફ્લોરીડોર અને લોકો વીસીમાં દાખલ થતા હતા એવામાં તે એક ખાતરના ઢગલાપર પડયો. ત્યાંથી ઉઠયો ને કામઝો આસપાસ વીંટાળીને જાણે આખા વેરેપના લોકો તેને પકડવાને આવતા હોય તેમ તે નાસી ગયો.

થોડીવારમાં કાઉંટ ને મીનાર્ડ ગ્રીનોબલ આવી લાગ્યા, ને ત્રણ જણા જ્યાં ઉતર્યા હતા તે વીસીનો રસ્તો બતાવવા કાઉંટે મીનાર્ડને કહ્યું.

યોરેપ જતાં કાઉંટે મીનાર્ડને પોતાના છોકરા વિશે પુછ્યું ને તેના તરફથી એવો જવાબ મળ્યો કે આ ગામમાં તેનો છોકરો પ્રેમજાળમાં ફસાઈ પડયો છે. તેથી કાંઉટનું મન જરા શાંત થયું ને વિચાર કીધો કે આસથીજ ફ્રેડરીક ઠેકાણે આવશે.

વીસીમાં ગયા પછી મીનાર્ડને વિસીવાળા સાથે, આસેવાર્ડમાં મો. ચાંબરલીનને ત્યાં જતાં શિક્ષક અને ડયુબર્ગને લઇ જવા જે ગાડી ભાડે કરી હતી તેને માટે તંટો થયો. પણ કાઉંટે ગાડીના પૈસા ચુકવી આપી ટંટાનો અંત આણ્યો, તેથી વીસીવાળો ખુસી થયો. બન્ને જણા તે રાત્રે ઓનોબલમાં સુઇ રહ્યા, ને બીજે દીવસે જે ઠેકાણે મીનાર્ડે ફ્રેડરીકને દીઠો હતો તે "જગાએ જવાનો ઠરાવ રાખ્યો. એટલામાં મીનાર્ડ ઓરડીમાં જઇ બોલ્યો આ આવ્યો ફ્રેડરીક, મારા લાર્ડ—ખોવાએલું ઘેટું મળ્યું; છોકરે માબાપને આવીને મળ્યું માટે આજે આપણે એક જાડું વાછરડું મારીને મીજબાની કરીએ. આ રહયો તમારો દીકરો!"

વીસીમાં ફ્રેડરીક ખરેખર આવ્યો. તે થોડોજ જાણતો હતો કે વિસીમાં એનો બાપ એને મળશે. કાઉંટ નીચે ગયો ને તેની પાછળ મીનાર્ડ ગયો. ને છોકરાને કાંઇ પુછ્યું એટલે તેણે માથું નીચું નમાવ્યું ને બાપ આગળ ઉભો રહયો તેથી શરમાઇ નીચે જોવા લાગ્યો.

કાઉંટ—આખરે તું મને જડયો. તારા કામકાજથી હું વાકેફ થયો છું, ને જેનેથી તને ગમત મળી એવા તારા મિત્રને પણ મેં જોયો; મને ખબર મળી કે આ નાના ગામડામાં તું પ્રવાસ કરે છે ને તું એમ સમજે છે કે આ ગામડામાં જેની સાથે તારી ઓળખાણ થઇ છે તે તારી આખી જીંદગી સુધી પોંચશે. પણ હું તને એ બાબત કાંઇ ઠપકો આપતો નથી, હુંજ ઠપકાને પાત્ર છું, કારણ મેંજ મિનાર્ડના જેવા ગ્રુહસ્થની સાથે તને મોકલ્યો એ મારીજ ભુલ છે. હવે ગઇ વાત વિસારે મુકવી જોઇએ. ને પારીસ પાછા જઇએ.

આ છેલા શબ્દ ફ્રેડરીકના અંતઃકરણમાં તરવારના ઘા પડયા હોય તેવા લાગ્યા, પણ તે બધા એણે ધીરજથી સહન કીધા; તેને ઘણું દુઃખ થયું, ને મનના ગભરાટથી અસ્પષ્ટ બોલ્યો કે થોડા દીવસ અહિં રહીએ તો કેમ? પણ કાઉંટ તે સાંભળ્યું ન સાંભળ્યું કરીને બોલ્યો "ફ્રેડરીક તારી વાત ખોટી છે."

ગાડી તૈયાર હતી. હવે શું કરવું? બાપની આજ્ઞા માન્યાવિના કેમ ચાલે? પાંદડાંની માફક ફ્રેડરીક ધ્રુજવા લાગ્યો; ને હવે શું કરવું તે સુજ્યું નહિં. પણ

એકદમ તેનો હાથ ઝાલી તેને ગાડી આગળ લઈ ગયો. તેથી તેનું કાંઇ જોઈ શક્યું નહિં; તે પાછલી વાતનો વિચાર કરેછે એટલામાં ગાડી ગ્રીનોગલ છોડી આગળ ચાલી, તેણે ગાડીની બારીમાંથી વીજીલ તરફ જોયું, મોટો નીસાસો મુકયો, ને એની બહેન વિશે વિચાર આવતાં તેની આંખમાંથી આંસુની ધારા ચાલી. ને મનમાં બોલ્યો "અરેરે ગરીબ બીચારી છોડી; તને હવે શો વિચાર આવશે?"

---

## ભાગ ૧૫.

જે પ્રેમ એક માસ સુધી ટકેછે તે એક દીવસના જેવું હતું નથી. અગર એક વર્ષનો પ્રેમ એક માસના પ્રેમ કરતાં ઓછો હોયછે એનું કારણ શું? જે આપણી સંનિધ હોયછે તેની અવગણના આપણે કેમ કરી શકીએ છીએ? અને જેને મેળવવાનો આપણે આટલો બધો પ્રયત્ન કરીએ છીએ તેનો આખરે આપણે ત્યાગ કરીએ છીએ એનું કારણ શું? એનું કારણ એવું દેખાય છે કે આ દુનિયામાં સર્વ પદાર્થ ક્ષણિક છે આપણે ક્ષણભંગુર છીએ; ને જે માણસ સુખનું સાધન ખોળવાને મથેછે તેને જુના સુખનો કંટાળો નવો આવેછે. ઘણા માણસોને પ્રેમ એ એક ગમતનું સાધન હોયછે. તોએ કેટલાકો એમ કહેછે કે પરણ્યાનાં ત્રણ વર્ષ પતી ગયા બાદ, પ્રથમ દીવસે પોતાની સ્ત્રીને ચાહતા હતા તેટલાજ હાલમાં ચાહે છે. કેટલાક માણસો વળી એમ પણ કહે છે કે છ દીવસની પ્રીતિ જેવી ગાઢી હોયછે તેવીજ છ મહીના પછી હોય છે. ને બીજા કેટલાક એમ કહેછે કે તેઓ પ્રથમના કરતાં પછીથી વધારે પ્રેમી બનેછે. તેઓનું કેહેવું આપણે ઘડીવાર કબુલ રાખીશું. સર્વ નિયમોને અપવાદ હોય છે. ને જેને જે ગમે તે કરે. એ શિવાએ, હમે કહી શકતા નથી કે પ્રેમ જતું રહેછે; હમે તો એટલુંજ કહીએ છીએ કે પ્રેમમાં ફેર પડેછે અને પ્રેમનો રંગ વારંવાર બદલાય છે.

ફ્રેડરીક મુગી છોડી પર પ્રેમ કરતો હતો એ નિઃસંશય વાત છે. તેની સાથે એ ત્રણ અઠવાડીઆં રહ્યો પણ તે જીંદગી એને સાદી લાગી. પ્રેમી જોડાનો એટલોજ વાંક છે કે જયારે પ્રેમમાં પડેછે ત્યારે પ્રેમ રસનો કેફી પ્યાલો તેઓ એકદમ સામટો પી જાયછે. એમની અવસ્થા ભુખ્યા ડાંસ જેવા માણસની પેઠે થાયછે, એટલે જેમ એક ક્ષુધાર્થી માણસ જમવા બેસેછે ત્યારે પોતાની ક્ષુધા શાંત કરવાને એકદમ આરોગી, પેટ અકળાય ત્યાં સુધી જમેછે ને ઘણું ખાધા પછી તેને ઓકારી આવેછે. તેવી પ્રેમી જનની સ્થિતી થાયછે.

તથાપિ એની બેનની તેવી સ્થિતિ નહતી. જ્યારે ફ્રેડરીક તેણીની સાથે હતો ત્યારે તેણી ઘણી માયાળુ અને પ્રેમી હતી. પરંતુ પુરૂષ કરતાં સ્ત્રીઓ વધારે જુસ્સાથી પ્રેમ કરેછે; અને આપણી વાર્તાની છોડી કાંઇ સાધારણ સ્ત્રી નહતી. તેણીના મનથી દુનિયામાં એને ફ્રેડરીકજ જણાતો એટલુંજ નહિ પણ આખું જગત ફ્રેડરીક હતું. ફ્રેડરીકને જે દીવસે તેણીએ જોયો તે દીવસથી તેણીનું મન વિસ્તૃત થયું, વિચાર વધવા લાગ્યા. પોતાના મનથી નવા વિચાર કીધા, ઇચ્છા ને આશા વળગી, ભય; અને હજારો મનોવિકાર જે તેના હૃદયમાં અત્યાર સુધી જન્મ પામ્યા ન હતાં તેનો ઉદય થવા માંડ્યો. તેણીની ઓળખાણ પ્રેમની સાથે થયાથી તેણીની જીંદગી એક સ્વપ્નું થઈ પડ્યું, પણ તેણીને તેની કાંઇ ખબર પડી નહીં. પણ તેને સ્વપ્નામાંથી ફ્રેડરીકે જગાડી. જ્યારે પ્રથમ તેણીએ ફ્રેડરીકને ગમગીન ઉદાસીનતામાં દીઠો ત્યારે તેણી વધારે મનથી પ્રેમચેષ્ટા કરવા લાગી; તેથી જંગલમાં ફરતી, ઝાડની ઘટામાં છોકરવાદ રીતે સંતાઇ જતી, ને પછી તેણી ન જડે ત્યારે એકદમ અંદરથી નીકળી પ્રિયતમના હસ્તપાશમાં જઇને પડતી. આ છોકરી છોકરવાદ રમતથી, તેનામાં નવા હાવભાવ આવી, સુંદરતામાં વધારે દીપાવા લાગી. સાંજના ડેમ મારગારેટ સુઇ ગઇ કે એની બહેન, ફળો, દુધ, રોટલી ટેબલપર બાગમાં પીરસતી ને જે ગમે તે પોતાને હાથે પ્રિયતમના મુખમાં આપતી. ગરીબ, સાદી, સુંદર છોડી ! ફ્રેડરીક બોલતો ત્યારે તેણી કાન દઇને સાંભળતી. ને ફ્રેડરીકના શબ્દ તેણીના અંતઃકરણના પડદાપર સ્પષ્ટ લખાઇ રહેતા. એક દીવસે ફ્રેડરીકે ગાયન ગાવા માંડ્યું; તે જુવાન છોડી, સબ્ધ, એક ચીત્તથી, અને આશ્ચર્ય પામીને ગાયનનો હરેક શબ્દ શ્રવણ કરવા લાગી. ને ગાયન પુરૂં થયું કે ફરીથી તે ગાવાનું કહેવા માટે નિશાની કરી બતાવતી. ત્યાર પછી હરરોજ પ્રિયતમના મુખમાંથી ગાયન સાંભળવાનો શોખ ઉત્પન્ન થયો; ફ્રેડરીકનો અવાજ મહાની પુખ્ત હતો. ગાયન સાંભળતાં આખો દીવસ વીતી જતો. આ પ્રમાણે ફ્રેડરીકનું અંતઃકરણ તેણીએ પોતાની તરફ આકર્ષણ કીધું. પરંતુ યાદ રાખવું કે કેટલીક પટાબાજ, નખરાખોર, અંદરખાનેથી લુચ્ચી, એવી સ્ત્રીઓ બીજાનું મન હરણ કરતાં જે ચાળા કરી બતાવેછે ને તેઓમાં ખોટા નખરા, ઠગાઇ, ને મિથ્યા ઢોંગ શીવાય બીજું કાંઇ હોતું નથી. એ પ્રમાણે એની બહેન કરતી ન હતી. પણ તેણીના અંતઃકરણમાં શુદ્ધ પ્રેમસરિતા અક્ષય વહેતી હતી.

પરંતુ, આપણે જોયું કે, આખરે ફ્રેડરીક વીજીલની નજીકની હવા લેવા જવા લાગ્યો, એની બહેનને પ્રથમ જરા બીક લાગી; પરંતુ, ફ્રેડરીક વખતજ પાછો આવ્યો એટલે તેના મનની દહેશત જતી રહી. જુવાન વે. કાઉન્ટ પોતાના બાપને વિશે વિચાર કરવા લાગ્યો ને આગળ શું થશે તેની ચિંતા કરવા લાગ્યો. છોકરો એક ખેડુતની છોકરીને લઇને ગામડામાં પડ્યો છે એમ બાપાને ખબર પડશે તો તેઓ શું કહેશે ? આવા ને આવા વિચારો એના મનમાં પ્રવેશ કરવા લાગ્યા. ને જેમ જેમ વખત પસાર થતો ગયો તેમ તેમ તેના સ્મરણમાંથી એ વાતો ખસી નહીં કોઇ વેળા એ પોતાના મનમાં કહેતો " મારા બાપના જોવામાં આ છોકરી આવે તો એઓને ગમ્યા વગર રહે નહીં ! "

પણ, એમ ધારીએ કે, એની બેહેન કાઉન્ટ ડી મોંટ્રેવીલને કદાચ ગમે તો તેથી, તે પોતાના છોકરાને એની બેહેન સાથે પરણાવવાને અનુમોદન આપે ! આ વાત તે હસી કાઢયા વિના રહે નહીં. કાઉંટ તુરંગી સ્વભાવનો માણુસ ન હતો; તે ગર્વિષ્ટ, પૈસાનો લોભી હતો, ને બીજા માણુસ ગમે તે ધારે પણ પોતાનું મત એવું હતું કે પૈસો એ સુખનું મુખ્ય સાધન છે. તેથી તે ફ્રેડરીકનું લગન એની બેહેનની સાથે કરવાનો મત આપે એવી આશા બાંધવી નિરર્થક છે. બીજું એ કે કાઉંટ-ડી મોંટ્રેવીલની રજા શિવાય લગ્ન કરવું મુશકીલ છે. પરંતુ એમ કદાચ બને, એમ ધારીએ, તો ફ્રેડરીકને બાપીકા પૈસાની અને પદવીની આશાજ છોડી દેવી પડે ને પોતાની બુદ્ધિને કૌશલ્યના કામો કરીને નિર્વાહ કરવો પડે. ગમે તે બાબત લઇએ તોએ જંગલ છોડીને ચાલ્યા જવું એ જરૂરનું છે. ફ્રેડરીક સારી રીતે જાણુતો હતો કે તેવીસ વરસની નાની વયમાં જગતનો ત્યાગ કરે એ વાત સાધારણ બુદ્ધિની આજ્ઞાથી કેવળ ઉલટો માર્ગ ગ્રહણ કર્યા બરાબર થાય. સજાતીય મંડળમાં આશીર્વાદ મેળવવાને માણુસને પરમેશ્વરે બનાવ્યો છે. નહીં કે તેમની નીંદા અને શ્રાપ લેવાને; અને બીજું તેને એક સુંદર સ્ત્રી મળવાની છે એટલા માટે, જંગલમાં રહી ભટકવાની એને જરૂર નથી.

દીવસે દીવસે આવા પ્રકારના વિચાર તો કાઉંટને નિત્યના થઇ ગયા. ને તેમાં વિશેષ કરીને જ્યારે એની બેહેનથી એ દુર થયો ત્યારે આવા વિચાર પોતાની મેળે એના મનમાં પ્રવેશ થવા લાગ્યો. હવા ખાવાને જઇ આવતાં દીન પ્રતિદીન વખત ઘણો લાગવા

માંડયો. ને જ્યાં સુધી ફ્રેડરીક એ છોડીથી વેગળો હોય ત્યાં સુધી એની બહેન એના નામના માળાના મણકા ફેરવ્યા કરતી. જ્યારે તે આવતો ત્યારે પોતે સામી ખીણમાં દોડી જતી, ને તે પાછા આવતાં વાર લાગી જાણી છોકરવાદ પણામાં હોઠ કરડતી; પણ તેને જોતાની સાથે એણીને એટલો બધો સંતોષ થતો કે તે હસી દેતી, ને ફ્રેડરીકના હૃદયની સાથે હૃદય બિડાવતાં પોતાનું દુઃખ ભુલી જતી.

આ પ્રમાણે એક માસ વીતી ગયો. ડયુબર્ગ ને મીનાર્ડ પાછા આવ્યા નહી, ને આટલા બધા દીવસ વાર લાગી, તેથી ફ્રેડરીકને ઘણો ગુસ્સો લાગ્યો. તે જાણતો હતો કે તેના બે પ્રવાસી મો. ચાંબરટીનને ત્યાં રહેતા હતા; મીનાર્ડ અતિશય ખાસ દરેકને ગમત આપતો હતો, ને ફ્રેડરીકનો બાપ, પુત્ર ક્યાં હશે તેની ફીકરમાં પડયેલ હતો, ડયુબર્ગ શામાટે ન આવ્યો, ને તેમાં, મિનાર્ડ આવ્યા વિના રહે નહીં એવું છતાં, તેનું કારણ શું હશે તેની કલ્પના તે કરી શકયો નહીં. ફ્રેડરીક રોજ હજાર વાર કહેતો "કોઇ પણ સંકટ એમના ઉપર આવી પડયું હશે. ડયુબર્ગ પાછો અવિચારી પણાથી ચાલ્યો, હશે; ને મેં એને પૈસા સોંપ્યા એ કામ સારૂં કીધું નહીં."

આ વિચારનો પરિણામ એ થયો કે એણે નિશ્ચય કીધો કે એને મીનોબલ જવું પડશે; કારણ મીનાર્ડ અને ડયુબર્ગનું શું થયું હશે તે જાણવું જોઇએ. પણ આટલા દીવસમાં પવિત્ર, દીલને દીલ દેનારી, પ્રેમી ને સાદી, નિર્મળ અંતઃકરણની, એવી આ મેળવવાને તે સ્નેહ પામ્યો—અહંભાવ અને અસત્યતા જેમાં પુર્ણ ભરેલાં છે એવી દુનિયાનો ત્યાગ કરવાને ધાર્યું—રહેલી જીંદગી જંગલમાં ગાળવાનો વિચાર કીધો—અને તે ગરીબડી ઝુંપડીમાં જે મઝા અને આનંદ એને મળતો હતો તેની બરા-બરીનો દરબાર અને શહેરમાં પણ મળવો મુશ્કીલ છે.—આટલી વાતો ડયુ-બર્ગને કહ્યા પછી, ડયુબર્ગ ને મીનાર્ડ આગળ જઇ કેમ બોલાય એવા વિ-માસણમાં તે પડયો. તેની સ્થિતિ એવી થઇ પડી કે શું કરવું ને શું ન કરવું એનો નિશ્ચય થવા પામ્યો નહીં, ને આજ કારણથી એકદમ ગ્રીનો-બલ જતાં ફ્રેડરીક અટકી પડયો. કારણ, એવું ઘણી વખતે બનેછે કે કોઇ મુર્ખતા ભરેલું કામ હોય એવું જાણેછે છતાં, મારો વિચાર ખોટો છે, એવું કબુલ કરવાને બદલે તે કામ પારપાડવાનું ગથન કર્યા કરેછે. આળસ અને સ્થીરતા એ ફ્રેડરીકના સ્વભાવ સાથે કોઇ દીવસ હજો એવાં ન હતાં. માણુસ દુનિઆમાં ગમે એટલો ઉમંગી અને પ્રેમવાળા મનનો હોય તોપણ એકજ માણસના

સાથમાં હમેશાં તે રહી શકતો નથી; અને ગરીબ મુગીને તેઓનો પ્રિયતમ વીચાર સાગરમાં અગર ઉદાસીનતામાં ડુબી જતો જણાયો.

આખરે એક દીવસ અધીરો બની જઇ ફ્રેડરીક એની બહેનને કહેવા લાગ્યો. "આજે હું મીનોબલ જવાનો છું. મારા મિત્રોનું શું થયું હશે તે જોઇ આવું."

ગરીબ મુગી છોડી જાણે કાંઇ અચાનક આચકો લાગ્યો હોય તેમ પ્રિયતમ પાસે સ્તબ્ધ ઉભી રહી. છાતી ધડકવા લાગી ને ભુરી આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. મીનોબલ તરફ હાથ લાંબા કરી જાણે એમ બોલતી હોય કે " તુ મને છોડીને ચાલ્યો જાયછે ? એમ જણાવ્યું.

પ્રિયને પાસે રાખવાને માટે દીનસ્વરથી, ભેદી જાય એવા બોલો ને દયાની લાગણી ઉશ્કેરાય એવા પ્રાર્થનાના શબ્દ, જે અટકાવવાને માણસ નાંમાં શાકત હોતી નથી, એવા બોલો બોલી શકી નહીં. અરેરે ! તેના ચાળા એવા તો મનને આકર્ષિત કરતા હતા, ને આંખો એવી ભાષા બોલતી હતી કે તેના મનમાં શું હશે તે જાણવાને તેના ચહેરા તરફ જોયું એટલે તસ્ત માલમ પડી આવતું.

ફ્રેડરીક--હું પાછો આવીશ. જરૂર પાછો આવીશ ને તુ ખાત્રી સંખજે કે તારા શિવાય મને કોઈ પણ બીજી સ્ત્રી વહાલી નથી.

આ શબ્દથી એની બેહેનના મનને શાંતિ વળી, કારણ તેણીનો પ્રિયતમના ઉપર પૂર્ણ વિશ્વાસ હતો. દુનિઆ કેવા પ્રકારની છે તે જાણતી ન હતી; ને યુવાન વાઇ–કાઉન્ટના શબ્દ ઉપર બેભરોંસો રાખવાનું કાંઇ કારણ ન હતું. અરેરે ! માનવી સ્વભાવનું જેને જ્ઞાન હોય છે તેને આ દાખલો કેવો દુઃખજનક છે. જે માણસ પોતાના મનને ઠગે છે તે પોતાના સુખને નાશ કરે છે !

મીનોબલ જવા અગાઉ એની બેહેનની સાથે કેવો દુઃખદાયક વખત પસાર કીધો ! તે પાછો વહેલો આવશે એવી જોકે એણીને ખાત્રી હતી તોએ તેના વિયોગે જે પ્રેમી અંતઃકરણમાં તેની સાથે પ્રેમ કરતાં સુખનો વર્ષાવ થયો હતો ને જે સુખને તે હમેશનું કાયમ સમજતી હતી તે સુખ જતું રહેશે એવી કલ્પના ઘણી અસહ્ય થઇ પડી; તેણીના મનનું શાંતવન થાય એવું ઘણુંએ તેણે કર્યું; પરંતુ પ્રેમની સાબીતી આપતાં માણસ વધારે પ્રીતિકર બને છે, ને હજારો વેદનાથી પુર્ણ એવો વિયોગનો વખત જવાનો આજ યોગ્ય ઉપાય છે. તથાપિ બીજા ઉપયો કરવાને બદલે જે ઉપાય હમેશા કામે લગાડવામાં આવે છે તે ઉપાય આજ છે.

આવારનો વખત વાદળાવાળો અને ઉદાસી જેવો મુગી છોકરીને લાગ્યો; જે દીવસે, આપણને પ્રાણ કરતાં અધિક પ્રિય હોયછે તેનો વિયોગ થવાનો હોય, ત્યારે તે દીવસ સારો ને માંગલ્યદાયક કેમ લાગે ? પ્રિયાનો હાથ ઝાલી, ગ્રીનોબલ જવાનો જે ડુંગરપરથી રસ્તો જતો હતો ત્યાં લેગયો. ટોચ ઉપર જઈ નાના પ્રકારના સોગન ને વચનો આપ્યાં.—પણજ પ્રેમના ઉત્સાહથી એની બેહેનને સલામ કરી હૃદયદાન આપી–ને આખરે ખરા અંતઃકરણની ને ખરા પ્રેમવાળી તરૂણીની દૃષ્ટીથી તે અદૃશ્ય થયો. પરંતુ અરેરે ! એ છોકરીના અંતઃકરણમાં શું થવા લાગ્યું ! ફ્રેડરીક તો જતો રહ્યોઃ એની બેહેન ડુંગરપર એકલી પડી; ને જે માર્ગે પ્રિય ગયો તે માર્ગમાં જોતી ઉભી ! તેણી એકાએક ચમકી–મુખમાંથી ઉંડો નિઃશ્વાસ નિકળ્યો—અને જે ઝાડ તળે ફ્રેડરીકે તેણીને છેલ્લી સલામ કરી તે ઝાડ તળે બેઠી ! પ્રેમથી ઝાડને ચુંબન કીધું. ગરીબ બીચારી છોડી ! એજ ઝાડની નીચે તેણીની મરી ગએલી મા પોતાના ધણીના આવવાની રાહ જોતી બેસી રહેતી ! એ જગો એણીને યાદ હતી; ને બન્ને હાથ જોડી, આશિશ મેળવવાને પ્રાર્થના કરી અને આકાશમાંથી તે પોતાની દીકરીને જુવે માટે આકાશ તરફ હાથ જોડી ઉભી રહી !

ફ્રેડરીકની સાથે ઓળખાણ થયા અગાઉ એની બેહેન વારંવાર જેની છાયા તળે હીણભાગી કલાડીલડા મરી ગઇ હતી તે ઓક નામના ઝાડ પાસે જતી હતી; પણ તે ફ્રેડરીકની સાથે કોઇ દીવસ ગઇ ન હતી. જે દીવસે વિયોગ થયો તે દીવસે એજ રસ્તેથી બન્ને જણ ગયાં. કારણ ગ્રીનોબલ જવાનો એ ટુંકો માર્ગ હતો. પણ કેટલોક વખત એની બેહેન પોતાના દુઃખમાં એટલી દટાઇ ગઇ હતી કે તે ક્યાં છે એની જ ભ્રાંતિ પડી. ગરીબ છોડી ! તે દીવસે તું કેવા વિચાર કરતી હતી ! તારી હીણભાગી માનું સ્મરણ થયું ત્યારે તું કહેતી હતી કે "અરેરે ! મારી માએ જેવી રીતે ઝાડ નીચે બેસી પતિની માર્ગ પ્રતિક્ષા કરતાં પ્રાણનું વિસર્જન કીધું તેવી રીતે મારૂં પણ થશે કે શું?

આખરે ડેમમારગારેટને કાંઈ જોઇશે તો કોણ આપશે એવા વિચારથી ઝુંપડી તરફ જવાની એની બેહેનને જરૂર પડી. આસ્તે રહી ડુંગરપરથી નીચે ઉતરી ને રડતાં આખરે પાછા ઓકના ઝાડ તરફ વળીને જોવા લાગી. ત્યાં આગળ જ તેણી પ્રિયતમથી વિખુટી પડી હતી. તેના આવવાની રાહ જોવા ત્યાંજ તેણી પોતાની માતાની પેઠે રોજ જવા લાગી.

એની બહેન ઝુંપડી તરફ ગઇ ત્યારે તેણીનાં ઘેટાં નજરે પડયાં; રોજના જેવી મહેનત કરવા માંડી પણ બધામાં મોટો ફેર પડેલો જણાયો. જંગલ શાંત ને ઉદાસીનતાથી પૂર્ણ ભાસ્યું; વિલાપથી હૃદય કંપાયમાન થયું. બાગમાંનાં પુષ્પો ફળ, પાન બધાં નિસ્તેજ લાગ્યાં. ને ઝુપડી એકાંત ને દીલગીરી ભરેલી લાગી. ફ્રેડરીક હતો ત્યારે સઘળે લીલા લેહેર હતી. હવે ફ્રેડરીક ચાલ્યો ગયો. જે જે પદાર્થ અત્યારે એને રસહીન લાગ્યા તે પદાર્થ ફ્રેડરીક મળ્યા અગાઉ કેવા આનંદમય લાગતા હતા. પણ તે પદાર્થ, વૃક્ષ, વગેરે જે તે વેળા હતાં તેજ આજે પણ છે, ત્યારે એમ થવાનું કારણ શું ? તેણીના મનની શાંતિ ચાલી ગઇ. ને દરેક પદાર્થ જે વો પ્રથમ રમણીય ભાસતો તેવો હાલ ભાસતો નહીં.

જતી વેળા ફ્રેડરીકે પોતે કયારે પાછો આવશે એ વિશે કાંઇ પણ કહ્યું ન હતું. પણ એનીબેહેનના મનમાં એવું હતું કે પ્રિયતમ વહેલોજ આવશે. પણ અરેરે ! તેણીને કયાં ખબર છે કે એને તો એનો બાપ ગ્રીનોબલમાં મળ્યો અને કાઉંટ—ડી, મેટ્રેવીલ તેને પારીસ તેડી ગયો ! દરરોજ બકરાને લઇ ડુંગરાપર જતી ને ગ્રીનોબલના માર્ગ તરફ આતુરતાથી અવલોકન કરતી. ઘણા વર્ષ અગાઉ જેવી રીતે એની મા કલાટીલ્ડા પોતાના ધણીની રાહ જોતી ઝાડ નીચે બેસતી તેમ એની બહેન પણ બેસવા લાગી, એક લાકડી વડે મુગી છોકરી પોતાના પ્રિયતમાનું નામ જમીનપર લખતી. આટલુંજ માત્ર ફ્રેડરીકે તેણીને લખતાં શિખવ્યું હતું. પણ તે નામ એણીએ એવું તો પાકું કરી મેલ્યું હતું કે આખરે ફ્રેડરીકના નામના દરેક અક્ષર સ્પષ્ટ લખી શકતી.

કેટલાક દીવસ વહી ગયા, પણ ફ્રેડરીક પાછો આવ્યો નહીં. એને તો આશા હતી કે તે આવશે; કારણ પ્રિયતમ પોતાના વચનનો ભંગ કરે એમ એને માલુમ પડયું નહીં: ને દરરોજ પ્રાતઃકાળે ડુંગરાપર જતાં તે મનમાં કહેતી કે "આજતો ખચીત હું ફ્રેડરીકની સાથે પાછી આવીશ ! આશા મહા ઠગારી છે ! તેણીના નસીબમાં ઝુપડીમાં એકલા જવાનું લખેલું હતું એ ઝુપડીમાં જ્યારથી પ્રેમે પ્રવેશ કીધો ત્યારથી તેમાં શાંતતા ને વિશ્રામ તો કોણ જાણે કયાંએ ચાલ્યાં ગયાં !

પણ એક નવી વાતની એની બેહેનના મનમાં ચિંતા પેઠી. તેણીના હૃદયમાં ફ્રેડરીકના પ્રેમનું પુતળું સમાયું હતું ! એટલે એની બેહેન એક માતા બનવાની હતીઃ—પોતાના શરીરમાં એક નવો ફેરફાર થયાથી તે

શા કારણથી થયો છે તે કેટલોક વખત જાણી શકી નહીં. અંતઃકરણ ભોળું હોવાથી એને શંકા પણ આવી નહીં કે તેણી એક બચ્ચાને જન્મ આપશે; પણ આખરે સત્ય વાત—જેમ ઇશ્વરનો સાક્ષાત્કાર થાય છે તેવી રીતે—બહાર આવી. જે આનંદને જાણતી નહતી તે આનંદ એને થવા લાગ્યા. ને તેથી આશારૂપ કીર્ણ ઉદય પામ્યા. તેણી એક છોકરાને જન્મ આપશે. ને તે વળી ફ્રેડરીકનું છોકરૂં: તેણીએ વિચારયું કે ફ્રેડરીક મારા કરતાં એ બચ્ચાંપર વધારે પ્રેમ કરશે! આ વિચારથી આનંદ મનમાં સમાયો નહીં! માતા થવામાં કેવું સુખ! ને એ વાત ફ્રેડરીકને જણાવતાં કેટલી ખુશાલી ઉપજશે! ગરીબ છોકરી જંગલમાં ફરતી ને હર્ષઘેલી બની જતી. પોતાનું પ્રતિબીંબ નદીના પાણીમાં નીહાળી જોતી. માતા થવાની ખાત્રી થયાથી સહેજ ગર્વ ચડ્યો; ગરીબ છોડી! તારા સર્વ કૃત્યથી તારૂં હૃદય કેવું નિર્મળ છે એ સ્પષ્ટ દેખાતું! તારા મનમાં જે નવો વિચાર પેદા થયો તેમાં તું સુખ માને છે! ને તે સુખ અક્ષય હતું.

પણ વખત પસાર થઇ ગયો. અને ફ્રેડરીક પાછો આવ્યો નહી! એની બેહેને જાણ્યું કે હું ખરેખર એક બચ્ચાને જન્મ આપીશ; છતાં પોતાના પ્રિયતમને એ ખબર કરવા જેવી સ્થિતિ નહતી! અરેરે! આ દુનિઆમાં સુખની સાથે દુઃખ સમાયલું હોય છે; ને ફ્રેડરીકના વિયાગથી જે અસ્વસ્થતા થઇ હતી તેથી યુવાન છોડીને ચેન પડયું નહીં. દરરોજ તેના રૂદન અને આસું માત્ર વૃક્ષ જોતાં હતાં.

એક દીવસે ખીણમાંથી જતાં અચાનક રીતે કોઈ મુસાફરના હાથમાંથી પડી ગએલી એક ચોપડી એને જડી આવી. ને તે ઉઘાડીને જોતાં તેની નજરે એક ચિત્ર પડયું. એ ચિત્રમાં એક સુંદર સ્ત્રી હાથમાં એક છોકરૂં લઇને જંગલમાં ઉભેલી હતી. એની બેહેનના હૃદયમાં અવર્ણનીય પ્રકાર પેદા થયો. કારણ તેણીએ જોયું કે ચિત્રમાંની સ્ત્રી દુઃખી હતી અને ઇશ્વર તરફ તેણીની દૃષ્ટી લાગેલી હતી. તે જોઇને ગરીબ છોડીએ પોતાની ભવિષ્યની સરખામણી એ ચીત્રની સાથે કરી. તર્ક કરતાં જાણે પોતે પોતાના છોકરાને લઇને ઉભી હોય એમ ભાસ્યું. ને જાણે પોતે હાથ જોડી એ બચ્ચાનું રક્ષણ કરવા પરમેશ્વરની મદદ માગતી હોય એવું રૂપ ધારણ કીધું. પણ અરેરે! બ્રેબાંટની ગરીબ જીનોવેવા જેવી જંગલમાં ફરનારી થઈશ કે સું? એવો વિચાર આવ્યો. એ જીનોવેવાની વાર્તા જે ચોપડી એની બહેનને માર્ગમાંથી જડી આવી તેમાં લખેલી હતી. એ વાર્તાનો

સારે નીચે પ્રમાણે:—આ એક ઐતિહાસિક વાર્તા છે કે બ્રાબેંટની જીની-
વેવા એક જુવાનને સુંદર સ્ત્રી હતી. તેણી કાઉંટ સીગરીડ નામના એક
ઉમરાવજાદા જોડે પરણી હતી. તે ઉમરાવનો મહેલ રાઇન અને રહાન નદીના
વચ્ચેના પ્રદેશમાં આવેલો હતો. પરણ્યાને બે માસ થયા નહીં એટલામાં
પોતાની પ્રિયાથી છુટા પડવાનો વખત આવ્યો. કારણ સારાસીન લોકો
રાજ્યમાં ઘુસી કેટલોક દેશનો ભાગ કબજે કરવા લાગ્યા હતા તેમને દે-
શમાંથી મારી હઠાવવા બાદશાહે તેડું મોકલ્યું હતું. સીગરીડ મહેલમાં રા-
ણીને મુકીને ગયો નહીં એટલામાં ગોલો નામનો માનકરી જેના તા-
બામાં આખો મહેલ હતો તે પોતાના શેઠની જગોપર જઈ બેઠો ને
શેઠની સ્ત્રી જીનીવેવા ઉપર આડી નજર કરવા લાગ્યો. કાઉંટેસે તેને મોટા
તિરસ્કારથી તેનું કહેવું અમાન્ય કીધું. તે ઉપરથી પોતે ગુસ્સે થઇ કી-
નાખોર બની તેણીનું પારિપત્ય કરવા માટે ખાનગી રીતે તેણે કાઉંટને
એવું કહેણ મોકલ્યું કે તારી સ્ત્રી બેઇમાન થઇ પરપુરૂષની સાથે સબંધ
રાખે છે. તુરતજ કાઉંટે ઉશ્કેરાઈ સાહસિક બની, તેણીને ગરદન મારવાનો
હુકમ આપ્યો. ઘણા માસ સુધી પોતાના અંધારામાં અને તાકાડમાં
જન્મેલા નાના બાળક સાથે જે કીલ્લામાં કેદ રાખી હતી ત્યાંથી તેણીને
તેના બાળક સાથે કીલ્લાથી ઘણે દૂર આવેલા જંગલમાં લઇ જવામાં આવી.
ત્યાં ગયા પછી સીપાઈઓએ તેણીનું બાળક મારી નાખ્યું હત પણ
તેને મારે તેની અગાઉ તેણીએ એવી તો દયાજનક શબ્દોથી પ્રાર્થના
કરીને બાળકને એવા જોરથી પોતાની છાતીએ દાબ્યું કે તે રાક્ષસી ખ-
વાસના માણસોમાં દયા ઉપજી ને તેણીને અને તેણીના બાળકને જી-
વતદાન એવી શરતે આપ્યું કે જંગમાંથી તેણીએ કોઇ દીવસ દેશ તરફ
આવવું નહી. આ પ્રમાણે તેઓ તે સ્ત્રીને અને ઉઘાડા બાળકને જંગલમાં
છોડી ચાલતા થયા. પુસ્તકના ચીત્રકારે આ સમય ચિત્રને માટે કલ્પી તે તૈયાર
કીધું હતુ. એક મોટા વૃક્ષની નીચે છાયામાં બેઠી છે ને તેની મુખમુદ્રાપર નિરાશા
પથરાઇ રહી છે. આશ્રય મળે એવા હેતુથી જંગલમાં બટકતાં તેણીને એક
ગુફાં જડી. આખરે તેણીને આશ્રય મળ્યો. પણ અરેરે! તેણીને માટે ખા-
વાનું અન્ન તથા પીવાનું પાણી ત્યાં ન હતું. પણ "રામ રાખે તેને કોણ
મારે." ક્ષુધાથી પીડીત થઇ ખાવાનું મળે માટે બટકતાં એક વેલો નજરે
પડ્યો તેમાં એક મોટું કોહોળું જડી આવ્યું ને પાણીના ખળખ-
ળાટનો અવાજ કાને પડ્યો. પછી સુકા પાંદડાનો ખખડાટ થવા લાગ્યો

એટલામાં એક પાતળા શરીરની હરણી ત્યાં દોડતી આવીને તેણીની પાસે બેઠી. હરીણીએ પેલા બાળકને માટે પોતાનું દુધ આપ્યું ને તેના ઉપરથી તે બાળકનું નામ પડ્યું. જીનોવેવા એ બાળક સાથે સાત વર્ષ પર્યંત જંગલમાં રહી. તેહાડ પડતી પણ દીવસે ગરમી પડવાથી આરામ વળતો ને એ ઋતુમાં જે ઉગતું હરને અરણ્યમાં ફળ, ફુલ, કંદ મુળ પેદા કર્યાં હતાં તેથી પેટ એનું ભરાતું. બાળક વૃદ્ધિ પામવા લાગ્યું ને માતાના કાનમાં તેઓનું નામ કહેતાં સીખી ગયું. પણ દુઃખથી જીનોવેવા નબળી પડી ગઈ ને પતિએ એને માટે ખોટો વિચાર આણ્યો એવા વિચારથી દુઃખી થવા લાગી. એટલામાં તેનો ધણી કાઉન્ટ સીગફ્રીડ લડાઇમાંથી પાછો આવ્યો ને ગોલોએ જે આળ તેણીનાપર ચઢાવ્યો હતો તે ખોટો હતો એવી એની ખાત્રી થઇ. ઉતાવળથી જે સાહસિક કામ થઈ ગયું તેથી ઉદાર ચિત્તના કાઉંટનું શરીર ગળવા લાગ્યું. એવામાં એક નિમક હલાલ નોકરે તેના મનનું રંજન કરવા માટે શિકારે જવાનું કહ્યું. શીકાર કરવા માટે કાઉંટ તે જંગલમાંથી ગયો ને માર્ગમાં હરણીના પગલાં દીઠાં. તેની પુઠે પુઠે જઇ આખરે ગુફા આગળ આવી પોહોંચ્યો. જીનોવેવા ને તેણીના બાળકનું રક્ષણ કરનાર આજ હરિણી હતી. ને ત્યાં જતાં કાઉંટે બકરાનાં ચામડાં ઓઢેલાં બે જણ દીઠા. ત્યારે તેણે પોતાની સ્ત્રીને ઓળખી; બન્ને જણને પાછા મહેલમાં લઇ ગયો. ને તેથી કીલ્લામાંના રહેવાસીઓએ રાણીને છોકરો જીવતાં જડી આવ્યા જાણી ઓચ્છવ કીધો. હરિણી પણ તેમની સાથે કાઉન્ટને ઘેર રહી. તે બાઇ ઉપર લોકોની એટલી બધી ભક્તિ હતી કે એક દેવીની પેઠે લોકો પૂજવા લાગ્યા ને સો વર્ષ પછી ધોળા વાળવાળા વૃદ્ધ માણસો ગર્વથી એવું કહેવા લાગ્યા કે હું જ્યારે નાનો બાળક વયમાં હતો ત્યારે મને જીનોવેવા પાસે લઇ ગયા હતા." સારાંશ, આ વાર્તા ખરી છે, તે ઉપરથી જર્મન લોકોએ એ વાર્તા ગાયનમાં જોડી કહાડી છે. ને હાલમાં ચિત્રકારે હાથમાં પીંછી ઝાલી તેઓની સુંદર છબી ચીતરેલી છે આવી સહેજ બાબતો ઘણી બની વિતી ગયા એટલે ઘણીજ રમુજ આપે છે. ને તેની બાબતનું ચિતારાએ ચિત્ર ચિતર્યુ હોય, અગર કવીએ ગાયન રચ્યું હોય, અગર વાદ્યકારે તે વાદ્યમાં વગાડ્યું હોય તો પાછલા જમાનાના લોકો ઘણા આનંદથી વાતો સાંભળે છે.

———◆———

## ભાગ ૧૬.

હવે આપણે ડયુબર્ગ જે ફ્લોરીડોર અને પ્રેક્ષક જનથી છુટો પડી ગામ બહાર ભટકતો ફરતો આપણે મેલ્યો હતો તેનું આગળ શું થયું તે જોઇએ. અને આપણે ભુલી જવું ન જોઇએ કે દોડવા જવાની ઉતાવળ કરતાં તેને પોતાનો પોષાખ બદલવાનો મુદલ વખત મળ્યો નહીં. એના માથા-પર મોટી વાઘની ટોપી શોભતી હતી, જેના વાળ ગુંછળાં વળીને ડોક અને ખભાપર પડતા હતા, ને તેના શરીરપર સસલાના ચામડાના થીંગડાં દીધે-લો કામળો હતો..

એક કલાક પર્યંત ખેતરમાં—ભટકી-ખાડા ઉપરથી કુદાકડા મારતો -ઉભા વૃક્ષમાં ચાલતો-ખેડેલા ખેતરમાં ઠોકર ખાતો-વાડ કુદાવતો!-તે ક્યાં જાએ છે તેનું ભાન ન રાખતાં ચાલ્યો જતો હતો. વાંચક વર્ગે મહેરબાની કરીને આટલું યાદ રાખવું કે જે વખતે તે નાસી જતો હતો તે વખત સાંજનો હતો. તેથી થોડીવાર પછી અંધકાર વ્યાપી રહ્યો; અને વરસા-દના છાંટા આવતા હતા તેથી આપણા પ્રવાસીના માર્ગમાં ચંદ્ર પ્રકાશ થવા પામ્યો ન હતો.

આખરે ડયુબર્ગ ઉભો રહ્યો અને કાંઈ સાંભળવા લાગ્યો; પણ કોઇ પાછળથી એને પકડવા આવતું હોય એવો અવાજ કાને પડ્યો નહી; ચો-ગરદમ અંધારૂં ઘોર થયું હતું. પોતે ક્યાં છે તે જાણવાનો પ્રયત્ન કીધો. કોઇ પાછળ આવતું નથી એવી ખાત્રી થઇ, તેથી થોડો વખત થાક ઉ-તારવાની જરૂર જોઇ. આ વાત સપટેંબર માસમાં બની, જ્યારે રાતે થંડી પડે છે તેથી ખુલ્લામાં થંડી અને વરસાદમાં રાત પસાર કરવી એ ઠીક નથી એવો વિચાર કીધો. તેની વાળની ટોપી સાદી ટોપી કરતાં સારી હતી, ને એની પાસે ઓઢવાનું હતું. તે છત્રીની ગરજ સારતું હતું. એ વાત ખરી છતાં જો એવી સ્થિતિમાં ખુલા મેદાનમાં પડી રહે તો સારે અંગે ભીંજાઇ જાય એવું હતું; ને એમ બને તો મહા દુઃખી થાય એમ એ જાણતો હતો. માટે રાતની રાત કોઇ ઠેકાણે પડી રહેવાનું ઠેકાણું શોધી કાઢવાની એને ફરજ પડી.

પોતે ઝડપામાં ચાલતો હોય એવું ધાર્યું. તે જરા આગળ ગયો એ-ટલે એક ઉંચી વાડ એના માર્ગમાં આડી આવી; પણ કામળો ઓઢ્યો હતો તેથી તેના કાંટા શરીરે વાગ્યા નહી. તેથી વાડમાંથી રસ્તો કરવા

ભાગ્યો. તેમાં પ્રથમ તો ફસાઈ ગયો ને સમસાના ચાગઠાં કાંટામાં વળગી ગયાં ને વાળની ટોપીમાંથી થોડાક વાળ ભરાયા. પણ આખરે સહી સલામત વાડની પેલી બાજુએ ગયો. ફુલ ઝાડના કુંજ, ખોખાંની હાર, ભાજી પાલાના ક્યારા, આદી લાગ્યા. તેથી તેણે જાણ્યું કે પોતે કોઈ બાગમાં આવી પહોંચ્યો છે. તથાપિ રસ્તામાં કાંઈ નડે નહી માટે હાથ લાંબા કરી આગળ ગયો ને આખરે એક ભીંતની પાસે આવ્યો. થોડી શોધ કરીને પોતે તબેલામાં આવ્યો એવી ખાતરી કરી લીધી; તેના છાપરાં તળે ઉભો ને જમીનપર ઘાસના ભારા પડ્યા હતા તેની સાથે અથડાઈ પડ્યો.

ડયુ૦—(મનમાં) બહુ સારી વાત. આગલી રાત સુપનમાં કહ્યાંતે મને જે જોયતું હતું તેજ મળી આવ્યું. અહીં મને થંડી કે વરસાદ નડવાના નથી. જાણે હું ઘાસ ઉપર સુઉં ને ઉપર કામળો ઓઢી ખાસી રીતે ઉંઘ લઉં એવું આ ઠેકાણું જડી આવ્યું. કાલનો વિચાર કાલે થઈ રહેશે.

ડયુ૦—ઊંઘ લેવા સુતો; પણ અનાજ ભરવાની કોટડીના છાપરા નીચે જઈ વિશ્રાન્તિની જગ્યા શોધી કાઢી સંતોષ થયો નહીં ત્યાં લગણ ઉંઘ આવી નહીં. આ અનાજની કોટડી બાગમાં એક કોરે બાંધેલી હતી. ને બાગમાં એક ઝુંપડી હતી તેમાં બરટ્રાંડ નામનો ખેડુત રહેતો હતો. તે સાત વર્ષ અગાઉ તેજ ગામની એક છોકરી વેરે પરણ્યો હતો. ને છોકરીનું નામ કેસાડાઇન હતું. ને જાતે સુંદર હતી ને ઠીંગણી હતી. લગ્ન થયા પછી તેણીની પેટે બે જોડાં છોકરાં જન્મ્યાં હતાં. તે છોકરાંઓને બન્ને જણ લાડ લડાવતા ને સગા વહાલા બગાડતા હતા.

ગામડામાં લોકોને હમેશાં સવારના ઉઠવાની ટેવ હોય છે અને ફ્રાન-ફ્રાન ને મેરીઆ નામના ખેડુતના બે છોકરાં તેમાં એક છોકરો પાંચ વર્ષનો ને બીજી છોકરી ચાર વર્ષની હતી તેઓ દુધને ભાકરી સવારમાં યથેષ્ટ ખઈ રોજના રીવાજ પ્રમાણે બાગમાં રમવા ગયા હતાં. થોડી વારે અનાજના કોઠાર કને રમતાં રમતાં આવી પહોંચ્યાં ને તેમની નજરે શું પડયું? ડયુબર્ગના મોઢાપર લાલ રંગના ટોપીના વાળ આવ્યા હતા જે તેની છાતીપર પડ્યા હતા. અંગપર કામળો ઓઢેલો હતો. તેથી જો કે વાઘના જેવો તો દેખાતો ન હતો, છતાં કોઈ ફાડી ખાનારૂં જંગલી પ્રાણી હોય. એમ લાગતું હતું, તેને જોઈને બન્ને છોકરાંઓ કેટલાં બીધાં હશે તેની કલ્પના રહેજ કરી શકાય.

નાની છોકરી મેરીઆએ એને જોઇને હાથમાંની રોટલી તે માખણ પડતું નાખ્યું. છોકરાએ મોઢું ફાડયું તે પાછું બંધ કીધું નહી કારણ ભયથી ગભરાઈને થઇ ગયો હતો,—તે બન્ને જણે મોટી ચીસ પાડી.

મેરીઆ—ભાઇ ભાઇ જો પેલું કોણ છે? ભાઇ આવ્યાથી ભય ઓછું લાગ્યું ને ફ્રાનફ્રાનની પસે જઇને તેને એ પહેલું જનાવર બતાવ્યું.

ફ્રાનફ્રાન—(બેન કને જઇને) કેવો ભયંકર રાખસ છે. તેને જોઇ બન્ને છોકરાંઓ રડવા લાગ્યા. ને ઘેર તરફ નાસી ગયા, પણ તેમની ચીસો થી ડ્યુબર્ગ જાગી ઉઠયો નહી, કારણ આગલે દીવસે ઘણો શ્રમ થવાથી ઘેર નીદ્રા આવી ગઇ હતી,

બર૦—ખેડુત ખેતરમાં કામે વળગવાને જતો હતો એવામાં બન્ને છોકરાંઓ તેની કને દોડતાં જઇ રડવા લાગ્યા. ને ન સમજાય એવા હાથના ને મોંના ચાળા કરી બતાવવા લાગ્યા.

બર્ટ્રાડ—શું થયું બેન, શું છે, બેટા.? બોલો શા માટે રડો છો?

છોકરાંઓ એટલાં તો બીધાં હતાં કે બાપે પુછ્યું છતાં તેનો જવાબ કેટલીક વાર સુધી દઇ શકયા નહી.

બન્ને છોકરાં બોલી ઉઠયાં—પેલા કોઠારમાં કોઠારમાં છે, ઘાસમાં કાળું માથું ને રાતા વાળ. ઓ બાપરે આવ્યો. આપણા ગધેડા કરતાં મોટો છે ને એવડો ભયંકર છે.

બરટ્રાડ—(કલાડાઇનને) આ છોકરાંઓ શું કહે છે તે તુ સમજે છે?

કલાડાઇન—કોઇ રાખસ છે એમ કહે છે. વાલા.

બરટરાડ—કએ રસ્તે તે અંદર આવ્યો હશે? કદાચ તે પાડોસી જર-વીસનો રાતો ને કાળો બળદ હશે અથવા ડેમ કેથેરાઇનનો ગધેડો હશે.

છોકરાં—ના, બાપા એ ભુરો ને રાતા રંગનો છે. તે કેવો ભયંકર દેખાય છે. તમે શું જાણો ?

બરટ્રાડ—એ શું હશે ?

કલાડાઇન—તેને લાંબી પુછડી છે?

છોકરો—હું નથી જાણતો મા. રાખસ ઉંઘે છે માટે આપણે ચાલો નાસી જઇએ. નહીતો આપણુને ખાઇ જશે.

કલાડાઇન—વાલા તમે જઇને જુઓ તો ખરા કે એ શું છે ?

બર૦—ઠીક સારે ચાલો આપણે જઇને જોઇએ કે કોણ છે ?

પણ બરટ્રાડ જેવો બીકણ માણસ દુનિઆમાં કોઇ હશે નહીં. તેના

મનમાં ડર લાગ્યો પણ શું છે તે સમજી શક્યો નહીં. તેથી કાંઈ હથીઆર લઇ આવવાનો વિચાર કરતો હતો. કારણ એવી વેળા પાસેજ એક બંદુક હોય તો ઘણું સારૂં. તેથી બંદુક મીઠું ભરી મુકેલી હતી તે લેવા ચાલ્યો. કલાડાઇને હાથમાં સાવરણી લીધી. ને છોકરાંઓએ હાથમાં લાકડીઓ લીધી. એમ હથીઆરબંધ સહુ કોઠાર ભણી ચાલ્યું. છોકરાંઓ આગળ ચાલ્યાં; કારણ રાખસને જોઇને બીહીતાં હતાં છતાં છોકરાંઓને કોઇ ચમત્કાર જોવાનું ઘણું ગમે છે. ને ભય લાગતાં છતાં તે શું હશે એ જાણવાની વધારે ઇન્તેજારી હોય છે. બરટ્રાડ પોતાની બાયડીનો હાથ ઝાલી ચાલ્યો. ને બાજરો ધણીને પાછળથી હડસેલવા લાગી. જેવા તેઓ કોઠાર પાસે ગયા એટલે વધારે ધીમે પગલે ચાલવા લાગ્યા. માબાપે છોકરાંઓને ચેતાવ્યા કે ગડબડ કરશો નહી. કારણ રાખસ જાગતો હોય તે કરતાં સુતેલો હોય તે સ્થિતિમાં જોવો એ વધારે સલામતી ભરેલું છે. આખરે કોઠારની નજીક ગયા. એટલે છોકરાં બોલી ઉઠ્યાં. પેલો રહ્યો! પેલો રહ્યો! બરટ્રાડ ને કલાડાઇને વાંકા વળી ડોકું આગળ કર્યું પણ બન્નેની હીમત ચાલી નહીં; ખેડુત તો ભયથી સપેત પુણી જેવો થઇ ગયો. ને પોતાની બાયડીની પછાડે સંતાઇને જોવા લાગ્યો. કલાડાઇને છોકરાંઓને "આગળ જતાના" એવું આગળથી બતાવ્યું.

બરટ્રાડ—ચાલો આપણે મદતને માટે કોઇને તેડી લાવીએ.

કલાડાઇન—તમારી બંદુક તો ફોડો.

બરટ્રાડ—મારી બંદુકમાં મીઠું ભરેલું છે. તેથી કોઇ રાખસ મરવાનો નથી. ને જો એ જાગ્યો તો તે આપણા તરફ દોડી આવી આપણા ટુકડે ટુકડા કરી નાખશે.

કલાડાઇન—એમ કે? તારે તો તમે બંદુક છોડતા ના. ચાલો આપણે ગામમાં જઇને કોઇને મદત માટે તેડી લાવીએ. છોકરાંઓ ચાલો પાછા આવો! ગામમાં પાછા જતાં બરટ્રાડ સહુની આગળ ચાલ્યો. કારણ રખેને પાછળથી રાખસ આવી પોંહચે, એવો એ ડરકણ હતો. બરટ્રાડ દોડીને ગામમાં ગયો. ગામ આસરે સોએક વાર દુર હશે. થોડીવારે કલાડાઇન આવી પોંહચી. તેમના બાગમાં એક રાખસ આવ્યો છે એવી ગામમાં ખબર કરી. ને જે વાતથી ડર ઉપજતો હોય તેની વાત કરતાં હમેશાં હોય તે કરતાં વધારે કહી બતાવવાનો રીવાજ હોય છે; તે પ્રમાણે તેમણે રાખસ મોટો બળદ જેવડો છે એવું કહ્યું. આ વાત દરેક માણસને

કાને પોંહચી. ને એક માણસે બીજા માણસને વાત કહી. ત્યારે રાખ-સનું કદ વધારીનેજ વાત કરી. દરેક માણસ મનમાં આવે તે પ્રમાણે રાખસનું કદ જણાવતો. તેથી એવું બન્યું કે રાખસ પ્રથમ બાજ જેવડો હતો, તે એક ઉંટ જેવડો થયો ને ઉંટ હતો તે હાથી જેવડો થયો. એ-ટલેથી કદની સીમા આવી રહી, કારણ હાથી કરતાં કોઇ બીજું પ્રાણી વધારે મોટું હોઇ શકે કે નહી તે સમુળગું જાણતાં નહતાં.

પણ આટલી તો વાત સાચી હતી કે બરટ્રાડના બાગમાં રાખસ હતો. આ વાત જણાતાં આખા ગામમાં ઘોંઘાટ મચી રહયો. લોકો એ-કઠા થયા ને એક બીજા સાથે મસલત કરવા લાગ્યા. સ્ત્રીઓ પોતાના ધણીને કામપરથી બોલાવવા દોડી. માતાઓએ છોકરાઓને ઘરમાંથી બહાર બીલકુલ નિકળવું નહી એવી તાકીદ કરી. કેટલાકો ફોજદારને ત્યાં ગયા. તે એક ભલો ખેડુત હતો. તેણે કહયું કે બીજા લોકો રાખસને વિશે જાણે છે તે કરતાં હું કાંઇ વધારે જાણતો નથી. પણ ગામમાં લાટુસ કરીને કોઇ બહાદુર માણસ રહેતો હતો, તે પ્રથમ પારીસમાં કસ્ટમ ખાતામાં એક અમલદાર હતો. ને તે ઘણોજ હોંશીઆર ને ખંધો માણસ ગણાતો, તેથી લોકો લાટુસ સાહેબને તેડવા ગયા. ને તેની આગળ જઇને રાખ-સની વાત જણાવી. તેણે એ વાત ઘણીજ ગંભીરતાથી સાંભળી લીધી. હાથ દાઢીપર ફેરવી લોકોને હજારો સવાલ પુછયા પછી ઉંડો વિચાર કરી તે બોલ્યો " ત્યારે આપણે ચાલો ત્યાં જઇને જોઇએ કે રાખસ તે વળી કેવો હશે?

લાટુસ—હું એ રાખસને જોતાની સાથે કહી શકું કે તે શું છે ને તે પ્રાણી કયા વર્ગનો છે. હું એક વખતે ઝાડપાલાનો શોધ કરનારને ત્યાં નોકરીએ રહયો હતો ને મારો એક ભત્રીજો છે તે પારીસમાં પ્રાણી વિદ્યાના સંગ્રહસ્થાનમાં નોકરી કરે છે તેથી હું એ બાબત સારી રીતે સમજું છું.

લોકો બહાદુર લાટુસની પાછળ બરટ્રાડના બાગમાં જવા નિકળ્યા. દરેક માણસના હાથમાં હથીઆર હતું. સ્ત્રીઓએ હાથમાં રાખસ ભયંકર હોય તો, પાવડા ને કુહાડા લીધા હતા. કોઇએ લાકડાં, કોઇએ નરાજ, ને વાસડાં, એ પ્રમાણે હથીઆરબંધ સ્ત્રી પુરૂષોનું લશ્કર ફોજદાર અને લાટુસની પાછળ ચાલ્યું, માત્ર લાટુસના હાથમાં બરેલી જુની બંદુક હતી. બરટ્રાડની બંધુક માત્ર જોવાનીજ હતી, કારણ તેમાં દારૂ તો ગમે ક્યાંથી

પણ બીકુ થયું હતું. બરટ્રાડ સઉની આગળ સેનાપતિ જેવો ચાલતો હતો ને રસ્તો બતાવતો હતો. સઘળા લોકો ગામની બાહાર ગયા. સ્ત્રી પુ- રૂષો, છોકરાઓ અને છોકરીઓ આગળ ચાલ્યા એટલે બન્ને જણ શી રીતે એ રાખસ ઉપર હુમલો કરવો તે બાબતનો વિચાર કરવા લાગ્યા. ને બર- ટ્રાડના ઘર પાસે જેમ જેમ આવતા ગયા તેમ તેમ બોલતા બંધ પડયા. ને થોડીવારમાં કોઈના મોઢામાંથી એક પણ શબ્દ નિકળી શકયો નહીં. બધા એકઠા થઈને ચાલ્યા ને દરેક જણ બીજાને જોઇને હીમત ધરવા લાગ્યો.

લાટુસ સાહેબ ખાંધા ઉપર બંદુક નાખી સઉની આગળ ચાલ્યો. ને એવો તો ગંભીર દેખાતો હતો કે જાણે શત્રુપર હુમલો કરવાને માટે મોટું લસકર લઇને જતો હોય. કોહાર આગળ જેમ જેમ જવા લાગ્યા તેમ તેમ બરટ્રાડ, "ઓ રહયો—ઓ રહયો" એવી બુમ પાડી વાડની પાછળ સંતાઇ ગયો. લોકો ઝુંપડી તરફ જોવા લાગ્યા. ને વળી પાછા હઠયા. લાટુસ લશ્કરની વચ્ચે રહયો. પણ કાંઇ અવાજ સંભળાયો નહીં. તેથી લશ્કર આગળ ધસ્યું ને વાડ તરફ જોયું તો તેમાંથી એક બીલાડી વાડ ઉપરથી કુદાકડો મારી પેલી ગમ ગઇ એટલે બરટ્રાડ જે વાડમાં સંતાઇ બેઠો હતો તેણે ભયથી બુમ પાડી કે "ઓ ખાધોરે બાપલા."

લાટુસ—(લશ્કરની મોખરે પાછો જઇ) બરટ્રાડ, તું કેવો મુરખ માણસ છે? તું જાણે છે કે તું કેવો બીકણ છે? આટલી ઉમર થઇ તોએ આટલું બધું બીકણપણું રાખે છે તેથી તું કેમ નથી શરમાતો.!

કલાડાઇન—વાત ખરી છે. એઓ ઘણા બીએ છે, માટે જરા હીં- મત રાખવાને હું રોજ ઘણુંએ વઢુંછું. પણ મારૂં કહ્યું સાંભળે છે જ કોણ?

લાટુસ—વાડમાં બીલાડી ગઇ તેથી તમે આટલી બધી હોહા કરી મુકી!

બરટ્રાડ—મો. લાટુસ, વાડમાં કોઇ પેટે ચાલતું પ્રાણી જોયું તેથી મને લાગ્યું કે—

લાટુસ—કદાચ એવીજ નજીવી બાબતમાં એણે આખું ગામ ભેગું કીધું હશે.

બરટ્રાડ—ના, ના, એમ નથી. એ કાંઇ નજીવી વાત નથી. તમને હમણાં ખબર પડશે. હવે આપણે કોહારની પાસેજ આવ્યા છીએ ને આ બારણેથી તમે અંદર જશો તો એક મીનીટમાં તમે ત્યાં જઇ શકશો

લાડુસ—ના, એમ નથી મોટા દરવાજામાંથી આપણે બધા જઈએ કે જેથી દૂરથી તે જનાવર નજરે પડે. લશકરી કવાયતમાં એવીજ રીતછે.

લાડુસે કહ્યું તેને સર્વે જણે સંમતી આપી. બધા બરટ્રાડના ઘરમાંથી બાગમાં પેઠા; ને જેવા તેઓ કોઠાર આગળ ગયા કે જે મોટા હીંમત વાળા હતા તેની હીંમત ખસી ગઇ, ને સફેત પુણી જેવા બન્યા, ને કેટલાક તો ત્યાં ને ત્યાંજ ઉભા રહયા—એટલામાં લાડુસ, જે લોકો ભયથી બીતા હોય તો તે દુર કરવાને ગાયન ગાવામાં ગનને રોકે છે તેમાંનો માણસ હોવાથી બધાએ શું કરવું ને કયાં ઉભા રહેવું તેની ગોઠવણ કરવા લાગ્યો. ને પોતે લશ્કરની આગળ અત્યાર સુધી હતો તે હવે સૌની પાછળ ઉભો રહ્યો.

કેટલાક ખેડુતો બૂમ પાડી ઉઠયા—" એ રહ્યો પેલો, એ રહ્યો. " એમ કહી આંગળીએવતી ડયુઅગંને બતાવ્યો જે જેવી ને તેવી સ્થિતિમાં અત્યાર સુધી પડયો હતો. કારણ તેને ગાઢ નિદ્રા લાગી હતી. દરેકના ચહેરાપર ભયની નિશાની જણાતી, પણ એ પ્રણી તે કેવું હશે તે જાણવાને ઉત્સુક બન્યા, દરેક જણ ડોકું લાંબું કરી જોવા લાગ્યો, ને જરા આગળ ખસ્યો અને પોતાની પાસે ઉભેલો હોય તેના ખભાપર હાથ મુકી તેનો આશ્રય લેવા લાગ્યો. લાડુસે એકદમ ઉભા રહેવાનો હુકમ આપ્યો. ને બધા ખેડુતો શું ધારેછે તે ધીમે રહી બધું સાંભળવા લાગ્યો.

૧ પુરૂષ—કેવો કદરૂપો જણાય છે ! કેવું બીયામણું પ્રાણી ! તેનું માથું તો જુઓ !

૨ પુરૂષ—જોયું તેનું શરીર કેવું મોટું છે ?

૩ પુરૂષ—તેને તો આંખો હોય એમ લાગતુંએ નથી.

લાડુસ—પંજા પણ નથી. પણ ગરબડ નહીં કરતા હોં. નહીં તો શખસ જાગી ઉઠશે. હું એને પ્રથમ તપાસું, અસલના વખતમાં આપણા ગામમાં કોઇ શખસ આવ્યો હતો તે કોઇને સાંભરે છે ? મારા બાપની નજરે એક વેળા પડયો હતો.

છોકરા—હમે તો કોઇ દીવસ શખસને જોયો નથી.

લાડુસ—ઠીક, આ શખસ એવો જ છે, તેના પગ કોઇને જણાતા નથી. કારણ ટર્કની પેઠે તે પોતાના શરીરની નીચે પોતાના પગ વાળી દેછે. એની આંખો ઘાસ તરફ છે, એ એક સારૂં થયું. કારણ તેની આંખો આ બાજુએ હતે તો આ શખસોની આંખમાથી હળાહળ ઝેર વરસે છે.

તેની ડોકપરના વાળ જોઈને મારી તો ખાતરી થઈ કે એવા પ્રાણીને પ્રાણીવિદ્યા શાસ્ત્રમાં દરીઆનો સીંહ કહે છે એવા સીંહ ઘણા હોય છે.

ખેડુતો—શું એ દરીઆનો સીંહ છે! ત્યારે તો બહુ ભયાનક હશે !

લાટુસ—ભયાનકની શી વાત કરોછો ? એ તો માણસને ઉંચકીને મોમાંજ મુકી દેછે.

બરટ્રાંડ—( ધ્રુજતો ) તેને પકડવાની આપણે શું તજવીજ કરીએ?

કસાપ્રાઇન—કદાચ તે મરી ગયો હશે. કારણ સવારથી તે હાલ્યો કે ચાલ્યોએ નથી.

લાટુસ—શું તે મરી ગયો છે ! તે મરી ગયો છે કે જીવતો છે તે કેમ માલમ પડે ?

ફોજદાર—બંદુક છોડો તો હમણા જ જણાશે.

લાટુસ—એમ કરવું ઘણુંજ દહેશત ભરેલું છે. આ પ્રાણીની ચામડી એવી સકત હોયછે કે બંદુકની ગોળી પણ પાછી ફરે.

ફોજદાર—તારે તેના કાનમાં બંદુક ફોડો.

લાટુસ--તેનો કાન કયાં છે તે મને પહેલાં જડવો જોઇએ કેની !

ફોજદાર--ફીકર નહીં, આપણે એ પ્રાણીને જીવતો કે મુએલો પકડી લઇશું.

તમે બંદુક ફોડો ને હમે બધા જણ પાવડા, કુહાડી, કોદાળી લઇ ઉભેરીએ છીએ. એટલે જો રાખસ હમારા પર ધસી આવશે તો હમે તેનો ત્યાંનો ત્યાંજ ભોરકુટો કરી નાખીશું.

ફોજદારના બોલવાથી બધા ખેડુતોને હીંમત આવી ને હીંમતવાળા લાટુસની આસપાસ હથીઆર બંધ લશકર ખડું થયું, પણ જે કામ કરવાનું હતુ તે એને ગમ્યુ નહીં છતાં બંદુક ફોડવા તૈઆર થયો. બે જવાન પંચહથ્થા માણસોની વચ્ચે ઉભો રહી બંદુક તાકી. બંદુકનો પાછલો ભાગ ખાંધા સાથે વળગાડયો, પાંચેક મીનીટ સુધી તાકી જોયું ને આખરે બંદુકનો ઘોડો પાડયો પણ દારૂ ન હોવાથી બંદુક છુટી નહીં. ડયુબર્ગ તેથી બચી ગયો. કારણ તેને ખબર ન હતી કે તેને મારવાને માટે આખું ગામ હથીઆર બંધ થઇને આવ્યું હતું. ફોજદાર ગુસ્સે થયો, લાટુસ બીજો બહાર કરી શકયો નહીં. ખેડુત લોકોએ આગળ જઇ રાખસને હથીઆરવની મારવાની નાપાડી. એટલામાં ઉંધનાર ડયુબર્ગ ઘાસમાં હાલતો જણાયો, બગાસું ખાધું તેથી બધા બીહી ગયા ને તેમને લાગ્યું કે

સાૈંહે બરાડો પાડ્યો. જે હીંમતવાન હતા તેમણે હથીઆર નીચે મુક્યાં; ને પાછા હઠયા, ને આખા લશ્કરમાં ડર પેઠો. ભયમાં આવી જઈ એક બીજાને બારણામાંથી રસ્તો કરતાં ધકા મુકી ચાલી.—લાડુસ ઝાડપર ચઢી ગયો. બરટ્રાડે ફોજદારને પાડી નાંખ્યો. જે જુવાન હતા તેઓ વાડ કુદી ગયા ને બીજા કેટલાક દોડતા દોડતા જમીનપર ગબડી પડ્યા.

એટલામાં ડયુબર્ગ લાંબી ઉંઘમાંથી જાગી ઉઠયો. તેણે આંખો ચોળી ટોપી ઉતારી, કારણ ટોપી આંખ ઉપર આવવાથી બરાબર જોવાતું નહી; જે કામળામાં ગભરાઇ ગયો હતો તે કામળો અંગ ઉપરથી કાઢી નાંખ્યો. તે ઉઠયો ને તેના કાનપર જે બુમ બરાડાનો અવાજ પડયો તેથી આશ્ચર્ય પામ્યો. તે ઉઠયો ને એક અવાજ, જે તે જાણુતો ન હતો કે તેનાથી થયો, તેથી ગભરાયો. કે રખેને ફલારીડોર એને ખોળવાને આવી પહોંચ્યો હશે. તે કોઠારમાંથી બહાર આવ્યો. ને એકાએક ઉભા રહી તેની નજરે જે દેખાવ પડયો તે જોઇ ઘણો વિસ્મય પામ્યો. માણસો, બઇરાં છોકરાં ચારે પાસ દોડતાં હતાં ને કેટલાક જમીનપર પડી ગયાં હતાં. ડયુબર્ગ આ બધું જોઇ મનમાં કહેવા લાગ્યો "દેશના આ ભાગમાંના લોકોની કોઇ પરોણો આવે તો તેની આગતા સ્વાગતા કરવાની રીત બહુ સારી દેખાય છે."

સીંહના અવાજનો જે તર્ક કરતા હતા તે ન જણાયાથી ગામના બહાદુર ને હીમતવાળા લોકો કોઠાર તરફ જોવા આવ્યા એટલે એક માણસ નજરે પડયો, તેને જોઇને તેઓને ઘણુંજ આશ્ચર્ય પેદા થયું. કારણ ડયુબર્ગ કાંઇ ભયાનક ન હતો કારણ તેણે પોતાનો ભયંકર પહેરવેશ કાઢી નાંખ્યો હતો.

ખેડુતો—આ માણુસ કોણ છે.? ને તે કયાંથી આવ્યો છે?

આ શબ્દ સાંભળીને બાકીના લોકોને જરા હીમત આવી ને એની આસપાસ વીંટળાઇ ગયા. થોડીવારમાં સઘળાએ ડયુબર્ગને નીહાળી જોયો તેથી ઘણોજ અચંબો પેદા થયો.

ડયુબર્ગે કલાડાઇન જે જમીનપર પડી ગઇ હતી તેણીનો હાથ ઘણીજ નમ્રતાથી ઝાલી તેણીને ઉઠાડી ઉભી કીધી ને ફોજદારે જે સવાલ પુછયો તેનો જવાબ નીચે પ્રમાણે આપ્યો.

હું એક ગરીબ પણ પ્રમાણીક માણસ છું. રાતના વરસાદના તોફાનમાં સપડાઇ જવાથી કોઠારમાં આશ્રય લેવા આવ્યો તે ત્યાં જઇ ઘાસમાં સુતો હતો. ત્યારપછી રાતમાં એવી ઉંઘ આવી કે એક વખત જાગ્યોનહી

ને અત્યાર સુધી ઉંઘતો હતો. પણ હું આશા રાખુ છું કે તમને તેથી ગુસ્સો નહી ચઢ્યો હોય.

ફોજદાર—આ કોઠારમાં કોણ સુતું હતું !

ડયુ૦—તે હુંજ બીજો કોણ ?

બરટ્રાડ—તને પેલો શખસ ખાઇ ન ગયો કે ?

ડયુ૦—કયો શખસ ?

બરટ્રાડ—પેલો બાલવાળો ને ચામડાવાળો ઘાસ પર પડેલો હતો તે.

ડયુબર્ગને કોઠાર તરફ વળી પોતાનો કામળો ને લાલ ટોપી જોયાથી ઘણુંજ હસવુંઆવ્યું. કારણ આ લોકો મારો પોષાક જોઇ ગભરાઇ ગયા હશે એવી કલ્પના કરી. ખેડુતોએ બધાના ચેહરા હસતાં જોયા એટલે તેના મનનો ડર નાસી ગયો. જેઓ દોડતા પાછા જતા હતા તે પાછા વળ્યા ને જે ફરતા હતા તેઓ કોઠાર તરફ ગયા. થોડીવારમાં સઘળા શાંત થયા. ને આ પ્રમાણે થવાનું કારણ શું તેનો વિચાર કરવા લાગ્યા. ડયુબર્ગે જાણ્યું કે આપણી વાત કહી તેમના મનનો વહેમ દુર કરવો જોઇએ તેથી કોઠારમાં જઇ એક હાથમાં કામળ લઇ બીજા હાથમાં ટોપી લઇ ખેડુતો પાસે આવી બોલ્યો. મારા મિત્રો જે શખસથી તમે બીહ્યા તે આ મારા હાથમાં છે. લો એને તમે બધા ગળીને મારી નાંખો.

એમ કહી ડયુબર્ગે નાટકનો પહેરવેષ ઘાસપર ફેંકી દીધો ને ખેડુતોએ આગળ જઈ તેને હાથ લગાડી જોયું એટલે કામળ ને ટોપી જણાઈ, તેથી બધા ખડખડ ડયુબર્ગની સાથે હસી પડયા ને બોલ્યા કે આજ ટોપીએ આપણને બીવડાવ્યા. બરટ્રાડ કેવો મુર્ખ કે કપડાને જોઇ તેને એક શખસ ધારીને આખુ ગામ ચગાવી દોડા દોડ કરી અમસ્તા ગભરાવી માંડ્યા. એ તો કેવો માણસ હશે ?

લાટુસ ઝાડ ઉપરથી નીચે ઉતર્યા. ને બરટ્રાડને કહ્યું—મેં તો કહ્યું હતું કે તારા જેવો બીકણ માણસ મેં દુનિયામાં જોયો નથી ને તેનો પુરાવો આ મળ્યો. મને તે શખસ છે એવું કહી બધાને ગભરાવી માર્યા તેનું કારણ શું ? તું તો એવો ચમત્કારીક સ્વભાવનો માણસ છે કે એક ઉંદરને જુએ તો ડરથી બાળ: છે એમ કહે. એટલે કામનો વાઘ બનાવે એ માંનો દેખું ?

બરટ્રાડ—ઉંદરે તમને પણ જરા બીવરાવ્યા ખરા. કારણ તેને જોઇને તમે બીલાડીના પેઠે ઝાડપર ચઢી ગયા ને જતાં બીચારી કલાકને પાડી નાખ્યા.

લાડુસ—જરા મોઢું તપાસીને બોલજે. (બરટ્રાડના બોલવાથી લાડુસ રાતો ચોળ થઇ ગયો.) હું તો રાખસના ઉપર ગોળી તાકવાને માટે ઝાડ ઉપર ચઢયો હતો.

બરટ્રાડ—ને ગોળી તાકવાને માટે તમે બંદુકને ભોંય પર મુકી ઉપર ચઢયા હતા એમજ નીશાનબાજી શીખ્યા દેખું.

લાડુસ—કદાચ રહી ગઇ હશે.

ડયુબર્ગ—આમ આવો આમ આવો. આ બધી હોહા કરાવનાર હુંજ છું. ઘણોએ હીંમતવાળો માણસ હોય તો પણ આ મારો કામળો ને ટોપી જુએ તો ગભરાઇ નાસી જાય. લઢાઇમાં જે વીર પુરૂષો છે તે જંગલી જનાવરને કાંઇ મારતા નથી. એવો પોષાખ પેહેરીને હું સુતો હતો ત્યારે મને રાખસ ધારીને મારા પર હીંમતથી બંદુક તાકનાર મા. લાડુસ કેવો બહાદુર નર હોવો જોઇએ ?

આ લુચ્ચાઇ ભરેલા શબ્દથી લાડુસનું ચઢી વાગ્યું ને તેને જે ગુસ્સો બરટ્રાડના બોલવાથી ચઢયો હતો તે નરમ પડયો ને પાછો પૂર્વ સ્થિતી પર આવ્યો. ને બાકીના લોકો એના ખુસામતીઆ બોલવાથી રાજી થઈ ગયા.

લાડુસ—આ નવો માણુસ કેવો મારા સ્વભાવનો છે. એ ઘણોજ વિદ્વાન માણુસ જણાય છે.

હાલના સમયમાં બેરન બનવાનો ઢોંગ કરતે તો ડયુબર્ગને સર્વ વાતો અનુકૂળ હતી. પણ વેહેગી અને પ્રમાણીક ચાંબરટીનના ઘરમાં બેરન બની જે તોફાન કર્યું હતું તેથી ઘરાઇને આ વેળાએ તેમ કરવું ઠીક લાગ્યું નહીં. ઉલટો આવો ભયાનક વેશ શા કારણથી ધારણ કરવો પડયો તે વિશે જ્યારે ફોજદારે ડયુબર્ગને પુછયું ત્યારે એણે ચોવા વાત બનાવીને કહી કે રસ્તામાં મારી પાછળ ચોર લાગ્યા હતા તેમણે મને સબસીલ્ન લુટી લીધો ને હું બુમો ન પાડું માટે મારા માથાપર મોઢાં સુધી વાળની ટોપી પેહેરાવી દીધી તેથી મારો જીવ ઘણો રૂંધાવા લાગ્યો. તેમજ તે લુટારાઓએ મને પોતાના રેહેઠાણમાં લઇ જવા કોઇની નજરે હું ન પડું એટલા માટે કામળ ઓરાડી. એટલામાં ઘોડાના પગલાંનો અવાજ સંભળાયો તેથી ડરી જઇને ટોપી ને કામળ મારી પાસે પડતી મેલી લુટારા નાસી જવા પામ્યા.

આ જોડી કાહાડેલી વાર્તાથી ડયુબર્ગ તરફ લોકો દયાની લાગણી

થી જોવા લાગ્યા. તેનાથી હવે બીવાનું કારણ ન રહ્યું તેથી ડયુબર્ગ ઘણો મમતાળુ માણસ હોય એવું જણાયું. ફોજદારે ડયુબર્ગે જે ચોરની વાત કહી તે પ્રમાણે એની જુબાની લખી લીધી; લાડુસ બોલ્યો—આજ બે વર્ષ થયાં લુટારા લોકો ગામની આસપાસ ફરયા કરે છે. બે દીવસ અગાઉ મારી ત્રણ મરઘી ચોરી લઇ ગયા હતા. પણ તેઓ પોતાની મેળે કાંઇ જતા રહ્યા નહતા. આપણે એમની તપાસ કરવી. મિત્રો, મારી સરદારી તળે તમારે રહેવું, તમ જાણો છો કે જરૂર પડે તો હું એક લશકર લઇ જાઉ એવો છું. પ્રથમ ફોજદાર માણસો મોકલી ચોર લોકોનું રેહેઠાણ શોધી કહાડશે એટલ પછી આપણે બધા એમને પકડવા જઈશું.

એવામાં ખેડુતો ડયુબર્ગની આસપાસ વીંટલાઇ વળ્યા, ને ડયુબર્ગ જે માગે તે આપવાની મરજી જણાવી. કારણ તેઓ સાધારણ રીતે ધારતા હતા કે તેને જરૂર પડશે. તેથી તેઓ પોતપોતાની વચ્ચે કોણે ખોરાક પુરો પાડવો એ બાબત નકી કરવા લાગ્યા. ને દરેક ખેડુતો એક કોટ, અથવા ઝભો આપવાને કહ્યું. તેમજ લાલ ટોપીના બદલામાં સાદી ટોપી ને ડયુબર્ગ જયાં સુધી રેહેવા માગે ત્યાં સુધી એને એક ઘર આપવા કબુલ કીધું. પણ ડયુબર્ગે બરટ્રાડ નું કહેવું કબુલ રાખ્યું. કારણ તેની સ્ત્રી કલાડાઇન ઘણી સુસ્વભાવની અને માયાળુ સ્ત્રી હતી ને તેને જણાયું કે એને ત્યાં જઇને રહેવાશે તો પોતે સુખી થશે. આ પ્રમાણે માન મળવાથી બરટ્રાડની સ્ત્રી ફુલાઇ ગઇ. ડયુબર્ગને નીચાં નમીને સલામ કરીને સારામાં સારૂં ભોજન કરાવી જમાડવાને ઘેર તેડી જવાને કબુલ કીધું. ફોજદાર ગામમાં મુખ્ય માણસ હોવાથી ડયુબર્ગનું જાકીટ જે ચોર લોકો લઇ ગયા હતા તેના બદલામાં નવું જાકીટ આપીને રાજી થયો. આ ઉદારતાના બદલામાં ડયુબર્ગે સીયાળામાં ઉપલો કોટ ઉપયોગી થઇ પડશે એવું કહી ફોજદારને પોતાની કામળ લઇ રાખવાની વિનંતિ કરી. સંકટના સમયમાં મો. લાડુસે લોકોને જે કીમતી મદત આપી તેને બદલે તેને પોતાની લાલ ટોપી આપી. આખરે લોકોની ગર્દી ઓછી થવા લાગી, ને ખેડુતો કામે વળગવા ચાલતા થયા. સ્ત્રીઓ અને છોકરાઓ પોતે પોતાને ઘેર ચાલ્યાં ગયાં. બરટ્રાડે પોતાની સ્ત્રીને ડયુબર્ગની સારી ગોઠવણ રાખવા કહ્યું ને પોતાને કામે વળગી ગયો. કલાડાઇન ડયુબર્ગને ઘરમાં લઇ ગઇ. કલાડાઇન, ચંચળ, ઉપકારી ને સારા સ્વભાવની સ્ત્રી હતી ને તેથી પરોણાને જેમ સુખ પ્રાપ્ત થાય એ પ્રમાણે તેની સંભાળ લેવા લાગી. ડયુ-

બર્ગના આવવાથી ગામના લોકો આનંદી સ્વભાવ રાખીને રેહેવા લાગ્યા. લાયકીવાળા ખેડુતોએ ડયુબર્ગની સારી બરદાસ્ત રાખી. જેમણે બનતી કોશીસ કરીને ડયુબર્ગે ખોટી રીતે બતાવેલાં સંકટો ભુલી જાય તેને માટે પ્રયત્ન કરવા. એવા સારા લોકોની વચ્ચે થોડા દીવસ કાઢવામાં આવે તો એથી ડયુબર્ગના મનમાં દલગીરી ઉપજે એવુ નહતું. રાત પડતી એટલે ડયુબર્ગ ઘણી ચમત્કારીક વાતો કરતો અને તે લોકો લક્ષ પૂર્વક શ્રવણ કરતા. જે માણુસ કલાકના કલાક રંગીલી વાતો કરતાં થાકે નહીં એવા માણસનો પ્રસંગ પડયો જાણી લોકોને એને વિશે પૂજ્ય ભાવ તથા ખુશાલી પેદા થઇ. તેથી ડયુબર્ગ તો જાણે વાતનો ખજાનો જડી આવ્યો. લાટુસ સાહેબ આવ્યા એટલે ડયુબર્ગે વાતમાં લાટીન ભાષાના શબ્દ વાપરવા માંડયા. એટલે લાટુસ મંડળીને એમ કહેતો કે ડયુબર્ગે જે વાત કહે છે તે ખરી છે, મારા મિત્રો; તે "આ વાત ખરી છે" એવા સોગન જર્મન ભાષામાં લે છે.

પંદરેક દીવસ ચાલ્યા ગયા ને ડયુબર્ગ ખેડુતોની આગળ વાત કરતાં કરતાં થાકી ગયો. પછી તેણે પોતાના સોબતીઓનું શું થયું તે જાણવા ખાતર ગામમાંથી ચાલ્યા જવાનો વિચાર રાખ્યો. હીપાલીટસનો વેષ લેવાને માટે જે સો ફ્રેંકની રકમ મળી હતી તે તેના ગજવામાંજ હતી ને તે રકમ લઇને હવે રાખસ બન્યા વિના નભિ શકે એવું હતું. આટલા વહેલા ઘરમાંથી ન જતા રહેવાને કલાડાઇને ઘણુંએ સમજાવ્યું છતાં તેણે જવાનો આગ્રહ લીધો. ફોજદારને, લાટુસને અને બીજા કેટલાક માણસોને પોતાના ઉપર ઉપકાર થયો તે જણાવવાને માટે બધાને બોલાવીને તેમનો ઉપકાર માનીને જે લોકોએ આટલુ હેત બતાવ્યું હતું તેમને બે મીઠા બોલ કહી પોતે પ્રવાસે નિકળી પડયો. પણ તે પહેલાં બરટ્રાડ અને કલાડાઇન જેઓની આંખમાં ડયુબર્ગ જતી વેળા આંસુ આવ્યાં તેમનો અત્યંત આભાર થયો એવું કહેવા ભુલી ગયો નહી, હાથમાં મોટી લાકડી લઇ મોટાં ચકર વાળી ટોપી માથે પહેરી. ગજવામાં ખોરાકી ભરી પ્રવાસે જવા નિકળ્યો અને રસ્તે ચાલતાં બોલ્યો " જે લોકોએ મને બેરનના વેશમાં જોયો છે તેઓ મને આ વેશમાં ઓળખી શકશે નહી ને તેજ મને જોઇએ છે."

ડયુબર્ગને માર્ગમાં વિચાર સુઝયો કે વેરેપ ગામમાં પાછા જવું એ ઠીક નથી. કારણ વખતે મો. ફ્લારીડોર અથવા નાટકમાંનો કોઇ માણુસ મળે તો વળી કાંઇ પંચાત પડે. તેમજ ઓનોબલ પણ જવાનું માંડી વાળ્યું;

કારણુ મા. ડોરોસી નજીકમાં રહેતો હતો ને જે સાફકારવા નાણું લીધાં હોય તેની નજર આગળથી જવાનું ન બને તેટલું સારૂં. માટે વીજીન્ન ગામ ઉપરથી ડ્યુબર્ગ ચાલ્યો કારણુ ત્યાં ફ્રેડરીક મળશે અગર તેના વિશે કાંઇ પણુ ખબર મળશે એવી તેને આશા હતી.

વખતો વખત આનંદ આપે એવું ગીત ગાતો ગાતો ડ્યુબર્ગ ચાલ્યો જતો હતો ને કલાડાઇને જે ખોરાક એને જતી વેળાએ ગજવામાં મુકવા આપ્યો હતો તે ઘાસમાં બેસીને ખાતો—ઓઓ ઘણું કરી બધી વાતનો વિચાર કરે છે!—સારા સ્વભાવના ખેડુતોની લાંબી નજરની તારીફ કરીને, કલાડાઇને ખોરાકની સાથે એક દારૂની બાટલી ભરી આપી હતી તેમાંથી ઘુંટડો લેતાં બોલ્યો —આ જાતીની તંનદુરસ્તી ચાહું છું! જયાં સુધી આ જાત મારે માટે આટલું કરેછે ત્યાં સુધી હું દુઃખી થવાનો નથી. તેથી આ કલાડાઇનના નામનો, બીજો મેડમ ચાંબરટીનના નામનો, ને સઘળા ખેડુતોના નામનો ઘુટડો લઉં છું. તેમણુ બધાએ તો મને મિષ્ટાન્ન જમાડવામાં બાકી રાખી નથી .

જ્યારે દારૂ પુરો થઈ રહ્યો ત્યારે પાણીના ઘુટડા તેજ પ્યાલામાં લેવા લાગ્યો; કારણુ ડ્યુબર્ગ મહા જ્ઞાની હતો. તેને વખતે જે હોય તે ચાલે એવો જ્ઞાની. શીવાય પાસે પૈસા હતા એટલે ચાહે તો બીજો દારૂ લઇ શકતો; એજ કારણુથી પાણી ક્રમે લાગ્યું. સાંજના વીજીન્ન પોચ્યો ત્યારે મનમાં કહેવા લાગ્યો જો કાઉંટ—ડી માંટ્રાવીલને મો.મીનાર્ડથી ફ્રેડરીકની પ્રેમવાર્તાની ખબર પડી હશે તો તો તેઓ ફ્રેડરીકને જંગલમાંથી તેડી ગયા હશે અને મહારો ફ્રેડરીકની સાથે મેલાપ થશે નહી પણુ પેલી સુંદર છોડી મળશે તે મને જે હશે તે જણુાવશે તો ખરી.

છોડી મુગી હતી એ વાતની ડ્યુબર્ગને ખબરજ નહોતી. ડ્યુબર્ગ ખીણુમાં ગયો—જંગલમાં ગયો—ચારે તરફ નજર કરી.—ફ્રેડરીકને બુમો પાડી.—કોઇ નજરે પડયું નહી—ને—શોધ કરવાનું મુકી દેતો હતો એવામાં ઝુપડી દેખાઇ તે બાગમાં ગયો, ઝુપડીની પાસે જઇ જોયુ તો ડેમમારગારેટ આરામ ખુરશી પર ઊંઘતી દીઠી, છોકરીને ન દીઠાથી અચંબો પામી બાગની બાહેર આવ્યો. એના મનમાં એવો સંશય આવ્યો કે મીનાર્ડને સમજાવવાને માટે ફ્રેડરીકની જેવાત મેં મીનાર્ડને જણુાવી હતી તેજ ખરી પડી અને ફ્રેડરીક ખરેખર એની બ્હેનને સાથે લઇને પલાયન કરી ગયો. તેથી એ બા-

ખતમાં ખરૂં શું છે તે જાણવામાટે ગામમાં ખબર કાઢવા જતો હતો એવા માં જંગલમાંથી પેસાર થનારા રસ્તા પરથી પેલી છોડી ધીમેધીમે આવતી નજરે પડી. છોકરીના મોઢાપર ઉદાસીનતા આવી હતી ને એથીતો ગરીબ જણાઇ કે તેને જોઇને ડયુબર્ગના મનમાં દયા ઉપજી. થોડી વાર પર્યંત તેણીની તરફ જોઇ રહ્યો ને તેના મનમાંના દુઃખનું કારણ ફ્રેડરીકજ હોવો જોઇએ એવી ખાતરી કરી.

ડયુબર્ગ--અરેરે ગરીબ છોડી ! તારી આવી સ્થિતી થવાનું કારણ મારો મિત્ર ફ્રેડરીકજછે ? તે તો ચાલ્યો ગયો ને તું અહિં રહી ગઈ ! તને ફ્રેડરીક મળતે નહી તો કેવું સારૂં થાત કે આજે આ દિવસ આવત નહી.

આ વખતે એની બહેનને કાને પગલાનો અવાજ આવ્યો ઉચું જોઈ પાસે કોઇ ઉભુંછે એવું ભાસ્યું ને વીજળીની પેઠે તેને મળવાને દોડી ગઇ. પણ જ્યારે ફ્રેડરીકના બદલામાં ડયુબર્ગ તેણીની નજરે પડયો ત્યારે ક્ષણેક જે તેણીનો ચેહેરો પ્રફુલીત થયો હતો તે એકદમ કરમાઇ ગયો. માથું ધુણાવી એવાં ચિન્હ કીધાં કે જાણે આ ફ્રેડરીક નથી. પણ ડયુબર્ગ તેણી ની સાથે વાત કરવા લાગ્યો તેનો અવાજ તેણીએ જાણ્યો. ને તેના અવ યવ તપાશી જોયાં તેથી તેનાંમાં પાછી ખુશી પેદા થઇ. તેણીની આગળ જે સખસ ઉભો તે તેણીના ફ્રેડરીકનો મિત્ર હતો. પ્રથમ એ માણુસ આ જંગલમાં આવી ગયેલોછે. ને ફ્રેડરીક વહેલો આવશે એવું જણાવવાને તે આવ્યો હશે. એમ ધારી તેની પાસે ગઇ, ડયુબર્ગના વિચાર તેની આંખ ઉપરથી પારખી ગઇ હોય એવું જણાયું. તે શા માટે આવ્યોછે તેનું કારણ ડયુબર્ગ કહે તેની વાટ જોતી ઉભી; ને ડયુબર્ગે અચંબાને સંશયની વચ્ચે ફ્રેડરીક કયાંછે તે વિશે તેણીને પુછયું.

ફ્રેડરીકનું નામ સાંભળતાંજ તેણી ચમકી. તે જે માર્ગે ગયો તે માર્ગ બતાવ્યો ગયાને કેટલા દીવસ થયા તે આંગળી વડે ગણી કાઢી આંગળીઓ બતાવીને પોતાના પ્રિયતમને વિષે જાણતો હોય તોતે પુછતી હોય એવું જણાવ્યું. આખરે એ નિશાનીઓથી તેણીને કેટલું દુઃખ થયું હતું તે ડયુબર્ગને માલુમ પડયું ને કહ્યું કે મારાથી બનીશકશે એટલું ઓછું કરવાને હું ચુકનાર નથી. પણ તેણીનું મન માન્યું નહી. કારણ ફ્રેડરીક વિના કેમ સારૂં લાગે.

ડયુબર્ગ—ગરીબ બીચારી છોડી, ફ્રેડરીક વાત કરતો હતો તે ખરીછે કે આના જેવી સ્ત્રી, ફ્રેડરીકને જે સ્ત્રીયો સાથે પ્રસંગ પડયોછે તેમાં સારા

માં સારીછે. પણ તેને આ જંગલમાં છોડી ચાલ્યો ગયો હું! ઘણુંજ નીચ કામ! આવી સુંદર--આવી અપગ, આવા હાવભાવવાળી, એક-મહેલમાં રહેવા લાયક છતાં આવા ઝુંપડામાં રહે એ કેવું? એને પારીસ મારી સાથે લઈ જવાનું ગમછે. તું ફ્રેડરીકની સાથે કેમ ન ગઈ? એ પ્રમાણે ડયુબર્ગે એની બહેનને કહ્યું. આ ભયંકર અરણ્યમાં શામાટે પડી રહી છે? ચાલ મારી સાથે: તેને આપણે શોધી કાઢીએ. ને એ આપણને નહી મળે તો તું ખાતરી રાખજે કે વિશ્વાસનીય માણસોની સાથે રાખીશ કે જેથી તેઓ તારી સારી બરદાસ્ત રાખશે.

એની બહેને ડયુબર્ગની સામું અચંબો પામીને જોયું. તે શું કહેછે તે સમજી શકી નહી; પણ આ જંગલમાંથી ચાલી જવાને કહ્યું ત્યારે તેણી બે ડગલાં પાછી હઠી, ઝુંપડી બતાવી, અને એવું બતાવ્યું કે જે માણુસ ઝુંપડીમાં રહે છે તેને છોડીને તે આવી શકે એમ નહતું. અરે! જો ડેમ મારગારેટ હોત નહીં તો તેણી ડયુબર્ગની સાથે કેવા આનંદથી જાત; કારણ તે માનતી હતી કે ડયુબર્ગ એણીનો તેની સાથે મિલાપ કરાવ્યા વિના રહેશે નહીં. પણ જે બાઇએ તેણીનું આટલા વર્ષ પર્યંત લાલન પાલન કર્યું હતું. જેણીએ માની પેઠે તેને નાનપણથી સંભાળથી ઉછેરી હતી ને વૃદ્ધાવસ્થાથી વાંકી વળી ગઇ હતી, તેને એકલી મુકીને જવું-એ વિચાર એનીબહેનને કેમ કરી આવી શકે? આવી રીતે ડેમ મારગારેટ તરફ કૃતઘ્નતા બતાવે એવી એનીબહેન નહતી.

ડયુબર્ગ—ત્યારે, ગરીબ છોડી, તું આજ જંગલમાં રેહેજે; ને જે સુખ તથા આનંદમાં તું મહાલતી હતી તે સુખ ને આનંદ તે લઇ ગયો તે તને પાછું મળે એવો મારો આશીર્વાદ છે.

એનીબહેને આંખો એવા પ્રકારની કરી કે બીજું કાંઇ એ પુછવા માગતી હોય એવું જણાયું.

ડયુબર્ગ—ખરી વાત; હું સમજ્યો, તે પાછો આવશે. મારી ખાતરી છે કે તે તને મળશે! તું એને ફરીથી ખરેખર મળશે: તારાં આંસુ લુછી નાખ હવે થોડા દીવસમાં તારા મનનું સાંતવન કરવા અહીં આવશે; ગભરા નહીં.

દુઃખી છોકરીના મનમાં આનંદનાં કીરણ પડયાં: ડયુબર્ગ જે બોલ્યો તેથી તેણીએ કૃતજ્ઞતાથી તેની સામાં જોયું ને માથું તથા હાથના ચાળા કરી તેને સલામ કરી ડેમ મારગારેટ પાસે જવાને ચાલી ગઇ.

ડયુબર્ગ ત્યાંથી નિકળી ગયો; ને પોતાના હરૂી અને આનંદી સ્વભાવને લીધે રસ્તાપર જતાં પેહેલાની પેઠે ગાયન ગાયું નહી. તેનું અંતઃકરણ દુઃખથી ભરાઇ આવ્યું. તે જે આશા ખરી પડવાની નથી એવી આશા તેણીને આપ્યાથી તેનું મન ઉદ્વિગ્ન થયું. દુઃખના સુસ્કારા આ એણે જનમમાં પ્રથમ નાખ્યા હતા; તે ચાલતાં, મનમાં કહેવા લાગ્યો, "ગરીબ બીચારી છોડી! તારી સ્થિતી જોઇને મને ઘણીજ દયા આવ છે!"

પણ આખરે પોતાની સ્થિતિનું ભાન આવ્યાથી પાછો ખુસી થયો. કોઇ કપડા વેચનારની દુકાને જઇ જાકીટ ને ટોપી વેચી સાદાં કપડાં ખરીદ કીધાં, ને તે પેહેરી લાયન્સ શેહેર તરફ જવા નિકળી પડયો. ત્યાંથી એકદો પારીસ જવાનો વિચાર હતો કે જ્યાં તેના બે મિત્રો મળવાની તેને આશા હતી.

## ભાગ ૧૭ મો.

કાઉંટ-ડી—મોન્ટ્રેવીલની પ્રવાસ કરવાની ગાડી સારા ઘોડા જોડયાથી સપાટા બંધ ચાલી ગઇ. કારણ ગ્રીનોબલથી છોકરો જેમ જલદીથી આઘો જાય તેમ સારૂં. ત્રણે જણાએ ખાનગી રીતે પ્રવાસ કીધો. છોકરો પ્રેમની વાતો શી રીતે ભુલી જાય તેના સાધનો શોધવા લાગ્યો. પણ તેના મનમાં એની બેન શીવાએ કશુંએ ન હતું. ને મીનાર્ડ વિચારવા લાગ્યો કે ઠગારા બેરન પોટોસ્કીએ કેટલી હદ સુધી જુઠાણું ચલાવ્યું. કાઉંટે ફ્રેડરીકને જરા પણ ઠપકો દીધો નહી. છોકરા ઉપર ગુસ્સે થવાના જે કારણો મળ્યા હતા તે બધાં ભુલી ગયો; અને મીનાર્ડ કાઉંટ સાહેબથી બીહીતો હતો, કારણ તે જાણુતો હતો કે પોતે તેના કહ્યા પ્રમાણે ચાલ્યો નહીં. તેથી તેમને થંડા પડેલા જોઇ પોતે શાંત પડયો અને ગાડીમાં બેઠો તે વેળા કરતાં તેની બીક ઓછી થઇ.

આખરે તેઓ બધા પારીસમાં આવી પહોંચ્યા. કાઉંટ મો—મીનાર્ડને રજા આપી તેની અગાઉ ફ્રેડરીકે મીનાર્ડને મળીને ડયુબર્ગની હકીકત પુછી લીધી. પ્રથમ મીનાર્ડ મુગો રહ્યો, પણ પોતાના હોઠ દાંત નીચે દાબી લાક્ષણીક ભાષામાં બોલ્યો—તમે મને બારન પોટોસ્કીને માટે પુછતા હશો નહી વારૂં?

ફ્રેડરીક—હા. બેરન-ડયુબર્ગ—અગર તમને જે બીજું નામ ગમે તે

નામથી બોલો તો પણ ચાલશે.

મી૦—લોર્ડ સાહેબ. મને જે વાતો એણે કહી છે તે ઉપરથી એને કાંઇ ચમત્કારીક, નામ આપીશ. એને હું પાલેટાઇન કહીશ.

ફ્રેડ૦—વાહલા મીનાર્ડ, તે બધું તું ભુલી જા.

મી૦—તે પ્રશીઆના રાજાની તપકીરની દાબડી ?

ફ્રેડ૦—એ તો માત્ર મશ્કરી દાખલ હતી.

શી૦—પણ ત્રણ લુઇની બાટલીમાંની ટોકે નામની દારૂ ?

ફ્રેડ૦—તને યાદ આપું છું કે મેં તેમ કરવાને એક વખત તેને કહ્યું હતું.

શીક્ષક—એજ કારણથી હું ડયુબર્ગને ક્ષમા કરૂં છું. એવો એ જંગલી માણસ ન હતે ને જુગારની એને લત ન હોત તો કાંઇ એ ખોટો માણસ નથી. એ હોશીઆર છે ને એણે જુદી ભાષાનો સારો અભ્યાસ કીધેલો જણાય છે.

ફ્રેડ૦—પણ એનું થયું શું ? ને તમે બંન્ને કયાંથી છુટા પડયા ?

શી૦—થીસીઅસનો વેષ ભજવવા માટે મને હીપાલીટસ થઇ તેડવા આવ્યો હતો ત્યારે.

ફ્રેડરીકને કાંઇ એના કહેવાની સમજણ પડી નહી. તેથી મીનાર્ડે વોરેપની બધી વાત કહી જણાવી. ને તે એ સાંભળી પેટ દાબીને હસી પડવાને બદલે ડયુબર્ગને ગડબડાટમાં પાછળ મેલ્યો તેથી તેને હવે પાછા મળતાં ઘણા દીવસ વીતી જશે એ વાતનો વિચાર કરવા લાગ્યો. તેના મનમાં એવું હતું કે ડયુબર્ગ એનીએડેન પાસે જઇ, તેના સમાચાર પુછી, પોતાને માટે તેણીની ખાત્રી કરી આવે તો સારૂં. કાઉંટે મીનાર્ડને ઇનામ દાખલ સારી રકમ આપીને કાઢી મેલ્યો. તે ઇનામ છોકરાની માર્ગમાં સંભાળ રાખી તે માટે નહી, પણ પ્રવાસમાં મીનાર્ડને જે વખત લાગ્યો હતો તે બદલ ઇનામ આપ્યું. મીનાર્ડે પોતાના યુવાન શિક્ષકને સલામ કરી, એવી આશાથી કે દુનિયામાં પ્રવાસ કરવાને બીજી વેળા તે જાય તો પોતાને લેવા ભુલી જાય નહી.

ફ્રેડરીકને પારીસમાં આવ્યાને કેટલાક દીવસ વીતી ગયા. રાત દીવસ મુગ્ધ છોડીની પ્રતિમા તેના હૃદય પટપર સજડ બેસવા લાગી. જંગલમાં વાટ જોતાં તે ઘણા દીવસ થયા મળ્યો નથી માટે ભુરી જશે એવું તે ધારતો. પળે પળે વિયોગનું દુઃખ વધતું ગયું, ને તેણીને મળવાની ઇચ્છા

બદ્તર થવા લાગી. પણ તે શું કરી શકે? બાપને છોડીને કેમ જવાય? પાસે પૈસા ન મળે ને કાઉંટના હુકમથી ખજાનચી પૈસા આપે નહી. તેના મનમાં રખેને છોકરો પૈસા લઇ પાછો ગ્રીનોબલ ભણી જાય. ને જતો રહે તો પાછો મળવો મુશ્કીલ થઇ પડે. રોજ નવા નવા વિચાર તેને આવવા લાગ્યા. ફ્રેડરીક પગે ચાલીને જઇ સુંદરીને મળવાનો વિચાર કરતો અગર તેની સાથે ગુપ્તપણે રહી પારીસ હમેશને માટે છોડીને ચાલ્યા જવું એવો પણ વિચાર કરતો. પણ એની બેન કેમ મારગારેટને છોડે એવું ન હતું, માટે વીજીલમાં જઇને રહેવું સારૂં; પણ ત્યાં કદાચ જાય તો એનો બાપ એને ખોળીને પાછો પારીસમાં લઈ આવે, કારણ ત્યાંની બધી વાત કાઉંટને મીનાર્ડે કહી હતી. ત્યારે હવે કરવું શું? તેણીને પત્ર લખી જણાવવો? અરેરે! પણ તે ગરીબ બચારી છોકરીને વાંચતાં આવડતું ન હતું; માત્ર પ્રેમ કેવી રીતે કરવો એટલુંજ એ જાણતી હતી. હાલના વખતમાં એટલેથી કાંઇ કાર્ય સરે એમ નથી!

જે મંડળથી ફ્રેડરીક કંટાળ્યો હતો તેમાં પાછા જઇને ભળવું એ પણ સારૂં નથી. ફ્રેડરીકને પ્રેમપાશમાં નાંખવાને માડમ ડારતેંજે નેત્ર ચાપલ્ય અને હસ્ત કૌશલ્ય નખરા વીગેરે બતાવ્યા પણ તેથી તેણીનું હવે કાંઇ વળે એવું ન હતું. તેણીના હાસ્ય યુક્ત મુખની અને સુંદરતાની એને ગરજ રહી નહી. તે તેની તરફ દુર્લક્ષ કરતો તેથી તેણીને ઘણું માઠું લાગતું. હવે તે ભોળવાઇ જાય એવું નહોતું. ખરા પ્રેમનું ઠેકાણું એણે શોધી કાઢ્યું હતું. પારીસની ઉંચા દરજાની સ્ત્રીઓની પ્રીતિ કેવી પોલી હતી ને તેઓ જે પ્રેમ બતાવતી તે ખરો પ્રેમ નહી, પણ સ્વાર્થી—ખોટો પ્રેમ હતો એ વાતની તેને સારી રીતે સમજણ પડી હતી.

કાઉંટ પોતાના દીકરાપર હવે ઓછી માયા કરવા લાગ્યો. પણ ડાફેની પ્રગણામાં જે બન્યું હતું તે બાબત એણે કંઇ પણ વાત કાઢી નહી. જાણી જોઇને તે ટાળવા લાગ્યો. જ્યારે ફ્રેડરીક ગ્રીનોબલની બાબતમાં ત્યાંના આસપાસના દેખાવ વિશે, ને વીજીલ ગામ બાબત, પોતાના બાપના શા વિચાર છે તે જાણવાને માટે તેની આગળ વાત કહાડતો ત્યારે કાઉંટ ડોળા કહાડી તેનું મોઢું બંધ કરતો, અને આગળ વાત કરતાં અટકાવતો. જે જે મકાનમાં ડયુબર્ગની ઓળખાણ હતી ત્યાં તેની ફ્રેડરીક ખબર કાઢતો, પણ કોઇ ઘેરથી ડયુબર્ગ વીશેનો પત્તો લાગતો નહી. પછી મીનાર્ડને ત્યાં જઇ, ડયુબર્ગ વખતે ગામમાં આવી પહોંચ્યો હશે. તો તેને તેડી લાવવા વિનંતિ

કરનો. પણ મોનશર–ડી–મોન્ટરેવીલ એને મળે એ બીકથી ૨–ડી પ્રોવેન્સમાં જતાં અચકાનો.

મી૦—તે મને મળે તો ?

ફ્રેડ૦—તેને મારી પાસે મોકલી દેજે.

મીનાર્ડ–તારા બાપે એનું ઘણું અપમાન કીધું છે. તે વખતે એનો પોશાખ સારો નહતો એટલી વાત ખરી છે.

ફ્રેડરીક—ત્યારે તેને જઇને કહે કે તે મને લખી જણાવે; એ મારે ઘેર આવવાની ના પાડે તો એક જગો મુકરર કરજે કે જ્યાં હમે બન્ને મળીશું. હું શું કરૂંછું ને ક્યાં જાઉંછું એ વાત જાણવાને મારા બાપે શું છુપા માણસો રાખ્યા છે. ? વાલા મીનાર્ડ, હવે મારાથી રહેવાતું નથીઃ રોજ મારી આફત વધતીજ જાય છે! ગમે તે થાય તોએ મારે તેણીને મળવું જોઇએ. અગર મને એટલી તો ખબર મળવી જોઇએ કે તેણી વીજીલમાં સુખી છે.

મી૦—કોણ સુખી છે ?

ફ્રેડ૦—જેને હું ચાહું છું તે–વળી મહા અપમાન લાયક રીતે હું જેને છોડીને ચાલ્યો આવ્યો તે—

મી૦—હવે હું સમજ્યો. તું જંગલમાંની છોકરીને માટે કહે છે. ડયુબર્ગે મને કહ્યું હતું કે તેણીને માટે તેં સામાન ખરીદ કર્યો છે ને તેણીને સાથે લઇ આવ્યો છે.

ફ્રેડ૦—તારા સમ, હું કાંઇ તેણીને સાથે લઇ આવ્યો નથી! હવે એને મારે મળવું જોઇએ. મારા વાલા મીનાર્ડ–તારાથી હું જુદો હતે તો તને આ વાત કહેતજ નહીં. પણ તું સારો માણસ છે ને તારો ને મારો કેવા પ્રકારનો સંબંધ છે તેનો જરા વીચાર કરી જો. એ બાબેનને મળવાને તું વીજીલ જઇ તેણીની ખાતરી કરી આપે કે હું તેણીને વધારે ચાહું છું તો મને કેટલો આનંદ થાય વારૂ!

મીનાર્ડ—હું દીલગીર છું, મારા લાર્ડ, કે તમારી વિનંતિ હું માન્ય કરી શકતો નથી. મારાથી તેણીને કહેવાય નહીં તેમજ બીજું કાંઇ કરી શકાય નહીં. જે વાત તારા બાપને ગમતી નથી તે મારાથી થાય નહીં. મેં મારૂં કામ બરાબર રીતે કીધું નહીં તે માટે તો મારાપર કેટલો બધો દોષ મુકે છે. તારી ને મારી વચ્ચે મિત્રાચારી છે એ હું કબુલ કરૂં છું; ને એજ કારણથી તે છોકરીની બાબતમાં હું તારે માટે કાંઇ પણ કરી શકું એવું નથી. તારા બાપને બધી ખબર છે. તેજ આપણને ઘેર તેડી લાવ્યો, આપણે નહી તેવા ફંદમાં પડયા હતા. ને મારે માટે તો તને હું કહુંજ શું!

લાલચના વમળમાંથી તને તારા બાપે બાહાર ખેંચી કાહાડયો. ને તારા બાપે તારૂં ભલું વિચારયું તે મનમાં ન આણતાં તારો બાપ તારી સાથે કડક રીતે વર્તે છે તે માટે તું તેને દોષ દે છે એ વાત મને ગમતી નથી.

ફ્રેડરીક ઘેર પાછો આવ્યો, ને એની બહેનને શી રીતે મળવું તથા તેની સાથે પત્ર વ્યવહાર કેમ ચલાવવો એ વિચારમાં પડયો. તેણીને સંતાન થવાનું છે એવી ખબર હને અગર તેના પ્રેમનું ફળ એની બેહે-નના હૃદયમાં વસેલું છે એ વાત ફ્રેડરીકના જાણવામાં હત તો તે પારી-સમાં કદી રહેત નહીં, પણ વીજીન્ન પાછો જાને ને બાપના અસંખ્ય ઠપકા સહન કરને ! પણ એ બધી વાતોથી ફ્રેડરીક અજાણ હતો. અને દરરોજ ઉઠે ત્યારે આવતી કાલે એની બહેન પાસે જઇશું એવો વિચાર કરતાં કરતાં દીવસ ચાલ્યા જતા હતા.

એક દીવસે કાઉંટે છોકરાને કેહેણ મોકલાવ્યું કે તું મને આજે પુસ્તકાલયના ઓરડામાં આવી મળજે, તે ઉપરથી તે બાપ કને જઇ, આંખમાં આંસુ આણી, ભવાં ચઢાવી ઉભો રહ્યો.

મો૦—ડી-મો૦—તું તારા મિત્રને ત્યાં હમણાં જતો નથી તેમ તારા મિત્રો પણ તારે ત્યાં આવતા નથી એવું જણાય છે. હું ધારૂં છું કે તું પ્રવાસ કરીને પાછો આવ્યા પછી તને માણુસનો કંટાળો આવ્યો છે.

ફ્રેડરીકે એનો કાંઇ જવાબ આપ્યો નહી—આવા પ્રસંગે મુગા રહેવું એજ યોગ્ય હતું !

કા૦—મારી એવી ઇચ્છા છે કે એક ગૃહસ્થને ત્યાં તારે મારી સાથે આવવું જોઇએ. તે મારો એક નાનપણનો મિત્ર છે. તેની સાથે તારી ઓળખાણ કરાવવાની છે. જનરલ ડી-વેલમંટ, પોતાની જાહાગીર છે ત્યાં રહે છે, ને હાલમાં પારીસ ખાતે થોડા દીવસ રહેવાને માટે આવ્યા છે. એ ગૃહસ્થ તને મળવા માંગે છે; ને મેં એને, હું મેળવીશ એવું વચન આપ્યું છે.

ફ્રેડરીકે નમન કીધું અને સાંજના સારો પોશાખ પહેરીને બાપની સાથે વેલમંટને ઘેર ગયો. વેલમંટ એના બાપનો નાનપણનો મિત્ર છે એ વાતનો જાણતો હતો. તેથી એ વૃદ્ધ ગૃહસ્થની સાથે એનો બાપ ઓળખાણ કરાવી આપે એ સાધારણ યુક્ત વાત હતી. જનરલ વેલમંટને ઘેર જતાં, કાઉંટ—ડી-મોટ્રીલ-આજ દીન સુધી જેવી રીતે પુત્રની સાથે ચાલતો હતો તેના કરતાં વધારે સ્નેહથી ચાલ્યો તેથી તેણે પણ ખુશ મીજાજ રાખ્યો. ગાડી જનરલના બારણા આગળ આવીને ઉભી રહી. બન્ને

જણુ આવ્યા છે એવી જનરલને બારણા આગળ ઉભેલા માણસની સાથે ખબર અપાવી એટલે મોનશર-ડી-વેલમંટ તેમને મળવાને માટે બહાર આવ્યો. વેલમંટની મુખ ચર્યા જોતાંની સાથે ફ્રેડરીકના મનપર સારી અસર થઇ. તેની રીતભાત નિષ્કપટી અને ગૃહસ્થના જેવી હતી. જનરલ પોતાના મિત્રને ભેટવા ગયો ને ફ્રેડરીકની સાથે ઘણા સ્નેહથી શેક હાંડ કરીને તે બન્નેને જોઇને પોતે પ્રસન્ન થયો.

મળવાની અગાઉના સર્વ સંસ્કારો પતી રહ્યા એટલે કાઉંટને લઇને પાસેના ઓરડામાં જતાં જનરલ બોલ્યો "તમારા વારસદાર પુત્રની સાથે તમે મારી ઓળખાણ કરાવી તો મારે પણ તેમજ કરાવવું જોઇએ. હું મારા કુટુંબને માટે બોલું તો હું માત્ર પરણ્યા વગરનો માણસ છું. પણ જે એક યુવાન સ્ત્રીની સાથે તમારી ઓળખાણ કરાવવા હું માગુ છું તે જેમ તમારી સાથે ફ્રેડરીકનું સગપણ છે તેવી રીતે તે સ્ત્રીનું અને મારૂં નથી. પણ તમે ખાતરી રાખજો કે તે મને કાંઈ ઓછી વહાલી નથી.

આ શબ્દ કહીને જનરલ પરોણાઓને બીજા ઓરડામાં લઇ ગયો, જ્યાં એક યુવાન સ્ત્રી પીઆનો નામનું વાજું વગાડવા માટે બેઠેલી હતી. પણ આ માણસો અંદર આવ્યા એટલે ત્યાંથી ખસીને ઉભી રહી.

જનરલ—કાનસ્ટન્સ, આ મારા મિત્રો છે, કાઉંટ-ડી-મોંટ્રેવીલ-અને તેમનો પુત્ર. મારા લાર્ડ, હું તમારી સાથે મારી ભત્રીજીની ઓળખાણ કરાવું છું. એ મારી પેટની પુત્રી જેવી છે ને તેટલીજ મને વહાલી છે. હું બાપની પેઠે તેણીને ચાહું છું. કાનસ્ટન્સે બન્ને ગૃહસ્થોને સલામ કરી. ફ્રેડરીક અચંબાથી તેણી તરફ જોવા લાગ્યો. એ સ્ત્રી ઘણી ચિત્તાર્ષક રૂપની હતી. કાઉંટના મોઢા ઉપરથી એવું જણાતું કે તે કાનસ્ટન્સને જોઇને ખુશી થતો હોય. હમે ખરેખર ધારીએ છીએ કે એ વૃદ્ધ ગૃહસ્થે મેડમ કાનસ્ટન્સને વિશે સાંભળ્યું હશે ને તેને ત્યાં ફ્રેડરીકને સાથે લઇ જવામાં એના બાપના મનમાં કાંઇ ગુહ્ય હેતુ સમાએલો હોવો જોઇએ. !

કાનસ્ટન્સ ઘણી રૂપાળી સ્ત્રી હતી ને તેની રીતભાત એવી તો સારી અને વિનયવાળી હતી કે જેને માણસનો કંટાળો છે તે પણ એણીના વખાણ કર્યા વગર રહે નહી. તેણીના વાળ ભુરા, ચેહરો સાફ, આંખો ભુરી, ભવાં કાળી ને મોટી, નજર નરમ, ને મુખમુદ્રા ઉપરથી મળતાવડા અને ગરીબ સ્વભાવની હોય એવું જણાતું.—ઓઠ રાતા ને દાંત મોતી જેવા ઉજળા હતા, અવયવ ઘાટદાર ને ચાલ સભ્ય હતી. પોતાના સ્વરૂ-

પથી બીજાને ખુશી કરવાની કાંઇ વેળા ઇચ્છા રાખતી નહી, તેમજ બીજા કોઇ એના રૂપ ને ચાળાથી તેના ઉપર મોહી ન પડે એની ઘણી સંભાળ રાખતી. કારણ તે સભ્ય વર્તનવાળી સ્ત્રી હતી.

બન્ને વૃદ્ધ ગૃહસ્થો લઢાઇઓ અને નાનપણમાં બતાવેલા શૌર્યની વાતો કરવા લાગ્યા. ને યુવાનીમાં જે બહાદુરી બતાવી હતી તેવા ઘણા પ્રસંગો પર લાંબી વાત ચાલી. તેથી ફ્રેડરીકને કાનસ્ટન્સની સાથે વાત કરવાનો સારો પ્રસંગ જડી આવ્યો. એના અંતઃકરણમાં ખીન્નતા હતી છતાં પણ પોતાના દુઃખની વાત એ સુંદરી આગળ કાઢવી એણે દુરસ્ત વીચાર્યું નહીઃ—તેથી ક્ષણેક પર્યંત તે વાતો ભુલી જવાનો પ્રયત્ન કરી પોતે માની સ્વભાવ નો નથી એવી કાનસ્ટન્સની ખાતરી કરી આપી. મેડમ કાન્સ્ટન્સની વાત સારી સરળ ને ખોટાપણાથી વેગળી હતી. તેણી જે દરેક શબ્દ બોલતી તે ઉપરથી તે સંપૂર્ણ ગુણવાળી હોય એવી ખાતરી થયા વગર રહેતી નહી. ઉત્તમ પ્રકારના હુન્નરો જાણવાપર તેની પ્રીતી હતી. તે કોઇ વાતમાં મત આપતી વખતે માનથી ને સભ્યપણાથી આપતી; જેમાં તેણીના સરળ ને સાદા સ્વભાવ અને વિચારશીલતાની ખાત્રી થયા વગર રહેતી નહી. જે સ્ત્રીઓ થોડું જાણવા છતાં ઘણું જાણવાનો ઢોંગ કરે છે—દરેક બાબતમાં તકરારમાં ઉતરી પડે છે—એવી સ્ત્રીઓ પારીસ શેહેરમાં ઘણી મળી આવે છે, જેઓ "રંગીલી નારીઓ" તરીકે ઓળખાય છે.—તેમાંની આ સ્ત્રી ન હતી. રંગીલી સ્ત્રીઓ બે ત્રણ કલાક પર્યંત થાક્યા વગર બોલતાં અટકતી નથી ને સાધારણ અક્કલ ન છતાં તેના મુખમાંથી જે શબ્દ રૂપી ફુલો ગરે તે બધા ઉચકી લે એવી તેઓ ઇચ્છા રાખે છે. એવી સ્ત્રીના જેવી કાન્સ્ટન્સ ન હતી. એવી સ્ત્રીઓથી તમને પરમેશ્વર બચાવો ! સાદાઇ, શરમાળપણું, નમ્રતા, સાધારણ બુદ્ધિ, ગર્વથી વિરહીતપણું બીજાનું મનરંજન કરતાં આવડે અગર બીજાને પોતાના ગુણોથી શિક્ષા મળે એવા ગુણ જે સ્ત્રીમાં હોય તે ખરેખર ધન્ય છે. એવી સ્ત્રીઓની સાથે સહવાસ રાખવો એથી કાંઇ નુકશાન થતું નથી. એવા પ્રકારની સ્ત્રીઓ મિત્રમંડળમાં અને સગા વહાલાંમાં મત્સર અને દ્વેષ ઉત્પન્ન કરી કંટાળો આપતી નથી; પણ એમનામાં એવી એક જાદુ હોય હોય છે કે તેની આગળ લોકો પોતાની મેળે જાય, અને તે જે સંભાષણ કરે તેવું રંગીલી સ્ત્રીઓમાં માલમ પડી આવતું નથી. આવા પ્રકારની આ કાન્સ્ટન્સ સ્ત્રી હતી.

બન્ને જણુાઓએ ચિત્ર વિદ્યા, ગાયન વિદ્યા, ને દેશ વિશે વાત કરી. એટલામાં એકાએક જનરલ પોતાની ભત્રીજી પાસે જઇને બોલ્યો—"કાન્સ્ટન્સ, તું એક હમારે સારૂ ગીત ગા. તુ પીઆનો વાદ્યપર બેસી જા ને વૈકાઉંટ-ડી-માંટ્રીલ તારે માટે સંગીત-પુસ્તકના પાના ઉલટાવશે."

કાકાનું કહ્યું માનવાને કાનસ્ટન્સ જેવી સ્ત્રીને કાંઇ દસવાર વખત કેહેવાની જરૂર નથી; તેથી તેણી એકદમ ઉઠી પીયાનો વાદ્ય તરફ ગઇ ને એક સુંદર ગાયન વાદ્યની અંદર સરોદ વગાડી ગાયું. તેણીનો અવાજ કોમળ ને મંજુળ હતો. અવાજ મોટો ન છતાં ઓરડાની વીસ્તીર્ણ જગાને અનુકુળ કેમ થઇ પડે તે ધ્યાનમાં રાખી રાગ ઉંચે નીચે લઇ જતી. તેથી શ્રોતાજનને કંટાળો ઉપજતો નહીં. ફ્રેડરીક આ સુંદર છોડી તરફ ઘણું ધ્યાન આપતો. કારણુ આવો મંજુળ સ્વર તેના સાંભળવામાં આજદીન સુધી નહોતો આવ્યો. કાન્સ્ટન્સે કેટલાંક ગીતો ગાયા પછી તેણીના કાકાએ કહ્યું—"હવે ઘણું થયું, બેટા. તારી કૃપાનો અવળો ઉપયોગ કરીશ નહીં. મારી ગમે એવી હલકી ઇચ્છા હોય તોએ તેનું તું ઉલ્લંઘન કરતી નથી ને ગાવા કહીએ તો તને તે માટે ઘણીવાર કેહેવું પડતું નથી. કેટલીક છોડીઓને હજારોવાર કહીએ તોએ ગાતી નથી એવી હોય છે!"

બાપ દીકરા જનરલની સાથે કાન્સ્ટન્સના વખાણુ કરવા લાગ્યા. ને તેણીનો ઉપકાર માન્યો. એ જોઇને તેણી જરા શરમાઇ ગઇ. બે કલાકનો વીતી ગયા. ને કાઉંટ-ડી-મોન્ટ્રીલ ઘેર જવાને માટે ઉઠીને ઉભો થયો.

જનરલ—થોડા દીવસમાં હું તમને મળવાને તમારે ત્યાં આવીશ. મેડેમ કાન્સ્ટન્સને માટે પારીસથી થોડેક દૂર મેં એક વાડી ને બંગલો લીધો છે. તેના લીલા ખેતરો ને પક્ષીઓ જોઇ હુતો ગાંડો થઈ જાઉં છું. આવતા શીયાળાની અગાઉ તમે તમારા પુત્રને લઇ થોડા દીવસ ત્યાં રહેવા પધારશો તો સારૂં થાય.

કાઉંટે તે પ્રમાણે કરવાને કબુલ કરી, બન્ને જણુ ગાડીમાં બેસી ચાલ્યા. પણુ કાઉંટે મેડેમ કાન્સ્ટન્સ વિષે પોતાના પુત્રની સાથે બીલકુલ વાત છેડી નહી. કાઉંટે ગમે એટલા મેડેમના વખાણુ કર્યા તોપણુ મેડેમના ગુણોથી ફ્રેડરીકના ઉપર વધારે અસર થઇ. ફ્રેડરીક કાંઇજ બોલ્યો નહી; તે જંગલની ગરીબ છોડીને વિશે વિચાર કરતો હતો. પણુ આગલા બે કલાક પર્યંત તે તેણીને બીલકુલ ભૂલીજ ગયો હતો. બે કલાક એતો કાંઇ વીસાતમાં નથી. પણુ એની બેનતો એક ક્ષણુ પણુ સ્મરણુ કર્યા વિના રહેતી નહતી.

મળવા ગયાને ત્રણ દીવસ પછી જનરલ અને તેની ભત્રીજીને કા-ઉંટ-ડી- મોર્ટ્રીસે ઘેર જમવાને માટે તેડયા. ઘણા માણસો જમવા આ વ્યા હતા. જ્યારે ફ્રેડરીકે જાણ્યું કે આજે મેડેમ કાન્સ્ટન્સ જમવા આવનાર છે ત્યારે તેના મનમાં જે ખીન્નતા હતી તે કાંઇક ઓછી થવા લાગી. એનું કારણ શું હશે વારુ ?

જનરલ હમેશની પેઠે, આનંદી, ઉત્સાહી, ને બોલકણા સ્વભાવનો હતો તેની ભત્રિજી, સુંદર, નમ્ર ને સરમાળ હતી. મોટી મંડળીમાં એક બીજાને મળવું એ નાની મંડળીમાં મળવા કરતાં સ્હેલું હતું. તેથી ફ્રેડરીક કાન્સ્ટન્સની પાસે જઇ બેઠો. તે એવું ધારતો હતો કે માત્ર સભ્યતાને ખાતર તેમ કરવું જોઇએ. જનરલની છોકરીને માન આપવું એ વાત જરૂરની જણાઇ. ઓરડામાં જેટલી સ્રીયો એકઠી મળી હતી તેમાં કાન્સ્ટન્સને જોઇ પોતે ઘણો ખુસી થતો. એની સાથે વાત કરતાં જરા પણ અચકાતો નહી. તેણીના મોંહામાંથી અયોગ્ય શબ્દ કદી નિકળવા પામતા નહીં. તેમ બીજી સ્રીઓએ કેવો પહેરવેશ કીધોછે તે ઉપર ટીકા પણ કરતી નહી. ટીકા કરવાની ચાલ હાલના વખતમાં પારીસમાં ઘણી ચાલેછે. તેણીની સાથે સહવાસમાં આવવું ફ્રેડરીકને ઘણુ સારૂ લાગતું. જાણે ઘણા કાળથી બન્નેની ઓળખાણ હોય એમ લાગતું. તેણીની પાસે પોતે જઇને બેસતો ત્યારે તેણી હાસ્ય કરતી ને તેણીનો અવાજ એવો મધુર હતો કે ને આંખો એવી પાણીદાર હતી કે બધી સ્રીયો કરતાં એની સાથે વાતો કરવાનું ઘણું મન થતું. જ્યારે તે બોલતો નહીં ત્યારે તેણીના તરફ જોઇને મનમાં ઘણોજ ખુશી થતો હતો.

કાન્સ્ટન્સની સાથે બેસીને વાતો કરતાં પોતાનું દુઃખ ભુલી જતો છતાં તેના ચેહરા ઉપરની ખીન્નતા ખસતી નહતી. તેથી તે સ્રીને ઘણું લાગી આવતું. જ્યારે તે મુંગો રહેતો ત્યારે કાન્સ્ટન્સ તેની તરફ માયાળુ નજરે જોતી. આંખોનો એવો દેખાવ કરતી કે જાણે તે એવું કહેતી હોય કે તને કાંઇ અંદરખાનેનું દુઃખછે. પછી જ્યારે તેણી બોલતી ત્યારે તેણીનો અવાજ વધારે નરમ પડતો ને રીતભાત વધારે માયાળુ થતી. તેથી તેના મનમાં શું હશે તે જાણ્યા વગર તેના દુઃખમાં ભાગ લેતી અથવા તે દુઃખ વીસરી જાય એવા ઉપાયો કામે લગાડતી.

કેટલીક સ્રીઓએ પીઆનો અને બીજા વાંધો વગાડીને ગાયું. પણ ફ્રેડરીક તે તરફ ધ્યાન ન આપતાં કાન્સ્ટન્સના ગાયન તરફ ધ્યાન આપતો.

તેણીએ એક ગાયન એવું તો સારી રીતે ગાયું કે કાંઈ ભૂલજ નહી. તે-
ણી ગાતી હતી ત્યારે ફ્રેડરીક તેણીના અત્યન્ત વધારે ધ્યાન આપી તપાસ-
તો હતો. આ તપાસવાનું અમસ્તું નહતું, અગર એણે ભુલ કીધી એવુંએ ન
હતું. પણ કાન્સ્ટન્સનો ચહેરો જોઈને તેને એની બહેનનું સ્મરણ થતું. તે-
માં મુખ્યત્વે કરીને તેની લાવણ્યતા, મધુરતા જોઈને મોહ પામ્યો. ગરીબ-
ડી છોડીને આવી રીતે ગાતાં ને બોલતાં આવડતું હતે તો કાન્સ્ટન્સના
જેવોજ એનો પણ અવાજ હતે. જ્યારે ફ્રેડરીક કાન્સ્ટન્સનું ગાયન સાંભળતો
ત્યારે એમ લાગતું કે જાણે એની બેહેનજ ગાયછે. તેથી તેની આંખમાં આં-
સુ આવવા લાગ્યાં. આવા વિચાર મનમાં આણીને મેડેમ કાન્સ્ટન્સ એની બહેનની
સાથે કેટલી બધી મળતી આવતી હતી તે જોઈને તેની ઉપરથી પોતાની
નજર ખસેડતો નહી. ગાયન પુરૂં થયું કે ફ્રેડરીક તેની પાસે જઈને બેઠો ને
તેણીને પ્રેમની નજરે જોતો. કાન્સ્ટન્સે આ જોયું એટલે તેણીએ શરમાઈને
માથું નમાવ્યું ને તેના મોં પર લોહી ચઢી આવી મોહું રાતું થયું. ફ્રેડરીક
તેણીના તરફ તાકીને જોતો હતો ત્યારે ફ્રેડરીકને એવું લાગતું કે પોતે
એની બેહેનનેજ જુએછે તો તે કાન્સ્ટન્સને એમ નહી કહેત કે તેનું પ્રેમ
તેણીના તરફ નથી? ને આ પ્રમાણે તે બોલ્યો નહી ત્યારે માર્કવીસનો પુત્ર
તેણીના તરફ વગર પ્રેમથી જુએછે એમ ધારવાનો કાન્સ્ટન્સને હક ન હતો શું?

રાત ચાલી ગઈ. છુટા પડતી વેળા જનરલ ને તેની બહિરજી બન્ને
જણાએ કાઉંટ ડી—માંટ્રેવીલ ને તેના પુત્રને બીજે દિવસે સવારે પોતાની
સાથે વાડીમાં જવાની વિનંતી કરી. કાન્સ્ટન્સથી છુટા પડ્યા પછી પોતાના
બાપને ત્યાં તે આવ્યો ને પાછો મંડળીમાં ભળવા લાગ્યો. ત્યાંથી દુર થતાની
સાથે તે પોતાની ઓરડીમાં જઈને શું કાન્સ્ટન્સને વિશે વિચાર કરવા લા-
ગ્યો? ના ના. એની બેહેનને વિશે વિચાર કરવા લાગ્યો. રાત દીવસ એની
બેહેનની મૂર્તિ તેના મનમાંથી ખસતી નહતી. પણ એની બેહેનની સાથે કાન્સ્ટ-
ન્સની સરખામણી કરતો એમાં એનો વાંક શો? જેનું પ્રેમાળ અંતઃકરણ
હોયછે તેને તે જેને ચાહતું હોય તેની મુર્તી સર્વ ઠેકાણે દેખાયછે. જ્યાં તે
મુર્તિ હોતી નથી ત્યાં તે દેખાયછે. જે ઉપરથી પ્રથમની પ્રિયા સાંભરી આ-
વેછે તેના ઉપર તે પ્રિતી કરેછે. તેથી કરીને જુવાન માણસની પ્રીતીપર
પૂર્ણ ભરોંસો રાખવો એ જોખમ ભરેલું કામ છે.

કેટલાક દીવસ જતા રહ્યા, પણ ફ્રેડરીકને ડયુમર્ગની ભાળ લાગી ન-
હીં. તેથી તેણે ધાર્યું કે તે હજી પારીસ આવ્યો નહીં હશે. જુવાન વેકાંઉંટ

અફસોસમાં રહેતો. પણ તેની ઉદ્વિગ્નતા ઓછી તીક્ષ્ણ થવા લાગી. એની બેહેન સાંભરી આવતી ત્યારે નિસાસા નાંખતાં ફરીથી તેણીને મળવાનું મન થઇ આવતું. પણ પારીસ આવ્યા પછી જે વિચારો એની બેહેનને મળવા વિશેના કરતો તે જેટલા સેહેલા પ્રથમ લાગતા હતા તે હવે અઘરા લાગવા માંડયા. એની બહેનને જે રીતે સુખ ઉપજે તે ઉપાયો યોજ્યા કરતો તેનું હમેશ રક્ષણ કેમ થાય તેનો વિચાર કરતો. ભવીષ્યને માટે વિચાર કરતો ત્યારે એની બહેનસાથે પોતાના લગ્ન થવાને પિતા પોતાની સંમતી કદી આપવાનો નથી એમ તે સારી રીતે જાણતો હતો.

તે હમેશ પોતાને પુછતો. ત્યારે હવે કરવું શું ? આ સબંધનો પરીણામ કેવો આવશે ? આપણાથી જંગલમાં રહી આયુષ્ય ગાળવું બની શકે એવું નથી. માણસ જાતને મંડળીની જરૂર હોયછે. તે વિના તે રહી શકતો નથી. ને હું જે મંડળમાં ફરછું તેમાં એની બહેન ફરી શકે નહીં. કારણ બચારી મુગી છોડીને મોટા લોકોમાં ભળી જઇ તેમની સાથે જે રીતભાત રાખવી પડે તે તેને કયાંથી આવડે ?

ગરીબ બીચારી છોડી ! જ્યારે તને નદીના કીનારાપર ફ્રેડરીકે પ્રથમ જોઇ ત્યારે આવા વિચાર શામાટે તેણે ન કીધા? પણ તે વેળાએ તું ઘણીજ સુંદર, નમ્ર ને અભણ લાગી ને તું અભણ હતી તેથી તે તને વધારે ચહાતો. ને હવે——પણ આપણે અત્રે થોભી જઇએ ! જે ચંચળ મનના યુવાન લોકો હોયછે તે સાધારણ બીજા લોકોના જેવાજ હોયછે.

એક દીવસે કાઉંટે ફ્રેડરીકને કહ્યું કે આપણે જનરલની વાડીમાં તેને મળવા જઇએ. ફ્રેડરીક તો પોતાના પિતાની આજ્ઞા પાળવા તૈઆર હતો. પણ આ પ્રસંગે તે પોતેજ ત્યાં જવાની ઉતાવળ કરવા લાગ્યો. અને પોતાનો ઉંચો પોશાક ટાપટીપથી પહેરી લીધો.

ફ્રેડરીક—જો કે હું બીજાને ખુસી કરવા ચાહતો નથી છતાં મારે માટે બીજા લોકોના મનમાં નીચો વીચાર ઉત્પન્ન થાય એવો પોશાક પહેરવો ન જોઇએ.

પુત્રના કૃત્ય અને ચાલ બારીક રીતે જોઇને કાઉંટ ખુસી થયો. પણ જનરલને ત્યાં જતાં મેડમ કાન્સ્ટન્સનું નામે દીધું નહી. જનરલની વાડી મોંટ મોરેન્સીમાં આવી હતી. ને ત્યાં બાર વાગ્યા પછી લોકો આવવા માંડયા. ગાડીમાંથી ઉતરતાં ફ્રેડરીકનું મન ધ્રુજવા લાગ્યું. પણ પોતે એવું જાણ્યું કે મેડમ કાન્સ્ટન્સને જોઇને એની બહેન યાદ આવે છે તેથી

મન એવું થતું હશે. ખરૂં કારણ શું છે તે જાણી શકયો નહી. તેને ઘણું લાગી આવ્યું ને ઘરમાં જતાં મેડેમ કાન્કટન્સ કયા હશે તે જોવા લાગ્યો. પણ તેના બદલામાં જનરલ આગળ આવી બન્ને પિતા પુત્રનો હાથ ઝાલી તેમને અંદર તેડી ગયો.

જનરલ-હવે મારે ત્યાં થોડા દીવસ રહી જાઓ. હુ તમને આગ્રહ કરૂં છું ને તમને જલદી જવા દેવા નથી એવો મેં નિશ્ચય કીધો છે. આપણે બોલીશું, હસીશું, ને શીકારે જઇશું! સાંજના પાના રમીશું ને મારી ભત્રીજી સંગીત ગાઇને આપણા મન રીઝવસે. ને આપણે બધાં આનંદમાં દીવસ ગાળીશું.

આત્યાર સુધી કાન્ટસ્ટન્સ નજરે ન પડવાથી ફ્રેડરીક તેણીને માટે જોવા લાગ્યો. જનરલ એક લડાઇની વાત કરવા લાગ્યો તે વેહેલી પુરી થનાર નથી એવું ધારીને મેડેમ કાન્સ્ટન્સ કયાં છે તેની ખબર પુછી.

જનરલ—તેણી ઘણું કરીને બાગમાં ફરતી હશે. ફુલ ખુલ તોડવા ગઇ હશે. ફ્રેડરીક, ગમે તો તમને તેણીની પાસે જવું હોય તો જાઓ. સ્ત્રીઓની સાથે હળી જવું એ ગૃહસ્થનું લક્ષણ છે. તમારા જેટલી મારી ઉમર હતી તે વેળા કોઇ સુંદર સ્ત્રી નજરે પડતી તો હું પારીસથી મોંટ મોરેન્સી તડાકાની સાથે જતો.

જનરલની આવી રજા મળ્યાથી ફ્રેડરીક બાગમાં ગયો, બાગ સુંદર હતો તેમાં મેડેમ કાન્સ્ટન્સને ચારે બાજુએ જઇ ખોળવા લાગ્યો. પ્રથમ ફુલવાડીમાં ગયો પણ તે ત્યાં જડી નહીં. પછી ઉંચા ઝાડની હાર લાગેલી હતી ત્યાં ચાલતો ગયો ને ત્યાંથી ઉંચી જમીનપર ચઢી એક અગાસા જેવું હતું ત્યાંથી દુરનો પ્રદેશ દેખાવા માંડયો. અગાસીપર ચઢયો એટલે કાન્સ્ટન્સ બેઠેલી નજરે પડી. તેના ખોળામાં દમર હતું ને કાગળ ઉપર આસપાસનો ચિતાર ચીતરવામાં રોકાઇ હતી. ફ્રેડરીક આવ્યો તે એણીને માલમ પડયું નહીં એટલી એ ચિત્ર કાઢવામાં ગુંથાઈ ગઇ હતી. તેમ ફ્રેડરીકને જોઇ પણ શકી નહી, કારણ કે ફ્રેડરીકના આવવાના રસ્તા તરફ તેણીની પુંઠ હતી.

ફ્રેડરીક—તમને તો ઘણા હુનર આવડતા દેખું ?

તે યુવાન સ્ત્રીએ ઉંચી નજર કરી જોયું ને કાઉંટ-ડી-મોંટ્રેવીલના પુત્રને પાસે આવતાં જોયો ત્યારે ખુશી થયાના ચિન્હ તેણીની આંખમાં જણાયા. પુત્રને તેણીનું હૃદય આનંદથી કંપવા લાગ્યું. પછી ચિત્રનું સામાન કોરે મુકીને ફ્રેડરીકને મળવાને માટે ઉભી થઇ.

ફ્રેડરીક—તમારૂં કામ શું કરવા મેલી દો છો ? તમારા અભ્યાસમાં રોકાણ કરવાને હુ આવ્યો નથી. તેમાં મારેથી મદત અપાય તો તે હુ આપવા ખુસી છું તમારા કાકાએ હમને થોડા દીવસ અત્રે રેહેવાને બોલાવ્યા છે, ને હું અંતઃકરણથી આશા રાખું છું કે મારા આવવાથી તમે તમારા કામમાં ખલેલ પડવા દેશો નહીં.

કાનસ્ટંન્સ—(ધ્રુજતે અવાજે) અને-હમારે ત્યાં તમે ખરેખર રહેવા આવ્યા છો ?

ફ્રેડ૦—હા. તમારા કાકા, કાઉંટને ચાહે તે કહે તે મારા પિતા કબુલ કર્યા વગર રહે નહી. વળી આ ઘરમાં મારા પિતાને એટલું તો ગમેછે કે-

કાનસ્ટન્સ—મને લાગે છે કે ગામડામાં રહીને તમને ગમવાનું નથી. અહીં પારીસના જેવી મંડળી કયાંથી મળશે ? તમને દીવસ ગાળવા ભારે થઇ પડશે.

ફ્રેડ૦—તમારા સહવાસમાં આવ્યા પછી દીવસ કાઢવો મુશ્કીલ થઈ પડશે એમ તમે જે કહો છો તેથી તમે મારે માટે ખોટો વિચાર આણોછો.

કાન્સ્ટંસ—હું આપની તે માટે ક્ષમા માગુ છું. પણ તમને જો ચિત્ર વિદ્યા, સંગીત ને દેશની ખુબી જોવાની ઇચ્છા હોય તો તમને અહીં ગમ્યા વગર રહેશે નહી એવું મારૂં ધારવું છે.

આ સવાલનો ફ્રેડરીકે જવાબ વાળ્યો નહી. પણ લક્ષ પુર્વક કાન્સ્ટન્સની સામાં જોઇ રહયો. ને તેના હૃદયમાં હજારો વિચારનું યુદ્ધ ચાલ્યું. કાન્સ્ટન્સને જોઇને તેને પોતાની પ્રીયતમાની મુર્તી દેખાઇ ઘડીભર એવું લાગ્યું કે પોતે વીજીલમાં એની બહેનની સાથેજ વાતો કરે છે. ચેહરો બદલાઇ ગયો ને મોંમાંથી ઉંડો નિસાસો નિકળ્યો. થોડીવાર પછી તેને ભાન આવ્યું. અને બોલ્યો-મને પ્રદેશ જોવો એ ઘણું ગમે છે.

મેડેમ—ડી-વેલમંટે આશ્ચર્યતાથી તેની તરફ જોઇ હાસ્ય કીધું ને ફ્રેડરીક કાંઇ વધારે બોલતો નથી એવું જોઇ પોતાનો કાગળ લઈ ચિત્ર ચિતરવા મંડી. પણ તેણીના હૃદયમાં ફ્રેડરીકના આવવાથી ધાંધલ મચી રહી.—પેનસીલ વતી ચીતરતાં હાથ ધ્રુજવા માંડયો—ને પોતે શું કરે છે તેનું ભાન રહ્યું નહીં. વાઇકાઉંટ મુગે મોઢે જોયા કરતો હતો. તેણીની નાજુકાઇ, સુંદરતા, ને શાંત, ને નમ્ર સ્વભાવની તારીફ મનમાં કરતો હતો. પછી મનમાં બોલ્યો--જો એની બહેનને વિદ્યાભ્યાસ આવડતો હતે તો તે પણ કાન્સ્ટન્સની પેઠેજ થતે। તેનામાં પણ એવીજ રીત ને એવીજ

બુદ્ધિ હતે.ને તે આવીજ ભાષા બોલતે; તેને એવો વિચાર આવ્યો કે સ્ત્રીને શિક્ષણ આપ્યાથી તેના શરીરની સૌંદર્યતામાં ખાંગી ન પડતાં તે ઉલટી વધારે બીજાના મન આકર્ષિત કરે છે.

બન્ને જણ વચ્ચે સંભાષણ પતી ગયું. કારણ ફ્રીડરીકનું ચીત કર્યાએ ભમતું હતું. વખત જલદી પસાર થયો. તે બન્ને એક બીજાનો સહવાસ થયાથી ખુશી થતાં જણાયાં. તેણે કાન્સ્ટન્સની પાસે બેસીને તેના વખાણ કરીને અને એની બહેનની સાથે તેની સરખામણી કરીને દીવસ પસાર કર્યો હોત. તેણીએ જોયું કે તે પોતાની તરફ લક્ષપુર્વક અવલોકન કરે છે. પણ તેની આંખો એવી નરમ દેખાતી અને પ્રેમથી એટલી પીગળી ગઇ હતી કે, તે આંખોની દ્રષ્ટી જેના ઉપર પડે છે તે પદાર્થ પોતેજ છે એવું જ્યારે માલમ પડે છે ત્યારે કોઇ પણ સ્ત્રીને ગુસ્સો આવતો નથી.

તે બન્ને જણા અગાસીપર બેસી સુખનો વખત પસાર કરતા હતા એટલામાં બન્ને વૃદ્ધ મિત્રોને જોઇને એક બીજાને ગુપ્ત સુચના આપ્યા વગર આ યુવાન સ્ત્રી પુરૂષનું જોડું એક બીજાથી છુટું પડયું.

જનરલ કાઉંટને બાગની બધી ખુબીઓ બતાવતો. કાઉંટ એ જોઇ રાજી થયો તેમાં પોતાના છોકરાના મોંપરથી જે દેખાવ નજરે પડયો તે જોઇને ખરી વાત મનમાં સમજી રાજી થઇ ગયો. કે ચાલો કામ પાર પડયું. પણ જનરલને આ વાતની ખબર પડી નહી. કારણ કાઉંટના જેવો બારીક રીતે અવલોક કરનાર તે ન હતો.

જનરલ—કાનસ્ટન્સ, આ બે ગૃહસ્થો આપણે ત્યાં હવે રેહેવાના છે. માટે ઘરમાં એમનું માન જળવાએ એવી રીતે તારે તજવીજ રાખવી જોઇએ. કે જેથી ઉતાવળ કરીને પાછા અહીંથી જવાનું બહાનું ન શોધી કહાડે.

કાનસ્ટન્સ—(લજવાઇને) મારાથી બને તેટલું કરીશ કાકા.

કાઉંટ—તારે લીધે હમે તારા કાકાના મકાનમાં જાણે ચોંટી રહ્યા છીએ.

ફ્રેડરીક કાઇજ બોલ્યો નહીં પણ કાનસ્ટન્સ તરફ જોઇ રહયો. ને તેણી ફ્રેડરીક તરફ વાંકી નજરે જોવા લાગી એવું જાણવાને કે તેનો પણ બાપના જેવોજ વિચાર કે છે શું? જની રહયાં બાદ બે પાડોસીઓ જનરલને મળવા આવ્યા. તેમાંનો એક બીલીઆર્ડ—ટેબલ ઉપર રમવામાં એવો તો ઉસ્તાદ હતો કે આખા દીવસમાં કોઇ રમનાર મળ્યો નહીં તો એને રાતે ઉંઘ આવતી નહીં. ને બીજો ગૃહસ્થ ઉમરે પેહેલા કરતા નાનો છતાં લશકરમાં નોકરી કરેલી હોવાથી માડેમ કાનસ્ટન્સની સાથે

વાત કરતાં પોતે જે બહાદુરી મેળવી હતી તેનું વર્ણન કરતો હતો. બન્ને જણ બીલીયર્ડ—ટેબલ ઉપર રમવા બેઠા ને ફ્રેડરીક કાનસ્ટન્સની સાથે વાત કરવા લાગ્યો અથવા તે પીઆનો પર ગાતી હતી તે સાંભળવા લાગ્યો.

કાનસ્ટન્સ—મારી સાથે બેસતાં જો અગવડ થતી હોય તો તમને જેમ આરામ મળે તેવા બેસો. આપણે પારીસમાં આ વેળા નથી કે જેથી ત્યાંની રીતભાત રાખવી પડે.

ફ્રેડરીક—મને જો એવી મંડળી મળતી નથી કે જેથી મને કાંઇ પણ નવું જાણવાનું મળી આવે તો તે કરતાં તમારી સાથે બેસવું વધારે સારૂંછે.

કાનસ્ટન્સ હસી પડી. ને એવું જણાવ્યું કે તેના સમાગમમાં બેસવાથી એને સારૂં લાગે છે. તે પ્રદેશમાં ને વળી જનરલના ઘરમાં માન અપમાનની વાતજ નહતી. સૌ જાણે સરખા દરજ્જાના હોય એવી રીતે ચાલતા હતા. કાઉંટ ને જનરલ બાગમાં ફરવા જતા ને ફ્રેડરીક કાન્સ્ટન્સની સાથેજ રે· હેતો. તેઓ સીયાળાની મોસમ બેસવા અગાઉ જે સારામાં સારા દીવસો હોય છે તેનો લાભ લઈ ઘણો ખરો વખત બાગમાં ફરવા ગાળતા.

એક દીવસે સવારે કાનસ્ટન્સ બોલી—સીયાળો બેસવાની તૈઆરી દેખાય છે ને તેથી મારાં ઝાડો, મારા ફુલો, મારા પક્ષીઓ હવે ચાલ્યા જવાના. ને સીયાળો પુરો થયા પછી પાછાં આવશે ત્યાં સુધી તે બધાને છેલ્લી સલામ!

ફ્રેડરીક--ત્યારે તમે તમારા કાકાની જાહગીરમાં પાછા નહીં આવો?

કાનસ્ટન્સ—ના હમને હીંઆં રહેવું ઘણું ગમે છે. કાકાએ આ વાડી મારે માટે ખરીદ કરી છે ને આખા વર્ષમાં સાત આઠ માસ મારે અહીં કાઢવા પડશે. સીયાળામાં હમે પારીસ જઇશું. કાકાનું મારાપર ઘણું હેત છે, મારા મનને રૂચતું સર્વ તેઓ કરે છે ને મને કેટલા બધા ચાહે છે?

ફ્રેડરીક—તમને ચાહ્યા વગર ચાલે?"

એટલું બોલી વાકય પુરૂં કીધું નહીં. તે અટકયો એમ જાણીને કે આ વાકય શું કરવા બોલ્યો. કાન્સ્ટન્સે લજ્જા યુક્ત થઇ ગભરાઇને અને અચંબો પામીને નીચું જોયું, ને કાંઇ બોલી નહીં. પણ આ જુવાન વારે વારે સંભાષણમાં વિચિત્રતા બતાવતો તે જોઇને તેણે જાણ્યું કે એમ કરવાની એને ટેવ હશે. પણ કોઇ વેળા ફ્રેડરીક જ્યારે ઘણા વખત સુધી મુગો રહેતો ને દુઃખી ચહેરો કરી દેતો તે જોઇને તે દુઃખનું શું કારણ હશે તે જાણવા માટે ફ્રેડરીકને પુછવાનું મન કરતી, પણ તેણી·

ની કીંમત ચાલતી નહીં. તેણી શાંત રહી વિલાપ કરતી, પણ તેનું શું કારણ તે સમજી શકતી નહીં. યુવાન સ્ત્રી પુરૂષોના હૃદયમાં બીજનતા ઘણી જલદી પ્રવેશ કરેછે. પણ તેનો અબોલો વખત વાતચીત કરવાના વખત કરતાં વધારે ભયંકર હોયછે.

દીનપર દીન ફ્રેડરીક ને કાનસ્ટન્સના મન વધારે પ્રેમયુક્ત થવી લાગ્યા. ને એ રીતે એક અઠવાડીયું ગયું નહીં એટલામાં તેમનું અબોલાપણું ને એક બીજા સાથે પારકા માણસની સાથે મર્યાદા યુક્ત બાલવું એ રીત, પ્રેમ ને મિત્રતાને ઠેકાણે હોતી નથી. કાઉંટે પારીસ પાછા વળવાની વાત કાઢી, ને ફ્રેડરીકને લાગ્યું કે માંટ મોરેન્સીમાં અઠવાડીયું એટલું વહેલું પસાર થઇ જશે એમ કોઇ દીવસ ધારવામાં આવેલું નહીં; તેથી અચંબો પામ્યો. કાન્સ્ટન્સના સહવાસમાં જે મઝા પડી તેનો જ્યારે વિચાર કરતો ત્યારે તે મન સાથે કહેતો કે " ના, હું એની બેહેનને ભુલવાનો નથી. કાનસ્ટન્સને જોઉંછું એટલે એની બેહેનને જ જાણે જોતો હોઉં એમ લાગેછે. કાનસ્ટન્સના અવયવ જોઉંછુ ત્યારે જાણે વહાલી એની બેહેનના જ અવયવ જોઉછું એમ લાગેછે. ને કાનસ્ટન્સના સહવાસમાં જે આનન્દની વેળા પસાર કરૂંછું તે જાણે હુ એની બેહેનની સાથેજ બેસીને આનંદ પામતો હોઉં એવું માલમ પડેછે ! એની બેહેન વિશે વિચાર કરતાં, બાપની સાથે પારીસ પાછા ફરવાને આગલે દીવસે; કાનસ્ટનસની સાથે બેસી બાગમાં વાતો કરતાં, એનીબેહેનને જાણી ફ્રેડરીકે કાનસ્ટન્સનો હાથ ઘણીવાર પર્યંત પોતાના હાથમાં પ્રેમથી ઝાલી રાખ્યો, એ પ્રમાણે એની બેહેન વિશે વિચારમાં છતાં એમ પણ બની ગયું એમાં દોષ કોનો કાઢીએ ? કાનસ્ટન્સે પાતાનો હાથ પાછો ખેંચી લીધો નહીં; એથી એણીના મનપર ઘણી અસર થઇ ને તેણી નજર નીચી કરી. કેટલીક વાર તે મુગો રહ્યો ને તેણીનો હાથ પ્રેમથી વધારે દાબ્યો, મેં અજાણતાં કાનસ્ટન્સથી પણ તેનો હાથ દબાઇ ગયો. પછી ફ્રેડરીકના મનમાં નવો વિકાર જન્મ પામ્યો. મેડેમ કાનસ્ટન્સનો હાથ છોડી ઝડપમાં બે ચાર પગલાં પાછળ હઠી ગયો. કાનસ્ટન્સે ઉંચું જોઇ તે કેટલો આતુર બન્યો છે તે જોઇ તેના તરફ સ્મિત હાસ્ય કરી બોલી.

" તમે ત્યારે કાલે જવાના હેં "

ફ્રેડરીક પાસે જઇ તેનો જવાબ ધીરે રહી દીધો. તે બોલ્યો—કાલે આરે પારીસ જવું જોઇએ. જવું એ ઘણું જરૂરનું છે, એની અમાઉંજ

મારે જવું જોઇતું હતું પણ અરે હા ! તેણીનેજ હુ જોઉંછું. હમેશાં તમારી સાથે રહેવું મને ગમેછે. તમારી સાથે હુ કેવા સુખમાં છું ! પણ કાનસ્ટન્સ માફ કરજો; કારણ હું શું બોલુંછું તેજ હુ જાણુતો નથી !

ફ્રેડરીકે શું કહ્યું તેનો અર્થ કાનસ્ટન્સ કાંઇ જ સમજી શકી નહીં. એમ ઘણી વેળાએ બનેછે કે પ્રેમી સ્ત્રી પુરૂષ શું વાતો કરેછે તે પોતેજ સમજતાં નથી. તેણીએ તેને ખુસીથી માફી બક્ષી કારણ તેના મનમાં ખાત્રી થઇ હતી કે ફ્રેડરીક તેણીને ચાહેછે. પ્રેમમાં જીભ બોલેછે તે કરતાં આંખો વધારે સારી રીતે મનના વિચાર દર્શાવી શકેછે તેથી તેણીએ જાણ્યું કે ફ્રેડરીક મારાપર મોહી પડયો છે એ વાત એણે સ્પષ્ટ કહી દીધીછે એવું કાન્સસ્ટન્સે ધારી લીધું.

કાઉન્ટ પુત્રને લઇને પારીસ ગયો ને કાનસ્ટન્સ વિશે એક પણ વેળા તેની સાથે વાત કહાડી નહી. લાર્ડ સાહેબ બધી વાતમાં પુરા માહેતગાર હતા તેથી ફ્રેડરીકે શું કીધું તે બધું એમણે જાણી લીધું. થોડા દીવસ પછી ફ્રેડરીકે બાપની આગળ એવી વાત કહાડી કે "સીયાળો બેસવાને થોડા દીવસ બાકી રહ્યા છે તો જનરલ-ડી-વેલમાંટની વાડીમાં જઇને રહેવાનો મારો વિચાર છે." કાનસ્ટન્સને ફરીથી જોવાની ઇચ્છા થઇ, કારણુ કનસ્ટન્સને જોઇ એટલે જાણે એની બેહેનજ મળી એવું તે ધારતો !

---

## ભાગ ૧૮ મો.

વાંચનારને યાદ હશે કે લાયન્સ શહેર તરફ જવાના માર્ગમાં આપણે ડ્યુબર્ગને મુકયો હતો. પણ આ પ્રસંગે તે પોલના સરદાર તરીકે મુસાફરી કરતો ન હતો. ડયુબર્ગ રસ્તાપર પગે ચાલીને જતો હતો—હાથમાં એક લાકડી જાણે સહેજ ફરવા નિકળ્યો હોય તેવી રીતે ઝાલી હતી. સાથે કાંઇ પોટલું બોટલું ન હતું. કારણ તેના કપડાં પોતાની પીઠપર બાંધ્યા હતા. એ અવસ્થાથી પોતાને ધન્યવાદ આપતો હતો. જે દેશમાં તે મોટા માણસ તરીકે મનાયો તે દેશ જોયો; માનશર ચાંબરટીનના ઘરને રસ્તે થઇને ગયો ને જેમાં તે જમવા પામ્યો હતો તે ઘરને નમસ્કાર કર્યો. શું માદેમ ચાંબરટીનના નામપર નિસાસો મુકયો. ? ના. પણ ભોંયરામાં જે મોમાર્ડ નામનો દારૂ હતો તેના નામપર !

તે એ ઘર આગળથી ઉતાવળે પગલે ચાલ્યો. જે ડેરોસીને વાસ્તે આ-ટલી વિપત્તીમાં આવવું પડયું તે કદાચ મળે તેથી દોડયો. પણ મોટા રસ્તાપર જવાને નાની સાંકડી ગલીમાંથી પસાર થતાં સામા લ્યુનેલ મળ્યો. તે ગ્રીનોબલથી સામાન ખરીદ કરી એક ગધેડાપર લાદી પાછા ઘર તરફ ઉતાવળથી જતો હતો. તેને દેખીને ડયુબર્ગે આંખ ઉપર ટોપી ખેંચીને નીચું માથું કરી ચાલ્યો. કારણ તે ચાંબરટીનના નોકરને મળવા ચાહતો ન હતો. પણ આવે વેગે ચાલ્યા જતાં આગળ શું આવે છે તે ન જો-તાં ગધેડાની સાથે અથડાઇ પડયો ને તે બારથી લાદેલું હતું તેથી નીચે બેસીજ ગયું.

લ્યુનેલ—અલ્યા મુરખ—તને દેખાતું નથી કે શું? રસ્તો તો આટલો બધો પહોળો છે ને મારા ગધેડા સાથે અથડાયો?

મુર્ખ કહેતાની સાથે ડયુબર્ગને રીસ ચડી. એ જુના નોકરનું મોં ડ-યુબર્ગને ગમતું ન હતું. કારણ ચાંબરટીનને ત્યાં મીનાર્ડ સાથે ડયુબર્ગ રહતો હતો ત્યારે તેમને જોઇને લ્યુનેલનું મોઢું ચઢતું. ને બીજું ડયુબ-ર્ગના બે આનંદી નોકરો, જે છોકરાં હતા, તેમને આખી રાત ભુખે માર્યા હતા ત્યારે લ્યુનેલે બન્ને છોકરાઓને લાકડીની ફટકાની કાઢયા હતા તે ભુલી ગયો ન હતો. તેથી ગુસ્સે થઇને ડયુબર્ગે આ વેળા લ્યુનેલ-ને બે સોટીઓ ફટકાની કાઢી. એટલે લ્યુનેલ 'ચોર ચોર આવોરે આવો' એવી મોઢેથી બુમો પાડવા લાગ્યો.

નોકરનું વેર લેવાને સજા કરતાં ડયુબર્ગે જે હાથ ઉંચો કીધો તેથી તેના માથાપરની ટોપી પડી ગઇ એટલે લ્યુનેલના જોવામાં તેનું મોઢું આ-વ્યાથી તરત ડયુબર્ગને ઓળખ્યો.

લ્યુનેલ—કોણ આ કંગાલ પેલેટાઇન, જે પોતાનું કરજ પતાવતો નથી તે? જેણે અધરા ડુંગરપર કીલ્લાઓ બાંધ્યા છે ને સીયાળામાં લીલા વટાણા ચાવે છે તે જાુંકે બેરન! અરેરે પહેલાં કેવો દેખાતો હતો ને હમણા કેવો કંગાલ સ્થિતિમાં દેખાય છે.!

ડયુ૦—(બીજીવાર સોટી લ્યુનેલના માથાપર ઉગામી) મોં બંધ કરે છે કે નહી લુચ્ચા!

લ્યુ૦—પણ મને તું શા માટે મારે છે?

ડયુબર્ગ—મારા નોકરને તેં માર્યા માટે, હું પણ તને તેવીજ સજા કરૂંછું:

ઘણા દીવસ થયા તને મારવાનું મારા મનમાંજ હતું.—ચાલો સારૂં થયું તું મળી ગયો.

હ્યુનેલ—તારા નોકર ! તારા નોકર તો ખાસા મઝેના ? મારા શેઠે એક માસ સુધી તને ઘરમાં રાખ્યો ને છ માણસ જેટલું એકી વખતે ખાનાર તારા મીનાર્ડને શુદ્ધાં રાખ્યો તેના બદલામાં તું આ મને ઇનામ આપેછે કે ?

ડયુ૦-તારા શેઠને ત્યાં હું મહીનો રહ્યો તેમાં તારે શું ! જા લુચ્ચા.

હ્યુ૦—તેનો આવોજ બદલો આપે છે કે ?

ડયુ૦—(લાકડી ઉગામીને) ચુપ રહે, નહી તો વળી પાછો લાકડીએ ફટકાવી કાઢીશ સમજ્યો કે ? એટલેથી હ્યુનેલની રીસ નરમ પડી. ને પોતે ચુપ રહી ગધેડું કયાં જતુ રહ્યું તે જોવા લાગ્યો; પણ તે જાનવર આ ટંટો ચાલ્યો તે વેળાનું ક્યાંએ નાસી જઇને રસ્તાની પાસે આવેલી ઝાડીમાં ચાલ્યું ગયું.

હ્યુનેલ—( ચારે તરફ જોઇને ) મારૂં ગધેડું કયાં ગયું ? મારા ગધેડાનું શું થયું !

ડયુ૦-હું શું જાણું તારૂં ગધેડું કયાં ગયું તે ? તારા ગધેડાને શોધી લે, હું તો મારે આ ચાલ્યો. તારા શેઠ ને શેઠાણીને મારી સલામ કહેજે ને તેમને ખાતરી આપજે કે કોઇ વેળા તેઓ પારીસ આવશે તો રાત્રાને સાંડોમીરના પેટ્રેલાઇન તેમને જોઇને ઘણા ખુશી થશે.

હ્યુનેલે ડયુબર્ગ શું કહે છે તે તરફ બીલકુલ ધ્યાન આપ્યું નહી. "મેડેલાન ! ઓ માડેલાન ! તું કયાં ગયો" એમ બુમો પાડતો દોડવા લાગ્યો.

ડયુબર્ગે માર્ગ ક્રમણ કરવા માંડયું. ને હ્યુનેલની દ્રષ્ટીની બાહેર ગયો. અરધા કલાક પછી ડયુબર્ગ એ બાબતનો મનમાં વિચાર કરતો કરતો મેદાનના રસ્તાપર ગયો; થોડેક છેટે પેલું ગધેડું પીઠપર બોજો લઇને જે રસ્તો ઠીક માલમ પડયો તે રસ્તે જતું, ને બાજુપર વધેલા ઘાસ પર ચરતું ને ધીમે ધીમે આગળ ચાલતું નજરે પડયું.

ડયુબર્ગ ગધેડાને જોઇને બોલ્યો "ચાલો ઠીક થયું, એ ગધેડું રસ્તામાંજ મળી ગયું. પરમેશ્વરેજ મેળવી આપ્યું ! પણ હવે એનું શું કરવું ? પણ પરમેશ્વર માણસને જે મેળવી આપે છે તેને કાયદો છોડે એવું નથી. એ ગધેડાને હું કાંઇ હાંકીને અહીં લાવ્યો નથી. ને તે પોતાના ધણીને છોડીને અહીં ચાલ્યું આવ્યું, તેમાં કાંઇ મારો વાંક નથી. ગમે તેમ થાઓ, પ્રથમ તેના ધણીને પાછું હવાલે કરવું જોઇએ !"

જે રસ્તે થઇને ડયુબર્ગ આવ્યો તે રસ્તે જરા પાછો વળ્યો ને મોટેથી બુમો પાડવા લાગ્યો કે "હ્યુનેલ ! તારો ગધેડો આવીને લઇ જા, તું પણ એક ગધેડા જેવોજ છે.

કોઇએ જવાબ આપ્યો નહી. ડયુબર્ગે અમસ્તી બુમો મારી. ડયુગીને બોલાવવા માટે બુમો પાડી પાડીને તે થાકી ગયો ને ગધેડા પાસે જઇને મનમાં બોલ્યો:—મારાથી બને તેટલું તો મેં કીધું ને મારા મનનો ખટકો કાઢી નાંખ્યો. હવે પાછા દહોડ મેલ કોણ ચાલતું જાય? ને ચાંબરટીનનું જે હવે મારો મિત્ર નથી તેને ત્યાં જવાનું કારણ શું? છતાં ગધેડાપર શું લાદયું છે તે તો જોઉં; પણ કાંઇ કીમતી માલ તો લાદેલો નહી હશે.

ડયુબર્ગે લાદેલી બે ટોપલીમાં શું છે તે જોયું તો એકમાં સફેત કપડું હતું ને બીજામાં પુષ્કળ બાટલીઓ અને નાની પેટીઓ હતી.

ડયુબર્ગ—વા-રે-વા! મને તો વૈદની દુકાન જડી આવી! પણ આ રહી તેની યાદી. અરે, આતો બીલ ને તેની રસીદ છે! એથી શું શું ચીજો છે તે તો જણાસે!

"માડેમ ચાંબરટીને કાંફીટ કોલસીંથ રસાયણી ને ઓસડીઆં વેચનાર—ચીનોબલ—ને ત્યાંથી ખરીદ કીધેલા સામાનની યાદી" હવે યાદમાં શું છે તે જોઇએ! દાંતનું મંજન—ગમ પલાસ્તર—મોઢે ચોપડવાના રંગના ડબા—બદામનો મલમ—મકાસરનું બાલનું તેલ—ડુકરની ચરબી—ચાંમડીપર ચોળવાનો મલમ—સરકાનો રંગ—ઝાડપાલાનો ભુરો રંગ. મારા સમ આ યાદી તો ઘણી સારી છે? પણ વળી આગળ શું છે તે જોઇએ—જુલાબની ગોળીઓ—પેટમાં દુખતું હોય તો તેની ગોળીઓ—સ્વાદ બગડયો હોય તો તેની ગોળીઓ—ને બીજું શું છે જોઉં તો ખરો? ચાકોલેટ ૨ રતલ. આતો ઠીક છે! મો. ચાંબરટીને કેટલું બધું સામાન મંગાવ્યું છે? ૩ શેર વટાણા ને આ—મોઢે લગાડવાનો રંગ છે. કોલન વોટરની ૩ બાટલી—ફોલ્લાનો મલમ—ચુમડાનો મલમ—પેપરમીંટ—ટોનીકની ગોળીઓ—તાવની ગોળીઓ. બસ એટલુંજ. હવે બીજી ટોપલીમાં શું છે તે જોઇએ વારૂ? પ્રથમ વાળની ટોપીની એક પેટી, જે મેડેમ ચાંબરટીન વાળ ઓળવા આગાઉ પહેરેછે તે, પછી આગળ—તે વાળની ટોપી મુકવાને લાકડાનું ગચ્ચુ. પછી લાંબાં બુટની એક જોડ—ને છેલ્લા હાથનાં મોજાં.

ડયુબર્ગ—ચાલો ઠીક છે, થોડી ગોળીઓ ને બાટલી આપવા હું કાંઇ આમેવાડે પાછો જવાનો નથી. ભલેને ચાંબરટીન બીજી ગોળીઓ ને બાટલીઓ મંગાવી લે, અગર આ ગધેડાની વાટ જોવાજ કરે! આ સામાન હું મારા તાબામાં પહેલો લઉં, પણ આ ઓસડીઆનું શું કરવું તે તો હું જાણતો નથી! કેવો ખાસો વિચાર! હુરાં. આ ઓસડીયાં તો ઘણા કા-

બના છે, કારણુ રસ્તે ખરચવાને માટે મારૂં ગજવું ખાલી છે તે કામ લાગ શે. વળી મને પૈસો નહીં મળે એમ કોણુ કહે છે? ધીરજ એ મોટી વાત છે! પાસું તો નાંખ્યુંછે. નસીબમાં આવે તે ખરૂં! એક વારકો બેરન પેલેટાઇન, નાટકાર ને અજાણતાં રાક્ષસ તો બન્યો! હવે ચારલાટન બની જાઉં! આપણે શું? હાલમાં એ ધંધો ધમધોકાર ચાલેછે. જરા માણુસમાં અક્કલ હોય ને બોલતાં બરાબર આવડતું હોય તો પૈસાજ પૈસા, પુછવું શું? એ બધા ગુણુ તો મારામાં છેજ! ત્યારે હું ઉંટવૈદ બની જાઉંછું! ને આ દુનિઆમાં ઉંટવૈદ કોણુ નથી બનતું! જે ગુણુ માણુસમાં હોયછે તે તેને કામ લાગેછે. નોકરો શેઠને ઠગેછે, લુચ્ચા માણુસો મુર્ખને ઠગે છે; પુરૂષો સ્ત્રીને ઠગે છે. લફંગી સ્ત્રીઓ રંગીલા મરદોને ઠગે છે, કરજદાર સાહુકારને ઠગેછે, ગ્રંથકાર વાંચનારાઓને ફસાવે છે, ચોપડી વેચનાર ખરીદનારને લુટેછે, ને વેપારીની તો વાતજ શી? તે તો દુનીઆને આખીને આખી ગળી જાયછે. રોગ મટાડનાર હું બની જાઉં એટલુંજ નહિ પણુ રોગ ઉત્પન્ન કરૂં ને મટાડું. એ બન્ને વિદ્યા મારી પાસેછે! સારાંશ, કે હું પક્કો ઉંટવૈદ ને ઠગારો બનું. મારી પાસે કોઇ સાથી કે જોડીદાર નથી. હું તો ખુલો ધંધો કરીશ; મારી પાસે હજારો કળા છે, તેમાંની એક કળા હું ઉપયોગમાં લઉં તો ઘણા પઇસા કમાઉં. એક ગોળીની કીંમત એક પેની રાખીશ, કારણુ હું માણુસ જાતપર પરોપકાર કરનાર છું. હવે શું બાકી રહ્યું?

આ નવો ધંધો અજમાવી જોવા ડયુબર્ગ ગધેડાને પાસેની ઝાડીમાં લઇ ગયો. ત્યાં જઇ પાલેટાઇનના બુટ ઉતારી નાંખ્યા. કારણુ તે ઘણા મેલા થયા હતા તેથી તે દુર ફેંકી દીધાં. ને તેના બદલામાં જેક બુટ પહેર્યા. તેતો ઘુંટણુ સુધી આવતા હતા, તેથી ઉંટવૈદ છતાં કોઇ બેરન પેટોસ્કી છે એવું જાણી શકે નહીં. માથે વાળની ટોપી પહેરી, જે મેડેમ ચાંબરટીનને માટે લ્યુનેલે ખરીદ કરેલી હતી. ને માથાના વાળ એક જગોપર બાંધી પાછળ એક પુછડું રાખ્યું. પછી મોઢાપર રંગ ચોપડયો ને કપાળપર ને દાઢીપર સફેત રંગ લગાડયો. આ પ્રમાણે વ્યવસ્થા કરીને ગધેડાની પીઠપર ચઢી બેઠો ને ખોળામાં, ચાલતી–દુકાનના ટોપલા રાખ્યા. ને ચાબકના બદલામાં હાથમાં જે લાકડી હતી તે વડે ગધેડાને ફટકાવી હાંકી રસ્તે પડયો.

ડયુબર્ગનો આવો ચમત્કારીક વેષ, મોંઢાપર ભુરા રંગની ટોપીના વાળ,

પીઠપર લાંબા વાળની પુંછડી, મોટાં ખુર, ને પગ એવી રીતે રાખ્યા હતા કે જેથી તે ટોપલી સાથે ઘસાય નહીં, ને ગધેડાપરની સ્વારી,—એ બધો વેસ માર્ગે આવતા જતા લોકોની નજરે પડયો. આગળ ચાલતાં એક ગામડું આવ્યું. ગામના લોકો એને જાવાને એકઠા મળ્યા. ને તેને બારણા આગળથી જતાં જોવા ઉમરામાં ઉભા, ને નાનાં છોકરાંઓ બુમો પાડતાં તેની પાછળ લાગ્યા. ડયુગર્ગ ડાબે ને જમણે હાથે આ બાજુ ને તે બાજુ વળીને સલામ કરતો ને મોઢેથી બોલતોઃ—

" સાંભળો ભાઇઓ, મિત્રો, ને બેહેનો ! તમે માંદા હો, તમારા પગ સડી ગયા હોય કાનમાં ચસ્કા નાખતા હોય, રાતે નઠારાં સ્વપ્નાં આવતાં હોય, અગર ઉંઘ ન આવતી હોય, જખમ લાગી હોય, અગર બેહેરા, આંધળા, એક આંખ કાણી થઇ હોય, અગર મુગા હો, અગર સંધીવા થયો હોય, તો મારી પાસે આવો ને આવી તક વ્યર્થ ગુમાવો નહીં. આવો વખત ફરી ફરી મળવાનો નથી ! હું મોટો વૈદ છું ! મારો ડાક્તર છું ! મોટો શસ્ત્ર-વૈદ્ય છું ! એક વખત મારી પાસે આવો તો ફરી આવવાની જરૂર રહેશે નહી. ખાતરી કરી લો. આ દુનિઆમાં જુઠા લોકો ઘણા છે. સાચાને કોઈ પુછતું નથી. જુઠો સાચાને ઠેકાણે ખપી જાયછે. માટે ભાઇઓ, મારી પાસે આવીને દવા કરાવો. આ ગામમાં હું આવ્યો છું તેનો લાભ લઈ લો. પછી માંગશો તો મળવાનો નથી. મારી પાસે ઉંચી જાતના ઓસડો છે. ઘણે કષ્ટે તૈઆર કીધાંછે. આવી તક ગુમાવો નહી, ને ગુમાવશો તો પસ્તાશો. પાછો હું આ ગામમાં જલદી આવનાર નથી. મારૂં આવવું દર ત્રીસ વર્ષે થાયછે. ને ત્રીશ વર્ષ પછી આવું તો તમે કયારનાએ મરી ગયા હશો. તે વેળા તમારામાંથી થોડાકજ જીવતા રહેશે ! મારા ઓસડનો એવો મહિમા છે ! માટે, મારા મિત્રો ભાઈઓ ને બહેનો, હું દરેક જાતના રોગ સારા કરૂંછું. હું કાંઇ દાંત મુળમાંથી ઉખેડતો નથી, પણ મારી પાસે એક એવી દવા છે કે જે દાંત ઉપર લગાવી હોય તો લગાડતાંની સાથે દાંત ખરી પડેછે, ને દાંતના પેઢામાં કળતર સમુળગું થતું નથી ! ચાલો ! આવો ! વહેલા થાઓ !

ગામડાના લોકો સાધારણ રીતે ભોળા સ્વભાવના હોયછે. તેઓ ડયુગર્ગ જેવા ઠગારાને તરત માની દે. જે લોકોએ ઉપલું ભાષણ સાંભળ્યું તેઓ તેની પાસે જઇ પોતાની ટોપી ઉતારી નમ્રતાથી નમીને શું દુઃખ થતું હતું તે કહેવા લાગ્યા. જયારે બધું કહી રહ્યા ત્યારે ડયુબર્ગે ટોપલી

ઉધાડીને સાહસ કરી દવા આપી, ને ખાતરી કરી ને વેહેલાં સારૂં થાય તેની જામીનગીરી આપી. એક દાઇતે બક્ષગતો મલગ આપ્યો, તાવવાળાને પેપરમીંટ આપી, સરદીવાળાને-ગુમડાની દવા, ઠગને-મકાસર તેલ, છાતીના દરદને માટે-ડુકરની ચરબી, ને પેટ દુખે તે ઉપર-સરકાની ગોળીઓ આપી. આ પ્રમાણે ચાતુરી લગાવી ગધેડાને એક સોટી મારીને ગામમાંથી ડયુબર્ગ ચાલ્યો ગયો. પણ દોઢેક માઇલ આગળ ગયો નહિ એટલામાં ગરીબ બીચારા ગામડાના લોકોને દવાની અસર તરત જણાઇ. એકે પેટ ઝાલી રાખ્યું, બીજાને ઉલટી થવા લાગી, ત્રીજાનું માથું દુખવા લાગ્યું ને કોઇને વળી કાંઇ થયું. કેટલાક ઉંટવૈદને પકડવા દોડયા ને તેને ઉંટવૈદ, ઠગારો, લુચ્ચો એવાં ઉપનામ આપ્યાં. પણ ડયુબર્ગ પકડાયો નહીં. સારૂં થયું કે દવા થોડી આપી હતી ને તેથી કોઇ મરી ગયું નહીં. નહીં તો બીચારાના બાર વાગી જતે.

જયાં ડયુબર્ગ વિશ્રાંતિ લેવા અગર ઉંઘ લેવા મુકામ કરતો ત્યાં કોઇને દવા આપતો નહીં એવી તે સંભાળ રાખતો. આ ઠગારો ઓસડ વેચવાં માટે વારેવારે ઉભા રહેવું પડતું તેથી ધીમે ધીમે જતો હતો, એમ કરતાં ડયુબર્ગ પંદરેક દીવસમાં સોએક માઇલની મુસાફરી કરી એક નાના બંગલા આગળ આવી પહોંચ્યો. અહીં આવ્યા આગાઉ ઝાઝી દવા વેચી ન હતી. કારણ જેમ જેમ શહેરની પાસે જતો ગયો તેમ તેમ લોકો વધારે સાવધ ને જાણીતા માલમ પડયા. પાસે ઝાઝા પૈસા પણ થયા નહીં, દીવસે જે કમાય તે રાતના ખરચી નાખતો. ને કદાચ વધારે પૈસા મળતા તો દારૂની બાટલી ખરીદવામાં ખરચતો પણ પોતાની ખાનગી રીમકને છેડતો નહીં.

બંગલો એવા પ્રકારનો હતો કે તેમાં જવાનું ડયુબર્ગને મન થયું, તે જતાની સાથે ઘરમાંના નોકર માણસો તેની પાસ આવ્યા. કેટલીક છોકરીઓએ તાવની દવા લીધી. દાંત દુખે તેના ઉપર પેપરમીંટની દવા કેટલાક ખેડુતોએ લઇ રાખી, પણ લાકડાનું મોઢું જોઇને ઘણો અચંબો લાગ્યો. તેના ઉપર વાળની-ટોપી મુકતો હતો, કારણ ડયુબર્ગે તેમને એવું કહ્યું કે આ લાકડાનું મોઢું વરસાદ આવવાનો હોય ત્યારે બોલેછે, ઘરનો ધણી ખેતરમાં કામે ગયો હતો, પણ તેની માશી ઘરમાંજ હતી. તે વૃદ્ધ હોવાથી ભુત. ડાકણ, પીશાચ ને પલીતને માનતી હતી. તેણી ડયુબર્ગ પાસે ગઇ, કારણ ત્રણ રાત્ર સુધી તે ચત્તી પડી રહી હતી ને સવારે ઉઠી ત્યારે ઉંધી

સુતી હતી એમ તેણીને માલમ પડયું તેથી ધાર્યું કે ભૂત આવીને મને ઉથલાવી જાયછે. એ વાતથી ડોશી બીચારી ઘણી ચિંતા કરવા લાગી કે એ ભુત શરીરમાંથી કેમ નિકળી શકશે ?

ડયુબર્ગે—હું તમને એવી ગોળી આપું કે રાતના જે પાસાપર તમે સુઈ જાઓ તેજ પાસા ઉપર સવારના ઉઠો, રાતના જરાપણ પાસું બદલો નહી. આ ગોળીઓ મને ગીની દેશના એક વૈદે આપી હતી એ ગોળી ખાઇને તે આઠ દીવસ સુધી એકજ પાસાપર ઉંઘી જતો, પણ તમે જો આ ગોળી થોડી ખાઓ તો તમને રાતે સારી ઉંઘ આવી જશે ને રાતના સારાં સારાં સ્વપ્નાં આવશે, એવાં સારાં-કે પંઝ પથારીમાંથી ઉઠોજ નહીં. વળી આ ગોળીમાં બીજો એવો ગુણ છે કે જે માણસ એ ગોળીઓ ગળે તે, જે માણસને સ્વપ્નામાં જોવા માગે તેને જોઈ શકે. પણ ગોળી ગળવા અગાઉ એટલું કરવું જોઇએ કે માથાની ટોપી મુકી, તેને ચાર ફેરા મારી, પથારીમાં સુઇ જવું.

ડોશી—ત્યારે વહેલા થાઓ ને મને તે ગોળીઓ આપો. રોજ હું એક ગોળી ખાઇશ. આજે રાતના મારે મારા ધણીને સ્વપ્નામાં જોવો છે. કારણ તે ઘણો સારો માણસ હતો ને આ બીજા ધણીના જેવો દારૂબાજ ન હતો. હું ટોપીની આસપાસ ફેરા ફરીને સુઇ જઇશ એમાં ભુલવાની નથી. માટે ચાલો તમારી કીમતી ગોળીઓ મને આપી દો.

ડયુબર્ગની સાથે તે વૃદ્ધ માસી વાત કરતાં હતાં ત્યારે ઘરનો ધણી ખેતરમાંથી કામ કરી ઘેર આવ્યો, ને બારણા આગળ ગધેડું ઉભું હતું તે કોનું છે તે પુછવા લાગ્યો. એક નોકરે આવી કહ્યું કે આ ગધેડું તો એક વૈદરાજનું છે. તે અહીં આપણે ઘેર હમણાંજ પધાર્યાછે. ખેડુતે પુછયુ, એ વૈદરાજ વળી કોણ છે ? તેના જવાબમાં એવું કેહેવામાં આવ્યું કે એ કોણછે તેની કોઇને ખબર નથી. પણ ઘણું કરીને તે ભુત પીશાચને કાઢનારછે. તેના માથાપર સ્ત્રીઓની પેઠે વાળ રાખેલાછે, પગમાં મોટાં બુટ પહેરેલાંછે ને તેની પાસે લાકડાનું માથુંછે તે વરસાદ પડવાનો હોય ત્યારે બોલેછે. કમનસીબે ખેડુત એવો માણસ હતો કે ભુત પીશાચને કે કોઇને પણ માનતો નહતો. એ બધું ઢોંગછે એમ કહેતો, પણ આંખે જુએ ને કાને સાંભળે તેજ ખરૂં એવું માનતો. ટુકામાં કહીએ તો તે એમાંનો માણસ હતો કે જે છુપી વિદ્યાને માનતો નથી. નોકરે જે બીના જણાવી તેથી તેને એવા માણસને જોવાની ઇંતેજારી થઇ, ને પુછયું કે એ ભુઓ ઘરમાં છે કે જતો ર-

લોછે. એક ચાકરડીએ આવી કહ્યું કે શેઠાણીની સાથે એ ઘરમાં ગયોછે. તેથી ખેડુત ઘરમાં જઇ ચાસીને ખોળવા લાગ્યો. એટલે માસીબાને તો બીછાનામાં સુતેલાં દીઠાં.

વૃદ્ધડોશી—ઓ મારા વાલા ભાઇ! તેં આ શું કીધું? મને ઉંઘ આવવાની તૈઆરી હતી તેમાંથી તેં મને જગાડી! મને મારો ધણી જરા જરા ઉંઘમાં દેખાવા માંડયો હતો એટલામાં તેં મને જગાડી. તું બહાર જા, નહીં તો ગોળીની અસર બરાબર થશે નહીં.

ખેડુત—છટ, એ શી વાતછે? તારી ગોળીઓની વાતજ ન કર મારી આગળ, પણ જુઓ કયાંછે તે મને બતાવ? કદાચ તે મારા સસલા ચોરી જશે.

વૃદ્ધડોસી—એ તું શું બોલેછે? પાછલી રાંધણીમાં બેસી એ રોટલી ને ભજીયાં ખાયછે.

ખેડુત—શું તે મારાં ભજીયાંને રોટલી ખાયછે? ને હું શું ખાઇશ? કેટલીક રોટલી ખાધી તે હું જઇને જોઉંછું.

એમ બોલીને ખેડુતે હાથમાં સાવરણીનું ઠુઠું લઇ, પાછલી રાંધણીમાં જઇ, ડયુબર્ગની પાસે જઇ તેનો વાંસો નરમ ઘેંસ કરી નાંખ્યો. એટલે જોરથી સાવરણી તેના માથામાં ને પીઠ પર મારી કે ડયુબર્ગ તો ગભરાઇજ ગયો ને કયાં નાસી જવું તેનો લાગ શોધવા લાગ્યો. પછી સારામાં સારો માર્ગ સોધી કાઢયો ને ત્યાંથી પોબારા ગણી ગયો. એટલામાં ઘરના નોકર ચાકરો હાથમાં લાકડી, ડંડુકા, ને સોટા લઇને આવી પોંચ્યાં. કારણ તેઓ પોતાના ધણીને મદદ કરવા આવ્યા હતા. ગધેડાને ત્યાંનો ત્યાં મુકીને જેટલું દોડાય તેટલું એકદમ શ્વાસ ભર્યા દોડીને, પાછળ પોતાનું ગધેડું, ઓસડો ને અસબાબ ખેડુતના ઘર આગળ બધું રહેવા દઇ, ડયુબર્ગ દોડીને પલાયન કરી ગયો. સારૂં થયું કે હજી ડયુબર્ગને આગળ પારીસ તરફ જવાનું હતું, નહીતો ગામડાનાં લોકો મળીને એનો ખેરકુરોજ કરી નાંખત.

---

## ભાગ ૧૯.

---

ડયુબર્ગ આખરે પારીસમાં આવી પોંચ્યો. રસ્તામાં ત્રણસેં મૈલની મુસાફરી કરતાં સવા મહીનો થઇ ગયો. પણ માર્ગમાં લોકોના મહાન રોગો મટાડવા પડયા તે જોતાં કાંઇ ઘણા દીવસ લાગ્યા નહીં. જે ખેડુતના બંગલામાં તેણે પોતાનું વૈદકી ધંધાનું ચાતુર્ય બતાવ્યું હતું, ને જે શરમ ભરેલી રીતે

તેનો બદલો મળ્યો હતો તે બંગલામાંથી નિકળતાં લાંબી પુચ્છડીવાળી ટોપી ફેંકી દીધી, કારણ તેથી ગામના છોકરાંઓ તેની પાછળ લાગતા હતા. પારીસ માં આવ્યો ત્યારે તેનો પેહેરવેશ ઘણો મેલો થઈ ગયો હતો ને ગજવામાં પૈસા પણ નહતાં, તેથી બીજે કંઇએ ન જતાં જે ઘરમાં તે પ્રથમ રહેતો હતો ત્યાં ગયો. કારણ તે ઘરની જે બાઇ હતી તેને ત્યાં તેની ઇજાર રહી ગઇ હતી. ઘરની બાઇ ઘણી સારી સ્ત્રી હતી, કારણ ડયુબર્ગ જેવા અકલના બારદાનનો સંઘરો કરતી. કારણ એવાજ માણસો હાથના ઘણા છુટા હોયછે. એ આવતાની સાથે તે ભલીબાઇ મલી ગઇ, તેણે તેની ઇજાર આણી આપી ને એક સીલ કરેલું પોટલું ડયુબર્ગ ને આણી આપ્યું. તે પોટલું ડયુબર્ગે સભય થઇને લીધું. કારણ તેને ધાસ્તી લાગી કે રખેને એ પોટલામાં કોઈએ તેના પર સમનો કાઢેલા તે હશે. ને તેનાપર જપ્તી લાગી હોય તો ડયુબર્ગ પાસે શું હોય જે તેનો માલ જપ્તિદાર લઈ જાય? એ વાતની ડયુબર્ગ ને ફીકર ન હતી.

પછી તેણે પાકીટની સીલ તોડી ને અંદર એક કાગલ મુકયો હતો તે વાંચ્યો. વાંચતો હતો ત્યારે તેના ચેરા પરથી એવું જણાતું હતું કે કાંઇ આનંદની ખબર હશે. પણ થોડીજ વારમાં આનંદની નીશાની જતી રહી ને મોઢું વાંકુ ચુંકું કરવા લાગ્યો, જાણે તે રડવાનો જાણીજોઇને પ્રયત્ન કરતો હોય તેમ. આખરે આંખમાંથી એક પણ આંસુ ન નિકળ્યાથી રડવાનો જે પ્રયત્ન કર્યો તે છોડી દીધો.

ડયુબર્ગ—(બાઇને) મારી વહાલી મેડેમ બીનાઇટ, તને ખબરછે કે મારી એક કાકી બ્રીટનીમાં રહેછે તેની કને એક હજાર મોદર (નાણું) હતાં ને તેજ મને અત્યાર સુદી પૈસા મોકલતી હતી.

બીનાઇટ—તમે ઘણી વેળાએ એવી વાત મારી આગળ કરતા હતા તે મને ખબર છે સાહેબ.

ડયુબર્ગ—મડેમ બીનાઇટ—તે મારી કાકી મરી ગઈ! ગરીબ બિચારી ભલી કાકી તો મુડદું થઇ પડીછે.

બીનાઇટ—બનાવ ઘણો માઠો બન્યો.

ડયુબર્ગ—માઠો શેનો? હું હવે એનો વારસ બન્યોછું વારસ. પણ તે ઘણા પૈસા મારે માટે મુકી ગઇ નથી કે જેથી હું સુખેથી જીંદગી કાઢું. તેમાં મારા જેવા શાંત ને વિદ્વાન માણસને એટલા પૈસાથી શું થાય એવું હતું—

બીનાઇટ—સાહેબ, એ બાઇને શું થયું હતું?

ડયુબર્ગ—તે બાબત હું તને પછીથી કહીશ. તેણીનો વકીલ મને

બ્રીટનીમાં બોલાવેછે તેથી મારે ત્યાં વગર ઢીલે જવું જોઇએ.

બીનાઇટ—તમે ગયા હતા ત્યારે, સાહેબ, વાઇ કાઉંટ ફ્રેડરીક-ડી-મેર્ટ્રીવીલે તમારી ખબર કાઢવા ઘણી વેળાએ માણસ મોકલાવ્યું હતું.

ડયુબર્ગે—હું બ્રીટની જઇને પાછો આવિશ ત્યારે થઇ રહેશે. સરસામાન બધું લેવા માટે મારે જાતે જવું જોઇએ એ કામ પહેલું કરવું, પછી બીજું બીજાનું કામ કરવા અગાઉ મારું પોતાનું કામ પહેલું કરવું જોઇએ. સલામ મડેમ બીનાઇટ, પણ જરા ઉભી રહે. મને તે જે ખુશાલી ભરેલા સમાચાર આપ્યા તે માટે હું આ બંડલ તને ઇનામમાં આપુછું. આ કપડું લઇ, જોઇએ તો, તારા ધણીને માટે એક કબજો બનાવજે. ને હું જેવો આવ્યો તેવોજ પાછો જાઉંછું, પણ ફેર એટલો કે જતી વેળા કાંઇ હવે પગે ચાલીને બંદા જવાના નથી.

ડયુબર્ગ ગાડીખાનામાં ગયો ને ત્યાં જઇ ગાડીમાં જગો રખાવી. પાસે ભાડાના પૈસા હતા. પ્રવાસમાં ખાવાના ખરચના પાંચેક ફ્રેંક હતા પણ એવો વિચાર કરીને સમાધાન માનતો કે જો દારૂ ન પીઉં તો એટલા ઘણા છે. ને વારસો મળશે એટલે વખતે ખરચ વધારે થયો તો તેમાંથી વાળી આપીશું. બ્રીટનીમાં પોહેચ્યા પછી એને ખબર પડી કે એની કાકીએ એને કુલ વારસ ઠેરાવ્યો હતો; તે એવું જાણતી હતી કે ડયુબર્ગ પરણેલો છે ને તેને પેટે ઘણાં છોકરાં પડ્યાં છે. જે વારસો મુકી ગઇ હતી તેની વરસદીવસે આવક સોળસેં ફ્રેંક થાય એટલી હતી. આટલી આવકથી તે બેરન જેવો તો નહી રહી શકે, પણ જો દારૂના અને જુગારના વ્યસનમાં નહીં પડે તો સુખ અને માનથી રહી શકે એવું હતું. પણ ડયુબર્ગમાં એ કયાંથી? "ઓદીન કયાં કે મીઆં કે પાઉંમે જુતીઆં" પણ એણે એવા કસમ લીધા કે સામાન સુમાન ગીરો મુકવો નહીં પૈસા ગુમાવવા નહીં, ને તે કસમ પ્રમાણે ચાલ્યો.

વકીલ—(કાગળ પત્ર ઉપર સહીં કર્યા પછી) તમારી મરનાર કાકીએ કહ્યું છે કે તમારે બને ત્યાં સુધી કરકસરથી રહેવું. તમારી સ્ત્રી ઉપર માયા રાખવી ને તમારા જોડીઆ છોકરાંઓને ભણાવી ગણાવીને સન્માર્ગે ચલાવવાં.

ડયુબર્ગ—(આંખમાંથી આંસુ પાડવાના વ્યર્થ ફાંફાં મારીને) મારા ઉપર તમે વિશ્વાસ રાખજો કે મારી કાકી મારે માટે જે કહી ગઇ છે તેના શબ્દ પ્રમાણે હું ચાલીસ. હું મારી સ્ત્રીની સાથે કબુતરના જેવી પ્રીતી રાખીને રહુછું. ને મારા જોડીઆં છોકરાં-કાસ્ટર અને પોલાક્ષ જેવા એક બીજાપર હેત રાખે છે.

કાકીનું જે સરસામાન હતું તે ડયુઅર્ગે વેચી સાટીને તેના રોકડ નાં-ણા ઉભાં કીધાં. આ કામમાં બ્રીટનીમાં બે માસ રહેવું પડયું ને પછી ન-ખશીખાંત એટલે પગથી ને માથા લગણ સારાં કાળાં કપડાં પેહેરીને ભા-ઈ પારીસ તરફ એકવારના વિદાય થયા. ત્યાં ગયા પછી માગનારાઓને પતાવવાનું પેહેલું કામ હતું, ને કાકી ગુજરી ગયા પછી જે ગંભીરતા ને ડહાપણ ધારણ કર્યું હતું, તે કાયમ રાખવાની કોશીશ કરી. હવે ફ્રેડરીકને ત્યાં જઇને એને મળવું કે એને પોતાને ત્યાં બોલાવવો એ વાતનો નિશ્ચય થયો નહીં. એક સાંજના કાફીખાનામાં જતો હતો ત્યારે ત્યાં મો-મીનાર્ડ કોઇ બે ગૃહસ્થો ટેબલ આગળ બેસીને બુદ્ધિબળની રમત રમતા હતા તે મુગો મુગો જોયા કરતો હતો. ડયુઅર્ગે તેના ખભાપર પાછળથી એક લપડાક લગાવી. મો. મીનાર્ડે ફરીને જોયું તો ભાઇ ડયુઅર્ગ પાછળ ઉભેલા જણાયા. પણ તેમનો આદરસત્કાર કેમ કરવો? કારણ તેને બારન પોટાસ્કી કેહેવો-કે-ડયુઅર્ગ કેહેવો તે સુજ્યું નહી.

ડયુઅર્ગ—( હસીને ) જેની સાથે મળવાની મને ખુશાલી ઉપજેછે તે મો. મીનાર્ડ પોતેજ કે ?

મીનાર્ડ—ને હું-પોતેજ. મોનશર ડી—માનસર ડયુ-તને શું નામ કહી બોલાવવા તેજ હું જાણુતો નથી, મારા સમ ! અને કાંઇ ઘણુંજ હ-સવા જેવું પોતે બોલ્યો છે એવું જાણીને ખુબ હસી પડયો.

ડયુઅર્ગ—કેમ મો. મીનાર્ડ હજી ગુસ્સામાંજ છો કે?

મીનાર્ડ—ખરૂ પુછો તો મહેરબાન, હજી મારી રીસ ઉતરી નથી. તેં જે મને વાતો કહી હતી તેની રીસ છે. પણ હવે પછી તારા એક પણ શબ્દ ઉપર ભરોંસો રાખું તો મને કેહેજે—

ડયુ૦—મો. મિનાર્ડ, આમ આવ ને બધો રાગ દ્વેષ છોડી દે હવે.

મીનાર્ડ—હું જાણું છું કે તું ઘણો સારો માણસ છે. પણ માઉંટ ક્રેપેક ઉપર તારો કીલ્લો હતો તેનું શું થયું? ને મને થીસીપસ બનાવવાનો હતો તેનું શું થયું ?

ડયુ૦—લે આ કાફીનો જામ ને દારૂનું ગલાસ, ના ન કહે.

મીનાર્ડ—જેવી તારી મરજી.

(તેની સાથે એક ટેબલ આગળ જઇ પોતાના મનમાં કહેવા લાગ્યો.)

આ માણસ કાંઇ ઓર તરેહનો છે. કોઇનું માને એવું નથી. તેના ઉપર લાંબી મુદત સુધી રીસ ચલાવી રાખવી એ બને એવું

નથી. (ટેબલ આગળ બેસીને મોટેથી) પણ એકાએક તુ કયાંથી આવી પોહોચ્યો? ઘણો વખત થયો વાઇકાઉંટ તને ખોળે છે. તે તને મળવાને ઘણો ઇંતેજાર છે.

ડયુ૦—બ્રીટનીમાં મારે આમ મળ્યો હતો ત્યાંથી આવ્યાને થોડાજ દીવસ થયા છે.

મીનાર્ડ—શું તમારૂં આમ બ્રીટનીમાં છે? તેમાંજ તમે બ્રીટનીને પોલાંડની સાથે સરખાવતા હતા! ને પેલું દુધ ને બ્રીટનીની મલાઇ કયાં છે?

ડયુ—ઓહો! બ્રીટનીમાં મલાઇ ને દુધ એવાં તો સારાં મળે છે કે કંઇ વાતજ પુછવાની નથી.

શિક્ષક—પણ બ્રીટની શું કામ જવું પડયું?

ડયુ૦—મારી કાકી ત્યાં મરી ગઇ ને તેણીએ મારે માટે નાનો સરખો વારસો મુકયો હતો તેથી.

મીનાર્ડ—તું કહે છે તે જુઠું છે. સરત તારી ને મારી.

ડયુ૦—હુ શોકમાં છું તે જોતો નથી?

મીનાર્ડ—તેમાં શું? લાયન્સમાં તું ફરતો હતો ત્યાં તેં પોલનો વેષ પેહેર્યો હતો. ને હમણાં મરણનો ડ્રેસ પેહેર્યો છે. પણ અહા: તે વખતને યાદ કરીએ છીએ ત્યારે એવું લાગે છે કે—

ડયુ૦—મારી સાથે પ્રવાસમાં છતાં સારાં સારાં નિશાન મારવાને મળતાં હતાં તે તને સાંભરે છે કે?

શિક્ષક—કેમ નહી? નીશાનનો હુકમ તુંજ આપી શકે. પણ ગરીબ બીચારો ચાંબરટીન! તેણે કેવી રીતે મોટા માણસની આગતા સ્વાગતા કરી. કેમ ખરી વાત કે નહી?

ડયુ૦—જેવો બેરન પોટોરસ્કી સારો માણસ હતો તેવોજ હું છું એમાં ફેર શો? ને તને ખાણાં કેવાં મઝેના આપ્યાં હતાં હેં! તેં પણ ઠીક પાર્ટ ભજવી જતાવ્યો. શાબાસ છે તને.

મીનાર્ડ—તારોજ સાથી કેની? પણ કોઇને મેં ખબર પડવા દીધી છે? પણ તને ખબર છે કે તું મને કેવી રીતે સમજાવતો હતો? પણ તે તુ સારૂં નહોતો કરતો.

ડયુ૦—કેમ, મો. મીનાર્ડ, એક પંચનો ગલાસ લેવાની મરજી થાય છે? બોલ શું કહેછે.?

મીનાર્ડ—મને તે ઠીક નહીં પડશે.

ડયુ૦—આપણે પંચને જરા નરમ કરાવીશું. પછી શું ?

મીનાર્ડ—નરમ હશે તો ચાલશે !

ડયુ૦—(નોકરને) પંચ લાવ વેહેલો.

મીનાર્ડ—મારા વહાલા મિત્ર, તારે જાણવું જોઇએ કે હું તારા કરતાં મોટો છું ને નાની ઉમરના માણસો મુર્ખાઇ કરે તો લોકો ક્ષમા કરે છે પણ મોટી ઉમરના એમ કરે તો તે ઠપકાને પાત્ર થાયછે.

ડયુબર્ગ—તું તો જાણે સીસીરો જેવું બોલેછે દેખું ! હું એટલું કહેવા માગુંછું કે કેટો નામનો જે વિદ્વાન હતો તે સાઠમ વરસે નાચતાં સીખ્યો હતો.

મીનાર્ડ—તું ખાત્રીથી કહેછે ?

ડયુબર્ગ—મેં એને જોયો નથી. પણ એના જેટલી આપણે મુર્ખાઇ કરી નથી. ચાલ પીવું છે કે નહી ?

મીનાર્ડ—મને પકી ખતરીછે કે આપણે કોઇનું બગાડયું નથી, અને—પણ આ પંચ ઘણો સારો લાગેછે. ઘણોજ ઉંચો ! પણ પેલા તુર્કને જોઇને તું નાસી ગયો ને મને પણ ખેતરમાં દોડાવી માર્યો એ કાંઇ તેં સારી વાત કરી નહીં.

ડયુબર્ગ—હું કબુલ કરૂંછું કે એ મારો માંગનાર હતો. ને હું તમને વાજબી રીતે પુછુછું કે જે લેણદાર હોયછે તે દેણદારને તુર્ક જેવો ક્રૂર નથી જણાતો ? ચાલ પીવા માંડ.

મીનાર્ડ—(ગલાસ મોંઢે માંડી) લેણદાર તુર્ક જેવા લાગેછે એ વાત ખરી. પણ મારા વહાલા ડયુબર્ગ, હું તને ખાતરીથી કહુછું કે મંડળીમાં તું ખુબ શોભેછે, મંડળીમાં બેસવાને માટે જે ગુણ જોઇએ તે બધાં તારામાં છે. તું સારામાં સારા ગ્રંથ કર્તાને ઓળખે છે, જુની ભાષા જાણે છે, ઇતીહાસ માંએ તું પ્રવીણછે. તું હવે મારૂં કહ્યું માનીને તારા બધા ફંદ છોડી દે ને તું સદગુણી થઇ દુનિયાંમાં ચાલવા લાગ.

ડયુબર્ગ—હું તેવો તો છુંજ એ ખાતરીથી માનજે. મેં હવે રમત ગમત છોડી દીધીછે. હું ઘણું પેટ ભરીને ખાતો નથી. ને દારૂ પણ ગાંડો બનું ત્યાં સુધી પીતો નથી મેં બધું છોડી દીધુંછે. પણ ચાલની, જામ તો હજી ભરેલું ને ભરેલું દેખાયછે. તું ખાલી તો કરતો નથી.

મીનાર્ડ—મારા વહાલા મિત્ર, તારી તંદુરસ્તી હું ચાહુંછું. (પીવા માંડેછે.)

ડયુબર્ગ—લુચ્ચાઇ સોદાઇ બધું મેં છોડી દીધુંછે.

મીનાર્ડ—તો તો ઘણું સારૂં. પણ આ સુંદર આંગુઠી તને ક્યાંથી મળી?

ડયુબર્ગ—એતો ખરા પાચુનીછે. એ તુર્કીના સુલતાનની પાસે હતી.

મીનાર્ડ—તેં લઙ્ઙાઇની વાતો કરવાની ટેવ છોડી દીધીછે એ જાણી હું ઘણો ખુસી થયો છું. કેમકે ગપ મારનાર માણુસનાપર કોઇ વિશ્વાસ મેલતું નથી. ને તારૂં જુઠાણું જોઇને હું મુર્ખ બનું છુ!

ડયુબર્ગ—જેવો જોઇએ તેવો હજી નહીં.

મીનાર્ડ—વિંટી તો ઘણી સરસ છે ને !

ડયુબર્ગ—બીજો એક ગલાસ.

શીક્ષક—યાર, તું કેવો ખુબીદાર માણુસછે! મારા વાલા મિત્ર, તારી સાથે પાછી નવી ઓળખાણ કરવાથી હું ઘણો પ્રસન્ન થાઉ છું. હવેથી હું તને મારો "ઘણોજ વહાલો" મિત્ર કહીને બોલાવીશ.

દારૂના બીજા જામથી મીનાર્ડના ઉપર બરાબર અસર થઇ. ડયુબર્ગ ખુસ મીજાજમાં હતોજ. તેને વારંવાર—મારા વહાલા મિત્ર—મારા ઘણાજ વહાલા મિત્ર—એમ કહી વાત કરવા લાગ્યો. ગમે ત્યારે તને ફ્રેડરીક મળશે એવી તેની ખાત્રી કરી આપીને કહ્યું કે કાઉંટ—ડી—માંટ્રેવીલને તારા ઉપર બીલકુલ રીસ ચઢી નથી ને તેને ત્યાં તું જાય તો તને સન્માનથી બોલાવ્યા વિના નહિં રહે.

આવી વાતો થયા પછી ડયુબર્ગ કાઉન્ટ—ડી—મોંટ્રેવીલને ઘેર જઇ ફ્રેડરીકને મળ્યો. તે હાલમાં જનરલ—ડી—વેલમાંટની ભત્રીજીને ત્યાં જઇ ઘણો વખત પસાર કરતો હતો ત્યાંથી પાછો આવતો હતો તે વેળા આ મુલાકાત થઇ. જનરલને ઘેર જતાં બાપની ઓળખાણની કાંઇ હવે જરૂર ન હતી. કારણ ફ્રેડરીક બધાને સારી રીતે ઓળખતો હતો, ને જનરલ ફ્રેડરીકને પુત્રની પેઠે ગણતો હતો. દરરોજ ફ્રેડરીક કાંઇ બહાનું કાઢીને કાનસ્ટન્સને મળવા જતો, તે એમ સમજીને મન વાળતો કે મેડેમ વેલમન્ટની પ્રીતીને ખાતર કાંઇ તેને ત્યાં જવાનું નથી પણ કેવળ ઓળખાણને લીધેજ ત્યાં જવાનું થાયછે. હજી સુધી તે એની બહેનને વીસરી ગયો ન હતો, પણ તેનું મન પ્રથમના જેવું તાલાવેલી થતું નહીં. તેમજ માબાપ વગરની છોડીના ઉપર તે જે પ્રેમ કરતો હતો તે પ્રેમ જરા નરમ પડયો. છતાં એ વાત પોતાના મનથી કબુલ કરી શકતો નહી. એથી ઉલટું તેની ખાતરી હતી કે જો તેને એની બહેન ફરીથી મળે તો તે તેણીને પોતાના હસ્તપાશમાં લઇ હૃદયદાન આપ્યા વગર રહેજ નહીં.

પરંતુ ફ્રેડરીક જેને નજરે જોતો હતો તે એનીબહેન ન હતી પણ

કાનસ્ટન્સ હતી ! કઇ કાનસ્ટન્સ ? જે દરરોજ ફ્રેડરીક ઉપર વધારે પ્રેમ બતાવતી ને માયાળુ થતી તે કાનસ્ટન્સ—જે વખતે તે તેણીની સેઝમાં બેસીને ગુપચુપ વાતો કરતો ત્યારે ખુસી થતી હતી તે કાનસ્ટન્સ—જે પોતાનો પ્રેમ ખુલ્લી રીતે ફ્રેડરીકને બતાવતી હતી તે કાનસ્ટન્સ—બન્ને વચ્ચે જે પ્રેમલગની લાગી રહી હતી તે કાનસ્ટન્સ. મેડમ વન્નમેંઠની નજરે ફ્રેડરીક ન પડયો તો તેણીએને ઠપકો આપીને એમ પણ કહેતી કે તમારા વિના મને હવે ગમતું નથી. પણ આ બધું એવી નરમાશ ને સાદી રીતે પ્રેમનું ગાડું પંથે પડયું હતું કે તેણીની રીતભાત જોઇને ફ્રેડરીક અંદરખાને તેણીના ઉપર મોહી પડયો. પણ હજી સુધી ખુલ્લો રીતે પ્રેમ બહાર પડયો ન હતો. ખરેખર પોતાનું મન તેણીના ઉપર પ્રેમ કરતું એવી ફ્રેઠરીકની હજી ખાત્રી થતી નહીં. તે એમજ સમજતો હતો કે એનો પ્રેમ એની બહેનના પરજ છે. મનના ઉભરા કેવા હોયછે તે બોલ્લી બતાવવાની જરૂર નથી. મનોમન સાક્ષી હોયછે. મનનો ધર્મ મન બજાવે છે, તેમાં માણસ જાતનું કાંઇ ચાલી શકતું નથી. ને કાનસ્ટન્સ જે સ્થિતીમાં હતી તેજ સ્થિતીમાં કોઇ બીજી સ્ત્રી હતે તો તેના ઉપર કોઇ યુવાન પ્રેમ કરે તો તે કરવા દે નહીં? જરૂર કરવા દે. કાનસ્ટન્સના પ્રેમનો ભક્ષ ફ્રેડરીક થઇ પડયો. એની બેહેન અને કાનસ્ટન્સ વચ્ચે ફેર એટલોજ કે એની બેહેનના પ્રસંગમાં ફ્રેડરીકે પ્રેમની પહેલ કરી હતી. ને કાનસ્ટન્સની બાબતમાં કાનસ્ટન્સે પહેલ કરી. સ્ત્રી અથવા પુરૂષ ગમે તે પહેલ કરે તોપણ પ્રેમનો જે પરિણામ થવો જોઈએ તે થયાજ કરેછે. પ્રેમની આંખે સ્ત્રી અને પુરૂષ બન્ને સરખાંજ છે, પ્રેમ પંખી, સ્ત્રીને કે પુરૂષને પાંખની ઝડપ નાંખેછે.

જ્યારે ડયુબર્ગ મળ્યો ત્યારે ફ્રેડરીકે આશ્ચર્યતાના અને ગભરાટના ઘણા ચિન્હ બતાવ્યાં બે મિત્રો જ્યારે એક બીજાને મળ્યા ત્યારે તેમને બહુ ખુશાલી ઉપજી.

ડયુ૦—મને પારીસમાં આવ્યાને માત્ર આઠેક દીવસ થયા છે.

ફ્રેડ૦—હું ધારતો હતો કે તું અહીં નહી હોઇશ, પણ તું શોકવાળો કેમ જણાય છે ?

ડયુબર્ગે ગજવામાંથી રૂમાલ કાઢી આંખો ઉપર દાબ્યો ને ત્રણ ચાર વેળા નાક નસીકયું, પછી બોલ્યો—અરે, મારા વહાલા મિત્ર, આવી ગરીબ બીચારી કાકી-ગુ-ગુજરી ગઇ.

ફ્રેડરીક—હવે રડવાનું ઘણું થયું, તને રડવું નથી આવતું તે હું

તો જાણેછે પછી શા માટે મને બતાવવાનો ઢોંગ કરેછે.

ડયુ૦—એ બધું ઠીકજ છે, તેણી ઘણી સારી બાઇ હતી. ને મને વરસ દીવસે સોળસેં ફ્રેંકની આવક થાય એટલું મુકી ગઇ છે.

ફ્રેડ૦—એટલામાં તું સારી રીતે રહી શકે એવું છે. પણ સંભાળ રાખજે, ફરીથી જુગાર રમતો નહી, નહીંતો સર્વસ્વ ખોઇ બેસીસ.

ડયુ૦—એ હું શું બોલેછે ? પાનાં જોતાંની સાથે જેમ ઓસડ લીધાથી તેની અસર તરત જણાવા લાગેછે તેમ મને થાયછે. પણ તારૂં શું થયું તે કહેની ? તારા પ્રેમની બાબત હું પુછવા માંગુછું, ખરૂં પુછે તો હું નથી ધારતો કે તું કાંઇ ઓછો પ્રેમી નથી !

ફ્રેડ૦—કોણ હું ! જયારે મારા પિતા મને ગ્રીનોબલથી પાછા લઇ જવા તેડવા માટે આવ્યા હતા. ત્યારથી તારૂં શું થયું તેની મને ખબરજ નહતી ને ત્યારથી પેલી જંગલમાંની છોકરી મારી નજરે પડી નથી. હમે તો ત્યાંથી ઘણી ઉતાવળે ઉપડયા ! તે વખતથી મારા પિતા મને નજર આગળથી વેગળો કરતા નથી. હું લખી શકતો નથી કારણ મારા પત્ર એણીને કોણ વાંચી બતાવે ને તેણીની સાથે પત્ર વ્યવહાર કેમ ચલાવવો તેની મને સમજણ પડતી નથી !

ડયુ૦—ત્યારે તો હું તેણીની તને કાંઇ ખબર કહેવા આવ્યો છું.

ફ્રેડ૦—તું એને મળ્યો હતો કે શું ?

ડયુ૦—એ વાતને ઘણા દીવસ થઇ ગયા, તુ ગયા પછી પંદરેક દીવસ પછી હું એને મળ્યો હતો.

ફ્રેડ૦—તેણી તને શું કહેતી હતી ? તે હાલ કયાં છે ?

ડયુ૦—તે કયાં છે ! હમેશાં તે જંગલમાં રહેછે. અગર તું જે રસ્તે થઇને આવ્યો ને જે રસ્તે તને પાછો જવાની રાહ જુએછે તે રસ્તાપર ઘણી વેળા એ આવજા કરેછે.

ફ્રેડ૦—ત્યારે તેણી શું કરતી હતી ?

ડયુ૦—શું કરતી હતી ! તે રડતી હતી. ને હું ધારૂંછું કે તેથીજ એના મનને શાંતિ વળતી હશે.

ફ્રેડ૦—શું તે રડતી હતી ?

ડયુ૦—હા. તે રડતી હતી. ને હું કબુલ કરૂંછું કે તેણીનું દુઃખ જોઇને મારૂં મન પણ પીગળી ગયું.

ફ્રેડ૦—ગરીબ બીચારી છોડી ! પણ તેં એણીને જોઇ હતી, તેની

સાથે તેં વાત કહી હતી ? તેં એર્મીને શું કહ્યું ?

ડયુ૦—તેણી મને મળી હતી, મને ઓળખ્યો કારણ કે હું પ્રથમ તેણીને એકવાર મળ્યો હતો. તે મુગી છે એમ તેં મને કહ્યું ન હતું, પણ તેની નિશાની ઉપરથી મેં જાણી લીધું કે તેણી મુગી હશે. તને ગયાને કેટલા દીવસ થયા તે જાણવાને આંગળાપર દીવસ ગણતી હતી ને તું પાછો આવશે કે નહી તે નિશાની કરી મને પુછયું, મેં કહ્યું ફ્રેડરીક થોડા દીવસમાં પાછો આવશે.

ફ્રેડ૦—તેં ઠીક કીધું, બહુ સારૂં, ડયુબર્ગ.

ડયુ૦—હા. પણ મેં એને આશા આપ્યાને ત્રણ માસ થયા.

ફ્રેડ૦—ખરી વાત. ને હજી સુધી તેં એ વાત મને—

ડયુ૦—ટુંકામાં. જે વાત હું માનતો ન હતો તે વાતની મેં એને આશા આપી. મારી પાસે આશા શીવાય બીજું શું આપવાનું હતું. ? ને તે હવે નીરાશ થઇ ગઇ હશે.

આ પ્રમાણે ડયુબર્ગે હકીકત જણાવી. ફ્રેડરીક થોડીવાર સુધી ખીન્ન મુદ્રા કરી મુગો રહ્યો ને એના મનમાં ઘણું દુઃખ થયું.

ફ્રેડ૦—ડયુબર્ગ પણ મારા ઉપર કેવી આફત આવી પડીછે તે તું જાણે તો—

ડયુ૦—તું મને કહી બતાવે તો હું જાણું. એ તો નિર્વિવાદ છે.

ફ્રેડ૦—તે મારાથી કહી શકાતું નથી, પણ હું કહુંછું. પારીસ આવ્યા પછી મને એની બેહેન મળી !

ડયુ૦—તને તે અહીં મળી ?

ફ્રેડ૦—હા. પણ તે બીજી એની બેહેન છે. તે જનરલ-ડી-વેલમંટની ભત્રીજી થાયછે. ને જનરલ મારા પિતાનો ખાસ મિત્ર થાયછે. મારા વહાલા ડયુબર્ગ, કેવો ચમત્કાર છે ? પણ એની બેહેન જેવીજ એ છે, કેવી નવાઇની વાત છે ?

ડયુ૦—હવે મને સમજણ પડી !

ફ્રેડ૦—તું કાનસ્ટન્સને ( એ જનરલની ભત્રીજીનું નામ છે. ) જુએ તો તને મારા જેવોજ અચંબો લાગે. એકદમ નહીં, પણ તેનો ચહેરો થોડીવાર જોયા પછી.

ડયુ૦—તેને પણ અચંબો લાગ્યો હશે ત્યારે !

ફ્રેડ૦—તેની નરમાસ ભરેલી એ પ્રેમાળ આંખો એની બહેનના જે

વીજ છે ! વાળ ભુરા, કપાળ મોટું ને વાળ વગરનું, ને ચેહેરો તેવોજ રમણીય. કાનસ્ટન્સ એની બેહેન કરતાં જરા ફીકી ને તેણીની આંખો જરા કાળી છે. પણ અવયવ તો એના જેવાજ છે.

ડયુ૦—હવે મને વર્ણન સાંભળીને અચંબો લાગે છે ! કારણ જનરલની છોકરી છતાં જંગલમાં રેહેતી આની બેહેન જેવી કયાંથી હોય ?

ફ્રેડરીક—એમાં ફેર માત્ર શિક્ષણ, સ્થિતિ ને સંસારિક માહિતી. પહેલાં તો કાનસ્ટન્સ જરા ઉંચી, ચેરો વધારે સુંદર, બાંધો સારો, ને તેવીજ એની બેહેન પણ છે. પણ કાનસ્ટન્સમાં એવું માધુર્ય છે કે જે જંગલમાં રહેનારીમાં મળવું કઠણ.

ડયુ—હવે તને ફેર માલમ પડયો?

ફ્રેડરીક—કાનસ્ટન્સનો અવાજ એવો તો મધુર છે કે તે સાંભળનારની સાથે હૃદયમાં ચાંટીજ બેસે છે. મારાં વાલા ડયુબર્ગ, તું મહારૂં કેહવું માનજે કે જ્યારે એને હું બોલતાં સાંભળું છું ત્યારે મને લાગે છે કે હું મુગી છોડીનોજ અવાજ સાંભળું છું. ને મારી ખાતરી થાય છે કે જો એની બહેનને બોલવાની શક્તિ ઇશ્વરે આપી હોત તો તેનો અવાજ કાનસ્ટન્સના જેવોજ મધુર લાગતે. એનો પરિણામ એવો થાય છે કે જ્યારે કાનસ્ટન્સ ગાય છે ત્યારે મારા મન પર સારી રીતે અસર કરી શકે છે.

ડયુ૦—હું નથી જાણતો કે આ વાત એની બેહેનને પસંત પડે.

ફ્રેડરીક—કાનસ્ટન્સનું બોલવું સાંભળીને એવો કોણ હોય કે જે ખુસી નહી થાય ? પણ તું મને કહે કે આ સરખામણીથી તને આશ્ચર્ય પૈદા નથી થતું ?

ડયુબર્ગ—ઘણુંજ આશ્ચર્ય ! મને તો એવું લાગે છે કે હું જોઉં તો એટલું બધું સરખાપણું મારી નજરે ન દેખાય. તેં આની બેહેનને વીજીનના જંગલમાં મુકી દીધી તેનું મને હવે આશ્ચર્ય લાગતું નથી. તને તે પાછી જડી આવી—તું તેને રોજ મળે છે, તેમ તેનો અવાજ તું રોજ સાંભળે છે. આવી મઝા કાંઈ એની બેહેન હોત તો તને પડે ? અહીં પ્રફુલિત રહે છે તેવી જંગલમાં કંઇ રહે ? આ ઠીક થયું ! તારા મનને એ અનુકુળ આવી એ જોઇને હું ઘણે ખુસી થયો છું ને હું સારી રીતે જાણું છું કે જ્યારે તને બીજી એની બેહેન જે વધારે સુધરેલી અને વધારે રૂપાળી મળી આવી છે-તો જે પર્વત ઉપર જઇને તારા પાછા આવવાની વાટ જુએ છે એવી, અને નાના સરખા ઝુંપડામાં દૂરના પ્રદેશમાં ગરીબ છોડી

રહેછે તેને માટે તારે હવે વધારે વિચાર કરવાની કાંઇ જરૂર રહી નથી.

ડયુબર્ગનું ઉપલું વાક્ય ફ્રેડરીકને મર્મભેદક હતું ને તેની સાથે નરમ ભાષામાં સમજે તો એક રીતનો ઠપકો હતો તેથી ફ્રેડરીકે શરમાઇને માથું નીચું ઘાલ્યું. ફ્રેડરીક ગળગળીત કંઠે બોલ્યો—ના ના. ડયુબર્ગ એમ કાંઇ નથી. હું એની બેહેનને કદી વેગળી કરનાર નથી. હું જઇને એને તેડી લાવીશ. ને ફરીથી એને મળીશ. હું એને ભુલી ગયો નથી તે મને રોજ સાંભરે છે! એના જેવી બીજી મને મળી આવી તેથી શું હું દોષ પાત્ર છું ને તેથી એટલું સિદ્ધ શું નથી થતું કે હું તેને હમેશ યાદ કરૂંછું? અચંબો પામવાનું એજ કારણ કે મડેગ કાન્સ્ટન્સ એની બેહેનની સાથે કેટલી બધી મળતી આવે છે? ને જે સેહેજસાજ બાબતમાં ફેર પડેછે તે મેં તને કહ્યુંજ છે! ઓહો! શું કાનસ્ટન્સનો મળતાવડો સ્વભાવ છે! એનું મન કેવું પ્રેમાળ છે? તેનો અવાજ સાંભળી મને ઘણોજ આનંદ ઉપજે છે! તું એકવાર કાતન્સ્ટન્સને જુએ તો હું ઘણો ખુશી થાઉં.

ડયુબર્ગે કાંઇ જવાબ આપ્યો નહીં. ને કેટલી વાર સુધી બન્ને મિત્રો ચુપ રહ્યા, પણ આખરે ડયુબર્ગ બોલી ઉઠયો. ફ્રેડરીક, હું તને ખાતરી આપુંછું કે તે ગરીબ છોડી ફરીથી મારે નજરે પડી તેથી દીલગીર છું. એટલો દીલગીર ને મનમાં એટલું બધું ખરાબ લાગે છે કે મારાથી કહી શકાતું નથી. તે તારી કેટલી બધી વાટ જુએ છે તે મેં નજરે જોયું ત્યારે મને ઘણું માઠું લાગ્યું ને મને દયા ઉપજી!

ફ્રેડરીક—તું શા માટે દીલગીર છે વારૂ?

ડયુબર્ગ (ખુલ્લા અંતકરણનો માણસ હતો)—શા માટે? એ મારી નજર આગળ પડે છે માટે; હું હમેશાં દીન ને બેફીકર માણસ હોવા છતાં મને એની બેહેનને માટે ખોટું લાગેછે. હું અક્કડ સ્વભાવનો અને અનીતી ભરેલો માણસ છું ને હાલમાં વળી જુગારી બન્યો છું, છતાં પ્રેમ કરવાની તમારી રીત કરતાં મારી ઘણી સારી છે. તમારા ગમે એવા સારા વિચાર છતાં જે સ્ત્રીઓ તમારા જેવાના મીઠા શબ્દ ઉપર ભુલી તમારી બાથપર દગાઇ જાય એવી વગર ઘડાએલી છોકરીઓના મન તમે લલચાવોછો. ને એકવાર તે લલચાઇ એટલે પછી તે માથે હાથ દઇ રડે ને તમે દગો દીધો માટે જન્મ સુધી વિલાપ કરે તેની તમારા જેવાને શી ફીકર છે? કપડા વેચનાર સ્ત્રીઓ, ચાકરડી, દરજણો, તેવીજ હલકા વર્ગની સ્ત્રીઓની સાથે હમે ઓળખાણ રાખીએ છીએ. હમને તમારા

જેવા ઉંડા વિચાર ક્યાંથી હોય ? એવી બાઇઓ હમને ફસાવે છે, હમે તેમને ફસાવીએ છીએ, ને હમે એક બીજાંો વગી મનગાં આવે તેમ ઠગીએ છીએ, એ કાંઇ છુંપી વાત નથી, પણ તે ઠગાઇ અમારા બન્નેના વિચારથીજ થાયછે. હમે એક બીજાનાં અંતઃકરણ દુઃખી કરતાં નથી હમે રડીને વિલાપ કરતા નથી ને હમારી વચ્ચે ટંટો ફીસાદ થાય તેની ફીકર કોણ રાખેછે ? એટલું તો કબુલ કરૂંછું કે જે સ્ત્રીઓને માટે હું કહુંછું તેઓ કાંઇ સદ્ગુણી હોતી નથી, ને જયારે હમે બાયડીને માટે ખોળ કરતા નથી ત્યારે જે સ્ત્રીઓ પ્રેમ એ શબ્દ ચોપડીમાંજ વાંચેછે પણ પ્રેમ એ શું ચીજછે તે જાતે બીલકુલ ઓળખતી નથી અને પ્રેમનું અલંકારિક ભાષામાં વર્ણન કરેલું હોયછે પણ તેમાં સત્યતાનો લેશ પણ હોતો નથી એવી સ્ત્રીઓને ઠગીને ફસાવી ખાડામાં નાંખવી એ દુષ્ટ કામ છે. બીજાના મનમાં પ્રેમનો ઉદ્ભવ કરવો, જુવાન માણસનું મન લલચાવવું પછી તેનો ઉપભોગ કરી પોતાની ઠગાઇનો ભોગ થઇ પડેલીને નિરાશા અને દારિદ્રતામાં મુકી તેનો ત્યાગ કરવો–એવાં દુષ્ટ કર્મો તમારાથીજ થાય.

ફ્રેડરીક—આ બધી વાતો મને શાસારૂ કહી બતાવેછે? હું એનીબેહેનને ચાહુંછું ને તેણીની સાથે વિશ્વાસઘાત મારાથી કદી થવાનો નથી આવી ઉતાવળ કરી મારા પિતાએ મને અહીં આણ્યો તેમાં મારો શો વાંક ? ને તે વખતથી મારાથી વિજીલ જવાયું નહીં માટે શું હું દોષપાત્રછું ? તું એમ ધારેછે કે એનો સદૈવ ત્યાગ કીધો છે. હું એણીને ફરીથી મળીશ કારણ તેણી મારા હૈયાનો હાર છે ।

ડયુ૦—ફ્રેડરીક, આવી વાતો મારી આગળ નહીં ચાલે ? તું મને એમ મનાવવા માંગેછે કે ઝેર હોય તેને સાકર કહેવી ? આવી રીતે તું મને ખોટી વાત કરી ફસાવવા માંગે તે હું તારાથી ફસાઇ જાઉ એવો નથી. તું તારા મનને જેટલું ઓળખે છે તેના કરતાં હું સારી રીતે ઓળખુંછું, હું એમ કહુંછું કે તું એની બહેનને ચાહતોજ નથી.

ફ્રેડ૦—અરયા ડયુબર્ગ, તું એ શું બોલે છે ? જરાતો વિચારકર.

ડયુ૦—વિચાર શેનો કરે ? શું હું વગર વિચારે બોલુંછું એમ તું ધારેછે ? એ તારી મોટી ભૂલ છે. તું એમ કહેછે કે તું એની બહેનને ચાહેછે પણ હું એમ કહુંછું કે તું તેણીને ચાહતો નથી પણ તું કાનસ્ટન્સને ચાહેછે. જે એ ગરીબ છોકડીના જેવીજ છે. તેમાં ફેર એટલો કે કાનસ્ટન્સ ઉંચી છે, આંખો કાળીછે, મોઢું ગોરૂંછે, અત્યંત સોહામણી છે

બોલવાને વાચાશક્તિ છે ને પદવી અને હાલતને શોભા આપે એવી છે.

ફ્રેડ૦—ડયુબર્ગ, એમ નથી હો. હું કહુંછું તેજ ખરૂં છે. હું ઇશ્વ-રના કસમ ખાઇને કહુંછું કે હું હજી એની બહેનને ચાહુંછું. હું કાન-સ્ટન્સને મારી બેન શિવાય અન્ય સ્ત્રી ગણુતો નથી. એ મારી બહેન જેવી છે ને એની સાથે વાત કરતાં મારા મોઢામાંથી પ્રેમનો એકપણ શબ્દ હજી નિકળ્યો નથી.

ડયુ૦—આ સહનશીલતા ઘણો વખત ટકવાની નથી. તું ગમે તો ઇશ્વરના સમ ખા, કે ગમે તેના સમ ખા. હું કહુંછું કે તું કાનસ્ટન્સને ચાહે છે ! પણ હું એમ નથી કહેતો કે એમાં તારો વાંકછે. એમ બનવું સાધારણ છે. કાનસ્ટન્સ રૂપાળી છે, તું એમ કહેછે કે તેણીને જોઇને તું ખુસી થાયછે. ને તેની સામે તારી પ્રેમલગ્ની લાગી છે ! એ માટે હું તને દોષ દેતો નથી. પણ હું તને એટલા માટે દોષ દઉંછું કે તેં એ ગ-રીબ છોડીને જંગલમાંથી સોધી કાઢી, જ્યાં તેણી દુનિઆથી આઘી રહેતી હતી. વળી તે ગરીબ સાદી ને એકલી હતી. ને તારા ઉપર ભરોંસો રાખી તારે શરણે આવીને તેં જે કહ્યું તે ખરૂં છે એમ માની લીધું; કારણ તે જાણતી ન હતી કે દુનિઆમાં દુગુંણ અને ઠગાઇ હોયછે ! પ્રેમ શી વસ્તુ છે તેનું તેને ભાનપણ ન છતાં તેના અંતઃકરણમાં પ્રેમનું ભાન કરાવ્યું ને એવી જગામાં દુઃખના ખાડામાં તે ઉતારી દીધી કે જયાં આગળ તેણીને દીલાસો આપનાર કોઇ મળે નહી !

ફ્રેડરીક—ડયુબર્ગ-ડયુબર્ગ એવું તું શું કહેછો (એમ કહી ડસકાં ભરેછે)

ડયુબર્ગ—તેને તું નસાડી લઇ જતે ને ત્યાંથી તું તુરતજ નીકળી જને તો આથી પણ ખોટા પરીણામ આવતે. પણ આ પરિણામ કરતાં કાંઇ વધારે ખોટા નહીં. હાલ તારે માટે એ જેટલો વિલાપ કરેછે તેટલો વિલા પ કરવાને જેટલી પ્રીતી થવી જોઇએ તેટલી કરવાનો વખત તેને મળને નહીં પણ તું હદ બાહેર કામ કરેછે. તેણીની પાસે રેહેવા માટે તેં તારા મિત્રોને પણ રખડતા મુકયા, અને એક માસ કરતાં વધારે દિવસ થયાં તેણીને જરા વીલી મુકી નથી. તેની સાથે તેં દુધ પીધું ને ફળો ખાધાં. તે-ણીની સાથે પ્રેમની વાતો કરી ત્યાં સુધી તને બીજું કામ નહોત તો તું કંદ મુળ ખાઇને દીવસ ગુજારતે ! આવી તારી રીત જોઇને તે બીચારી નું માથું ફરી જાય એમાં શી નવાઇ? તે બચારી મુગી તારી સાથે એટ-લી બધી હળી ગઇ હતી કે તું જતો રહ્યાથી જાણે તેનો જીવજ નીકળી ગયો;

તારે માટેજ તે જીવતી હતી, દમ રાખતી ને રહેતી! તે બીચારી એમ ધા-
રતી હતી કે હમેશાં તું એની પાસેનો પાસેજ રહેશે. પણ એક દીવસ એ
વો આવ્યો કે તેં એને રખડતી મુકી ને બધાનો અંત આણ્યો. હવે એ
ને રડવું નહીં તો શું કરવું? હું એને મળ્યો. ને એને મળીને હું દીલગી-
ર થયો. કારણ ત્યારે તે ફીકી પડી ગએલી, આંખમાં આંસુ આવેલાં ને
વાળ માંથા પર ફરરર ઉડતા હતા! તેના મનમાં બસ એકજ વિચાર હતો.
ને એકજ બાબત; જે રસ્તેથી તું ચાલ્યો ગયો તે રસ્તા તરફ જઇને આં-
ખમાં પાણી આણતી! ને તે આખી રાત બીચારી રડીરડીને પસાર કરતી
હશે! જે કમનસીબ હોય છે તેને છેલી જે દીલાસાની જગો હોય છે તે
પણ તેણીને નથી. એટલે એના સાથે એવો કોઇ મિત્ર નથી કે જેને તેણી પોતાના
મનની વિટંબના કહેતો તે તેણીને દીલાસો આપી શકે! આ બધું ફ્રેડરીક
તારે લીધે થયુંછે. ને એ બાબત તારા આયુષ્યના ઇતિહાસમાં સારી વા-
ત નોંધાશે નહીં. જો તારાથી એનીએહેન પાસે જવાને નહીં તો કેવું સારૂં
થતે? તારા આવા ઉડાઉ વિચારને હમેશાં હું ધીકારની નજરે જોઉં છું.

ફ્રેડરીકે કાંઇ જવાબ આપ્યો નહીં. એ ઊંડા વિચારમાં વિલાપ ક-
રવા લાગ્યો.

ટયુબર્ગ—(ફ્રેડરીકનો હાથ પોતાના હાથમાં લઇ) મારા વાલા મિત્ર
મારા મનને જે સુઝયું તે મેં તને કહી દીધું. ને જો તું મારા ઉપર ગુસ્સો
કરે તો એ તારી ભુલછે. એ શીવાએ. પ્રેમીજનને કોઇ સારો ઉપદેશ
આપે તો એ પોતાનો હઠ છોડનો નથી. એને જે સુજેછે તેજ કામ
કર્યા કરે છે, પછી તે સારૂં હોય યા નરસું હોય. હું જાણુંછું કે તું
એની બેહેનથી સાથે પરણવાનો નથી. જો રાખેલી સ્રીયોની સાથે
પરણવાનું બની આવને તો, મને આજે નહી તોએ તુર્કીના સુલતાનને
જેટલી સ્રીઓ છે તેટલી બાયડી હતે! હું એજ જોતો હતો કે
તેણીની સ્થિતી જોઇને મને કેટલું દુઃખ થતું. પણ આ બાબત
આપણે પડતી મુકીએ. હું કાંઇ તારો શત્રુ નથી પણ નિકટનો ખરા દીલનો
મિત્રછું. ને મેં તને કહ્યું તે તારે માનવું હોય તો માનજે, નહીતો તારે ક-
રવું હોય તેમ કરજે. મને છે વ્યાજબી લાગ્યું તે તારા માટે કહ્યું. ને તને
ન રૂચતું હોય તો, હું આ ચાલ્યો. રામ રામ! આજે બત્રીસ સાઉ આપી
ને બંદા ભોજન કરવાનાછે, કારણ મને સોળસે ફ્રેક વરસ દહાડે મળે છે ને-
જો મારી પુંજી સાચવી રાખવાની મારી મરજી હોય તો ગામમાં પેહેલાં નં-

ભરની વીશીમાં તે મુસાફરખાનામાં મારે જવું ન જોઇએ.

એમ કહી ડયુગલે જવાની રજા માગીને ચાલ્યો ગયો. અને ફ્રેડરીક પોતાના કૃત્યનો પશ્ચાત્તાપ કરવા લાગ્યો. પોતાની સમજશક્તિ ને મનની સ્થિતી કેવી છે તે ડયુગલે ફ્રેડરીકને ઉપર કહ્યા પ્રમાણે સ્પષ્ટ કરી બતાવી. આથી ડયુગલે જે કહ્યું તે બધું ખરૂં કહ્યું એમ ન માનતાં એટલું તો એને કબુલ કરવું પડયું કે એની બેહેનના ઉપર જેવો એમ પ્રેમ પ્રથમ હતો ને જેવો પ્રેમ તે એની બેહેનને બતાવતો હતો તેમાં અને આજની સ્થિતીમાં અંતર પડયુંછે. એ વાત ફ્રેડરીક મનમાં સમજતો. આપણે જ્યારે કાંઇ ખોટું કામ કરીએ છીએ ત્યારે તેમ ન કરવાને માટે કોઇ આપણું મન સમજાવેછે ત્યારે આપણે ખરેખર ખોટું કામ કરીએ છીએ એવું મનને સમજાતું નથી. કદાચે આપણે આપણું કામ ખોટુંછે એમ એકવાર કબુલ કરીએ છતાંએ આપણી ભુલ છુપાવીને તે ભુલ નથી એમ જણાવવાનો મિથ્યા પ્રયત્ન કરીએ છીએ. અને પછી પોતાનાં મનમાં એમ કહીએ છીએ કે આમ ન કરીએ તો કેમ કરીએ ? એમ કર્યા વિના મારો છુટકોજ નહતો. ઘણું કરીને આ પ્રકાર પ્રેમની બાબતમાં બને છે. આપણે મિથ્યા આપણી સાથે તકરાર કરીએ છીએ, ને આપણાં મનને આપણે ઠગીએ છીએ ત્યારે આપણો વિવેક વિચાર પ્રેમના બોજા તળે દબાઇ જાયછે એટલે વિવેક બ-ચારાનું પ્રેમ આગળ પ્રાબલ્ય કાંઇ ચાલતું નથી.

પોતાના મનને શાંત કરવા અને સમાધાન કરવા ફ્રેડરીક બોલ્યો:

ફ્રેડરીક— એની બહેનને હવે જઇને હું માગીશ ને માણસના સહ-વાસથી દુર જંગલમાં જે ઝુંપડુંછે તેમાં રહી દુઃખમાં જીંદગી ગાળવા દઇ-શ નહી. તેને માટે હું એક નાનું ઘર લઇશ, જેને એક નાનો બગીચો હશે એને ગાયો ને બકરાં આપીશ. તે તેના મનને જેથી ખુસી ઉપજશે એવા સાધનો પુરાં પાડીશ. તેનીજ ઉમરની એક ચાકરડી એને માટે રાખીશ-જેના સહવાસમાં રહેવું એને ઠીક પડશે. એ ઘરમાં વૃદ્ધ બાઇ માર્ગારેટ સા-થે રહેશે ને તેને જેટલું સુખ જોઇશે તેમાં કશી રીતે મણા રાખવાનો ન-થી. કુદરતી રચના, ત્યાંના લોકો, ગાય ઢોરની સંભાળ લેવી—એથી તેણીના મનની ઉદ્વિગ્નતા નાશી પામશે વખતો વખત જઇને હું એની મુલાકાતે લઇશ ને તેને જેમ બને તેમ સુખમાં રાખીશ !

પણ ફ્રેડરીકના ધાર્યા તે કેમ સુખી થઇ શકે ! ના કદી નહી. એની બહેન કોઇ દીવસ સુખી થઇ શકે નહી ! લાખો ને કરોડો કે કે પાસે હોય

તો પણ ... બની ગયો તેનો બદલો મળી શકવાનો નથી. કારણ એની બહેન કાંઇ પારીસમાં ફજેતણી પામી ન હતી. તેનામાં જે મનની શાન્તિ છે તે જો એકવાર ગઇ તો હીરા, માણેક, મોતી, ગાડી, ઘોડા, બંગલા, બાગ, બગીચા હોય તો પણ મળવાની નથી. ને જો એક વખત વાંકું પડયો તો ગમે તેટલું સોનું ખર્ચો પણ તે વાંક નહી જેવો થવાનો નથી. થોડા મહીના અગાઉ ફ્રેડરીક આવા વિચાર કરી શકતે પણ તેની દુનિઆ હવે બદલાઇ. તે પારિસની દુનિઆમાં આવી રહેલો હતો તેથી તે એવું મનમાં ધારતો હતો કે એની બહેન એવો વીચાર નહી કરતી હશે. કારણ બીજાના મનમાં કેવું હશે તે આપણા મન ઉપરથી આપણે તર્ક કરી શકીએ છીએ.

કેટલાક દીવસ પર્યંત જુવાન વાઇકાઉંટને ડયુકગેં જે ઉપદેશ કર્યો હતો તેથી તેના મનમાં એની બહેનની મુર્તિ દેખાવા લાગી ને તેની તરફ-નાજ વિચારના વમળમાં પડયો. કાનસ્ટન્સના સહવાસમાં પણ તેના મનની ઉદ્વિગ્નતા જે જતી રહી હતી એમ માલમ પડતું તે વધારે દઢ થઇ. જ-નરલ સાહેબ ભત્રીજીને લઇને પારિસમાં રહેવા આવ્યા હતા. તેથી હવે તે કાનસ્ટન્સને દરરોજ મળી શકતો. પણ તેણીની પાસે જતાં તે મનમાં બીતો ને ધ્રુજતો. મેડેમ—ડી—વેલમંટ તેની રીતભાત જોઇને તેનું શું કારણ હશે તે સમક્ષ પુછી શકી નહી. પરંતુ તેણી તે તરફ નજર કરતી ત્યારે તેણીની ભુરી આંખો મનમાંનો વિચાર બતાવતી અને તેને શું દુઃખ હશે તે જા-ણવાને માટે આતુર હોય એમ જણાતું ને જાણે તે જાણવા માગતી હોય એમ લાગતું. એટલામાં એની બહેનને માટે ડયુકગેં જે વિનંતી કરી હ-તી, તેમાંથી મુક્ત થવાને માટે મુગી છોડીની પાસે જઇ તેણીના મનનું સમાધાન કરવાને માટે વિજીલ જવા ડયુકગને કહ્યું. પરંતુ તેણે જે આગ્રહ પુર્વક વિનંતી કરી તે ડયુકગેં માન્ય કીધી નહી.

ડયુ૦—મારાથી જવાવાનું નથી. હું એને એક વખત મળ્યો છું, એટલેજ બસ! મારાથી એનો શોકો પડી ગએલો ચહેરો જોવાનો નથી. હું હવે એને એક વખત જોઉં તો છ મહિના સુધી મને અન્ન ભાવે નહી, પ્રથમ મેં એને જોઇ ત્યારે દુઃખ શું છે તે હું જાણતો ન હતો! એ શીવાએ મારા જવાથી તેને સમાધાની મળવાની નથી. ને હું જે ક-હીશ તે મારૂં તે માનવાની નથી, કારણ મેં એક વખતે એને ફસાવી છે. હું ડાફેનીમાં જઉં તે વ્યર્થ છે ને મારા જવાથી તેની સ્થિતિ કાંઇ સુ-ધરવાની નથી.

વીજીલ જવાને માટે પ્રવાસ કરવાની તેણે જે ડ્યુકને વિનંતી કરી તેમાં ફાવી ન શકવાથી એક પખવાડીઆ સુધી ગેરહાજર રહેવાની રજા મંગવાને માટે પોતાના બાપને વિનંતી કરવાનો ફ્રેડરીકે મન સાથે ઠરાવ કીધો. પણ અંતે ઘણી મુશ્કેલીથી એ ઠરાવપર આવ્યો. તેના મનમાં જે દીલગીરી ફેલાઇ હતી તે ધૂર કરી રહી-મુગ્ધી ગરીબ છોડીની સુરતી તેની નજર આગળ આવીને દરરોજ ખડી થતી—ને તે ધારતો કે એની બહેન એકવાર મળશે તો જીવને શાન્તિ મળશે. થોડા દીવસ થયા કાઉંટ પોતાના પુત્રના ઉપર પ્રેમ રાખવા લાગ્યો હતો. કારણ પુત્ર ડફેનીમાં જ્યારે રહેતો હતો ત્યારે જે છોડીએ એનું મન ચોરી લીધું હતું તેને તે ભુલી ગયો હશે. એમ કાઉંટ ધાર્તો હતો. તે એમ પણ માનતો કે જનરલની ભત્રીજી સાથે મુલાકાત થયા પછી તે એની બહેનને વીસરી ગયો હશે. પારીસમા આવ્યા પછી કાઉંટે પુત્રની સાથે જે અબોલા રાખ્યા હતા તે હવે સમુળગા જતા રહ્યા હતા તેની એવી મરજી હતી કે પુત્રનું લગ્ન કાનસ્ટન્સ જોડે એકવાર થઇ જાય તો સારૂં. ને તેમ કરવામાં જનરલ સાહેબ કાંઇ ના કહેશે નહી. માટે જ્યારે પુત્રે પંદર દીવસની રજા બહાર ગામ જવાને માંગી ત્યારે કાઉંટને ઘણી નવાઇ લાગી, ભવાં ચઢી ગયાં-રીતભાત બદલાઇ ગઇ. બાપની આગળ જતાં ફ્રેડરીકને બીક લાગતી હતી. તે ઘણીજ આતુરતાથી જવાબ મળવાની વાટ જોતો ઉભો રહ્યો.

કાઉંટ—તુ ક્યાં જવા માંગે છે ?

ફ્રેડરીક પોતાની ગેર હાજરીનું કારણ કહેવા જતો હતો પણ તેના મોમાંથી શબ્દ નીકળ્યો નહી.

કાઉંટ—મારી આગળ બનાવટી વાત તારે કહેવી નહી. મને જુઠાણું અને ઠગાઇ ઉપર ઘણો તિરસ્કાર છે. તું પ્રવાસમાં ગયો હતો ત્યારે જે સ્ત્રીએ તને નીતીનાં માર્ગમાંથી ખસેડ્યો તે સ્ત્રીને મળવા જવા માંગે છે પણ હું જાણું છું કે એ સ્ત્રીને વીશે તેં ઘણાં મુર્ખાઇનાં કામ કીધાં છે. એટલું કબુલ કરવાને હું આનાકાની કરતો નથી કે મને આશા હતી કે તું એ સ્ત્રીને ભુલી ગયો હશે-હું નથી કહેતો કે તારા અંતઃકરણમાંથી એ ખસી હશે. કારણ આવી પ્રીતીની વાતોમાં અંતઃકરણનો કાંઇ સબંધ નથી.

ફ્રેડરીક—બાપાજી,—તેને તમે એક વખત જોઇ હોય તો—

કાઉંટ—ચુપ રહે ! એ જુવાન છોડીને પરણવાની વાત તું છેડી છે. કદાચ તારો વિચાર એમ હોય કે તેનો કાંઇ તેં અન્યાય કીધો હોય ! હું

એ બાઇને જાણુતો નથી. ને એમ પણ હોય કે મારા ધારવા કરતાં તું વધારે ગુન્હેગાર હોય !" કદાચ જે સ્ત્રીનું મન તેં લલચાવ્યું છે તે હાલમાં સગાંવહાલાંના મંડળમાંથી છુટી પડી હશે ને તેનું અપમાન થઇ દારિદ્રતામાં દીવસ નિર્ગમન કરતી હશે. જો પૈસાથીજ તું શુદ્ધ થવા માંગતો હોય અગર જે ગુન્હો કર્યો હોય તે જરા નરમાસપર લાવવા માંગતો હોય તો ખાતરી રાખજે કે મારાથી પૈસા એ બાબતમાં અપાશે તેટલા આપીશ. પણ એ કામ કરવાને તારા કરતાં હું વધારે યોગ્ય છું.

ફ્રેડરીક—( આશ્ચર્યતામાં ) કોણ તમે બાપા !

કાઉંટ—હા, હું પોતે. તે કામ મારાથી સારી રીતે થશે તેમ કરીશ. તારાથી પારીસ છોડીને હાલમાં જવાય એવું નથી. શિવાય, તારી હાજરીની અહીં ઘણીજ જરૂર છે. જનરલ સાહેબ પોતાની ભત્રિજીને એક કરનલ (લશકરી અમલદાર) જોડે પરણાવવાનો છે. ને કરનલ થોડા દીવસમાં અહિં આવશે ને તેમનાં લગ્ન પ્રસંગે તારે અહીં રહેવું પડશે.

ફ્રેડરીક—શું કાન્સ્ટન્સનું લગ્ન થવાનું છે બાપા ! ( તેના ચેહરાપર એકદમ ફેરફાર થતો જણાયો. અત્યાર સુધી ચેહરાપર જે ખિન્નતા પ્રસરેલી હતી તે જતી રહી અને આંખો મત્સરી ને ક્રોધયુક્ત થઇ ગઇ, તે એટલીબધી કે કોઇ સાધારણ માણસના પણ જોવામાં આવે. તેનો અવાજ બદલાઇ ગયો; બાપને ઉપલો પ્રશ્ન પુછતી વેળા ફ્રેડરીકે એવું જણાવ્યું કે પોતે એવા જવાબની વાટ જુએ છે કે જેથી એના જીવન અને મરણના નિશ્ચયનો નિકાલ આવી જાય.

કાઉંટ—હા. ( છોકરાનો ચેહરો ફરી ગયો છે તે ન જોવાનો ઢોંગ કરીને) જનરલ સાહેબે પોતાની ભત્રિજીનું કરનલ સાથે લગ્ન કરવાનો ઠરાવ કીધો છે. અને એવું બને તો તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી.

ફ્રેડરીક—અને તે કરનલ હવે જલદીથી આવનાર છે ? તમે એને ઓળખોછો ? શું તે દેખાવડો છે ? ને તમે જાણોછો કે મેડમ કાન્સ્ટન્સ એને ચાહે છે ?

કાઉંટ—ફ્રેડરીક, મેડમ કાનસ્ટન્સ મને એની છુપી વાતો કહેછે એમ તારાથી કાંઇ કહેવાય નહીં. જે મંડળમાં તેણી ફરેછે તેમાં તે કર્નલને મળીછે ને હું ધારૂંછું કે કર્નલ સત્તાવીસ અઠ્ઠાવીસ વર્ષની ઉમરનો હશે.

ફ્રેડરીક—શું તે સુસ્વરૂપ છે ?

કાઉંટ—સુસ્વરૂપ કે કુસ્વરૂપ હોય ! તરૂણ સ્ત્રીઓને માનવતો

પૂર મળ્યો કે બધું એ મળ્યું.

ફ્રેડરીક—ને લગ્નનું નકી થયું છે?

કાઉંટ—હા. નકી થયું છે એવું તો જણાય છે.

ફ્રેડરીક—મેડમ વેલમંટે મને એ વાત કહી નથી.

કાઉંટ—એવી વાતો ભણેલી ગણેલી સ્ત્રીઓ ક્વચિત બીજાને કહેછે.

ફ્રેડરીક—ઠીક ત્યારે-મારો કાંઇ પુછવાનો અધિકાર નથી—એટલે—હું નથી ધારતો કે—તેમજ હું ધારૂં છું કે—"

કાઉંટ—(નિઃકાળજીથી) મને લાગે છે કે જનરલે હજી એ વાત એની ભત્રીજી આગળ કાઢી નહીં હશે.

ફ્રેડરીક—ને મારે પારીસમાં રેહેવું પડશે તે આ લગ્નને માટેજ કે?

કાઉંટ—હાજ તો. જનરલ સાહેબને આખા જનમારામાં કેંપ અને બરાકોમાંજ રેહેવાની ટેવ છે તેથી લગ્ન પ્રસંગને માટે શી શી ચીજો જોઇશે તેની એને ખબર નથી. કેટલી બધી વસ્તુ હજી ખરીદ કરવાની છે? ને વળી ઘોડાગાડીઓ લેવાની છે. એ કામમાં તારી સલાહની જરૂર પડશે. કારણ જુવાન માણસ એ કામમાં—"

ફ્રેડરીક—(લાક્ષણીક ભાષામાં) જો એમ હશે તો હું એમ માની લઇશ કે જનરલ સાહેબ મને મોટું માન આપે છે. હું ખરેખર ગર્વ માનું છું કે જનરલ-ડી-વેલમંટ પોતાની ભત્રિજીનું લગ્ન કરવાના છે તે પ્રસંગે જે સાહિત્ય કરવું પડશે તેમાં મારી સલાહ લેવાના છે.

કાઉંટ—ફ્રેડરીક. હું તને ફરીથી કહું છું કે હું એવી ઇચ્છા રાખું છું કે તારે પારીસ છોડીને બહારગામ જવું નહી.

આ હુકમ કરવાની કાંઇ જરૂર નહતી. કાઉંટ પોતાના મિત્રની સાથે ખાનગી વાત કરવાના હેતુથી ચાલ્યો ગયો, ને બાપ ગયા પછી ઘણી વાર સુધી ફ્રેડરીક ઉંડા વિચારમાં પોતાની જગાએજ બેસી રહ્યો. ગરીબ બીચારી એની બહેન! તારી પ્રતિમા હાલમાં ફ્રેડરીકના મગજમાંથી ખસી ગઈ છે. ફીકો પડી ગએલો મનમાં ઉથલપાથલ થતી હતી, ને મહાશ્રમે કરી શ્વાસોચ્છાસ લેતો ફ્રેડરીક આખરે ઓરડામાં એવી રીતે ફરવા લાગ્યો કે જાણે તેના મનને મોટો આચકો લાગ્યો હોય ને તેથી તે વિહ્વળ થઇને ચેત ન પડતાં આમથી તેમ ફરવા લાગ્યો. તેની આંખમાં આંસુ આવ્યાં. જોરથી હાથપર હાથ માર્યો ને કપાળ કુટવા લાગ્યો. પાછી છાતી કુટી જાણે બધું સત્યાનાસ વળી ગયું હોયની? આવી સ્થિતિ

માં પડેલો હતો તે વેળા ડ્યુબર્ગની સ્વારી આવી પોહચી. ફ્રેડરીકે પોતાને ના પ્રિય મિત્રને એમ કહયું હતું કે પોતે વીજીસ ઉપડી જવાનો છે તેથી ડ્યુબર્ગ તેના નિકળવા અગાઉ તેને સલામ કરવા આવ્યો હતો.

ડ્યુ૦—ફ્રેડરીક–કેમ છે? શું સમાચાર છે? તને શું થયું! તારો ચેહેરો તો છેકજ બદલાઇ ગયો છે! ગાંડા માણસની પેઠે આમ તેમ ન દોડતાં તું મારી સાથે જરા વાત કરશે કે નહીં? ને હાથ આમ તેમ કેમ અફાળે છે?

ફ્રેડરીક—(ખુરસીપર બેસીને) એ વાતની કોને ખબર હતી? એ વાત કોણ જાણતું હતું—અરે! સ્ત્રી જાત! નફટ સ્ત્રી જાત!

ડ્યુ૦—સ્ત્રી, આ એ શું બકયા કરે છે? એ સાંભળીને મને કાંઇ થઈ આવે છે.

ફ્રેડરીક—આવો સારો ચેહરો–આવી સારી આંખો—ને આવો ખાસો સ્વભાવ તેમાં આવું છુપું કપટ! મને પ્રથમ કહેતું હતું કે તું બીજાની સાથે પરણવાની છે હું આવું ત્યારે મને ખાસું માન આપી મને જોઇને ખુશી થતી હતી તેં હવે આમ! એ ઘણુંજ દુષ્ટ કામ છે.

ડ્યુ૦—કામ તો કેવળજ ખરાબ છે પણ એ શબ્દ તું કોને માટે કહેછે?

ફ્રેડરીક—બીજા કોને માટે! મેડેમ–ડી-વેલમંટ માટે. આવી સુંદર ગુણીયલ કાનસ્ટન્સને માટે હું કહું છું.

ડ્યુબર્ગ—વાત ખરી, કાન્સ્ટન્સ તો એની બેહેનના જેવીજ છે. નહીં વારૂ?

ફ્રેડરીક—મારા વાહાલા મિત્ર. તું મારૂં કહ્યું માન કે જે શખસને હું ઓળખતો નથી એવા કરનલની સાથે તે પરણવાની છે. કદાચ તેણીની પ્રીતિ તેના પર છે. જેને મેં હજી જોયો નથી–અને તે થોડા દિવસમાં અહીં આવનાર છે.

ડ્યુબર્ગ—શું મેડેમ વેલમંટ પરણવાની છે?

ફ્રેડરીક—બેશક.

ડ્યુબર્ગ—તેનું લગ્ન થવાનું છે તેથી તું શું કરવા તપી ઉપર થાયછે? તું તો એને ચાહતો નથી. તું એને બેહેન જેવી ગણે છે. તેની સાથે કોઇ દિવસ તું પ્રેમનો શબ્દ પણ બોલ્યો નથી. તેને તું જાણે મિત્ર અથવા ભાઈ હોય તેમ છે. એ બધી વાત એક મહિના અગાઉ તેં મને કહી હતી તે તને સાંભરે છે કે નહી વારૂં?

ફ્રેડરીક—ના, હું એની સાથે પ્રેમ કરતો નથી. પણ હમે બન્ને સાથે બેસતાં હતાં ત્યારે તેણે મારાથી છાની વાત રાખવી જોઇતી ન હતી. જો છાની વાત ન હતી તો પછી મને કેમ કહી નહીં? હું એનો વિશ્વાસપાત્ર હતો.

ડયુબર્ગ—તું એને રોજ ગળતો હતો, નહી?

ફ્રેડરીક—મને એના લગનને વિશે જરા તો ચેતવણી આપવી હતી! એના મનમાં કે હું એ વાત બારોબાર જાણું તો સારૂં! અરે કાન્સ્ટન્સ! એવું તારે કરવું હતું એમ મારા જાણવામાં આવતે તો હું તારા શબ્દ ઉપર શામાટે આટલો ભરોંસો રાખતે? આખર તેં મારી સાથે કપટ રાખ્યું ને!

ડયુ૦—જ્યારે આમ છે તો ડાફ્નીની જંત્રાનો તારો વિચાર નથી શું?

ફ્રેડરીક, તું આંમ ગાંડો બનીને કયાં જાય છે?

ડયુબર્ગે પોતાના મિત્રને બોલાવ્યો. પણ ફ્રેડરીક ઓરડામાંથી બહાર જઇ હાફર ઝટ લેને કે ઉતરી, વીજળીની પેઠે જનરલને ઘેર ગયો.

ડયુબર્ગ પોતાને ઘેર પાછો જતો હતો તે વેળા બોલ્યો કે—"જી એને ઠગારી તરીકે કહેછે એ એનેજ શોભે. ગરીબ બીચારી એની બેહેન! તેને તું ઠગારી કહે છે? આવોજ તારો પ્રેમ કે? પ્રેમની તો મોટી વાતો કરતો હતો! એ બીચારીને અરણ્યમાં મુકી ચાલ્યો આવ્યો ને આખરે તેને ઠગારી કહેછે, તો તે ઠગ કે તું ઠગ. ઠગ કોણ? બેશક તુંજ મહા ઠગારો છે. "હું મારો પોષાખ બદલી જમવા જઇશ! કોણ જાણે કેમ છે, પણ જયાં હું હાલ જમું છું તે વીસીવાળાનું મારા માથાપર મોટું કરજ થયું છે. હજી તો ત્રણ માસે પુરા થયા નથી."

કાંઇપણ ઉદ્દેશ વિના ફ્રેડરીક જનરલને ઘેર ગયો ને શું બોલવું તેનો કાંઇ પણ અગાઉ વિચાર કીધા વગરે અગર ત્યાં જઇને કરવું ને બોલવું શું તેનો પણ ખ્યાલ ન કરતાં ઉતાવળો કાનસ્ટન્સને ઘેર ગયો. ઘરમાં જઇ- ઘરના ચાકરો નફરો ફરાતા હતા તેમનાં દેખતાં ઉપર જઇ કેટલાક ઓરડાઓ પસાર કરી જે ઓરડામાં કાનસ્ટન્સ બેઠી હતી ત્યાં આવી પહોંચ્યો. આ વખતે તેણી પીઆનો વગાડતા બેઠી હતી. હમેસની માફક તે શાંતીમાં હતી એવું જોયું ત્યારે સ્તબ્ધ થઇને બારણા આગળ ક્ષણેક ઉભો રહ્યો, ને એક પણ શબ્દ બોલ્યો નહીં. કોઇ ઓરડામાં આવે છે એમ જાણીને તેણીએ ઉંચું જોયું, ને ફ્રેડરીકનો અડગો દાબારંગી ચેહેરો જોઇને જયારે તેની આંખે આંખ મળી ત્યારે તેણીએ આ વિચિત્રપણું

જોઇને હાસ્યમુદ્રા કીધી.

કાનસ્ટન્સ—(અડધું હાસ્ય કરીને) કોણ તમે છોકે સાહેબ. ચાલો તમે આવ્યા એ ઠીક થયું ? તમે સારા સંગીતશાસ્ત્રજ્ઞ છો તેથી આ વાજું વગાડવામાં તમારે મને મદત આપવી જોઇએ.

ફ્રેડરીક કાંઇજ બોલ્યો નહીં પણ કાનસ્ટન્સને એકી ટસે જોવા લાગ્યો. તે આવા વિચિત્ર સ્વભાવનો માણસ છે એવું પ્રથમથી જાણુતીજ હતી ને વખતો વખત તેનું મન આવળીએ જતું એ પણ માહિતી હતી તેથી તેણીએ એવો વીચાર કીધો કે એ એની ટેવજ છે. પણ ફ્રેડરીક દુર ઉભોછે એવું જોઇને તેની તરફ જરા ગઇ ત્યારે તેનો ગુસ્સો ભરેલો દેખાવ જોઇને આશ્ચર્ય પામી.

કાનસ્ટન્સ—આજે તમે એમ કેમ કરો છો? ને આજે આવું રૂપ કેમ ધારણ કીધુંછે? શું થયું તે તો મને કહો ? (ધીમે અવાજે) તમારૂં મન આજે ઠેકાણે કેમ નથી?

ફ્રેડરીક—કાનસ્ટન્સ, મને કાંઇ થયું નથી. મને શું થવાનું હતું?

કાનસ્ટન્સ—(જાણે ઠપકો દેતી હોય તેમ) તમને શું દુઃખછે તે મને કોઇ દીવસ કેહેતા નથી એનું કારણ શું ? માહરા ઉપર તમારો વિશ્વાસ નથી કે શું ?

ફ્રેડરીકે એક ખુરસી ધીમે રહી ખેંચી તેના ઉપર કાનસ્ટન્સની પાસે જઇને બેઠો ને સહજ રીતે તેના મનમાં શું છે તે તેની આંખોમાં જોવા લાગ્યો. કોઇ દીવસ આ પ્રમાણે તે તેણીની સામું જોતો નહોતો પણ આજે આમ જોયું. તેથી કાનસ્ટન્સ શરમાઇ ગઇ. અને માથું નીચે નમાવ્યું.

ફ્રેડરીક-તહારા મનમાં શા વિચારો થાયછે તે હું જાણી જાઉં તેથી બીં કરે છે નહીં ? (લાક્ષણીક ભાષામાં પોતાનો ગુસ્સો દબાવા ખાતર.)

કનસ્ટન્સ—કોણ હું ! તમે શું બોલો છો તેની મને સમુળગી સમજણું પડતી નથી. તમે મારા મનના વિચારો જાણો તેમાં હું શા માટે ડરી જાઉં ?

ફ્રેડરીક—વાઃ શા માટે તારા વિચાર મારાથી છુપાવાનો પ્રયત્ન કરે છે? કાનસ્ટન્સ, હું સારી રીતે જાણુંછું કે તારા અંતઃકરણનો હું કાંઇ સ્વામી નથી.

કાનસ્ટન્સ—અરે પરમેશ્વર ! તમે મારા મનમાં ભય પેદા કરોછો! તમે હમેશાં મારી સાથે સ્વસ્થ ચિત્તથી વાત કરોછો ને આજે આમ કેમછે ? મનેતો કાંઇ વેહેમ આવેછે.

ફ્રેડરીક—તને વહેમ આવેછે ? અરે કાનસ્ટન્સ, તું બીજા શખ્સને ચાહેછે ને એમ છતાં તું મને પુછેછે કે મને શું થયું છે !

કાનસ્ટન્સને આ સાંભળી એટલો બધો અચંબો લાગ્યો કે તેનાથી જવાબ દેવાઇ શકાયો નહીં. આ વખતની અગાઉ ફ્રેડરીકે કોઇ દીવસ એનું ખ્રીસ્તી નામ દઇને બોલાવી નહોતી. અને "તું બીજા શખ્સને ચાહેછે" એ શબ્દનો અર્થ એણીએ એવો કીધો કે "તારે મારા પરજ પ્રીતી રાખવી." એ વાક્ય સાંભળીને કાનસ્ટન્સના અંતઃકરણમાં ખુશાલી પેદા થઇ. પછી તેણીનું અંતઃકરણ ધ્રુજવા લાગ્યું આંખનો ચળકાટ વધ્યો ને અવાજ વધારે નરમ પડયો, ને આખરે ફ્રેડરીકને કહ્યું—"હું બીજા શખ્સ ઉપર પ્રેમ કરૂંછું" એવો આરોપ મારા ઉપર શા માટે તમે મુકોછો ? ફ્રેડરીક, એ વાતનો ખુલાસો મારા આગળ મુકી દે. તું શું કહેવા માંગેછે તે હું જાણી શકતી નથી !

એ પ્રેમાસ્ત્રીને એક વાતની ખબર હતી ને તે એ કે કાનસ્ટન્સ બીજા શખસ ઉપર પ્રેમ કરેછે એવી વાત ફ્રેડરીકના મોંઢામાંથી કદી નીકળે નહીં. ને તેનો અર્થ એમ સમજતી હતી કે ફ્રેડરીક તેણીને પૂર્ણ રીતે ચાહેછે. આ પ્રમાણે બોલવાની અગાઉ તેણીને આશા હતી કે તેણીના બોલવાથી ફ્રેડરીકના મનમાં પ્રેમોદ્દભવ થશે; પણ અત્યાર સુધી ફ્રેડરીકના મોંઢામાંથી ફ્રેડરીક એને ખરેખર ચાહેછે અને પ્રેમનાં કસમ લીધા હોય એવો એકે શબ્દ નીકળ્યો નહીં. તેના ઉપર ફ્રેડરીનું મન હતું તે જાણ્યા પછી પણ તેના મનમાં એમ હતું કે એક વખતે ફ્રેડરીક "હું તને મારા જીગરથી ચાહું છું" એવું કસમ ઉપર કહે. પણ ફ્રેડરીકના મોંઢામાંથી એ ખાત્રી લાયક શબ્દ હજી નીકળ્યા ન હતા પણ અંતઃકરણમાં એ જાણે મહા વિલાપ કરતો હોય એવું જણાતું.

કાનસ્ટન્સ—તમારી આજે મારી સાથે બોલવાની મરજી છે ! આ પ્રમાણે તમે ગભરાટમાં પડેલા દેખાઓછો એનું કારણ શું ! તમારો ઠપકો મારે સાંભળવો પડે એવું કાંઈ કૃત્ય મારાથી થઇ ગયું હોય તો હું આપની પાસે ક્ષમા માગું છું. મહેરબાની કરીને મને સંશયમાં ન નાખતાં ખરૂં શું છે તે કહી દો.

જનરલની ભત્રીજીના બોલવામાં એવીતો નરમાશ, સભ્યતા, માયાળુપણું ને પ્રેમ દેખાતાં હતાં કે ફ્રેડરીકે પોતાની ખાત્રી કરી લેવા સારૂ તેનીના મોં તરફ ફરીને તાકી જોયું. ને માલમ પડયું કે કાનસ્ટન્સ જે શબ્દ બોલે છે તેજ તેના અંતઃકરણમાં છે. અંદર કાંઇ ને બહાર જુદું એમાંનું કાનસ્ટ-

ન્સમાં કાંઇ જણાતું નથી. કારણ તેણીના અંતઃકરણના ફુંવારા (આંખો) માંથી પ્રેમના દેશી ઘુટડા પીવા લાગ્યો. ને પછી એકદમ બોલ્યો "અરે! હુ કેવો દુર્ભાગ્યવાન છું!

કાનસ્ટન્સ—ફ્રેડરીક, તું પોતાને અભાગી કેમ કહેછે?

ફ્રેડરીક—તું પરણવાની છે માટે.

કાનસ્ટન્સ—તારા મોંઢામાંથીજ આ વાકય પ્રથમ હુ સાંભળું છું.

ફ્રેડરીક—મેડેમ કાનસ્ટન્સ, એ બાબત મારાથી તુ છુપી ન રાખ. મને બધી વાતની ખબર પડીછે. તારો સ્વામી થોડા દીવસમાં આવનારછે, તે વળી તે એક લસ્કરી અમલદાર કર્નલની પદવીએ છે, ને તે તારૂં અંતઃકરણ તેને આપી દીધું છે.

કાનસ્ટન્સ—એ તું શું કહેછે? (આશ્ચર્યતામાં) કોણ, હું કર્નલને ચાહુ છું; તું કાંઇ મારી મશકરી તો કરતો નથી ને? પણ તે કર્નલનું નામ શું?

ફ્રેડરીક—તેનું નામ મને પુછે છે? અરે! તેનું નામ પુછવાને હું ભુલી ગયો. છતાં તેનું નામ તુંજ મને કહે, જો તું તેનું નામ ન જાણવાનુ ઢોંગ કરતી નહીં હોયતો.

કાનસ્ટન્સ—મારા કાકાને ત્યાં જેટલા લોકો આવેછે તેમાં કર્નલો ઘણા છે.

ફ્રેડરીક—હવે તારાથી ના કબુલ નહીં જવાશે!

કાનસ્ટન્સ—મારા લાર્ડ, હું પરણવાની છું એવું તમને કોણે કહ્યું?

ફ્રેડરીક—જેને એ વિશેની ખબરછે તેણે. એ વાત મારા બાપે કહી ને તેને તારા કાકાએ કહી હતી.

કાનસ્ટન્સ—કોણે મારા કાકાએ કહી? હું એ માનું નહી તો.

ફ્રેડરીક—તુ જાણે એ વાત જાણતી નથીએવુ મારી આગળ ઢોંગ કરેછે. પણ તારા સ્વામીની રાહ તુ આતુરતાથી જુએછે, ખરૂં કે નહીં?

કાનસ્ટન્સે થોડી વાર લગી વિચાર કીધો. ને જેટલે નીચે સ્વરે બોલાય તેમ બોલી. મોનશર ડી-મોંટ્રેવીલ—તું જે હમણા બોલ્યો તે બધું સાંભળીને મને ઘણો અચંબો પેદા થાય છે પણ હુ પરણવાની છું એમ કદાચ માનીએ તો પણ તેથી તને એવું શું? હુ તો એમ ધારૂં છું કે એમ કદાચ બને તો તારે એ બાબતની સાથે શું લેવાદેવા છે?

ફ્રેડરીક—તું એમ ધારે છે કે મારે એ વાતની સાથે કાંઇ લાગતુ વળગતુ નથી? વાત તો ખાસી મજેની. મારો કાંઇજ સબંધ નથી. એટલે તુ પરણે કે ન પરણે તોએ.

કાનસ્ટન્સ—મારા ભાઈ, તો તમે શા માટે આટલા બધા સવાલ મને પુછો છો ?

ફ્રેડરીક—શામાટે ! અરે ! કાનસ્ટન્સ-તું હવે પરણવાની છે ને એ કર્નલ ઉપર તું પ્રેમ રાખેછે તેથી.

કાનસ્ટન્સ—અને જો હું એની સાથે પ્રીતી કરૂં છું કે બીજા કોઇની સાથે પ્રીતી કરતી હોઉં તેમાં તારૂં શું ગયું ?

કાનસ્ટન્સના મનમાં ફ્રેડરીકની આપણાપર ખરેખર કેટલી પ્રીતીછે તે ની પરીક્ષા લેવા માટે આટલીવાર પ્રશ્નોત્તર માગા ચાલી. તેમજ તેની કને થી પ્રેમના સોગન લેવડાવવા માટે આટલા બધા આંટા લીધા. ફ્રેડરીકથી બો લ્યા વિના રહેવાયું નહીં કારણ તેના મનમાં પ્રેમની વાત છુપી રહી શકી નહી.

ફ્રેડરીક—હા હું તને ચાહું છું, હું તારી ઉપર મોહી પડયો છું ને તું બીજાની સાથે પરણુશે તો હું મારો પ્રાણ ગુમાવીશ !

કાનસ્ટન્સ—(મનમાં) એ મારાપર પ્રીતિ રાખેછે ! ઠીક થયું.

(મોટેથી) મારૂં મોટું નસીબ કે આખરે તારી પાસેથી ખરૂં શું છે તે હું જા- ણવા પામી. મેં ધાર્યું કે તું કદી એ વાત મારી આગળ કાઢનાર નથી. એમ કહી સુંદર સ્ત્રીએ પોતાનો હાથ પોતાના પ્રિયના હાથમાં મુકયો એટલે ફ્રેડરીક ઘુંટણાએ પડી તેના હાથ પર બચીઓ દેવા લાગ્યો. એટલે કાનસ્ટન્સે તેને મનોમય શબ્દોમાં કહ્યું "ફ્રેડરીક, તું જેવી મારા પર પ્રિતી કરેછે તેવી હું તારા ઉપર કરૂંછુ ને તારા શીવાએ બીજા ઉપર હું કદી પ્રિતી કરનાર નથી તેં શા માટે મને જણાવવાની ઉતાવળ ન કરી? તારા પ્રેમવચનથી હું ઘણી ખુશી થઈ છું ને તે પ્રેમ વચનને માટે આ ટલી વાર પર્યંત હું રાહ જોતી હતી. મારો કાકો મને ચાહે છે ને મારા મનની વીરૂદ્ધ કાંઇ પણ આચરણ કરવાનો નથી. જો મારૂં લગ્ન કરવાનો એનો ઇરાદો હોય ને જો કે એ વિશે વાત કરતાં મેં એને કોઇ વખત સાં- ભળ્યો નથી તો એનો ઇરાદો છોડી દેવાને કહીશ. કારણ તારા શીવાએ બી જાને વરવા હું મુદ્દલ ચાહતી નથી. મારૂં અંતઃકરણ મેં તને આપી દીધું છે ને તેનો તું હવેથી સ્વામી છે. મારો હસ્ત મેળાપ કરવાને તું ભા- ગ્ય શાળી થશે. મને ખાત્રીછે કે એ વાતની મારા કાકા ના નહી કહે. કાર ણ ફ્રેડરીક, તે તને ચાહેછે; તને કાણ નહી ચાય ? તને શું દુઃખ હોય તે મારાથી તું છુપાવેછે એ ખોટું કરેછે. તારી છુપી વાત હોય તે મને સુખેથી કહે. ઘણા વખતના પરીચયથી તારા અંતઃકરણમાં શું છે તે હું થોડું ઘણું

જાણવા પામીછું, ત્યારે મારા અંતઃકરણની વાતો તું નહીં જાણી શકે!

ફ્રેડરીક પ્રેમ વચન શિવાય બીજુ કાંઇ પણ બોલ્યો નહી. તેનું માથું ફરી ગયું કાનસ્ટન્સના પ્રેમ વચનથી તેનું ચિત્ત ભ્રમીત થઇ ગયું. અને તેનું મન શાંત કરવાનો કાન્ટન્સે જ્યારે ઘણો પ્રયત્ન કીધો ત્યારે જરા નરમ પડયું. બન્ને જણ બાગની અગાસી ઉપર જઇને બેસવામાટે ચાલ્યા. ને ત્યાં ફ્રેડરીકે આનંદથી હર્ષ ઘેલો થઇ તેના પગ ઉપર પડી તેના આગળ પોતાના અંતઃકરણની આહુતી આપી. તેણી શરમાઇ અને તે આહુતીનો સ્વીકાર કીધો. તારા શિવાએ હું હવે બીજા માણસ ઉપર પ્રેમ કરવાની નથી એવું વચન લીધું ત્યારે બન્ને જણ છુટાં પડયાં. ફ્રેડરીક જ્યારે એ મકાનમાં જે સ્થિતીમાં આવ્યો હતો તે કરતાં જુદીજ સ્થિતીમાં આવી મકાનમાંથી બહાર નીકળ્યો. કાન્સટન્સ એનાપર પ્રેમ કરેછે એથી પુરાઇ જન્નને તેની ખાત્રી જ્યારે થઇ ત્યારે એક ક્ષણ માત્રમાં તેના પુર્વના બધા વિચાર ફેરવાઇ ગયા ને આનંદની લેરમાં એની બેહેનનું વિસ્મરણ થયું. આગળ જે દુઃખ થયું હતું તે બધું ભુલી ગયો; વળી માંદા માણસને પુષ્કળ તાવ ચઢયો હોયછે ત્યારે તાવની અસરમાં જસ પણ શરીરની પીડા એને જણાતી નથી તેમ કાનસ્ટન્સના પ્રેમનો તાવ ફ્રેડરીકને ચઢયો ત્યારે તેની ગરમીથી એની બેહેનનું સ્મરણ થંડુ પડી ઓલવાઇ ગયું. શાબાસ. એવું જ્યારે બન્યું ત્યારે તે બોલવા લાગ્યો "ડયુબર્ગ તારૂ કહેવું ખરૂં હતું. હું કાન્સટન્સને ચાહું છું—હું તેનો પ્રીતીપાત્ર બન્યો છું! હવેથી એ એકલી ઉપરજ હું પ્રેમ કરીશ!

આ વાત થયાને બે દીવસ વહી ગયા પછી કાનસ્ટન્સને છોડીને ફ્રેડરીક કયે જવાનો નથી એવી ખાતરી થઇ, એટલે કાઉંટ સાહેબ ડાફની જવા પ્રવાસ કરવાની ગાડીમાં બેસી એક નોકર તથા ઘોડાવાળાને લઇને નીકળી પડયા.

---

## ભાગ ૨૦ મો

---

આપણે હવે એની બેહેન તરફ વળીએ. એને આપણે ફ્રેડરીકના આવવાની રાહ જોતી મુકી હતી, હાલ પણ તે કેમ હજી આવતો નથી તેની વાટ જોતી બેડીછે, આ વેળા ઝાડ ઉપર એક પણ લીલુ પાદડું હતું નહી. ખેતરો પણ પોતાની લીલોતરીથી આંખને આનંદ આપતા ન હતા. ઘાસ પણ

ખીણુમાં મરી ગયા જેવું થયું હતું ને નદી ઉપરના ઝાડો સુકાઇને લાકડાં જેવાં થયાં હતાં. જે ઝાડના પાંદડાંઓ થોડા દીવસ પૂર્વે ખેડુતને છાયા આપતા હતા ને બાગને શોભા આપતા હતા તે પાંદડાં હાલ જમીનપર પડી ખેડુતના પગ નીચે છુંદાઇ જતાં હતાં. જે ઉનાળાના સુકા દીવસોમાં મખમલના જેવી ઘાસની જમીનપર ખેડુત સ્ત્રિઆંની સેના બેસતા હતા તે ઘાસની જમીનનું સીયાળાની શરૂઆત થવાથી લીલુ ઘાસ સુકાઇને નાશ પામ્યું હતું, ને આ પ્રમાણે દરેક પદાર્થ નાશ અને પુનરજીવનના કાયદાને તાબે થતા હતા. હમણાં જે પાંદડાં ખરી પડયાં છે તેને ઠેકાણે કુમળાં પાંદડાં નવાં ફુટી નીકળશે ને જે પાંદડાં માણસના પગનીચે કચડાઇ જાયછે તે માણસનો પણ કોઇ દીવસે માટી થઇ નાશ થવાનો, ને તે માટીમાંથી હજારો પ્રાણી ઉત્પન થશે. માણસ જાતનુ જીવન પાંદડાંનાં જીવન કરતાં વધારે લાંબુ હોવાથી તે પોતાને ઘણું મહત્વ આપી પોતાને મોટો ગણે છે; પણ જ્યારે હજારો વર્ષ પછી જે તત્વોના માણસ બને છે તે તત્વોની રાખ થઇ હવામાં તેનો દરેક રજકણ ઉડી જાય છે ત્યારે એની પાછળ બાકી શું રહે છે ? માત્ર જે લીલાં પાંદડાં જમીનપર રહી ગયા હોય છે તે હવાના જોરથી આમ તેમ ઉડતા કરે છે એટલુંજ માત્ર.

વર્ષાઋતુના દીવસોમાં માણસના મનમાં ગમાની ઉત્પન થાયછે, વિચાર સંકલના ચાલુ રહેછે, તર્ક કરવાને ઉત્તેજન મળેછે ને સમાગમથી દુર જવાનું મન થાયછે એટલે નિવૃત્તિ તરફ મન ખેંચાયછે. આ પ્રમાણે જે માણસોના મન રાત દીવસ વ્યાપાર અથવા દ્રવ્યની લાલસાના વમળમાં ડુબેલા રહેછે તેમના મનની સ્થિતી હોતી નથી પરંતુ જે ગામડાના લોકો બીચારા સૃષ્ટીમાં જે અવનવા ફેરફાર થતા જાયછે તે ઉપર દરરોજ વિચાર ચલાવવાને જેમને પુષ્કળ અવકાશ મળેછે તેમના મનની એવી સ્થિતિ થાયછે. જંગલમાં ઝાડો થંડીને લીધે વસંતઋતુના મરણનો જાણે શોક કરતા ન હોય તેમ કાળા અને કંગાલ થઇ ગએલા જોઇને તેમની વૃત્તિ એવી બની જાયછે. જે વૃક્ષની છાયા નીચે ગ્રીષ્મરૂતુમાં ઉષ્ણતાથી શરીરને બચાવવા આરામ લેવાતો હતો તેજ વૃક્ષ ઉપર આજે એક પણ પાંદડું ન છતાં માત્ર તેના ડાળાં પાંખડાં સુકાઇને શુષ્ક થઈ ગએલાં નજરે પડેછે. એક પણ પાંદડું નજરે ન પડવાથી આખું જંગલ વેરાન ને ઉજ્જડ દેખાય છે. અને સૂર્ય નારાયણના કિરણ નીચાણના ભાગમાં આવેલી ખીણોમાં પણ પ્રવેશ કરેછે. પરંતુ એવો પ્રકાશ આવવાને લીધે એની સુ-

સ્તામાં વધારો ન થતાં ઉલટી તેની સુંદરતા હરણ કરી લેછે. અને જો ભાગપર બન્ને તરફ ઉગેલાં મોટાં મોટાં વૃક્ષોથી દીવસે અંધઃકાર વ્યાપે છે ને તેની ઘટામાં એક પણ ચલીયું ઉડતું જણાતું નથી એવી વૃક્ષની ઘટામાં પોતાના પ્રિય પાત્ર માણસોની સાથે ફરતાં હોઇએ તો કેવું આનન્દદાયક લાગેછે.

ગરીબ બીચારી એની બેહેન ઋતુનાફેરફાર જોયા કરતી, કારણ ફ્રેડ-રીક કેટલા બધા દીવસ થઈ ગયા જતો રહ્યો છે તેથી દીવસ મોટા લાગતા. તેનાથી હવે દીવસ ગણાતા ન હતા. કારણ તેનાથી ગણાય તેના કરતાં વધારે દીવસ વીતી ગયા હતા. એટલું છતાં તેના મનમાંની આશા કાંઇ જતી રહી ન હતી. પોતાનો પ્રિય પોતાને છોડી ગયો એમ એનું મન માની શકતું ન હતું; પણ જ્યારે એના મનમાં એમ આવતું કે વખતે ફ્રેડરીક મરણ પામ્યો હશે ત્યારેજ તેના મનમાં કેવળ નિરાશા ઉત્પન્ન થતી. જ્યારે એવા વિચાર જડ ઘાલી એના મનમાં બેસતા હતા ત્યારે આ જીંદગી નકામી લાગતી. ફ્રેડરીકને ફરીથી એક વખત મળવાની આશા વગર તે દુનિઆમાં જીવી શકે ? જીંદગીના દુઃખને છેલી સલામ કરવા માટે ઘણીએ પ્રયત્ન કરવાનું મન થતું, પણ શું કરે? થોડા દીવસ પછી તે માતા થવાની હતી ને તેથી તેનો જીવ દુનિઆમાં ગુંથાઇ રહ્યો હતો કોઇ ગુપ્ત અવાજ એમ કહેતો કે " તારે બચ્ચાને માટે જીવવું જોઇએ "

ઘણા દીવસ થયા બીચારી મુગી છોડી ગામમાં ગઇ ન હતી. એક ખેડુત જે દરરોજ જંગલમાંથી જતો હતો તે હમેશાં ઝાડની તળે ઝુંપ-ડીમાં રહેનારાઓ માટે જેટલા જોઇએ તેટલા રોટલા મુકી જતો ને તેના બદલામાં તેને ત્યાંથી દુધનું ભરેલું વાસણ મળતું રોટલો દુધ ને ઇંડા એ ડેમ માર્ગારેટ અને એની બહેનનો સીયાળાના દીવસોમાં ખોરાક હતો. મુગી છોડી જમ્યા પછી ડોસીને જે કાંઇ જોઇએ તે આપીને પોતાનાં બકરાં ડુંગર ઉપર ચારવા લઇ જતી, ને એક નામના ઝાડ તળે બેસતી, ટાહાડ ઘણી સખત પડવા લાગી હતી. છતાં ગરીબ છોડી એ જગાએ ગયા વીના એક પણ દિવસ રહી નહી. અંગ ઉપર એક જુનો ઉનનો કામળો ઓઢી તહાડનું નિવારણ કરતી ને બરફની થંડીથી ભાગ્યેજ એનું રક્ષણ થવાને એક કામળ પુરી પડતી. બકરાંઓને ડુંગરપર ઘાસ ચારો ન મળવાથી તેઓ એની બહેનના પગ આગળ ટુંટીયું વાળીને બેસી રહેતા, અરેરે !

ગરીબ બીચારી માબાપ વગરની છોડી ! તેના હાથ પગ તાડથી ઠુંઠવાઈ જઈ તેણીનું ચીત્ર દરિદ્રતા અને દુઃખરૂપ માલમ પડતું !

વારે વારે બરફના મોટા મોટા કટકા જમીનપર પડતા તેથી તેના શરીરપર સફેત રજકણ એટલા બધા ચોંટી જતા કે તેણીના અંગનો કોઇ પણ ભાગ બરફથી ઢંકાયા વિના રહેતો નહી. ડુંગરપરથી જનાર પ્રવાસીને ગરીબ છોડીનું માત્ર માથું જણાતું, કારણ તેણી ચીનોબલ તરફ જનારા રસ્તા ઉપર હમેશાં જોયા કરતી. સખત તાડથી તેણીના દાંત કક- ડવા લાગ્યા. શરીર બેહેર મારી ગયું. ને નખથી માથા સુધી ધ્રુજવા માંડી. એટલું છતાં તેના મનને તાડનો હીસાબ ન હતો. માત્ર એકજ બાબતનો વિચાર કરવામાં તેણીનું મન લાગેલું હતું ને તેણીના મનને જે દુઃખ થતું હતું તેથી તે શરીરના દુઃખને ગણતી નહી. રાત પડવાથી ને અંધારૂં થવાથી રસ્તો જણાતો નહી ત્યારે તે ઉઠીને આજુ બાજુ નજર કરીને જોતી ત્યારે બરફથી પોતે ઢંકાઇ ગઇ છે એવું માલમ પડતું. કામળો લઇ ચેરા ઉપર હાથ ફેરવી ડુંગર ઉપરથી નીચે ઉતરતી. પછી ઝુંપડીમાં જઈ ડેમ માર- ગારેટની સાથે થોડી ઘણી નીશાનીથી વાતો કરીને ખાટલીમાં સુઇ જતી. પણ તે ખાટલીમાં એને ઉંઘ આવતી નહી અગર સારાં સ્વપ્નાં પણ આ- વતાં નહી. ઘણા દીવસ થયા ઉંઘ જતી રહેવાથી તેને જરાએ ચેન પડતું નહી. તેની આંખ આગળ તેના પ્રિયતમની પ્રતિમા ખડી રહેતી ! તેના દુઃખનું બયાન કરવાને કોઇ સખી પાસે હોત તો તેણીનું દુઃખ ઓછું થાત. તેને વાચાશક્તિ હોત તો તેણી ફ્રેડરીકને બુમો પાડતે ને એમ માનતે કે એના શબ્દ ફ્રેડરીકના કાનમાં જઇ પડે. ગરીબ બાપડી છોડી ! એક ઘણુંજ કીમતી અંગ પરમેશ્વરે એણીને આપ્યું ન હતું. તેના નસી- બમાં આંસુંજ હતાં. હમેશ આંસુડા ! આંસુડાં શીવાએ જોની પાસે કાંઇ ન હતું.

તેણીને માલમ પડયું કે મારગારેટ ડોસીની તબીયત દીવસે દીવસ બગડતી ચાલી. ઘણા દીવસ થયા તેણી ઝુંપડીની બહાર નીકળી શકતી ન હતી. ને ઘણે શ્રમે તેણી ખુરશી ઉપરથી ખાટલીમાં ને ખાટલી ઉપરથી ખુરશી ઉપર જઇ શકતી. આ વખતે ડેમ મારગારેટની ઉમર ૭૩ વર્ષની હતી. યુવાવસ્થામાં તેણી ચંચળ અને મહેનતુ હતી, ને ઘડપણમાં શાંત હતી. માત્ર વૃદ્ધાપકાળને લીધે તેણીનું કૌવત નરમ પડતું આવ્યું. જેમ દીવો ઓલવાતી વખતે વધારે પ્રકાશ આપી પછી એકદમ બુઝાઇ

જાય છે તેમ તેના શરીરની દીવેટ પ્રકાશમાં પ્રદીપ્ત હતી પણ ઘણી તે- જોગય ન હતી, તે છતાં પણ એનાથી બનતું હતું તેટલું કરી છુટતી. એ- ટલુંજ ઘણું હતું.

તેણીને માટે ઇશ્વરે જે વખત નિર્માણ કરી મુકયો હતો તે પાસે આવતો હતો. ને મારગારેટ બીજો ઉનાળો આવે ત્યાં સુધી ટકે એવું લા- ગતું ન હતું. એની બહેનનું બેરૂડું લક્ષ તેની તરફ લાગ્યું અને પ્રેમી છોડીએ જોયું કે મારગારેટની બુદ્ધિ લગભગ જતી રહી તેથી તેણીએ તેની પાસે રહેવા માટે દરરોજ ડુંગર ઉપર જવાનું છોડી દીધું. એથી વધારે બીચારી શું કરી શકે ? અને બધી મારગારેટ બાઇ તેણીનું હેત અને મા- તૃવત્ ભક્તિ જોઇને, ફરી લીયેશી છોડીને જોઇને હસતી, ને તેણીનું નામ દઇને બોલાવતી. એટલુંજ એની મંદ પડેલી વિચારશક્તિ સંભારીને કરી શકતી. પણ એક દીવસે સવારમાં રોજના નિયમ પ્રમાણે આખી રાત કેમ મારગારેટને સારી ઉંઘ આવી છે કે નહી તે જોવા તેણીની પથારી પાસે ગઈ ત્યારે તે વૃદ્ધ બાઇ અવાચક પડી રહી હતી. તેમ છોડીને આવતાં જોઇ પોતાનો હાથ પણ લાંબો કીધો નહી ! તેણી બોલતી નથી એવું જોઇને એની બહેન ગભરાટમાં પડી અને પોતાની માતા આગળ જઇ તેણીનો હાથ ઝાલ્યો. પણ તે હાથ થંડો પડી જઇ હાલવા પણ પામ્યો નહી. એની બહેને તેણીનો હાથ પોતાના હાથમાં ઝાલી તેને ગરમાટો આ- પવાનો ઘણોએ પ્રયત્ન કીધો પણ સઘળું વ્યર્થ. તેણીએ ડોસીના કપાળ ઉપર ચુંબન દીધું પણ ડોસીના હોઠ હાલ્યા નહીં, ડોસી તો રામ સરણ થઇ ગઇ હતી પણ તે યુવાન છોડી ગભરાઇને બીછાનાની કોરે ઉભી રહી. પોતાના નાનપણમાં જે હાથે તેણીના મુખમાં કોળીઓ મુકી તેણીનું રક્ષણ કીધું હતું તે વૃદ્ધ બાઇના હાથ પગ વગેરે અવયવો નિહાળી જોવા લાગી. વૃદ્ધ ડોસી હાલમાં તેણીની એકલીજ સાથી હતી તે પણ છોડીને ચાલી ગઇ ! પરમેશ્વરે ડોસીને ઉઠાવી લીધી ! મારગારેટ જાણે ઉંઘતી હોય એવું જણાતું. જે વેળાએ તેણીનો આત્મા શરીરમાંથી છુટો પડી પોતાના ન્યાયા- સન આગળ હાજર થવા ગયો તે વેળા તેનું મન શાંત હોવાથી તેના ચ- હેરા ઉપર ગંભીરતા છવાઈ હતી. એની બહેન બીછાનાની બાજુએ ઉભી રહી મુડદા ઉપર વાંકી વળી, મરણની પથારીથી વેગળી ગઈ નહી. તેણીએ કાંઇ બરાડા પાડયા નહીં પણ મનમાં શાંતિ રાખી; છતાં એના મનમાં જે

દુઃખ થતું હતું તે કાંઇ ઓછું ન હતું. આંખમાં આંસુ જો કે ન આવ્યા જતાં તેણીની મુખમુદ્રા એવી દયાર્દ્ર જણાઇ કે તેને જોતાની સાથે જોનારનું હૃદય ચીરાઇ ગયા વિના રહે નહિ.

મરી ગએલી મારગારેટના મુડદાં આગળ બેસીને એની બહેને દીવસ પસાર કીધો. પણ મહા મુશ્કેલીએ ત્યાંથી ઉઠી. મુડદાની શી રીતે આખરની વ્યવસ્થા કરવી, તેને કેવી રીતે અવલ મંજલ પુગાડી દેવું તેની એની બહેનને માહીતી ન હતી; પરંતુ તેણીને એ ગામમાં મદત આપનાર કોઇ ન હતું તેમ તેણીને કહેનાર કોઇ રહ્યું ન હતું. માટે ગામમાં જઇને પુછવાની અને મદત મેળવવાની જરૂર પડી. પછી ઝુંપડીમાંથી બહાર નીસરી જંગલ પસાર કરી વીજીલની ખીણુમાં ગઇ. રસ્તે જતાં રીત પ્રમાણે ગામમાં જે ખેડુતની છોકરીઓ મળતી તેમને નમીને સલામ કરતી; પણ તે છોકરીઓ સલામ ન વાળતાં મોઢું ફેરવી નાંખતી અગર તેની તરફ તિરસ્કાર ભરેલી નજરે જોતી. એની બહેન રસ્તામાં મળે તો બે સુખ દુઃખના શબ્દ કહેવાની ચાલ હતી તે પ્રમાણે ન કરતાં તેની સાથે સમાગમમાં ન આવવાનો યત્ન કરતી. વીજીલના યુવાન પુરૂષો તેણીની તરફ વાંકી નજરથી જોતા, પોત પોતાનામાં હસતા, ને એની બહેન તરફ આંગળી બતાવતા. પરંતુ જે લોકો પ્રથમ તેણીના ઉપર દયા ખાતા અને તેણીને સારૂં લાગે એવા શબ્દ બોલતા તે લોકો તરફ એની બહેન મદત ને માટે જોતી ત્યારે તેઓ મોઢું ફેરવી ચાલતા થતા.

એની બહેન મનમાં વિચાર કરવા લાગી કે આ પ્રમાણે થવાનું કારણ શું! દરેક જણ જાણે મારૂં મોઢું જોવા માંગતો નથી એવું નજરે આવે છે! એનું કારણ હું પહેલાં કરતાં વધારે દુઃખી છું—હવે મારી મા મરી ગઈ છે—અને બીજુ કારણ એ કે ફ્રેડરીકે મારો ત્યાગ કીધો છે.

પારકા માણસની સાથે અઘટિત રીતે પ્રેમમાં પડવું—જેને જગત એક પાપ જેવું ગણેછે ને જે પ્રેમને માટે તેણી મગરૂબી રાખતી હતી તેને ખેડુત એટલે ગામડાના લોકો શરમનું કારણ સમજેછે એવું એની બહેનના જાણવામાં ન હતું.શહેરના લોકો કરતાં એ બાબતમાં ગામડાના લોકોને વધારે લાગણી હોય છે. તેઓ પવિત્ર સ્ત્રિઓને વધારે ચાહે છે પણ અનીતિમાન સ્ત્રીઓને ધીકારનીજ નજરે જુએ છે. એનું કારણ એ છે કે ગામડાના બીચારા સાદા લોકો પવિત્રતાને પોતાના ખજાનારૂપ ગણે છે એટલે કીમતી સમજે છે. તેમાં વીજીલના લોકો એ બાબતમાં ઘણા ચોકસ રહેતા; જે છોકરી ની-

તીના માર્ગમાંથી આડે માર્ગે જતી રહી હોય તેને જ્યાં સુધી અનીતીના આડે માર્ગે દોરી લઇ જનાર આવીને પરમેશ્વરની સમક્ષ તેનો બદલો આપે નહીં ત્યાં સુધી તે છોકરી ઉપર દુનિઆ ધીક્કારની નજરે જુએ છે. જે છોડી જંગલમાં રેહેવાથી દુનિયાની રીતભાતથી બીન માહીતગાર છે અને મન જે રસ્તે દોરી લઇ જાય તે રસ્તે તેને તાબે થઇ ચાલ્યા જવું એ એક પ્રકારનો ગુન્હો છે એવું જાણતી નથી એમ જાણી તેના ઉપર જરા દયા રાખતે તો સારૂં થતે. પણ એવા લોકોને આવી વિચાર શક્તિ ક્યાંથી હોય? તેમને જે રીતે રહેવાની અસલથી રીત પડી ગએલી તેજ પ્રમાણે તેઓ ચાલતા. ને તેમની આવી રીતની ચાલ માત્ર જન સંપ્રદાયને અનુસરીનેજ હતી. જ્યાં સુધી એની બહેન નીતીના માર્ગમાંથી ખસી ન હતી ત્યાં સુધી તેનું કલ્યાણ શી રીતે થાય તે વાત વિચારમાં લઈ તેને સહાય કરવા દોડી આવતા, પરંતુ તેણે જે ગુન્હો કીધો હતો તેની સાબીતી તેમની નજરે પડવાથી તેના ઉપર શું દુઃખ આવી પડયું છે તે વિશે ન પુછતાં એની બેહનને બારણા આગળથી કાઢી મુકવા લાગ્યા.

તે જુવાન મુગી છોડી ગામના લોકોની રીતભાત સમુળગી ન જાણતાં ગામમાં પેઠી. માર્ગમાં જે છોડીઓ મળતી તે એની બેહેનને જોઇને આઘી નાસી જતી અને એ પુછે તો તેનો પ્રત્યુત્તર આપતી નહી. તેનું શું કારણ હશે તે શોધી કાઢવાનો એની બેહેને ઘણોએ પ્રયત્ન કીધો; અને એવી છોડીઓના માબાપ એની બેહન તરફ તિરસ્કારની કડક નજરથી જોતા તે જોઇને તેણીના મનમાં ઘણી દેહશત લાગી. ગામમાં મારેગારેટના ઓળખીતા લોકો એક ઝુપડામાં રહેતા હતા તેનું બારણું એની બેહેને ઠોકયું. પણ જે બાઈડી બારણું ઉઘાડવા આવી તેણે અચંબો પામ્યા જેવું કરીને બારણામાંથી એની બેહેનને કાઢી મુકી. એની બહેને પોતે શા કારણને માટે તેને ત્યાં આવીછે તે અને તેના ઉપર જે દુઃખ પડયું હતું તે સમજાવવાને નિશાનીઓ કરી બતાવી પણ ઘરમાંની સ્ત્રીએ કાંઇ પણ જવાબ ન આપતાં એની બેહેનને મોહોલ્લામાંથી કાઢી મુકી. એ જોઇ ગામના કેટલાક લોકો શું છે તે જોવાને એકઠા થયા.

એક ઘરડો માણસ એની બેહેનને કેહેવા લાગ્યો "આવી હાલતમાં વીજીલમાં તુ આવી તે તને શરમ નથી લાગતી? હમારી આગળ આવી મોઢું બતાવવાની તારી હીમત કેમ ચાલી? ને તુ હમારા ઘરમાં ઘુસી જવા માંગે છે? તું જાણતી નથી કે તારી નિર્લજતાની શાબીતી લઇને

રૂખડે છે? તારે તે શાનીતી પેલા જંગલમાં છુપાવવી હતી તેનાં બદલામાં તે સાથે લઇ હમારા બધરાં છોકરાંઓને બતાવવા આવી છે? શું તારી આવી સારી રીત માટે તેઓ તારાં વખાણ કરશે? ચલ જા અહીંથી કલાટીલડાની છોડી! શરમાઇને તારે મરી જવું જોઇએ. ચાલીજા તારી ઝુપડીમાં, નહી તો તને અનીતિને આડે રસ્તે દોરવનારની પાસે ચાલી જા. ખબરદાર અહી હમારા બધરાં છોકરાં આગળ આવી તો તારી વાત તું જાણે!

પ્રીતિ કરવી એ ગુન્હો છે એ તત્વ એની બેહેન જાણતી નહતી. તેણીને ગામડાના લોકનું આવું બોલવું સાંભળીને અચંબો લાગ્યો. તેણી તેમના આગળ હાથ જોડી એવું સમજાવવા લાગી કે હું કાંઇ પોતાને માટે કેહેવા આવી નથી. પણ તેની વાત બેહુનો સમજી શક્યા નહીં. કેટલાક લોકોએ તેણીને ગામ બાહેર લઇ જઇ ગામમાં ફરીથી પાછા આવવું નહી એવી ધમકી આપી. ગરીબ બીચારી છોકરીની આંખમાંથી આંસુની ધારા ચાલી. આવી હાલ અપેક્ષા થવાનું કારણ તેણીનું ફ્રેડરીક ઉપરનું હેત. આજ બાબતથી તેણીને હીંમત આવી. ફ્રેડરીકને ખાતર તેણીને આટલા કડવા સુકન સાંભળવા પડયા. ફ્રેડરીકના સ્નેહને માટે તે તૈયારજ હતી. આંખમાં આંસુ ચાલ્યાં જતાં હતાં એવી સ્થિતિમાં તેણી પોતાની ઝુંપડીએ ગઇ, રાતનો વખત હતો:—જંગલમાં માણસનો એક પણ શબ્દ સંભળાતો ન હતો, તેમીજ રીતે ઝુપડીમાં પણ સઘળે અંધકાર અને ભય અને શાંતી હતી. આ વખતે તેણીને આખી દુનિયામાં કોઇ સગું વહાલું રહ્યું નહીં.!! એવી સ્થિતીમાં મુડદાની પથારી પાસે બેસવાની મોટા હીંમતવાળા હોય છે તેની પણ હીમત ચાલતી નથી પણ એની બેહેન મુડદાની પાસે જઇ ખુરસી ઉપર બેઠી; પછી મુડદા આગળ ઘુંટણીએ પડી પોતાની મૃત માતા આગળ હાથ જોડી બોલવા લાગી. ઓ મારી વાહલી જન્મદાતા. મા કરતાં વાહલી માતા, તારી આગળ આવી રીતે ગુન્હેગાર થઇને આવી હોત તોએ તું મને ઘરમાંથી કાઢી મુકત નહી!! મને જોઇને તારા પેટમાં દયા ઉપજત, પરંતુ વૃદ્ધાવસ્થા અને કાચી નજરને લીધે મારી સ્થિતિ તું જાણી શકી નહીં. તને આ વાતની ખબર પડી હોત તોએ એ વાતની તું મને ક્ષમા કરત; પણ પેલા ગામના લોકોએ મને ગામમાંથી કાઢી મુકી!

શું આપણે ગુન્હેગારને નિરાશા આપીને છોડી દેવાથી તેને પાછા પશ્ચાતાપના બારણાં ખુલ્લાં મુકીએ છીએ? ના એમ નથી. આ બાબત

માં લોકોના વિચાર ખોટા છે! મારગારેટની પથારી આગળ બેસીને વીલાપ કરતી એની બેહેને આખી રાત પસાર કીધી, પણ અંતઃકરણથી માના આત્માને શાંતિ મળે માટે ઈશ્વરની પ્રાર્થના કીધી. તેણીના આત્માની પ્રાર્થના કરી કયું કે મારા ઉપર હમેશાં નજર રાખી મારૂં રક્ષણ કરજે. આ પ્રમાણે આખી રાત પ્રાર્થના કરતાં તેના પવિત્ર કાર્યમાં એકવાર પણ ફ્રેડરીકની મૂર્તી તેણીને જણાઇ નહીં.

બીજે દીવસે પ્રાતઃકાળમાં સૂર્યના ઉદય સમએ એની બહેન જંગલમાં જઇ જે ભરવાડ દૂધ લઇને રોટલા આપી જતો હતો તેની આવવાની રાહ જોવા લાગી. ઘણીવાર બેઠી નહીં એટલામાં ભરવાડ આવતો જણાયો તે સાઠેક વર્ષની ઉમરનો માણુસ હતો ને તેના શરીરનો બાંધો મજબુત તથા કડક હતો. તે હમેશાં અરણ્યમાંજ રહેતો, અને એની બેહેનની પેઠે ગામમાં શું થાય છે તેની તેને જરા પણ ખબર પડતી નહીં. જંગલમાં વસનારા માણુસોને ગામ તેજ દુનિઆ સમજાય છે. છોડીએ એનો હાથ ઝાલી ઝુપડીમાં આવવાને વિનંતિ કરવાને માટે હાથની નીશાની કરી બતાવી. એ છુપી વીનંતિ હતી જે વૃદ્ધ ભરવાડે માન્ય રાખી તેણીની સાથે ગયો. મારગારેટનું મુડદું જોઇ મનમાં લાગણી થયા વિના તેણે માત્ર માથું ધુણાવ્યું. જે માણુસો બીજા માણુસોના સહવાસમાં ઝાઝા ન આવતાં અરણ્યમાં રહી પોતાનું આયુષ્ય ગાળે છે તેમના અંતઃકરણ એવાં તો કઠણ હોય છે કે બીજા માણુસ પર ગમે એટલું દુખ પડે તોપણ એ બાબતની કાંઇપણ લાગણી થતી નથી. એની બેહેને નિશાનીથી તેને કહ્યું તે એ સમજી ગયો; ને તેણી જે કહેતી હતી તે માન્ય કરવાને માટે વૃદ્ધ ભરવાડે કબુલ કીધું. મુગી છોડીએ તેને બાગમાં લઇ જઇ ડોસી મારગારેટ જે અંજીરના ઝાડ તળે હમેશાં જઇને બેસતી હતી તે ઝાડ બતાવ્યું. કારણ મારગારેટ જીવતી હતી ત્યારે તેણી એની બહેનને કહેતી હતી કે પોતે મરી જાય ત્યારે તેણીને એ અંજીરના ઝાડ તળે દાટવી. વૃદ્ધ ભરવાડે તુરતજ ઝાડ તળે એક ખાડો ખોદી તે ભલી બાઇનું મડદુ તેમાં મુકીને તે ઉપર માટી નાખી દીધી. અને એ જગ્યાપર એનીબહેને એક ક્રુસ મુકયો! મૃત માણુસના સ્મરણને માટે જે કાંઇ તેણીથી બની શકયું તેટલું તેણીએ કીધું. પછી તેણીની ઘોર ઉપર આંસુ પાડી રહી. એ ઘણુ થયું. કારણ આ દુનિયામાં કેટલી ઘોરો એવી હશે કે જેના ઉપર એક પણ આંસુ પડયું ન હોય!

એટલું કામ કરી ભરવાડ જંગલમાં ચાલ્યો ગયો. એની બેહેન હવે એકલી-એકલી અને આયુષ્યના અંત સુધી આ દુનિઆમાં એકલી પડી. અત્યાર સુધી એકાંત વાસનું તેણીને ભાન ન હતું, પણ હવે એકલી પડવાથી તે માતાનો જે આશ્રય હતો તે પણ જતો રહયો તેથી તેણીના મનને ઘણુંજ દુઃખ થયું. મારગારેટ જીવતી હતી ત્યારે થોડું બોલતી અને થોડા દીવસ અગાઉ આરામ ખુરસીપર પડી રહેતી તેથી હજી તે વૃદ્ધ બાઇ ઝુંપડીની પાસેજ હતી એવું એની બેહનને લાગતું તેથી એણીને આખી દુનિઆએ તજી દીધી છે એવું લાગ્યું નહીં. એટલુંજ નહીં પણ તેણીના દુઃખમાં દીલાસો દેનાર હવે એક જીવ વિના બીજું કાઇ રહ્યું નહીં. પણ તે જીવ તો ત્યાં ન હતો—પણ જ્યારે તેની આવવાની વાટ જોતાં જોતાં થાકી ગઇ ત્યારે તેણી નાહમત થવા લાગી. એટલુંજ નહિં પણ આવાં સંકટ ઉપર સંકટ આવી પડવાથી એની બેહેનની હીંમત ટકી શકી નહીં, પણ તેણીને એક હીમત હતી જે વડે તેણી જીવતી રહી. તે હીંમત-સર્વ શકિતમાન પરમેશ્વરની હતી. કારણ તેણીને આશા હતી કે તેના દુઃખમાં દીલાસો દેનાર પરમેશ્વર વિના કોઇ ન હતું. તેણીના પેટમાં એક જીવ હતો જેના જન્મથી સમાધાન મળવાનો વખત આવશે એવું તેણી માનતી હતી. અને તેજ જીવનેમાટે તેણીનો તિરસ્કાર કરી કાઢી મુકી. તેમ ગામમાં કોઇ પણ પ્રકારની મદદ પણ મળી નહી. પરંતુ જે જીવને ખાતર તેણીએ આટલું બધું સહન કર્યું હતુ તેથી તે પોતાનું દુઃખ ભુલી ગઇ. દુઃખ આવી પડવાની શરૂઆત થતી હતી તેવામાંજ દુઃખનો બદલો સુખથી મળે એ યોગ્ય નથી શું ?

આ પ્રમાણે દીવસપર દીવસ ચાલ્યા ગયા, ડેમ મારગારેટ માટે એની બહેનને જે દુઃખ સહન કરવું પડયું તે સઘળું વખત પસાર થવાથી જતું રહ્યું. પણ વખત એવો છે કે તે વિયોગથી થતું દુઃખ ઓછું કરી શકે પરંતુ પ્રેમપીડા એનાથી કાંઇ ઓછી થાય નહીં. ગરીબ મુગી છોડીના સ્મરણમાંથી ફ્રેડરીકની મુર્તિ ખસી નહીં. આ બાબતમાં તેના મનને બીજે રસ્તે લઇ જનાર કોઇ હતું નહીં. તેણીના મનનું સમાધાન કરનાર પણ કોઈ ન હતું. પરંતુ હૃદયમાં નવા ધપકારા થતા ત્યારે તેણીને યાદ આવતું કે પોતે હવે માતા થશે ને તે બેળા ફ્રેડરીક પાસે હોય એવી તેને ઇચ્છા ન થાય વારૂ ?

એની બહેનની પાસે ફ્રેડરીક હતો ત્યારે પોતાની જન્મભૂમિ જે પા-

રીસ શહેર તે વિષે ઘણે પ્રસંગે વાત કરતો હતો; નદીના કિનારાપર બેસી દીવસ પસાર કરતા હતા તે વેળા પોતાની પ્રિયા આગળ ફ્રેડરીક શહેરનું વર્ણન કરતો ને ત્યાં કેવા પ્રકારની મોજમઝા લોકો ભોગવેછે તેનું બયાન કરતો ને ત્યાંના જોવા જેવા સ્થળોનું એવું તો વર્ણન કરતો કે તેણીનું મન પારીસ જઈ ત્યાંના સ્થળો જોવાને માટે લલચાય. ફ્રેડરીક જે કાંઇ કહેતો તે સઘળું તેણી સમજી શકી નહીં. પરંતુ ઘણું ધ્યાન આપીને તે શું કહેછે તે સાંભળતી. અને વખતે આશ્ચર્યતામાં પડી જતી, કાંઇ ચમત્કારીક નિસાનીઓ કરી બતાવતી, ને હજારો પ્રેમચાળા કરીને અચંબો પામતી. ફ્રેડરીક તેણીની સાથે પ્રીતીની વાતો કરતાં વચ્ચે બીજી બાબતો પણ કહતો કે જેથી એકજ વિષયથી કંટાળો ન ઉપજે. કેટલાક લોકો એવા હોયછે કે તેમને પ્રેમની વાતોથી કોઇ દીવસ કંટાળો આવતો નથી. પણ તેઓ ભુલી જાયછે કે જે વિષય તરફ આપણું લક્ષ હમેશાં લાગેલું હોયછે તે કાળે કરી કીંમતમાં ઘટી નજીવું થઇ પડેછે. ફ્રેડરીક જે જે શબ્દ બોલતો તે એની બહેનના હૃદય ઉપર સારી રીતે કોતરાઇ રહી તેને હમેશ યાદ આવતા. આવા વખતમાં તેણીને પ્રિય ફ્રેડરીકે જે કહ્યું હતું તે સઘળું શબ્દે શબ્દ યાદ આવવા લાગ્યું.

એની બેહેન—( મનમાં ) જે શહેરમાં ફ્રેડરીકનો જન્મ થયો ને જે શહેરને માટે ફ્રેડરીક મારી આગળ નાના તરેહની વાતો કાઢતો તેજ શહેરમાં ફ્રેડરીક હોવો જોઇએ. કદાચ એમ પણ હોય કે ત્યાં એને મારી પાસે આવવાનું ઘણુંએ મન થતું હશે, પણ તેમ કરવા દેવાને એનો બાપ એને અટકાવતો હશે તો ? પણ હું એને જઇને મળુ તો કેમ ? ને તેના હસ્તપાશમાં જઇ પડું તો શી હરકત છે ? અરે ! મારો તો ખાતરી છે કે મારા ગયાથી એને અત્યંત ખુસી ઉપજશે ! ને પછી મને હમેશાં એની પાસે રાખશે. હું પછી એને છોડવાની નથી ને મને કેટલુંબધું સુખ મળશે ? પણ હવે એ પારીસ શહેરનો રસ્તો મને શી રીતે માલમ પડશે ?

પોતાના પ્રીયતમને માટે પારીસ જઇ તેને ખોળી કાઢવાની ઇચ્છા દર- રોજ દ્રઢતર થવા લાગી. ફ્રેડરીક એણીને ભુલી ગયો હશે એ વાત તો એ જાણતીજ ન હતી. તે એવો વિચાર કરતી કે ફ્રેડરીકનું પાછા ન આ- વવાનું કારણ પણ એજ હોવું જોઇએ કે એને મારી પાસે આવતાં કોઇએ અટકાવ્યો હશે, નહી તો મને એકલી મુકીને તે પારીસમાં રહે એવું બનેજ

ક્યાંથી ? કેમ મારગારેટ મરી ગઇ તે દીવસથી એની બ્હેનને જંગલમાં એકલા પડી રહેવાનું કાંઇ કારણ ન હતું. પણ આવી સ્થિતીમાં છતાં એટલે એક જરૂરનું ઈંધીય તેને ન હતું અને જે પ્રવાસ કરવાને માટે તે તૈઆર થઇ તેમાં વખતે કેટલું સંકટ, કેટલો શ્રમ ને કેટલી અગવડતા પડશે તેના કરતાં ઝુંપડીમાં આવી સ્થિતિમાં પડી રહેવું એ વધારે સારૂં એવું એને લાગતું. પરંતુ જે સ્ત્રી ખરા અંતઃકરણથી પોતાના પ્રીતમને ચાહે છે તેના મનને સંકટ અને અગવડતાનો હીસાબ નથી; દરેક સંકટને સમયે તેણી સંકટ સામે ધીરજથી બાથ ભીડે છે, માત્ર એકજ આશાથી અને તે આશા એટલીજ કે-પોતાના પ્રીતમને મળવાની આશા. આ પ્રમાણે એની બ્હેન દુનિઆમાં એકલી પડયા છતાં પોતાની શી ઇચ્છા છે તે બીજાને જણાવવાનું સાધન પાસે ન છતાં પ્રેમનો પુરાવો પોતાના પેટમાં રાખીને પોતાનું બચપણનું આશ્રમસ્થાન છોડી ફ્રેડરીક જ્યાં હોય ત્યાંથી ખોળી કાઢી તેને મળવાનો ઠરાવ કીધો. અને પ્રવાસમાં જે જે સંકટો આવી પડે, જે દુઃખ થાય ને માર્ગમાં અપવાસના કડાકા કાઢવા પડે, અગર ટાઢ તડકો વરસાદ વેઠવો પડે તોપણ તે સઘળું એક ફ્રેડરીકના જીવને ખાતર હીંમતથી સહન કરવાનો નિશ્ચય કીધો. ફ્રેડરીકને ખોળી કાઢતાં વરસના વરસ વહી જાય તોએ જે સખસની ખોળ કરવાને તે જે જે ડગલું ભરે તે ડગલું પ્રિતમની પાસેજ એણીને લઇ જાય છે એમ તે જાણતી હતી.

આ પ્રમાણે મનનો સંકલ્પ કરીને પોતાનો વિચાર કેવી રીતે અમલમાં મુકવો તે બાબત વિચાર કરવા લાગી. તેમજ પોતાની ઝુંપડી અને મારગારેટની ઘોરને સંભાળનારને માટે ખોળ કરવાનું બાકી હતું. તેથી તેણી પાછા પેલા ભરવાડને તેડી લાવી. એક સવારે તેને ઝુંપડીમાં લઇ જઇ કપડાનું એક પોટકું જે તેણીએ પોતાની પીઠ ઉપર બાંધી દીધું હતું એમ જણાવવાને કે પોતે પ્રવાસે નિકળી પડે છે તે ભરવાડને બતાવ્યું ને પછી તેને ખુરસી બેસવાને આપી. ને નિશાની કરી એવું તેને કહ્યું—તું અહીં રહેજે; આ ઝુંપડી તારી છે, અને જે અંજીરના ઝાડ નીચે મારી બાનું મડદું દાટેલું છે તેની તું સંભાળ લેજે ને જે ઘેટાં બકરાં ગાયો આજદીન સુધી હું ચારતી હતી ને તેને ખોરાક પુરો પાડતી હતી તે હવે તું સઘળું મારે માટે કરજે.

એની બેહેને નિશાની કરી ઉપલું વાકય કહ્યું તે સર્વે ભરવાડ સમજી ગયો. અને એના મનથી ઝુંપડી એક મહેલ જેવી હતી તે એની બહેનની મહેરબાનીથી પોતાને પ્રાપ્તી થઇ હતી છતાં એની બેહેને જે પ્રવાસ કરવાનો વિચાર રાખ્યો હતો તે કેવળ નિરર્થક છે એવું તેણે કહ્યું ને પ્રવાસ કરવા ન જવું એવો આગ્રહ કીધો.

બુઢ્ઢો ભરવાડ—બાપડી છોડી, તારે કયાં જવું છે ! આવીજ હાલતમાં તું ઝુંપડીને છોડીને જવાનો વિચાર કરેછે ? બે માસ પછી તો તું એક બાળકને જન્મ આપશે, એવું છતાં તું લાંબા પ્રવાસે જાયછે એ ઠીક નથી કરતી ! તને જોઇશે તે કોણ લાવી આપશે ? તેમાં તને બોલતાં આવડતું નથી તો તારૂં કહેવું શું છે એ કોણ સમજશે ? તને ઘરમાં કોણ રાખશે ? ને તને મદદ કોણ કરશે ? રસ્તો શી રીતે શોધી કહાડશે ? તું વિચાર કર, તું એક સાહસ માથે વ્હોરી લે છે ! એ બાબત તું જરા ઉંડો વિચાર કરી જો કે હું જે કહુંછું તે ખરૂં છે કે ખોટું તે તને માલમ પડશે.

એની બેહેનનો નિશ્ચય ઢળે એવું ન હતું; તેનો નિશ્ચય ડગાવનાર આ દુનિયામાં કોઇપણ પદાર્થ ન હતો. પોતાનો દૃઢ નિશ્ચય બતાવવાને તું જે મને કહેછે તે સઘળું વ્યર્થ છે એવું જણાવવા તેણીએ નિશાનીઓ કરી બતાવી; પછી આકાશ તરફ જોઇ એવું કહેવા લાગી કે પરમેશ્વર મારૂં રક્ષણ કરશે ! ને મારી દયા પરમેશ્વરનેજ આવશે !

એટલું એની બેહેને કહ્યું છતાં ભરવાડે ન જવાનો આગ્રહ કીધો.

ભરવાડ—મારી વ્હાલી છોડી, તારી પાસે પૈસા નથી તે તું કયાંથી લાવશે ? કારણ એક સો વાર સુધી તું પૈસા વિના પ્રવાસ કરી શકે એવું નથી. જો કે હું હમેશાં આ જંગલમાં રહુંછું છતાં હું બધું જાણુંછું. તને આપવાને માટે મારી પાસે કાંઇ પૈસા નથી. માટે તારી ઝુંપડી અને તેમાંનો સરસામાન તું વેચીને તેના પૈસા કર કે જેથી તે તને ઉપયોગી થઇ પડે.

એ ભરવાડનું કેહેલું સાંભળીને એની બહેનને હસવું આવ્યું. અને પછી પોતાના મજલામાંથી એક કાળી કોથળી કાઢી તેમાંથી સુનાના ચાર નાણાં કાઢી બતાવ્યા. એ નાણાં ડેમ માર્ગારેટના હતાં ! ડોસી મરી ગઇ તે અગાઉ તેણીએ એની બહેનને કહ્યું હતું કે તું ઝુંપડીના જમણા ખુણામાં મારી પથારી નીચે અમુક જગાએ ખોળી જોશે તો તને

ર સુનાના નાણું એક કાળી કોથળીમાં મુકેલાં માલમ પડશે" એનાં
ા પ્રમાણે એની બેહેને કીધું એટલે એક કાળી કોથળી જડી આવી. તે
કળી વીંટાળીને તેના ઉપર દોરી મજબુત બાંધી હતી.

માર્ગારેટે કહ્યું હતું "લે આ મારી વહાલી છોડી એ તારે માટે મેહેનત કરીને અને ઘણો શ્રમ વેઠીને મેં એકઠી કીધી છે. એ પૈસા તારે માટે સાચવી રાખ્યા છે કે જેથી હું મરી ગયા પછી તું બીજા ાં ને ગાયો ખરીદ કરી શકે."

આ ચાર સુનાની મોહોરો જોઈને વૃદ્ધ ભરવાડને ઘણો અચંબો ાયો; કારણ તેની કીમત તે એટલી બધી ધારતો હતો કે એટલા પૈસામાં ી બેહેન તો પૃથ્વીના બધા ભાગમાં ફરીને આવશે.

ભરવાડ—ત્યારે તો વાલી છોડી, તું જા. ને હું તારી ઝુંપડીની સંભાળ ીશ. ને જ્યારે તું પાછી આવશે તારે એ તો પાછી સોંપી દઈશ.

આ ભલા ભરવાડનું બોલવું સાંભળીને એની બેહેન જરા હસી. ને ાની ઝુંપડીને છેલી વાર નિહાળી પોતાના હાથમાં પેહેરવાના કપડાનું ડું ઝાલી બહાર નિકળી પડી.

બાગમાંથી જતાં માર્ગારેટની ઘોર ઉપર જઈ આંસુ પાડયાં. તેણીનાં વીટલાઈ વળ્યાં ને તેમને ચારવા લઈ જશે એમ જાણી ઉભાં રહ્યાં. ા બેહેન આંખમાં આંસુ આણી રડતી જાય ને તેમના શરીર ઉપર ફેરવતી જાય. કારણ માર્ગારેટ મુવા પછી ઘેટા એની બેહેનના મિત્ર ને એક ગુપ્ત અવાજ એના કાનમાં આવીને કેહેવા લાગ્યો કે " તું બકરાં ને ઘેટાંને ફરીથી જોવા પામવાની નથી!" જંગલમાંથી જતાં કેટલી પાછલી વાતો યાદ આવી! જે જગો ઉપર તેણી પોતાના પિયાને તે બેસતી હતી તે જગો જોઇ. પછી તેની આગળ નદીનો કીનારો યો, જ્યાં આગળ ફ્રેડરીક તેણીને પ્રથમ મળ્યો હતો ને જ્યાં ફ્રેડરીકે ના પ્રેમની ખાતરી આપી હતી. એ બધી જગો જોતાં ફ્રેડરીક જાણે ર હોય એમ લાગવા માંડયું. પણ ઘણા પ્રયાસે ગરીબ બીચારી છો એ જગો છોડીને આગળ ચાલતી થઈ. પણ હીમત રાખવા ખાતર તેણી ાં બોલી કે હું ફ્રેડરીકને મળવા જાઉંછું. ને કદાચ હમે બન્ને જણ આવીશુ!

એમ કહી તેણી ડુંગર પર ચઢી અને એક ઝાડ તળે જઈ નમસ્કાર , જ્યાં આગળ તેની જન્મ આતા મરી ગઈ હતી. ને ત્યાંજ તેણીએ

પોતાની માતાને નમસ્કાર કરી પ્રાર્થના કરી કે, હે માતા, મારી વ્હાલી માતા, તું સ્વર્ગમાં બીરાજતી હશે ત્યાંથી તારી વાહાલી છોડીને જોજે ને તારી છોડીનું માર્ગમાં રક્ષણ કરી તેણીને રસ્તો બતાવજે. પછી એની બેહેન ડુંગર ઉપરથી નીચે ગઈ ને મીનોબક જવાને રસ્તે પડી. તેણીએ માર્ગમાં પોતાના પ્રિયતમનાં પગલાં પડેલાં હશે તે જોવા પ્રયત્ન કીધો. પણ બધું વ્યર્થ.

## ભાગ ૬૧ મો.

સવારેના પહોરથી જુવાન મુગી છોકરીએ ચાલવા માંડયું હતું. હવા ખુશનુમાં હતી પણ ચંડી જરા વધારે હતી. ખેતરોમાં કાંઇ પ્રકારનું વાવેતર ન હતું. ગરીબ ખેડુનો ખેતરમાંથી ઉતાવળે જતા હતા—અને મજુરો જંગલમાંથી આણેલાં લાકડાં સળગાવી તાપવા માટે અને અંગેઠીની આજુ બાજુએ બેસીને સુખ લવાને માટે નાના ઝુપડાઓના ઘરો તરફ ઉતાવળે જતા હતા. સીયાળાની લાંબી રાતમાં અગ્નિ સળગેલો દીઠાથી જીવને આરામ મળે છે; અને ગરીબ ભીખ માગનાર જે ગામમાંથી ચાલ્યો જાય છે તે ઝુંપડીઓની બારીમાંથી દેખાતો દેવતા જોઇને મનમાં વિચાર કરે છે કે જો મને પણ થોડા લાકડાં જડે તો હું દેવતા સળગાવીને તેના આગળ નીરાંતે મારા શ્રમિત થયેલા હાથ પગને લંબાવી સીયાળાની આખી લાંબી રાત કાઢી નાંખું.

એની બહેનને ઘેરથી નીકળ્યાને ચારેક કલાક થયા એટલામાં તેણીની નજરે જે કાંઈ પડયું તે જોઇને મનમાં વિસ્મય પામતી. કારણ તેણીના ઝુંપડાની બહાર કશું જોવામાં આવ્યું ન હતું. જે કાંઇ એણીના જોવામાં હતું ત માત્ર જંગલ, વીજીલનું ગામડું અને ડુંગર. ધાતુ ગાળવાની ભઠ્ઠી, પવન ચકીઓ, ધર્મશાળાઓ જે તેણીને એક કીલ્લા જેવી મોટી ભાસતી—ને બધું જોવા રસ્તામાં ઉભી રહેતી. દરેક પદાર્થ તેણીને નવાઇ જેવો લાગતો, પણ આવી વિસ્તીર્ણ દુનિઆમાં કયાં જવું—જે ગામ જાણતી નહતી ત્યાં કએ રસ્તે થઇને જવું—ને પારીસ શેહેર શી રીતે શોધી કાઢવું આવા વિચારથી તે થોડીવાર વિચારમાં પડી જતી ને તે નાહીંમત થતી. વારે વારે ઉભી રહેતી. આસપાસ નાચારીથી જોતી. રેડરીક કયાં હશે તેનો વિચાર કરતી ને આગળ ચાલતી. બપોરના થાક ઉતારવાને અને પાણી પીવાને નદીના કીનારાપર ક્ષણભર બેસતી, ને તેણીએ એક ચિત્ર જોયું તેથી નેત્રમાં પાણી ભરાઇ આવ્યું.

એક સુંદર છોકરો ત્રણ ચાર ગાયો ને કેટલાંક ઘેટાં હાંકી લઇ જતો હતો. તેની પીઠપર એક નહાનું છોકરૂં બાંધેલું હતું. ને એક હાથે પોતાની નાની બેહેનને દોરી લઇ જતો હતો. નદીમાં પાણી ઘુંટણસમા હતાં તેથી તે બધાં ચાલીને જતાં હતાં,—એ છોકરો બધા ઉપર કેવી માયા રાખતો હતો ! કેવા આનંદથી હીંમત આવે એવું બોલતો ! એનો અવાજ કેવો મધુરો હતો ! તેને જોઇને તેણીને ફ્રેડરીક સાંભરી આવ્યો.

પોતાના આંસુ લુંછીને તે આગળ ચાલી. ને એક ગામડામાં જઇને મુકામ કીધો. એક ખેડુતના ઘરનું બારણું ઠોકી જોયું એટલે એક જુવાન બાઇએ આવી બારણું ઉઘાડી તેણીને અંદર લઇ ગઇ. તે બાઇને ઘણાં છોકરાં હતાં. ને એક ખુણામાં એક ડોસી દેવતા આગળ બેસીને નાના લાકડાના કટકા તેમાં નાંખીને દેવતા સળગાવતી હતી.

એ જુવાન બાઇએ પુછ્યું—મારી વ્હાલી બાઇ તને શું જોઇએ છે. એની બેહેનના આગળ જે ચીતાર ઉભો હતો તે જોઇને તેના ઉપર વિચાર કરવા લાગી, ને એક નાનું બાળક તે બાઇના ખોળામાં રમતું હતું તેની તરફ એકી ટસે જોવા લાગી. મુગીના મોંપર આનંદની નીશાની માલમ પડી. ને મનમાં બોલી કે હું પણ આવા એક બાળકને જન્મ આપીશ ને તેના માથાપર હાથ ફેરવી હું તેને છાતીએ વળગાડીશ.

વૃદ્ધ ડોસી દેવતા આગળ બેઠાં બેઠાં બોલી—તને શું જોઇએ છે તે મને કહે.

જુવાન બાઇ બોલી—જુવો મા. એનો ચહેરો કેવો ફીકો પડી ગયો છે ? તે જાણે દુઃખમાં તણાઇ ગઇ હોય એમ લાગે છે. આવી જુવાન-આપણને દયા ઉપજાવે એવી-પગે ચાલીને, આવી થંડીમાં જતી હતી. ! કદાચ બાઇ, તું તારા ધણીને ત્યાં જતી હશે નહીં વારૂ ?

એની બેહેન રડી પડી ને જવાબ આપવો જોઇએ એવું જોઇને પોતાને બોલતાં આવડતું નથી એવી નિશાની કરી જણાવ્યું.

જુવાન સ્ત્રી—ઓ મા, એતો મુગી છે, ગરીબ બીચારી !

ડોસી—શું મુગી છે? કેમ મારી વ્હાલી, તું મુગી છે? તને જોઇને મને દયા આવેછે. ત્યારે તો તું મુગી છે, ને તું બેહેરી પણ છે કે ?

એની બેહેને હાથના ચાળા કરી સમજાવ્યું કે હું સાંભળી શકું છું.

ડોસી એની બેહેન પાસે આવીને બેઠી ને બીજાં છોકરાં એની બેહેન તરફ આશ્ચર્યતાથી જોવા લાગ્યાં—કદાચ એવું સમજીને કે મુગી છોકરી

બીજા માણસો કરતાં જુદા પ્રકારનું પ્રાણી છે. ડોસી બોલી—ત્યારે કાંઈ આ એક બનાવથી મારી વાણી તું મુગી થઇ હશે નહીં ? કોઇ રોગથી એમ થયું હતું કે શું ? કદાચ એ રોગ મટે પણ ખરો.

જુવાન બાયડી—મા, પહેલાં આ બાઇને જે ખાવાનું જોઇએ તે એને જરા આપીએ ને પછી આપણને જે પુછવાનું હોય તે પુછીએ.

ખેડુતનાં બૈરાંઓએ એની બેહેનને બોલાવીને દેવતા આગળ બેસાડી; એક છોકરાએ તેણીનું પોટલું લીધું અને ડોસીએ ખાવાનું લાવી ટેબલ ઉપર મુકયું અને એની બેહેનને દયા તથા માનની નજરે જોઇ તેણીની સાથે જમવા બેસવાનું છોકરાઓને કહ્યું. તેણીની તરફ આ લોકોએ આટલી બધી તસદી ઉઠાવી તે માટે એની બેહેનને લાગણી થઇ આવી અને તેના બદલામાં એવા અસરકારક હાથના ચાળા કરી બતાવ્યા કે ઘરમાંના બધા એેણીની સ્થિતિ જાણી રડવા લાગ્યા.

એનીબહેન—(મનમાં) વીજીલના જેવું કાંઇ બધે ઠેકાણે હોતું નથી. મને અહીંઆ ઘરના બારણામાંથી કાઢી મુકવાને બદલે મને તેઓ માયાળુપણાથી બોલાવી મારા દુઃખમાં ભાગ લઇ મને શી રીતે સુખ થાય તે બધાં સાધનો પુરાં પાડે છે. હું ધારતી હતી તેટલી કાંઇ આ દુનિઆ દુષ્ટ નથી. !

ખેડુતના ઘરમાં સારી રીતે આગતાસ્વાગતા થવાથી એની બેહેન ડોસીના બધા સવાલોના જવાબ નીશાનીથી આપી શકી નહી; તથાપિ ખેડુતના માણસો ધારતા કે એની બેહેન પોતાના ધણીને ત્યાં જતી હશે.

ડોસી—શું તું ગ્રીનોબલ તારા ધણીને ત્યાં જાય છે?

એનીબેહેને નિશાની કરી કહ્યું કે હા, હું ત્યાં જાઉં છું. હવે તેના પ્રવાસનો અંત આવ્યો જાણી ખેડુતના માણસો ઘણાં ખુસી થઇ ગયાં. એ ભલા માણસોના ઘરમાં કેટલાક કલાક રહી એની બેહેને પોતાનો પ્રવાસ પાછો શરૂ કીધો. પણ ઝુંપડી ની બાહેર ગયા અગાઉ તેણીએ પોતાની કાળી કોથળીમાંથી સુનાનું એક નાણું લઇ, જે જુવાન બાઇએ પોતાના ઘરમાં બોલાવી આટલી માયાળુ રીતે તેની સાથે વર્તન કીધું તે માટે તેણીને આપ્યું.

જુવાન બાઈ—રેહેવા દે, રેહેવા દે તારી પાસે બેટા. તારે માટે હમોએ જે કાંઇ કીધું તેનો બદલો મેળવવાને માટે કાંઇ હમોએ કીધું નથી. તને બોલવાની ઈંદ્રી નથી તેથી તારી હમો એટલી દયા આણે છે કે જયાં તું મુકામ કરે ત્યાં મરત તને બચાવવું જોઇએ. પણ કમનસીબે હમારા જેવા બધા માણસો કાંઇ વિચાર કરતા નથી. આ દુનિઆનો જેમ

એમ તને પ્રસંગ પડતો જશે ને વંચારે માણુસોના સહવાસમાં આવીશ ત્યારે તને માલમ પડશે કે માણુસોના અંતઃકરણ કેવાં વજ જેવાં હોય છે. હવે બીનોબગ જાય છે માટે તને ત્યાં પૈસાની જરૂર પડશે ને ત્યાં કોઈ પૈસા આપશે તે દેખી કોઈ તને ના કહેવાનું નથી.

પોતાથી બને તેવી રીતે એની બેહેને તે યુવાન બાઇનો ઉપકાર માન્યો. તેણીને બેરીજ્જાના છોકરાંને પ્રેમથી બચી કરી, ડોસીમાને અને છોકરાંને સલામ કરી બીનોબગ જાવાનો રસ્તો પુછીને પ્રવાસ કરવાની શરૂઆત કરી. પણ ગરીબ બાપડી છોડીથી ઉતાવળથી ચલાતું નહતું. એમની ગર્ભવંત સ્થિતિ, એક ઠેકાણે બેસી રહેવાની ટેવ, ને સાથે લીધેલું પોટલું—એ બધાને લીધે એની બેહેનને રસ્તાની એક બાજુએ થાકી વારંવાર વિસામો લેવાને બેસવું પડતું. કોઈ પથર ઉપર બેસે, ઝાડના થડ ઉપર બેસે, અગર કોઈ વેડુળાના કીનારાપર બેસે ને થાક ઉતરી જાય ત્યારે પાછું ચાલવા માંડે. વારંવાર વિશ્રાંતિ લેવા બેસતી ત્યારે લોકો રસ્તે થઈને જતા આવતા. જે લોકો ગાડીમાં બેસીને જતા તે લોકો એણીની તરફ જરા જોતા પણ નહીં. જે ઘોડા ઉપર બેસીને જતા, તે સહેજ તેના તરફ જોઇને નજર ફેરવી નાખતા. અને જે તેણીના જેવા પગે ચાલીને જતા, તે લોકો ઉભા રહી તેની સાથે બે બોલ બોલતા. પણ કાંઈ જવાબ ન મળવાથી તે ચાલ્યા જતા. કોઈને એમ લાગતું કે એ બેહેડી હશે. કોઈ જવાબ ન મળવાથી તેણી નઠારી છે એમ કહી ચાલ્યા જતા. અને કેટલાક તો એમ ધારતા કે એ ઘણી મગરૂર છે તેથી આપણી સાથે બોલતી નથી. એવી બહેનની નજરે પ્રવાસી પડતા, ત્યારે તેણીને અચંબો લાગતો અને સવાલનો જવાબ ન મળવાથી કોઈ એણીના મનને લાગે એવા શબ્દ બોલતું ત્યારે પોતાની નજર નીચી કરી રસ્તે ચાલી જતી. એવા પ્રકારથી એવું બન્યું કે તેણીનું કોઈ મિત્ર થયું નહીં. એથી પ્રવાસ એકલાજ કરવો પડ્યો. સાંજના ખેડુતના અધરાઓએ બતાવેલા રસ્તા ઉપર ચાલ્યા જઈ એણી બીનોબગ આવી પોહોંચી. નવા ગામનો દેખાવ જોઇને અચંબો પામીને જેમ જેમ આગળ જતી તેમ તેમ વીલ્લેજ ગામનાં લોકોના કપડાં કરતાં સારા કપડાં પેહેરીને લોકો જતા હતા તેમને જોઇને વધારે અચંબો પામતી. જે જે નજરે પડતું તે જોઇને બીતી અને ગભરાઇ જતી. લથડતે પગે આગળ ચાલી. મોટાં મોટાં ઘરો, મોટી વિશાળ દુકાનો, લોકોની ભીડ, ગાડીઓનો ખખડાટ ને જે માણુસ

ઓમાં મળતો તે એણીને જોઇને વિચિત્ર પ્રકારની મુખમુદ્રા કરીને ચાલ્યો જતો.–આ બધું જોઇને તેણી ગભરાટમાં પડી. બાપડી છોડી! મોંનોબલના બદલામાં એણી પારીસમાં હતે તો આ વેળા તેના શા હાલ થતે વારુ!

પરંતુ એ રાતનો વખત હતો તેથી રાતો રાત કોઇ પડી રહેવાનું ઠેકાણું સોધવાની તેણીને જરૂર પડી. કોઇના બારણા ઉપર હાથ ઠોકાય નહી; પોતાના જેવા ભીખારી માણસ ઘરમાં આવે તો ઘરના બધા માણસો લાજી મરે એવા મોઢા લોકોના તે ઘરો હતા અજાણ્યા મામના રસ્તાપર તેણી ઘણી વાર સુધી ફરીને થાકી. આખરે જ્યાં આગળ ઉભી રહી ત્યાં આ-વેલા ઘરના બારણાં ઠોકવાનો વિચાર કીધો. ગરીબ બાપડી છોડીને ખબર નહતી કે વીસી તે કેવી હોય છે. તેમજ તે એમ સમજતી હતી કે પો-તાની પાસે જે હતું તે આપ્યાથી ગમે ત્યાં આશ્રય મળશે.

હમે કહ્યું તે પ્રમાણે તેણી વીસીનું બારણું ઠોકવાનો વિચાર રાખી પગથીઆંપર ચઢી. બારણું ઉઘાડું હતું અને એક ચોકીબાન જે જાતે ફરજી હતો તેણે શું કામ છે કરી પુછયું. યુવાન છોડીએ દયામણે ચેહેરે તેની સામું જોયું ને જે જોઇતું હતું તે હાથની નિશાની કરી બતાવ્યું. પણ તે ચોકીબાનને એ નિશાનીમાં સમજણ ન પડવાથી તે તેજ સવાલ એને પાછો પુછવા લાગ્યો. જવાબ ન મળવાથી તે જ્યાં બેઠો હતો ત્યાંથી ઉઠીને તેણીનો હાથ ઝાલી એવો આચકો મારગ્યો કે તેણી રસ્તામાં જઇને પડી. તે બોલ્યો–તને શું જોઇએ છે તે પુછું છું આરે જવાબ આપતી નથી જ્યારે જવાબ આપતી નથી તો શા માટે ઘરમાં આવવા માંગે છે? હું કાંઇ જવાબ મળ્યા વગર ઘરમાં જવા દેવાનો નથી. એમ કહીને જોરથી બારણું સપટાવી તે અંદર ચાલ્યો ગયો.

ત્યાં જે આવકાર મળ્યો તેથી બહુ કષ્ટી થઇ ઓનોગલની શેરીઓમાં ભટકતાં ફરતાં નમાઇ છોકરીના ગાલ ઉપર નેત્રમાંથી દડ દડ આંસુ નીક-ળી પડયાં. પણ થોડીવારમાં ધીરજ આવી ને તે બીજા ઘરના બારણા આગળ ગઇ. ત્યાં એક ભીખ માંગનાર તરીકે તેની સાથે લોકોએ રીત ચલાવી. અહીંથી ચાલી જા એમ ત્યાં કેહેવામાં આવ્યું. આવી ચાલ એની બે-હેનથી સહન થઇ શકી નહીં. તેણીનું હૃદય ભરાઇ આવ્યું, ને તેથી એને ગળે જાણે ડુચો દીધો હોય એવું થઇ ગયું; પછી એક તબેલાની પાસે પડેલા પથ્થર ઉપર જઇને બેઠી. થોડીવારમાં તબેલાનું બારણું ઉઘડયું, તેમાંથી એક સ્ત્રી-પુરૂષનું જોડું અંગ ઉપર કામળા વિંટાળીને ઘરમાંથી

બહાર આવ્યું ને તેની આગળ એક નોકર હાથમાં ફાનસ લઈને આવતો હતો. તેમણે એની બેહન બેઠી હતી ત્યાં આગળથી જતાં એનીબહેનને તબેલાના પથ્થર ઉપરથી ઉઠતાં જોઈને, તેણીને ભીખારી, આળસુ જાણીને, નહીં બોલી શકાય એવી ગાળો દઈને, ત્યાંથી ન જાય તો કેદમાં નાખવાની પણ દેહશત બતાવી. એની બેહેન ત્યાંથી દુઃખમાં ભ્રમિત થએલી છતાં જરા આગળ ચાલી ને પછી પેલું જોડું ધીમે ધીમે ચાલ્યું ગયું. તે જતાં પોતાના મનમાં પોતાના કૃત્યને માટે ખુશી થતું હતું. ભીખારી લોકો બારણા આગળ આવીને ઘરધણીને કેવું પજવે છે તેનું બ્યાન એક મંડળીમાં તેઓ જતા હતા ત્યાં કરવાનો વિચાર કરતાં રસ્તે પડ્યા.

ગરીબ છોડી ચાલવાથી થાકી ગઈ હતી ને વિશ્રાંતિ લેવાનું ઠેકાણું ક્યાં હશે તે માલમ ન હતું તેથી તેને ઘણું રડવું આવ્યું. ગ્રીનોબલ ગામમાં આવી દુષ્ટ રીતનો આવકાર મળ્યો તેથી મોટા શેહેરના લોકો વિશે તેણીએ ઘણું ખરાબ મત બાંધ્યું. રાતને રાત કયે પડી રહેવાને માટે ટાંટીઆ લં-બાવ એટલી પણ જગો મળે તો તેની શોધી કહાડવાની જરૂર છે એવું ધાર્યું. આખરે, દીવા સળગાવેલા છે એવું એક ઘર તેણીના જોવામાં આવ્યું, બારણાં ઉઘાડા હતાં, ને આંગણામાં ઘણા માણસો અંદર જતા આવતા હતા. તેણીએ પોતાના હાથમાં સોનાની મહોર લઈ ચોકીઆતના આગળ ધરી. અહીં તેણીને કોઈએ કાઢી મુકી નહીં. જે ઘરમાં તે જતી હતી તે વીસી હતી ને સુનાની મહોર નજરે પડતાની સાથે ચોકીઆતે સારો આવકાર આપી અંદર દાખલ કરી. વીસીવાળી બાઈએ આવીને જોયું કે એ છોડી બોલી શકતી નથી તેથી તેણીની સાથે કાંઈપણ ન બોલતાં એની બહેનને ઘરમાં લઈ જઈ એક ઓરડીમાં દાખલ કીધી, જ્યાં એક સારૂં બીછાનું પાથરેલું હતું. પછી તેણીએ પોતાની વિસીમાં કેવા પ્રકારની વ્યવસ્થા રાખવામાં આવતી હતી વીસી કેવી જગોએ આવેલી છે ને પ્રવાસી પાસથી કેટલું નાણું લેવામાં આવેછે તે વાતો કરી. વાત કરતાં તેણી ક્યાંથી આવી ક્યાં જવાની છે ને શા અર્થે આવવું થયું તે પુછતી. ને એની બેહેન જવાબ આપી શકતી નથી એવું યાદ આવ્યાથી તેણી બોલી—હું બાઈ કેવી મુરખ છું ! હું સવાલ ઉપર સવાલ પુછ્યાજ કરૂંછું ને તું તો એકે જવાબ આપતી નથી એ શું !

પછી તે વીસીની વખાણ કરવા લાગી અને " આવી માથા કુટ " એમ કહી બોલવું પુરૂં કરવા લાગી. તેણી બોલી—વાહા બેટા ! તું જે નિશાની

કરી બતાવેછે તેમાંની એકે હું સમજતી નથી ! ફીકર નહી—એક મીનીટ માં હું તને ખાવાનું પોંચાડુછુ ! મારો ભાણેજ અહીંજ હતે તો કેવું સારૂ? કારણ તેને ગણીત શાસ્ત્ર એવુંતો સારૂ આવડે છે કે તે તારી નિશાનીઓ પારખી કાઢતે. પણ તે જતો રહ્યા, બાપડો. તે હાલમાં લાયન્સ શેહેર ની તાર હારીસમાં રહ્યા છે. આખરે વીસીવાળી ચાલી ગઇ, ને એની બેહેન બે કાળીયા જે ભાવ્યા તે ખાઇને થાકી ગએલી બીછાનામાં સુતી. અરેરે ! થોડીવાર સુખના સ્વપ્ના આવ્યાથી તેણી પોતાનું ખઈ દુઃખ નિદ્રા આવી ત્યાં સુધી ભુલી ગઇ !

વીસીવાળી બાઇ એની આગળ કહેતી હતી કે તું મીનોબલમાં સાારામાં સારી વીસીમાં આવીછે તેથી એ ની બેહેનને એ ગામની ખબર પડી અને તેણી આગળ ફ્રેડરીક ઘણી વેળાએ એ ગામનું નામ દેતો તે ઉપરથી પણ જાણી શકી કે તે ગામનું નામ મીનોબલછે. પણ પોતાનો પ્રિયતમ એજ ગામમાં તો નહીં હોય એવી કોઇ રીતે બરાબર ખબર કાઢયા વિના મીનોબલ છોડીને આગળ જવું નહીં એવો ઠરાવ કીધો. તે વીસીમાં એક બીજી રાત કાઢવાનો વિચાર બીજે દીવસે વાસીવાળીને જણાવ્યો.ને તે મોટા ગામમાં ફ્રેડરીકને શોધવા નીકળી પડી. ગામના મહોલામાં ફરતાં દરેક બારી તરફ નજર કરતી તે દરેક ઘર તરફ જોતી. ફ્રેડરીક કેયે નજરે પડી જાય તો તે તેણીને બોલાવીને તેની પાછળ ગયા વગર રહે નહીં એવું તે જાણતી હતી. રસ્તામાંથી માણસો જતાં આવતાં મળતાં તો તેમાં ભુલથી ફ્રેડરીક જેવા માણસને જોઇને તે ઉભી રહેતી, પણ અરેરે પણ તેણીની ભુલ તરત માલમ પડી। આ પ્રમાણે તેણી આખો દીવસ રખડીને રાત પડી એટલે વીસીમાં પાછી ગઇ, કારણ એટલો અંધકાર થયો કે માર્ગમાં કાંઈ સુઝતું નહતું.

વીસીવાળી—હમારા ગામમાં તું સઘળે ફરી ચુકી, ને હું ધારૂછું કે તને ગામ પસંત પડયું હશે, પણ આ ગામ કાંઇ લાયન્સના જેવું નથી. ને લાયન્સથી બમણું સુંદર પારીસ શેહેર છે.

પારીસ શબ્દ સાંભળતાની સાથે મુગીએ આનંદની નિશાની કરી બતાવી, તે વિસીવાળીનો હાથ દાબી તેણીને એવું જણાવવા લાગી કે મારે પારીસ જવાનું છે. પણ વીસીવાળી તેણીનું કેહેવું સમજી શકી નહીં.

વીસીવાળી—(થોડીવાર પછી) હું ધારૂંછું કે તું લાયન્સ જવાની કેમ? લાયન્સ શેહેર કાંઇ અહીંથી દૂર નથી. ફકત બાર લીગ થાય છે, કાંઇ

જ્યારે થતું નથી તારાથી આવી સ્થિતિમાં ઝડપથી જવાશે નહીં, પણ ત્રણચાર દીવસમાં તું ત્યાં પોહોંચી શકશે.

દીલગીર થઇને એની બહેન પોતાની ઓરડીમાં ગઇ. પોતાને ક્યાં જવું છે તે કહી શકાતું નહીં તો પારીસ શી રીતે જઈ શકશે? આથી તે ઘણી નિરાશ થઇ. પણ ઇશ્વરની પ્રાથના કરી કે રસ્તે પ્રવાસમાં છતાં તે પરમેશ્વર એણીનું રક્ષણ કરી માર્ગ બતાવે. એવી વારંવાર પ્રાર્થના કરી. તેથી તેણીના મનમાં આશા ઉત્પન્ન થઇ. જો એને આશા ન હોત તો એ બીચારી છોડીની શી અવસ્થા થાત !

બીજે દીવસે સવારમાં મુગી છોડી વીસીમાંથી ચાલી જવા લાગી. વીસીવાળીએ દામનું બીલ તૈયાર કરીને આપ્યું. પણ તેમાં એની બેહેન શું સમજે? પણ તેણીએ સુનાનું નાણું આપ્યું તે લઇને બાકીના નાણુ પાછાં આપ્યાં. શેહેરમાં એવી રીત હોયછે કે જે લોકો જરા સલામ કરે છે જરા જેટલું કાંઇ કામ કરે તો તેના બદલામાં તેમને પૈસા આપવા પડેછે. વીસીવાળી એની બેહેન તરફ ઘણી નમ્રતા વાપરતી તેથી બીલના નાણાંની રકમ હદ કરતાં જાદે હતી. એની બેહેને લાયન્સ તરફ જવાનો માર્ગ પુછી લીધો ને પછી પોતાનું પોટકું હાથમાં લઇને ચાલતી થઇ આટલે દુર જતાં વખતે રસ્તો ચુકી જાય. માર્ગમાં બીજા આડા રસ્તા આવે ને પહાડી મુલકનાં જંગલમાંથી જવાનું તેથી કદાચ ભુલી પડી જવાનો સંભવ હતો. પણ પરમેશ્વર ઉપર ભરોસો સોંપી તેના ઉપર વિશ્વાસ રાખી તે આગળ ચાલી.

દીવસના જેટલું ચલાયું તેટલું ચાલી. રાત્રે થાકી ગયાથી એક ખેતરની પડવીમાં પડી રહેવાની માંગણી કીધી ને ઘાસની ગંજીપર સુઇ રહેવાના રજા મળી. કારણ જ્યાં સુધી થંડીથી નિવારણ થતું હતું ત્યાં સુધી ઘાસમાં પડી રહેવાથી મનમાં કાંઇ ખોટું ન લાગ્યું. પણ અત્યંત થાકી ગયાથી ઘાસમાં પણ નિદ્રા આવી ગઇ. બીજે દીવસે સવારના થોડોક રોટલો ને દુધ ખાવાને મળ્યાં, એણે તેના પૈસા આપવા માંડયા. ત્યારે ત્યાંના રહેનારાઓએ પૈસા લેવાની ના પાડી. આ પ્રમાણે ત્યાં પૈસા આપવાની જરૂર પડી નહી. જ્યાં દયાથી કોઇ ખાવાનું ન આપે ત્યાં પૈસા આપીને આશ્રા મેળવવો પડતો તેથી પૈસાનું કામ પડે એવા વિચારથી તેને સાચવી રાખવાની જરૂર પડી. પણ પરોણાગત સર્વ ઠેકાણે મળી શકતી નથી. હાલમાં એ સદ્ગુણનો તો અભાવજ થયો છે! કેટલાક લોકો ગરીબ માણસોને જરા

ખાવાનું ને થોડા પૈસા આપ્યા એટલે એમ સમજે છે કે હમે મોટા પુન્ય કમાઆ છીએ. પણ એવા ગરીબ માણસોને પોતાના ઘરમાં આશ્રય આપતા નથી. ઘરેં જનારા અતિથીને તેની સ્થિતી, તેનો પૈસો, તેનું નામ પુછયા શિવાય આશ્રય આપવાનો પ્રસંગ ગળે તો પોતાને માન મળ્યું એવું જે. સમયે લોકો સમજતા હતા તે વખત હાલમાં કયે જણાતો નથી, તે વખત જતો રહ્યો. તે વખતમાં અતિથીને ભોજન ઉપર બેસાડતા, દેવતા સળગાવીને તાપણી કરતા, ને તેની સુવાની પથારી પણ કરી આપતા. જેમ જેમ સુધારો થતો જાય છે તેમ તેમ વિચિત્ર પ્રકારના સુધારાના રીત રીવાજો દાખલ થતા જાય છે. આપણે ઘણા ગર્વીષ્ટ થયા છીએ, ને આપણે તેમ કરવું નીચું કામ છે એમ સમજીએ છીએ ! પણ તેવી સારી રીત ના બદલામાં હાલમાં કેવા પ્રકારની રીતો દાખલ થઇ છે તે જુઓ. જેઓ આપણે ત્યાં જમવા આવેછે, ને દારૂના બાટલા ઉડાવે છે તે ઘરમાંથી બહાર ગયા પછી આપણી હીણી વાતો હજારોના મોં આગળ કરે છે, એવા ઘણા મિત્રોને આપણે ઘરમાં દાખલ કરી તેની પરોણાગત કરીએ છીએ. પણ ગરીબ લોકો જેઓને મુશાફરી કરવી પડે છે તેમને કોઇ કડકો રોટલો ને ગોદડું તથા થોડું પાણી પણ આપતું નથી તો સુવા કરવાની કયાંથી ગોઠવણ થઇ શકે? પણ જે મિત્રોની પરોણાગત થાય છે તે પ્રીતીને લીધે નહી પણ આપણને ભય રહે છે કે તે રખેને આપણી વાત કરે. પણ એવા લોકોના કરતાં ગરીબ લોકોને ખાવા પિવાનું ને સુવાનું સુખ આપ્યું હોય તે તેબચારા ગરીબ (લોકો તમારો મોટો ઉપકાર ગાની તમારા બાલ બચ્ચા)ના સુખને માટે પરમેશ્વરની પ્રાર્થના કરશે.

ગ્રીનોબલથી નીકળ્યા પછી બીજે દીવસે બપોરના વિચારમાંને વિચારમાં ચાલી. તેથી એવું બન્યું કે તેણીને જે રસ્તે થઇને જવાનું કહ્યું હતું તે રસ્તો મુકી દઇને આડે રસ્તે પડી. પણ જ્યારે વીસામો લેવાની જરૂર પડી ત્યારે તેણી ચારે તરફ જોવા લાગી કે કોઇ ગામડુ નજરે પડે છે. કારણ ખેતરમાંથી એવી ખબર મળી હતી કે આગળ એક ગામ આવે છે તે ઝાઝુ દુર નથી. જે જગોપર એની બહેન આવી પહોચી હતી તે જંગલ જેવી શાંત વસ્તી વગરની જગા હતી. એકે ઝુપડી નજરે પડી નહી. એક ટેકરાપર તેણી ચઢી તો ફર નાગના ઝાડોથી ભરપુર એવું એક જંગલ નજરે પડયું. ડાબા હાથ પર એક મોટો ધોધવો પડતો હતો તેમાં બરફના મોટા પથ્થરો ઉપરથી ગગડી પડતા હતા ને પાણીમાં મળી જતા.

જમણા હાથપર ઉંચા પર્વતો ને ખુલ્લાં ખડકો જણાતાં પણ એક ચકલું એ ફરકતું ન હતું તો માણસ ક્યાંથી નજરે પડે ? મુગી છોકરીને ભય લાગ્યું કે પોતે રસ્તો ભુલી ગઇ તેથી હવે શું કરવું એ વીચારમાં પડી. ડાબે હાથે ને જમણે હાથે રસ્તા સારા ન હતા કે જેથી લાયન્સગાં જવાનો રસ્તો નજીકમાં જડી આવે. હવે પાછા જવું એ પણ ઠીક નહી, પણ જંગલમાં જે રસ્તો જતો હતો તેજ રસ્તે આગળ જવાનો ઠરાવ કીધો. આડધો કલાક ચાલ્યા પછી દૂર નાગના વૃક્ષોની ઘટા આવી તેમાં તે પેઠી. એ જંગલ આ વખતે એવી સ્થિતિમાં હતું કે શીયાળાની થંડીને લીધે ઝાડનાં પાંદડાં બધાં ખરી જઇને નીચે પડયાં હતાં. તે ઝાડની ડાળીઓ પાંદડાં વગરની દેખાતી તેથી પવન ને તાડનો તો કાંઇ સુમારજ ન હતો.

એવા જંગલમાંથી એક માર્ગ જતો હતો, તે રસ્તે થઇને એ બહેન આગળ ચાલી. આગળ જતાં ઘોડાનાં પગલાં, ગાડીના પઇડાની નીશાનીઓ મળી આવી. તેથી તેણીને એવી આશા ઉત્પન્ન થઇ કે આગળ જતાં કોઇ ગામડું આવશે અગર જે ગામડાનું નામ વીસીવાળીએ દીધું હતું તે આવશે. પણ નીરાશ ન થતાં અને થાક ન ઉતરતાં રાત પડવાની અગાઉ કોઇ ઠેકાણું હાથ લાગી જશે એમ હેતુથી આગળ ચાલી. તે એકાંત રસ્તાપર કોઇ માણસ મળ્યું નહી તેમ કોઇ માણસ દુર જોવામાં પણ આવ્યું નહી. એ રસ્તો જંગલની બીજી બાજુએ થઇને જતો હતો. રસ્તાપરનો દેખાવ ભયંકર ને ગભરાવી ઉપજાવે એવો હતો. તેણીએ ધાર્યું કે હવે રસ્તાનો છેડો આવશે પણ તે ન આવતાં આગળ જેમ જેમ જતી તેમ તેમ ફરના ઝાડજ આગળ મળી જતા પણ કોઇ ગામડાની કે વસ્તીની નિશાની નજરે પડી નહી. તેથી તેણીના મનમાં ઘણી દેહશત લાગી ને હીમત હારી ગઇ. પણ જ્યારે સંધ્યાકાળ પડી ત્યારે તો એટલી બધી બીહી ગઇ કે હવે કોઇ ક્રુર પ્રાણી જંગલમાંથી આવીને એનો ભક્ષ કરી જશે. આખરે એટલું બધું અંધારૂ થયું કે આગળ પગ પણ મુકી શકાય નહીં. પછી ઘણી થાકી ગયાથી જમીનપર થાક ઉતારવા બેસવું પડયું. તેણીની આંખમાં આંસુ આવ્યાં. રડી પડી. હવે આગળ અંધારામાં જવાએ કેમ ? પછી આખી રાત ત્યાંજ પડી રહેવાનો વિચાર કીધો. કેમકે તે ડરી જતી હતી એટલુંજ નહિ પણ તેણીને ખબર ન હતી કે લુટારા તે કેવા હશે? કારણ વીલ્હેલ્મ ગામડાની પાસેના જંગલમાં લુટારાની વસ્તી ન હતી. પણ તેણી તહાડથી બહુ તહાડના જંગલમાં કડકડતો પવન ને ટાઢમાં

આખી રાત કેમ પસાર થશે એ વિશેનો ઘણો ડર હતો. પણ એ વાતનો કંઇ ઉપાય હાથમાં ન હતો; પણ પાછલા ગામમાંથી થોડોક રોટલો ને થોડાંક ફળ લઇ પાસે રાખ્યાં હતાં તે ખાઇને શરીર ઉપર જે કામળો હતો તે આખા શરીરે ચારે તરફથી વીંટાળીને, માથા નીચે કપડાનાં પોટલાનું ઓસીકું કરીને જમીનપર ઉંઘ લેવાને માટે સુની. તેણી ચાલી ચાલીને બેહદ થાકી ગએલી હતી તેથી થોડીકવારમાં નિદ્રા દેવીએ આવી તેણીના નેત્રમાં પ્રવેશ કીધો.

એની બહેન નિદ્રામાંથી જાગી ઉઠી ત્યારે મધ્ય રાત્રીનો વખત થયો હતો; ચંદ્રમા મસ્તક ઉપર આવી રહયો હતો ને તેના અજવાળામાં જે રસ્તાની બાજુએ એણી સુતી હતી ત્યાં લખલખાટ પ્રકાશ પડયો હતો, એટલામાં તેણીની નજરે એક કૌતક પડયું.

જંગલની ઝાડીમાંથી મધ્ય રાત્રીને સમયે ચાર માણસો નિકળી આવ્યાં, તેમના અંગ પરનાં વસ્ત્ર ઉપરથી તેઓ જાણે જંગલના લાકડાં કાપનાર હોય એવું જણાતું. અંગમાં ફાટી ગએલા જાકીટ, ચાગડાના પટા, કમરે ચઢાવેલી ઇજારો ને મોઢાં સુધી નીચી આવે એવી મોટી ટોપીઓ પહેરેલી એવા આસામીઓને આવતાં એની બહેને દીઠા ત્યારે તેમના સ્વરૂપ ઉપરથી દયા અને મનુષ્યપણું હોય એવું લાગ્યું નહી. તેમના વાળ વિખરાએલા તેમના ખાંધાપર પડતા હતા. લાંબી મુછો ને મોટી દાઢીઓથી મોઢાં વિકાળ જણાતાં હતાં. દરેક જણના હાથમાં બંદુક હતી, ને કમર પટા સાથે શીકારી ચપ્પુ અને પીસ્તોલો લટકાવેલી હતી.

તેમાંથી બે જણાએ નીચા વળીને એની બેહેન તરફ જોયું. ત્રીજો હાથમાં ફાનસ રાખી મુગી છોડીને તપાસીને જોવા લાગ્યો. ને ચોથો શખસ રસ્તા ઉપર કોઇ આવતું તો નથી તેની સંભાળ રાખવા માટે ઉભો હતો. આસપાસ ઉભા રહેલા લોકોનો દેખાવ જોઇને મુગી છોડી ભયથી એટલી બધી ધ્રુજવા માંડી કે તેનું વર્ણન કરી શકાય નહી. એને પોતાના ઉપર કેવા પ્રકારનું સંકટ આવી પડવાનું છે તેની ખબર ન હોવાથી શા કારણથી તે બીહીવા લાગી તે જાણી શકી નહી. ને તે લોકોએ એની સામું જોઇને ડોળા કાઢયા ત્યારે મુગીએ પોતાની આંખો મીચી દીધી.

એ લુટારાઓમાંનો એક જે એની બહેન તરફ વાંકો વળીને જોતો હતો તે બોલ્યો—"અલ્યા, આ કોઇ અહીયાં સુતું છે. ગજવામાં શું હશે તે લઇ લેવાને માટે તેણીના કપડાં ઓળખવામાં નકામો વખત ગુમાવવો

એ કાંઈ હું ઠીક ધારતો નથી.

ફાનસ લઇને જે ઉભો હતો તે બોલ્યો—કેમ અલ્યા ! જે કાંઈ જો હશે તે આપણા બાપનું. તપાસ તેણીના માથા આગળ પોટલું મુક્યું છે તે.

બીજો બોલ્યો બીજા થોડાક કપડાં બાંધેલા છે તે આપણે શું કામના ? એ ખેડુતની છોડી ખેતરમાં કામ કરનારી છે તેવી તને નથી જણાતી ?

પ્રથમ બોલ્યો હતો તે શખસ—એ મરી ગએલી છે કે જીવતી છે અલ્યા? જરા હલાવીને જોની લેરા આખી રાત તપાસવામાંજ કાઢીનાંખવાનો કે?

લેરા—એમાં કાંઇ માલ નથી દેખાતો. રસ્તા ઉપર તો કોઇ જણાતું નથી કેમ જાકીસ ખરૂં કેની ?

જાકોસ એ પહેરો કરનાર માણસનું નામ હતું. જ્યારે તેના સાથીએ આ પ્રશ્ન પુછયો ત્યારે તે આવીને બોલ્યો. " સત્યાનાસની પાંટી. આજની રાત પણ એળે ગઇ !

લેરા—એળે કેમ ગઈ? પોરી તો દેખાવડી દેખું !

આ વેળા એની બેહેને આંખો મીચી હતી તે ઉઘાડીને વિચાર કરવા લાગી કે આ લોકો શું ધંધો કરતા હશે ને તેઓ જે બોલ્યા તેનો અર્થ શું તે જાણી શકી નહી, પણ જે લોકો તેણીની આસપાસ વીંટળાઇ વળ્યા હતા તેમની પાસે દયાની માગણી કરવા લાગી.

ફાનસવાળો—જો લેરા, અલ્યા આ છોડી તો જાગી ઉઠી.

લેરા—એની આંખો કેવી સરી છે ! હવે આપણને જોઇને એ શું કહેશે તે પહેલાં જોઇએ, પછી બીજી વાત.

એની બહેન દયાર્દ્ર મુખે ચોરો તરફ જોવા લાગી ને હાથ જોડી તેમને દયા આણવા માટે વિનંતી કરવા લાગી.

લેરા—અલી, બીહે છે શું કામ? તારા શરીરને હમે અડવાના નથી પણ તું કયાંથી આવી કયાં જવાની છે ને આ જંગલમાં કેમ સુતી છે તેનો જવાબ આપ.

લુટારા લોકોને જંગલમાંના લાકડાં કાપનાર તરીકે જાણતી હોવાથી તેમને નિશાની કરી બતાવી કે રસ્તામાં ભુલી પડી તેથી અહી આવી છું.

એક ચોર—અલ્યા, આ તો બાયડી છે. ને બોલતી નથી ! આ શો ચમત્કાર ! બીકથી તારાથી બોલાતું નથી? બોલ જે હોય તે !

એની બેહેને ઉઠીને એવી નિશાની કરી જણાવ્યું કે મને બોલવાની ઇંદ્રી નથી.

ગઇ વખતે જે ચોર બોલ્યો તેજ બોલ્યો—આ તે વળી કઇ જાતની બાયડી હશે? થોડીવાર નજર કરીને જોયું તો તેને તરત ગામમ પડી આવ્યું કે એ બાઇના પેટમાં ગર્ભ છે.

જાકીસ—જવા દે તે બાયડીને. એ તો મુગી ને બહેરી છોકરી છે ને આપણે કાંઇ એને ઇજા કરીએ તો આપણુને મોટી શરમ છે.

લેરા—શું બહેરી છે ને વળી મુગીએ છે! ત્યારે તો એ મોરો ખ. જાનો જડયો. પણ કેવી સુંદર દેખાય છે. તેની આંખો ને દાંત તો જો! એ જો મારી બાયડી થતી હોય તો હું એને ખુસીથી ઘરમાં રાખું.

જાકીસ—અલ્યા, કાંઇ મશ્કરી બશ્કરીમાં બોલે છે કે શું?

પહેલો લુટારો—એમાં શું થયું? મુગી ને બહેરી છોડી આપણા ધં. ધામાં બહુ ખપ લાગશે!

મુગી છોડી બીહીકથી ધ્રુજતી હતી તેથી લુટારા લોકો શી વાત કરતા હતા તે જાણી શકી નહી. તાડથી હાથપગ બધા અકડાઇ જવાથી કોઇ આશ્રય લેવાનું ઠેકાણું આ લોકો દેખાડતા નથી એવું ધારીને તેણીએ ગમે એવું સંકટ પડે તો પૈસો એવી ચીજ છે કે જે જોયાથી ગમે એવા માણસના મન પીગળે છે એવું જાણીને ગજવામાંથી કાળી થેલી કાઢી. ને આંખમાં આંસુ આણી દયામણી રીતે ચારોના હાથમાં એક સોનાનું નાણું મુકયું.

ફાનસવાળો લુટારો—ઓહો એની પાસે તો પૈસા છે! એ ઠીક થયું. એ આપણુને કેટલાક આપે છે. મારી વહાલી, તુંએ બધા સોનાના સિક્કા અમને આપી દે તો ઠીક થાય!

એ શબ્દ બોલતાની સાથે તેણે મુગીના હાથમાંની કાળી કોથળી છીનવી લીધી ને બધા ચોરો એકઠા મળી તેમાં કેટલું નાણું છે તે જોવા લાગ્યા. પોતાની પાસે સર્વ સુખનું સાધન લુટાઇ ગયું જોઇ મુગી છાની માની ભયભીત થઇને ઉભી રહી.

જાકીસ—અલ્યા આમાં તો ત્રણ સીકકા છે! એ સાંભળીને બધા ચોરો ખુસી ખુસી થઇ ગયા. ગયા અઠવાડીઆમાં આપણુને આટલું પણ મળ્યું નથી.

લેરા—મેં તને કહ્યું છે કે આ છોડીની પાસે કાંઇ પણ નાંણા હશે. અલ્યા ભાઇઓ! આપણે આ બાઇને આપણા રહેઠાણમાં લઇ જઇએ ને આપણે સુખ મેળવિએ.

આ શબ્દ બોલવાની સાથે એ લુટારો મુગીનો હાથ ઝાલી જંગલમાં ખેંચી લઇ ગયો. જાફીસે પોટલું લીધું, પીરીએ પહેલાની બાંકડ ફાનસ લીધું અને ફ્રેંક જે ચોથો લુટારો હતો તે પાસે આવ્યો ને મુગીની પછવાડે ચાલ્યો પોતે કેવા પ્રકારની સ્થિતિમાં પડેલી છે ને તેના ઉપર શાં શાં સંકટો આવી પડવાનાં છે તે ન જાણતાં અને ચારે લુટારા પોતાના રહેઠાણમાં પોતાના બૈરાં છોકરાંઓની આગળ લઇ જતા હશે એવું ધારી મુગી છોડી ચારે લુટારાઓની ટોળી વચ્ચે કાંઇ પણ આનાકાની કીધા વગર ચાલી. તે લોકોના ભયંકર મોઢાં, તેમની ચમત્કારી ને કઢંગી રીત, તેમની પાસેના હથીઆરો ને તેમના બોલવાની વિચિત્રતા—એ સઘળું જોઇને મુગી છોડી ભયભીત થઇ ગઇ. વારે વારે નાહીમત થતી હતી તેથી તેઓના મોઢાં ઉપર દયા અને નરમાસ જણાય તો તેની આશાથી તેમના મોઢાં તરફ જોવા લાગી પણ ઉંચું જોતાંની સાથે લેરા નામનો લુંટારો પોતાની વરૂ આંખો ફાડીને જોતો હોય એવું તેણીને જણાયું. તેનું વિકાળ સ્વરૂપ જોઇને કેદમાં પડેલી મુગી હીંમત હારી ગઇ, તેના વાળ ગુંછળાં વળેલાં ને રાતા હતા, આંખો ભુરા રંગની હતી–ને ડોળા આંખમાં ચળકાટ મારતા હતા. તેનું મોં જે જંગલી રીતે હસવાથી જરા વાંકું થઇ ગયું હતું તેના ઉપર જાડી માથાનાં વાળના રંગની મુછો હતી. અને નાક આગળથી ડાબા કાન સુધી એક જખમ પડેલાની નિશાની દેખાતી હતી. એ નિશાનીથી એનો ચેહરો વધારે ભયંકર દેખાતો. આ માણસે મુગીના શરીર ઉપર એક હાથ નાંખ્યો હતો, ને એવી રીતે તેણીને ઝાલી જંગલમાંથી તે લઇ જતો. બીજા સાથીઓના ભાષણ ઉપરથી તેઓ એના જેવાજ વજ્ર હૈયાના હોય એવું આપણી અનાથ, જંગલમાં એકલી, પડેલી માબાપ વગરની, ને ફ્રેડરીકે છોડી દીધેલી મુગી છોડીને માલમ પડયું.

એ લુટારા લોકો જંગલમાં જતાં, પુષ્કળ ઝાડની ઘટા હતી ત્યાં એક ઝુંપડીમાં રહેતા હતા. દીવસે જંગલમાં લાકડાં ફાડવાનો ધંધો કરતા ને રાતના કોઇ ઘરાક મળે તો તેને લુટીને નાસી જતા ને આડો આવે તો તેનું ત્યાં પારીપત્ય કરી નાખતા. તેઓ દિવસે પોતાના હથીઆર તેમની ઝુંપડીની નીચે એક ઉંડા ખોદેલા ખાડામાં છુપાવી રાખતા પણ રાતની વખતે પાછા હથીઆરબંધ થઇ રસ્તા પર જતા ને મુસાફરો મળતા તેમને લુંટી લેતા. વખતે ઘણા મુસાફરો એકત્ર થઇને જતા તો તેમને પોતે લાકડાં ફાડનારના જેવા દેખાવ બતાવી રસ્તે કોઇને ન છેડતાં જંગલમાં ફર્યા કરતા.

ચોરના રહેઠાણમાં જઇ પહોંચતાં વાર લાગવાથી મુગી છોડીને પણો અમંઓ લાગ્યો ને તેમાં આવી વીકટ ઝાડીમાંથી પસાર થતાં વધારે ભય- ભીત થઇ ગઇ. કલાકેક પર્યંત ચાલ્યા પછી એક ખીણ આવી તેમાંથી એક ઝુમ્પડીમાં બળતો દીવો જણાવા લાગ્યો. ચોર લોકોએ સિસોટી બે ચાર વ- ખત વગાડી એટલે એક સ્ત્રી બારણા આગળ આવીને ઉભી. પોતાના જે- વીજ એ સ્ત્રી છે એવું જોઇને મુગીને જરા ધીરજ આવી. પણ તે મુગીને જોતાંજ મનમાં ખુસી થઇ. ચોર લોકોની સાથીદાર બાઇને જોઇને એના ઉપર મુગીને સારી આશા લાગી નહી. તેમજ તેણીનો ભરોંસો લાગ્યો નહી. તેણી શરીરે ઘણી ઉંચી અને એટલી પાતળી હતી કે તેણીના હાડકાં હ- મણાં ચામડી ચીરીને બહાર નીકળી પડશે. કારણ તેણીના અંગમાં માં- સનો ભાગ બીલકુલ ન હતો. તેણીના અંગો પાતળા ને ખુણા ખોચરાવાળા હતા. તેથી તે એવી ભયંકર દેખાતી કે કોઇ માણસ તેણીની સામું જુએ તો તેણીનામાં લોહીનો ભાગ હશે કે નહી એનો વિચાર પડે. મોહું જરા ઠીક લાગતું ને માથાપર લાલ રૂમાલ બાંધેલો હતો ને શરીરપર ફાટી ગએલાં કપડાં પહેરેલાં હતાં.

ચોર લોકોએ ઝુંપડીના બારણા આગળ આવીને બુમ પાડી અલી- ક્રીસ્ટાઇન, હમને એક અચ્છો શીકાર આજે મળ્યો ને તારે માટે એક સાથીદાર લાવ્યા છીએ, પણ એની સાથે તું લડતી નહી હોં?

આ શબ્દ સાંભળીને તેણે ચોરના હાથમાંનું ફાનસ લઇ લીધું તે મુગીના મોઢા આગળ ધર્યું. મુગીનો ચેહરો ઘણીવાર સુધી જોઇને તે કર્કશ અ- વાજથી બોલી—આ વળી ચેટક ક્યાંથી લાવ્યા એ કોણ છે?

જાડીસ-એક બાયડી, તારી બન્ને આંખે જણાતી હોય તો એવી બા- યડી જડવી મુશકેલ. એ મુગી ને વળી બેહેરી છે!

ક્રીસ્ટાઇન—મુગી ને બેહેરી બન્ને! શીકાર તો ખાસો મળ્યો. હવે એનું તમે શું કરવાના છો?"

લેરા--(એવા મોટે અવાજે બોલ્યો કે આખું જંગલ ગાજી રહ્યું) એનું તારે શું કામ છે? આ બાઇ--મારી સાથીદાર, મારી રાખેલી. મારી બાઇડી ને વળી તું જે ધારતી હોય તેવીને લઇ આવ્યો છું. એ બાઇ મને ગમે છે એટલે બસ. એની સાથે તું સારી રીતે ચાલજે, નહીં તો ઉંચા ઝાડ ઉપર તને લટકાવી દઇશ જાણ્યું?

આવી ધમકીથી ક્રીસ્ટાઇન કાંઇ બીધી નહીં. પોતાના વિકાળ ચેહ-

રાથી તેણી મુગી છોડીના તરફધારીને જોવા લાગી. તે તેણી કેવી સ્થિતીમાં છે તે જોઇને પોતાના સુકાઇ ગએલા હોઠ દાંતેવતી મરડાઇ આવ્યા ને દાંતને ખોલતાં બોલી "તારે તો તું થોડા દીવસ પછી ખાપો ચવાનો કેમ ?

એ વાક્ય બાઇના મોંઢામાંથી નિકળતાંની સાથે લેસએ એના જવાબમાં એવો તો એક સજડ આચકો એ બાઇને મારયો કે જેથી એ બાઇ કેટલાંક પગલાં પાછળ ખસી ગઈ. પણ પછી તરતજ બાઇને એવો ગુસ્સો ચઢી ગયો અને સાથીની આવી જંગલા વર્તણુક માટે કીનો લેવાની તૈઆરીમાં હતી એટલામાં પીરી નાગનો ચોર વચ્ચે પડી બોલ્યો " ચાલો હવે તમારી નકામી ને ભયંકર રમત જવાદો ! આપણા ઘરમાં અવ્યવસ્થા રહે છે એમ આપણે ત્યાં આવેલા પરોણાને જણાવવું ન જોઇએ અને આપણે માટે એ બાઇને કેવો હલકો વિચાર આવશે? ફોસ્તાબન, તું જઇને રસોઇ તૈઆર કર. હમે તો સીઆળવા જેવા ભુખ્યા થઈ ગયા છીએ.

લુટારા અને તેમની સાથીદાર સ્ત્રી વચ્ચે આ વાતચીત ચાલતી હતી તે વેળા ગરીબ મુગી ભયભીત થઇ ગઇ ને કાંઇ સંકટ આવી પડશે એવું લાગ્યું. પણ કેવા પ્રકારનું સંકટ આવી પડશે તેની બીચારીને ખબર ન હતી. એ બાઇનું સ્વરૂપ—ચોરોની વાતચીત જેમનું ક્રુરપણું હવે ખુલ્લું નજરે પડવા લાગ્યું હતું—જંગલમાં એક કોરે તેણીને ઘસડીને લઇ જવું.—એ બધી બાબતો વિશે વિચાર કરતાં કેવું મોટું સંકટ આવી પડશે તેનો ખ્યાલ કરવા લાગી. પણ તે બીચારી નાચાર હાલતમાં કરે શું ? તેનું હવે શું થશે? એ ઝુપડીમાંથી નાસી જવાનું એના હાથમાં હતે તો એ આખી દુનિઆ આપી દેતે. તેણી રાત્રે તાહાડથી ધ્રુજવા લાગી. પણ નહાસી જવું એ આવી સ્થિતિમાં શી રીતે બની શકે? લુટારાઓએ એનું પોટલું, પૈસા બધુંએ લઇ લીધું હતું. શું તેઓ તેણીનું પોટલું પાછું આપવાના હતા? એ આશા રાખવી નિષ્ફળ હતી. ને દરેક ઘડીએ નવા પ્રકારનું સંકટ આવી પડશે એવી ધારતી લાગતી હતી. તે આખે અંગે ધ્રુજવા લાગી-દાંત તહાડથી કડકડવા લાગ્યા ને ઘુંટણ આગળ કંપ છુટયો.

લેસ—(તેણીને ઝુપડીમાં લઇ જઇ) જો ડોકરી ફોસ્તાબને કેવું કીધું? તેણીએ મારી બાયડીને એવી ખીજાડી કે જાણે તે હમણાં મરી જશે. ચાલો આપણે આ બાઇને દેવતા આગળ લઇ જઇએ એટલે તેનો ગરમારો લાગીને જરા ઠેકાણે આવશે.

લુટારાઓ ઝુંપડીમાં આવ્યા. એ ઝુંપડીમાં બે ઓરડાઓ હતા. એક ઓરડામાં એ બધા લુટારા રહેતા હતા; તેના એક ખુણામાં ઘાસની ભારીઓ પડી હતી તેના ઉપર તે લોકો સુતા હતા. સઘડીમાં દેવતા ધગધગતો હતો તેથી ઓરડીમાં ગરમાળો થતો હતો. એ ઓરડી બીજી કરતાં મોટી હતી. હવે બીજી ઓરડી નાની હતી પણ તેમાં દેવતા સળગાવેલો ન હતો. તેમાં એક બારી હતી તેમાંથી આખું જંગલ નજરે પડતું હતું. ત્યાં આગળ ફોરસ્ટાઇન હમેશાં સુતી હતી ને તેમાં ઓરકી સામાન લાકડાં વગેરે ભરેલું હતું.

મુગી છોડીને તે મેલી ઘેલી ને ધુંગાડાથી કાળી ઠીકર પડી ગએલી ઓરડીમાં લાગ્યા. તેણીની નજરે ઘાસ પડયું. ભીંત ઉપર ખીલે હથીઆરો લટકતાં હતાં. સગડીમાં દેવતા ધગધગ બળતો હતો ને તેની આગળ ચોરોને ખાવાને માટે માંસ સેકવા મુકયું હતું તે બધું જોઇને તેનાથી એક ડગલું પણ ભરાતું નહતું. તે લેરા નામનો લુટારો તેણીને અંદર લઇ ગયો ને બોલ્યો—અહીં આ બાઇ બેસસે તો આરામ મળશે! એને સગડી આગળ સેક લેવા દઇએ ને જરા ખાસે તો તે ટટાર થઇ જશે.

જાસ્પેમ—અલ્યા તું કેવો મુરખ છે? જાણે તારૂં બોલવું એ બધું સાંભળી ન હોય

લેરા—અલ્યા વાત ખરી. મુગી ને બેહેરી છે તે મને યાદજ રહ્યું નહીં હોં. પણ હું એને કયાં કહું છું. હું તો તમને કહું છું.

જાસ્પેમ—એ મુગી ને બેહેરી છે એ તું શા ઉપરથી કહી શકે છે? કદાચને એ ઢોંગ કરતી હશે તો? કદાચ એ ફકત મુગી હોશે.

લેરા—એમ હને તો તેની જીભ કપાઇ ગએલી હોવી જોઇએ. પણ જીભ કપાઇ ગએલી કાંઇ લાગતી નથી. તેથી એમ હશે કે તે બેહેરી હોવાને લીધે તેનાથી બોલાતું નહીં હશે. ભાઇઓ તમને એ વાતની કાંઇ ખબર નથી. પણ મેં તો હજારો દેશ જોયા છે ને ઘણો ફરેલો છું. તમારા જેવો અજ્ઞાન હું નથી. મને ખબર છે કે મુગાં ને બેહેરા માણસો માત્ર મુગાંજ હોય છે. કારણ અવાજ સંભળાતાં નથી એટલે બોલતાં આવડતું નથી બીજું એ બાઇને તપાસી જુઓ તો એ બાઇ એક પણ શબ્દ સાંભળી શકતી નથી એમ માલમ પડશે.

ઝુપડીમાં પગ મુકયો ત્યારથી ભયથી ગભરાઈ ગએલી, સંકડથી દડાઇ ગએલી, અને શ્રમથી પીડીત થએલી મુગીની આસપાસ શું

ભતાર ભનનો હતો તે તેણી જાણી શકી નહીં; છતાં ચારે ચોરો જી વાત કરતા હતા તે ઉપર ટપકે સાંભળ્યું, ને પોતે બેડેરી ને મુંગી છે એવું ચોર લોકો સમજતા હતા એવું જાણવામાં આવ્યું ત્યારે એક જણી અવાજે એણીને જણાવ્યું કે તેઓ જે જુલમ કરે છે તે જુલમ સુધારવાની કાંઈ જરૂર નથી. તેણીને સારી પેઠે ખબર હતી કે જો ચોર લોકો પોતાના જુલમ ભરેલા મતને વળગી રહેશે તો તેઓ એણીની સમક્ષ કાંઈ પણ પડદો રાખ્યા વિના બોલી શકશે; અને તેમની મસલતો અને વિચાર ઉપરથી માલમ પડી આવશે કે તેણીને આગળ જતાં કોઈ પ્રકારનું ભય નાશે કે નકીમાંથી છુટકો થવાનો સંભવ છે યા નહીં. ને આ ઠરાવથી તેણીની હુંશીયારી નરમ પડી; અને ચોર લોકોની જે વાત ચીત ચાલતી તે ઉપરથી નિપજતા વિચારો છુપા રાખવાનો તે પ્રયત્ન કરતી.

ચોરોએ પોતાનાં હથીઆર ઉંચાં મુકયાં. ને જગવાની વાર હતી તેથી તેઓ પોતાની બહાદુરીની વાત ચીત કરવા લાગ્યા. મુંગી ગરીબ બિચારી છોકરીને વાતચીત ઉપરથી એવું અનુમાન થયું કે એણી હરેક જાતના ગુન્હા કરી શકે એવા ક્રૂર લોકોની ટોળીમાં સપડાઇ ગઇ છે. તેથી નિરાશા થઇ હતી છતાં ધીરજ મનમાં ધારવાનું કારણ મળી આવ્યું અને પોતે કેવી દુઃખની જગોએ સપડાઇ ગઇ છે તેની બરાબર સમજણ પડવાથી તે સારી રીતે જાણતી હતી કે આવા પ્રસંગમાં કોઇ પણ પ્રકારની યુક્તિ કીધા વિના તેમના સપાટામાંથી મુક્ત થવાનું બની શકવું મુશકીલ છે. જો કદાચ મરણ સગીપ આવી ઉભું રહે તો તેનાથી તે આટલી બધી ડરી જાતે નહીં, પણ એક પ્રકારની ફરજથી તે પોતાના અંગનું સંરક્ષણ કરવાને કુદરતી રીતે બંધાએલી હતી. તે ફરજ એ કે તેના પેટમાં જે બાળક હતું તેનું ગમે તેમ કરીને રક્ષણ કરવું. જેઇએ: માતૃપ્રેમને લીધે માતાઓએ મોટાં મોટાં અજાઓથી પમાડનાર શૂર પરાક્રમ કીધેલાં છે. અને આજ દેવી પ્રેરણાશક્તિને લીધે મુંગી બધાં પ્રકારનાં સંકટો મુગે મોઢે સહન કરવા લાગી.

ક્રિસ્ટાઇને જમવાને માટે ઓરડાની વચ્ચે એક ટેબલ બીછાવી તેનાપર ભાણાં, ગલાસો, અને બાટલીઓ લાવીને મુકી. ચોર લોકો ટેબલની આસપાસ જમવા બેઠા. ને મોંમાં કોળીઓ નાંખતાં જાય ને પોતાના પરાક્રમની તારીફ કરવા જાય. મુંગી છોકરી દેવતા આગળ બેસીને સર્વ સાંભળતી હતી. ચોરોએ તેણીને માટે ટેબલ ઉપર રોટલા, માંસ ને દારૂ મુક્યો. તેણીએ

નિશાની કરી તેને માટે ચોરનો ઉપકાર માન્યો, ને થોડું ઘણું ખાવા લાગી એવું સમજીને કે ખાધાથી જરા શકિત આવશે તથા ચોર લોકોને સારૂં લાગશે.

લેરાએ મુગી તરફ જોઇ પોતાના સાથીદારોને કહ્યું—આ બાપડી બકરાના જેવી ગરીબ દેખાય છે. અને તેથી હું ગમે તેમ તેણીનું કરીશ.

ક્રિસ્ટાઇન—(ચોર લોકોની પાસે બેઠી હતી) તેનો કુમળો ચેરો જોઇને તેના ઉપર વિશ્વાસ રાખતા ના. તેના ઉપરના ગરીબ દેખાવ ઉપરથી તમે પુરૂષો ઠગાઓ છો. પણ ચહેરો જોઇને ઠગાવું નહીં.

લેરા—તારો ચહેરો એવો કયાં છે ? તારો એવો ચેરો નથી તેથી તું દ્વેષથી એવું બોલ છે. તારો ચહેરો કોઇ જુએ તો તને સેતાનની બહેનજ કહે.

એ સાંભળી બધા ચોર લોકો હસી પડયા. ઉપરા છાપરી ગલાસોમાં દારૂ ભરી ઢાલવવા લાગ્યા. જેમ જેમ વધારે દારૂ પીતા ગયા તેમ તેમ તેઓ વધારે બકવાટ ઉપર ગયા—ડરામણી ક્રીસ્ટાઇન પણ બકવા લાગી—અને લેરા, જે મુગીને જોતો હતો તે માત્ર દારૂના ઘેનમાંથી મુકત હતો ને બકબાટ કરતો ન હતો.

પહેલો ચોર—મને અચબો લાગે છે કે આ છોડી કયાંથી આવી હશે ? એણીએ કોઇ દીવસ ખેતરમાં કામ કીધું હોય એવું જણાતું નથી. કારણ કામ કરવાને માટે એના હાથ ઘણા કુમળા જણાય છે.

જેકીસ—એ છોડીને કોઇએ ભુંડ થાપ આપીને કાઢી આણેલી છે. તેણીના પ્યારાએ એને છોડી દીધી હોય એમ જણાય છે. ને તેથી તેણી તે પ્યારાને શોધવાને નીકળી પડી છે. જે જુવાન છોડીઓ જુવાન માણસોનું સાંભળી તેમના પ્રેમ પાશમાં પડે છે તે સઘળી છોડીઓની એવીજ અવસ્થા થાય છે.

મુગીની આંખમાં આંસુ આવ્યાં તે હાથે કરી લુછી નાંખ્યાં. કારણ એ ચોર જે બોલ્યો તે ખરૂં હતું.

ક્રીસ્ટાઇન—જો કોઇ મારી છોકરી હોય ને તે એવી રીતે નાસી જાય તો હું એને ગળે ફાંસો ઘાલીને મારી નાંખું.

જાકીસ—કેમ સાંભળો છો કે ? ક્રીસ્ટાઇન, સારૂં થયું કે તને પરમેશ્વરે છોકરાં આપ્યાં નથી. છોકરાં તારે પેટે જન્મ્યાં હોત તો જાણે મદનના જેવાજ સુંદર પુતળાંહતે.

લેરા—એ છોડી ગમે તેવી હોય તેનું આપણને શું કામ છે? મારૂ એટલું છે કે એણી અહીંથી કયે જવા પામે નહી એટલે બસ. તે તું ક્રીસ્ટાઇન જોજે. ખબરદાર એની કાંઇ મશ્કરી કરી તો. ને મેં તને કહી મુકયું છે તે યાદ રાખજે, નહી તો તારી કમબખ્તી આવી જાણજે.

ક્રીસ્ટાઇન—તારી આવી ધમકીના બોલ સાંભળીને હું ડરી જાઉ એવો નથી તો. જાઇએ.તો તું તારી મેળે એને સમજાવ કારણ હું ધારૂં છું કે એણી ખરેખર રડે છે. લેરા એના મોં ઉપર એક બચી લે.

બીજા ચોર લોકો—( દારૂ પીને ઠે થયેલા ) ને હમે કેમ રહી જઇએ? અમે પણ એણીને સમજાવીશું. ચાલો આપણે એક એક જણ બચી કરીએ એમ કીધાથી એણી છાની રહેશે.

આ શબ્દ બોલતાંની સાથે લેરા ચોરના ત્રણ સાથીદારો ઉઠીને મુગીની પાસે જવા લાગ્યા. પણ લેરા, મુગી અને બીજા ત્રણ ચોરો વચ્ચે પડ્યો; અને બન્ને હાથમાં પીસ્તોલો ઝાલીને પોતાના સાથીદારોને આગળ આવતા રોકી મોટે સ્વરે બોલવા લાગ્યો—"એને હાથ અડકશો તો ખબરદાર! તેને જે કંટાળો આપશે તેને હું આ પિસ્તોલથી મારીજ નાખીશ! એ બાઇડી મારી છે; જારે તમે તેણીને જોઇને આગળ ચાલ્યા તારે હું એણીનો હાથ ઝાલી ઉઠાડીને અહીં લાવ્યો છું. તેણીને અહીં આણનાર પણ હુંજ છું. ને એણીને મારી ધણીઆણી તરીકે રાખવાને હુંજ તૈયાર થયો હતો તેમાં તમારો શો હક છે? જોઉ તો ખરો કે એને મારા વિના કોણ આંગળી અડાડી શકે એવો છે? જો કોઇએ એની ઉપર હાથ નાંખ્યો તો આ પીસ્તોલથી મુએોજ સમજજો.!

આ સાંભળીને બધા લુટારાને ધાસ્તી લાગી. તેઓ જાણતા હતા કે આ તેમના સોબતીને છેડવાથી કાંઇ સાર નીકળવાનો નથી ને જે એ ધમકી આપે છે તે ખરી કરી બતાવ્યા વિના રહે એવો માણસ નથી. તેથી તેના અંતરનો દ્વેષ જોઇ બધા ખડખડ હસી પડયા. મુગી છોડી આ જોઇને ભયથી છેકજ ગભરાઇ ગઇ હતી. તેણી ઓરડીના ખુણામાં જઇ ઘુંટણીએ પડી દયા આણવાને માટે ચોર લોકોને વિનવવા લાગી. લેરા તેની પાસે ગયો ને તેના મનનું સાંત્વન કરવા લાગ્યો. બીજા ચોર લોકો હવે એણીને હાથ અડાડવાના નથી એવું જાણીને મુગીનો હાથ પકડી તેણીને ઓરડીમાં લઇ જઇ, એક જુનું બીછાનું બતાવી તેણીને સુવા જવાની નિશાની કરી બતાવી. એ ઓરડીમાં મુગી છોકરી બેઠી હતી ને તેજ

દીવો પણ ન હોવાથી સઘત્ર અંધકાર હતો. પણ એ બે ઓરડા વચ્ચે જે લાકડાનો આંતરો ભરી લીધેલો હતો તેની ફાટોમાંથી બીજા ઓરડામાં શું આગતું હતું તે જોઇ શકાતું. બેરા ઓરડીમાંથી ગયા આગા-ઉ તેણી જો કે પથારીમાં પડી હતી છતાં તેણી બેરા બહાર જતાંની સાથે પથારીમાંથી ઉઠીને બેઠી. ને આંતરાની ફાટ આગળ કાન ધરી ચોરો જે બોલતા હતા તે સઘળું ધ્યાન દઇને સાંભળવા લાગી. તે વેળા સર્વ ચોરો હસતા, ફાર ઠાસતા, ને ગાયન ગાતા હતા. તેઓ આવી રીતે ઘેનમાં પ-ડયા પડયા નાચતા ખાતા પીતા હતા તે વેળાએ લાગ સાધીને મુગી નાસી જાય તો કેવું સારૂં ! તેણી આજુબાજુ જોઇને–એક બારી આગળ આવી, જેમાંથી આખું જંગલ દેખાતું–ને એના મનમાં એકદમ કેદમાંથી મુક્ત થવાની આશા ઉત્પન્ન થઇ. ઓરડીની બહાર જમીન સરખી હતી. ને બારીએથી હીંમત રાખી કુદકો મારી ચાલી જાય એવું હતું. પણ બારીમાં હાથ નાંખતાની સાથે બારીના જાડા મજબુત ગજીઆ હાથમાં આવ્યા, તે-થી બારી બહાર જવાનો લાગ ફાવી શકયો નહી. ગરીબ બીચારી મુગી છોડી ! તારૂં નસીબનું પાંદડું કયાં ઢંકાઇ ગયું છે? અત્યાર સુધીમાં જે ભય અને સંકટો આવી પડયાં હતાં તેના કરતાં આ નિરાશાનું દુઃખ વધારે ભ-યંકર લાગ્યું. જ્યારે કેદમાંથી મુક્ત થઇ નાસી જવાની આ સારી તક હાથ લાગી ત્યારે ગજીઆ જોઇને તેણીની સર્વ આશાનો એક ક્ષણમાં ભંગ થઇ ગયો. એ ભયંકર ગુફામાંથી બહાર નીકળી નહી તો અત્યંત દુઃખા-થી મરણને શરણ થવાનો પ્રસંગ આવી લાગવાનો ! નિરાશ થઇને પથા-રીમાં પડી, ને મોં ઉપર બન્ને હાથ મુકી તેણીના અંતરમાંથી ઉભરા આ-વતાની સાથે આંખમાંથી દડદડ આંસુ પડયાં. મોઢેથી ડુસકા ખાઇ ફાંફાં ભગાઇ આવ્યો ને આખરે લાચારીથી રોઇ પડી !

## ભાગ ૨૨.

આ પ્રમાણે તે લાંબી અને ભયંકર રાત્ર પસાર થઇ. ચોર લોકો સગ-ડીની પાસે સુતા; ને મુગીના સારે નસીબે ફ્રીટ્ઝાઇન પણ સુતી. નહીંતો તેણી મુગીની સાથેજ ખાટલી ઉપર સુને; પરંતુ પાસેના ઓરડામાંથી જરા અવાજ થતો કે ધ્રુજતી અને જલદી છુટવાને માટે કોઇ પ્રકારની પ્રાર્થના કરતી. એવી રીતે મુગી છોડીએ આખી લાંબી રાત કાઢી.

સવારના પોહોરમાં ચોર લોકો ઉઠયા, પોતાનાં હથીઆર ફુગાવી

દીધાં ને જે ભીંતપર રાતના લટકતા હતા તે પણ ઝુંપડીની નીચે જે ખાડો હતો તેમાં છુપાવી દીધાં ને પછી લાકડાં ચોરવારનો વેષ ધારણ કરીને જંગલમાં પોતાને ધંધે લાગવાને ઘરમાંથી નીકળી પડયા. ઝુપડીમાંથી બહાર ગયા અગાઉ બેરા નામનો ચોર મુગી પાસે જઇ તેણીની આગળ હસીને દાંતમાં બોલ્યો—આજે રાતના મારી વહાલી, હું તને મારી બાયડી કરીશ!

ચોર પોતે જે વાકય બોલ્યો તેમાંનો એકે શબ્દ મુગીએ સાંભળ્યો નથી એવું તેણે માન્યુંપણ અરેરે! ગરીબ મુગી તેના બોલવાનો અર્થ બરાબર સમજી ગઈ. ત્યારે હવે એ રાક્ષસ જેવા માણસ તેણીના ઉપર બળાત્કાર ગુજારવાનો! મુગીને ઘણો ગુસ્સો ચઢયો પણ શું કરે? તે મનમાંને મનમાં દાબી દીધો. અને મુગી ત્યાં બેસી રહેશે એવી ખાત્રી કરીને તે ઝુંપડીની બહાર આવ્યો ને ફીરટાઇનને એ જુવાન છોડીની સંભાળ રાખવાનો હુકમ આપ્યો.

જયારે મુગી છોડી ચોર લોકની સાથીદાર બાઇ સાથે એકલી પડી ત્યારે તે ભયંકર રાક્ષસી જે કુરપણાથી અને નિર્દયતાથી તેણીના ઉપર દ્વેષભાવ રાખતી તેણે જેવી નિર્દયતાથી ચલાય તેમ ગરીબ છોડીની સાથે વર્તન કીધું. જે ગરીબ મુગી છે.એએ એક પણ શબ્દ બોલ્યા વિના સર્વ સહન કીધુ ને સારી રીતે જાણતી હતી કે એ રાક્ષસીને ઠગવી એ કામ ઘણું મુશકીલ હતું–મુગીની નીશાની અને આસુ જોઇને એ ડાકેણ જેવી બાયડી તેના ચાળા પાડવા લાગી, એટલે મુગીએ ધાર્યું કે આ ભયંકર ઝુંપડી છોડીને જલદી નહી જઇશ તો આજે આજ ઠેકાણે મારે પ્રાણત્યાગ કરવો પડશે. ને ચાર ચોરો ઝુંપડીમાં પાછા આવ્યા ને થોડું ઘણુ જે ખાવાનું હતું તે ખાઇ લીધું; અને બેરાને સાથે નાંખ્યા વિના હરીઆરબંધ થઇ રાતે ધાડ પાડી લુંટફાટ કરવાને ઘરમાંથી બહાર નીસરી પડયા.

જાકીસ--કેમ તારે હમારી સાથે આજે સ્વારી કરવા આવવું નથી કે શું?

બેરાં—હમણાં હું કાંઈ આવનો નથી, તમે આગળ ચાલતા થાઓ એટલે હું પાછળથી આવી પહોંચુ છું. એટલામાં એક બે કલાક ગાળી વાલી મુગી ને બેરીની પાસે બેસી ખુશાથી વાતચીત કરી લઇશ.

આ શબ્દ બોલતી વેળા ચોરની આંખો જાણે દેવતા જેવી ચળકવા લાગી ને પોતાના શિકારને જોઇને મોં ગલસાવ્યું.

પીરી—ઠીક ત્યારે. હમે તને આ વેળા જવા દઇએ છીએ. પણ હવે પછી આવી પ્રેમની બાબત આવી પડે તો લુટના ધંધામાં હમે તને સામેલ રાખીશું નહીં.

બાર્કીસ—તે જંગલમાં જો ગાડી બાડી મળે તો તેના ઉપર હુમલો કરવાને આપણે આટલા ત્રણ જણા શું કરી શકીશું?

લેરા—જે દીવસે હું નહી આવું તેજ રાત્રે એવી અકસ્માત રીતે ગાડી મળી જાય એમ કાંઇ બને એવું નથી, બીજું હું કહુંછું કે એક બે કલાક પછી તમારી પાછળ હું આવી પોહોચુંછું એટલે તેમને શી હરકત છે?

ફ્રેંક—ભાઇ, તારી નજરમાં આવે તેમ કર ને આજે કાંઇ અચ્છો શીકાર હમને મળી જશે તો તારો ભાગ કાંઇ એમાંથી મળવાનો નથી એ યાદ રાખજે.

લેરા—એ તારૂં કહેવું વાજબી છે ભાઇ.

લેરા શીવાયના બીજા લુટારાઓ ચાલ્યા ગયા. ને જવા અગાઉ મુગીની સાથે થોડીવાર અટકચાળુ કરીને ગાંડોગાંડે હસી પડયા. પરંતુ તે વેળા ચોરો ગયા પછી લેરા એકલો એની સાથે રહેવાનો છે તેથી રાતના એ અબળા ઉપર કેવા પ્રકારની વિપતી પાડશે તેની એ ગરીબ બીચારી મુગીને કાંઇ ખબર ન હતી. લેરો પોતાના સાથીદારો સાથે ગયો નહીં એવું જોઇને તેણી માથાથી તે પગ સુધી સર્વાંગે ધ્રુજવા લાગી. અને ફીરટાઇન જ્યાં ઉભી હતી તેણીની તરફ મદદને માટે આંખોની નિશાની કરી માગણી કરવા લાગી! ફીરટાઇન ગમે તેવી ક્રુર સ્વભાવની હતી છતાં સ્ત્રી જાતને સ્ત્રી જાત મદદ કરી શકે એવા હેતુથી મુગી તેણીના ભણી દયામણે ચેહેરે જોવા લાગી. પણ કમનસીબે તે ડાકેણ મુગીની સામાં દ્વેષભાવથી જોવા લાગી. અને લેરાએ એને આંખની નિશાની કરી જતા રહેવાને કહ્યાથી તે ડાકેણે બીજા નાના ઓરડામાં જઇને બારણું અફાળી વાસી દીધું. આ મોટા ઓરડામાં મુગી બીચારી છોડી અને આ રાક્ષસ જેવા ભયાનક શરીરનો લેરા ચોર રહ્યાં—જેમ એક કુમળી હરિણી ઉપર વાઘ તલપ મારે તેવી રીતે લેરા આગળ આ કુમળી છોડી હતી. એની ત્રાપમાંથી છુટવાને મુગીછોડી ફીરટાઇનની પાસે જવા લાગી એટલે લેરા ચોરે તેમ કરવા દીધું નહીં ત્યારે મુગીએ જોયું કે અહીં મારી આવી બની, ને ગમે તે ઉપાય કરીશ તો આ રાક્ષસ મને આજે છોડે એવો નથી! ને નાસી જવાનો કાંઇ પણ ઉપાય જડતો નથી.

એવું જોઇને જીવની આશા મુકીને ઘાસ ઉપર જઈ પડી. આખા શરીરમાં ભયથી ધ્રુજારી પેડી, કારણ કે એણી અને લેરા શીવાએ બીજું ત્યાં કોઇ રહ્યું નહી. એટલે એના મનમાં જેમ ફાવે તેવા તેણીના હાલ; અપેક્ષા, અમર્યાદા તે કરી શકે એવું હતું.

લેરાએ સવડીની પાસે બેસી પોતાની બંડી સળગાવી. કેટલીક મુદત સુધી તે પીવી ને તેમાંથી પરવારો કે દારૂના જામ પર જામ પીવા માંડયા. મુગી છોડી ઉપર કુદષ્ટીથી જોવા લાગ્યો. તેથી ઘાસ ઉપર પડીપડી ધ્રુજ્યા કરતી હતી. એ ક્રુર રાક્ષસથી જરા દૂરજ હતી તેથી ત્યાંજ બેસીને રડી પડી.

ગરીબ છોડી તરફ પ્રેમની દ્રષ્ટિ કરી તે વારેવારે જોઇને બોલ્યો—પ્યારી તું તો ઘણીજ ખુબસુરત દેખાય છે. તારી આંખો કેવી રંગીઆમણી છે. ને દાંત કેવા મઝેના સુંદર છે! પણ પેલા મુરખા મારા સાથીઓએ તને બરાબર નિહાળીને જોઇ હતે તો તે તને છોડતે નહીં. પણ મારા પંજામાં તું આજે સપડાઇ છે તે જવાની કયાં હતી. જે પણ મારી વહાલી, તું મનમાં ડરીશ નહીં હું મારા સોબતીઓના હાથમાં તને જવા દેવાનો નથી. તારા જેવી કાંઇ વારે વારે મળી આવતી નથી.

ચોરના આ ભયંકર શબ્દ સાંભળીને મુગી છોડીના આખા શરીરે કંપ વાયુ છુટયો, પણ જ્યારે લેરાએ મુગીને પોતાની પાસે આવવા કહ્યું ત્યારે મુગીના તો ગાત્ર ભંગ થઇ ગયા. તેણીએ જાણે બેહેરી હોય તેમ સાંભળ્યું નહીં એવું જણાવ્યું, ને નીચી નજર કીધી. લેરા જગોપરથી ઉઠયો અને મુગીની પાસે ગયો. મુગી છોડીનો દમ ચાલવા માંડયો, દુષ્ટે તેણીના ગાલ ઉપર હાથ ફેરવ્યો--તેવા તેણી ડરથી ચમકવા લાગી, ને નાસવા જતી હતી એટલે તેણે તેણીનો હાથ ઝાલી જુલમથી બેસાડી રોકી. પછી પોતે એક હાથે તેણીને કમરથી ઝાલી પોતાની પાસે ખેંચવા લાગ્યો. ગરીબ મુગીએ પોતાના હાથ પોતાના મોઢાંપર મુકયા એવા હેતુથી કે તેનો ભયંકર ચેહેરો પોતાની નજરે પડે નહીં.

લેરા—કોઇ જાણે કે તું બોલતી હશે નહી? (એમ કહી પોતે મોટેથી હસી પડયો.) મારી વાહલી, મારી પ્રિયા. આ તું હસવા જેવું કરે છે. હું બીજું કાંઇ તારી પાસે માંગતો નથી પણ તારા પરવાળા જેવા લાલ ગાલ ઉપર મને બચી કરવા દે !!

તે આવા નિર્લજ શબ્દ બોલીને મુગીને પોતાની પાસે તાણવા લાગ્યો

ને તે સુંદર મુગીના ગાલપર જુલમથી બચી કરવા ગયો. પણ મુગીએ હીંમત રાખી ઘણા જોરથી એને પાછળ ખસેડી દીધો. એકદમ ધક્કો લાગવાથી પોતે પાછળ ખસી ગયો. તેનો લાભ લઇ મુગી જે ટેબલપર ચોરો જમ્યા હતા તે ટેબલની પાછળ તેનો આસરો લઇને ભરાઇ ગઇ. હવે લેરા અને મુગીની વચ્ચે ટેબલ આવ્યાથી બન્ને જણ છુટા પડયા. લેરા મુગીને પકડવા ગયો. પણ તેણીએ ગોળ નાસવા માંડયાથી લેરાએ ટેબલને એક લાત મારીને તેને ઉંધું પાડી નાખ્યું. અને પછી લેરા બોલ્યો—શું તું મને અટકાવવા માંગે છે? એમ કહી પોતાના શીકાર ઉપર અચંબો પામીને જોવા લાગ્યો. પછી એકદમ હસી પડી બોલ્યો—આ તો ઘણું હસવા જેવું કરે છે દેખું? એમ કહી લેરાએ મુગીના હાથ ઝાલ્યા એટલે મુગીએ પોતાને તેના પંજામાંથી છોડવવાને ઘણાંએ ફાંફાં મારયા પણ બધા વ્યર્થ. એ રાક્ષસ ક્રુરતાથી અને જંગલીપણાથી પોતાથી બની શક્યું તે પ્રમાણે તેણીને સતાવવા લાગ્યો અને તેણીને ઘસડી લઈ જઇ ખુણામાં ઘાસની પથારી હતી ત્યાં લઇ ગયો. પરંતુ કર્મ સંજોગે તે વેળા કોઈએ ઝુંપડીનું બારણું જોરથી ઠોક્યું.

લેરા—આ વખતે જેણે આવીને મારૂં બારણું ઠોક્યું તેનું સત્યાનાસ જજો. મારા સોબતીઓ મને પજવવા આવ્યા છે. પણ જાઓ હું કાંઇ તેમને બારણું આ વેળા ઉઘાડવાનો નથી.

"બારણું ઉઘાડો—મારૂં રક્ષણ કરો. પરમેશ્વરને ખાતર મારૂં રક્ષણ કરો. મને બચાવો તો મોં માગ્યા પૈસા તમને ઇનામમાં આપીશ." એનો કોઇ અજાણ્યા માણસનો અવાજ કોટડીમાં સંભળાયો.

આ અવાજ કાંઇ પેલા ચોરોનો ન હતો. લેરા તો ગાંડા જેવો બન્ની ઘણો ભયભીત થઇ ગયો અને મુગી છોડી ઘુંટણીએ પડી આ અચાનક આવી પડેલી તક માટે પરમેશ્વરનો ઉપકાર માનવા લાગી. આ બનાવ બનતો હતો એવામાં ક્રીસ્ટાઇન ઓરડીમાંથી બહાર આવી અને આતુરતાથી લેરા પાસે ગઇ.

ડાકેણ—સાંભળ્યું. તમને કોઈ બહાર બોલાવે છે? અવાજ કોનો છે એ કાંઇ ઓળખાતું નથી.

લેરા—સાંભળું છું, સાંભળું છું. પણ જલદી જઇને બારીમાંથી જો કે એક માણસ છે કે વધારે?

ક્રીસ્ટાઇન—એકજ છે.

લેરા—એમ હોય તો બારણું ઉઘાડીએ. પણ આપણા સાથીઓ આવી પહોંચે ત્યાં સુધી જરા વિચાર રાખવો જોઇએ.

લેરા ઓરડીની વચ્ચે જ્યાં ટેબલ હતું ત્યાં તે પાછું મુકીને બીડી પીવા લાગ્યો, સગડી આગળ જઇને બેઠો ને પોતાનું મોઢું ઠેકાણે રાખ્યું. પછી ક્રીસ્ટાઇને જઇને બારણું ઉઘાડયું ને તે માણસને અંદર દાખલ કીધો. આ માણસ ચોરને ત્યાં આવીને રક્ષણ માગતો હતો. એ મોટી ઉમરનો અને ઉંચા પ્રકારનો માણસ હતો. તેના પહેરવેષ ઉપરથી તે પૈસાવાળો હોય એવું જણાતું. પણ તેના માથાપર ટોપી ન હતી–તેનાં કપડાં વિસ્ખલિત હાલતમાં હતાં. તેના ચહેરા ઉપરથી તે કાંઈ મોટા ભયમાં આવી જઇ ગભરાતો હોય એવું જણાતું હતું. તે નવો માણસ ઓરડીમાં આવ્યો ને બારણું પાછું વાસી દીધું એટલે એના જીવને જરા કરાર વળ્યો એવું લાગ્યું.

તે બોલ્યો—મારા સજ્જન માણસો, તમને આ વખતે મેં તકલીફ આપી તે માટે હું તમારી પાસે પ્રથમ માફ માગું છું (લેરા અને ક્રીસ્ટાઇનને) મેં આવીને તમારી નિદ્રામાં ખલેલ પુગાડી; પણ તમે મને આજે જે આશ્રય આપ્યો છે તેથી મારો જાન બચી ગયો, નહી તો ક્યારનો હું મુવોતોજ.

લેરા—શું થયું મારા મહેરબાન.

નવો માણસ—મને હમણાંજ ચોર લોકોએ જંગલના રસ્તાપર લુટી લીધો. હું અને મારો નોકર ગાડીમાં બેઠા હતા. ને અંધારામાં મારો ગાડીવાળો ઘોડાઓને સપાટા બંધ દોડાવતો હતો. એટલામાં ચોર લોકોની એક ટુકડીએ આવીને આ જંગલમાં મારા ઉપર હુમલો કીધો. ઘોડાઓને એકદમ થોભાવી ઘોડાવાળાની ઉપર બંદુક છોડી તેને ગાડી નીચે પાડી નાખ્યો. પછી ચોરોએ મને અને મારા નોકરને ગાડીમાંથી ઉતાર્યા અને એક ચોર ગાડીમાં શું હશે તે જોવાને ઊપર ચઢી ગયો. એ તક સાધીને હું નાસવા માંડતો હતો એટલે બાકીના બે ચોરોએ મને જોયો પણ તેમને ચુકાવી હું નાસીને આવ્યો છું. હું જંગલમાં ગયો ને ઘાડી ઝાડીમાંથી પસાર થઇ મારી નજરે તમારી ઝુંપડીમાંનો દીવો દેખાયો તેથી આ તરફ કોઇ માણસ વસ્તી હશે એવું ધારીને તમારા બારણા આગળ આવી પહોંચી મેં બારણા વગાડયા.

લેરા—ઘણું સારૂં થયું સાહેબ. આ સગડી લઇને ટાઢમાંથી આવ્યા છો એટલે જરા ગરમાવો તો લો.

એક ખુરશી લઇને એ નવો માણુસ બેઠો અને બોલ્યો-તમે ઘણા ભલા માણુસો જણાઓ છો. પણ મારા માણુસનું શું થયું હશે? તેઓ એ બચારાના શું હાલ કરતા હશે? તેને ચોરોએ મારી નાંખ્યો તો નહી હોય?

લેરા—એવું ધારવાનું કાંઇ કારણ નથી. તમારા માણુસને સારી રીતે લુટી લઇને તેને ઘણું કરીને તો છોડી મુકશે. તમને અટકાવવાને માટે તેમણે ગાડીવાળાને મારી નાંખ્યો હશે. એ લુટારાઓની રીત હું જાણું છું. આ ભયંકર જંગલમાં એવા પ્રકારના અકસ્માતો ઘણી વેળાએ બને છે!

નવો માણુસ—મારે આ રસ્તે આવવું જોયતું નહોતું. આ માર્ગ કાંઇ સીધો નથી પણ આ રસ્તે આવવાનું કારણ એટલુંજ કે આ પ્રદેશનો ભાગ મારે નજરે જોવો હતો.

લેરા-તમે પણ લુટારાઓના હાથે લુટાયા છો કે શું?

નવો માણુસ—ના-ઇશ્વરની મહેરબાનીથી હું બચી ગયો. મને લુટવાનો તેમનો ઇરાદો હતો એટલામાં હું તેમની કનેથી નાસી ગયો. ને મારી પાસેની પાકીટ બુક ને પૈસાની કોથળી સલામત રહી છે.

લેરા—(કીસ્ટાઈન તરફ જોઇને) એ ઘણું સારૂં થયું. હવે મહેરબાન તમે ધીરા પડો ને જાણે કાંઇ બન્યુંજ નથી એમ ધારો. હમારાથી બનશે તે પ્રમાણે તમારી આગતા સ્વાગતા કરીશું. કારણ સવાર પડયા વિના તમારાથી નીકળાય એવું નથી. ને કદાચ તમે જશો તો મોટું મુરખાઇનું કામ કરીને પશ્ચાતાપમાં પડશો.

નવો માણુસ—એવો કાંઇ મારો ઈરાદો નથી. તમે મને સવાર સુધી મહેરબાની કરી આ ઝુપડીમાં આશ્રય આપશો તો હું ત્યાં સુધી રાતના જનાર નથી.

લેરા—બહુ સારો તમે વિચાર કર્યો. કીસ્ટાઇન, ત્યારે તું આપણા પરોણાને માટે કાંઈ ખાવાનું હોય તે લાવ.

આ વાતચીત થતી હતી તે વેળા મુગી નવા માણુસને ધારી ધારીને જોતી હતી. જેનો ચહેરો જરા કડક છતાં જોતાંની સાથે તે સન્માન આપવા લાયક છે એવું લાગ્યું. મુગીના મનથી ચુલામાંથી નીકળી ઓલામાં પડવા જેવું થયું. ઝુંપડીમાં રહેનારાઓની રીતભાતથી જાણીતી થવાથી તેણી આ પ્રવાસીને જોઇને ધ્રુજવા માંડી. ને પરોણા તરફ વારંવાર નજર કરીને પોતાના ઉપર કેવું સંકટ પડયું છે તે જણાવવાનો પ્રયત્ન કરવા લાગી.

પરંતુ એ ઓરડીમાંના એક ખુણામાં ઘાસની પથારીપર બેઠેલો મુંગો એના જોવામાં આવી ન હતી. જંગલમાં આવી પડેલા ભયથી મુક્ત થયો નહી એટલામાં પરોણો ખુરશીને સગડી પાસે લઈ જઇ તેનાપર બેઠો પણ પાસે કોણ છે તે એના જોવામાં આવ્યું નહી,

લેરા—એટલું સારૂં થયું કે ચોર લોકો તમારી પાછળ લાગ્યા નહી. એમ કહી તેણે પરોણાને દારૂનું ભરેલું એક જામ આપ્યું.

નવો માણસ—એઓના ઝપાટામાંથી હું છુટયો તેનું કારણ હું એમ જાણું છું કે એમાંનો એક ચોર મારી ગાડીમાં બોળતો હતો એવા-માં ઘોડાનાં પગલાં વાગતા સંભળાયા તેથી તેઓ બધા મારી પાછળ લાગ્યા નહી.

લેરા—( ખુરશીપર અદુકડો બેશી ) ત્યારે તમારા સાંભળવામાં ઘોડાના પગલાનો અવાજ આવ્યો કેમ ?

પ્રવાસી—મને એમ તો લાગ્યુ, પણ હું તે વેળા ઘણો ગભરાટમાં પડયો હતો. તે અવાજ બીજા ચોરોનો થયો હશે અગર એ ચોર લોકોને પકડવા માટે પાછળ સરકારી સ્વાર દોડતા આવવાનો અવાજ કદાચ હશે,

લેરા—એ બનવું બ્યાજબી છે.

પ્રવાસી—પહેલા હું એક સીપાઇની નોકરી કરતો હતો ને મને ઘણી વખત લડાઇઓમાં જવું પડતું, પણ હું તમને નિષ્કપટથી કહું છું કે ચોર લોકો મને મળે એ ગમતું નથી. એવા લફંગા લુટારા મળે ત્યાં આગળ હીંમત કાંઇ કામમાં આવતી નથી. એ શીવાય મારી પાસે હથિ-આર હતાં નહીં.

લેરા—શું તમારી પાસે હથીઆર નહતાં )?

પ્રવાસી—વાત ખરી કે મારી પીસ્તોલો ગાડીમાં હતી. પણ તેમાં દારૂ ભરી રાખવાનું હું ભુલી ગયો હતો.

લેરા ચોર વિચારમાં પડયો. જંગલમાં રસ્તાપર ઘોડાના પડઘા સં-ભળાયા એ વાત પ્રવાસીના મોઢેથી સાંભળી તેથી તેના મનમાં તજે ઉ-પર થઇ રહી. તે બાવરો બની ગયો. ને અત્યાર સુધી જે શાંતતા જણા-તી હતી તેમાં પલેલ પડી.

પ્રવાસી—તમે જંગલમાં લાકડાં ફાડવાનો ધંધો કરો છો નહીં ?

લેરા—" હા સાહેબ. (ક્રીસ્ટાઇન તરફ આંગળી બતાવીને) આ મારી બાયડી થાય છે સાહેબ. " ક્રીસ્ટાઇન આ વેળા ખાવાનું ગોઠવતી હતી.

પ્રવાસી—અને તમને આ જંગલમાં રહેતાં બીક નથી લાગતી ?

લેરા—શેની બીક હમને લાગે મહેરબાન ? હમે કાંઇ એવા પૈસા-વાળા નથી કે લુટારા હમારી પાસે આવે, લુટારા કાંઇ મઝાને માટે માણસને મારી નાંખતા નથી. ક્રીસટાઇન તું જરા જોને. આપણા પરોણા જમીને સુઇ જશે માટે તેમને સારૂં પથારી પાથરી નાંખ.

પ્રવાસી—( મનનો ગભરાટ હવે મટી જઇ શાંત થયો હતો ) વાહી બાઇ, શું કામ આટલી ઉતાવળ કરો છો ? પછી જે ઓરડીમાં તે બેઠો હતો તે ઓરડીમાં ચારે તરફ જોવા લાગ્યો. જોતાં જોતાં મુગી છોડી જે ઘાસ ઉપર બેઠેલી હતી ને પોતાની આંખે એવી રીતે પ્રવાસીની તરફ જોતી હતી કે તે જોઇને પ્રવાસી મનમાં ચમકી ઉઠયો. પ્રવાસી મુગીનો ઉતરી ગએલો અને માંદા જેવો ચહેરો જોઇને જે ચમત્કારીક રીતે તેણી જોતી હતી તે જોઇને ઘણો અચંબો પામ્યો.

પ્રવાસી—( ક્રીસટાઇનને ) આ બાઇ કોણ છે ? અત્યાર સુધી મારી નજરે એ પડીજ નહીં ?

ક્રીસટાઇન—એ તો કોઇ નહીં. એક બાયડી છે. ( ટુંકામાંજ પતાવી દીધું. )

પ્રવાસી—શું એ તમારી છોકરી થાય છે ?

લેરા—ના સાહેબ. એ છોકરી મુગી ને બેરીછે અને આ જંગલમાં હમને મળી આવી. એને દયાની ખાતર હમારી ઝુંપડીમાં હમે રાખી છે. તેણીના પટમાં ગર્ભ દેખાય છે તેમ નિરાધાર બાઇ જાણી હમને દયા આવવાથી એ હમારા ઘરમાં રહે છે.

પ્રવાસી—એ તમે ઘણું જ સારૂં કામ કર્યું છે, કમનસીબ છોકરી ને આવી જુવાન અને આવી સુંદર ! તે કયાંથી આવી, કયાં જવાની હતી ને તેણીના બાપનું નામ તમને ખબર છે ?

લેરા—તે મુગી ને બહેરી છે સાહેબ. એટલે આપણે એને પુછીએ તો મુરખાઇ કહેવાય. ને હું ભુલતો ન હઉં તો ગાંડી પણ હશે. છતાં હું એને મારા ઘરમાં રાખીશ.

આ સર્વ શબ્દ મુગીએ સાંભળ્યા—ને ઉઠી અને પ્રવાસીની પાસે ધીરે ધીરે ગઇ ને તેના તરફ દયાની લાગણીથી જોવા લાગી.

લેરા—આ શું કરે છે ? મને અત્યાર સુધી ખાતરી હતી કે એ ગાંડી હશે. ક્રીસટાઇન, મુગીને બીજા ઓરડામાં લઇજા. તેનીસુવાની વેળા થઇ છે.

ક્રીસટાઇન ગરીબ છોડીને જંગલી રીતે પાસેની ઓરડીમાં તાણી ગઇ; અને ઘણીજ નાખુશીથી મુગી ક્રીસટાઇનની સાથે ગઇ. જેની હાજરીથી આટલું બધું સુખ ઉપજ્યું તે નજર આગળથી ખસી જાય એ મુગીને ગમ્યું નહીં. છતાં ક્રીસટાઇનના કહેવા પ્રમાણે કીધા વિના છુટકો ન હતો. પ્રવાસીને જોતી જોતી ઓરડીમાં ગઇ એટલે ક્રીસટાઇને બે ઓરડીઓ વચ્ચેનું બારણું વાસી દીધું. ક્રીસટાઇન મુગીની પાછળ ઓરડીમાં ગઇ. ક્રીસટાઇન ત્રણ ચોરો હજી કેમ નથી આવતા એવું જાણીને અસ્વસ્થ ચિત્તથી બારી આગળ જઇને તેમાંથી બહાર જોવા લાગી. મુગી છોડી ઉંઘ લેવાને કંગાલ બીછાનામાં સુતી નહીં, પરંતુ એ પ્રવાસી જો આ ઝુંપડીમાં રાતના રહેશે તો તેનાએ પણ શા ભયંકર હાલ થશે તે બાબત વિશે એને શી રીત વાકેફ કરવો એ બાબતનો વિચાર કરવા પથારીમાં પડી. પણ તેણીનાથી એની પાસે હવે જવાય શી રીતે ? ને કદાચ જવાય તો પણ એનાથી બોલાતું ન હતું તેથી કેવી રીતે સમજાવી શકાય ? આ વેળા લેરા અંદર ઓરડીમાં આવ્યો, સંભાળથી બારણાં બંધ કીધાં, ક્રીસટાઇનની પાસે જઇને નીચે પ્રમાણે બોલવા લાગ્યો, અને તેમાંનો એકેએક શબ્દ મુગીના સાંભળવામાં આવ્યો. કારણ ક્રીસટાઇન અને લેરા એ બન્ને મુગી છોડીને બહેરી પણ છે એવું સમજતા હતા

લેરા—એ લોકો આવતા હોય તો બારીમાંથી જોને !

ક્રીસટાઇન—ના, મને કાંઇ સંભળાતું નથી.

લેરા—ઘણી આશ્ચર્યકારક વાત છે. આ પરોણો આપણે ત્યાં આવ્યો ત્યારથી એ લોકો જંગલમાં શું કરતા હશે ?

ક્રીસટાઇન—કાંઇ કલ્પના કરી શકાતી નથી.

લેરા—જ્યારથી એણે મારી આગળ ઘોડેસ્વારની વાત કરી ત્યારથી મારૂં મન ઘણું અસ્વસ્થ થયું છે, કે રખેને આપણા સોબતીઓ અહીં પકડાઇ જાય.

ક્રીસટાઇન—તમે જાણોછો કે તેઓ બધું પોકળ ફોડી દેશે ?

લેરા—ના ના ? પણ સાંભળ. આપણો પરોણો જમીને ઉંઘી જશે કે હું આપણા સાથીદારોને શોધવા જઇશ. જો તેઓ જંગલમાં હશે તો તેઓ કયાં આગળથી જડી આવશે તે હું જાણુંછું. જો તેઓ પકડાયા હશે, અગર નહાસી જઇ પોતાનો જીવ બચાવ્યો હશે તો પરોણો ઉંઘી ગયા પછી આપણે બહાર ચાલ્યા જઇશું; ને તેની પાસે જે કાંઇ પૈસા હશે

તે લઇને જંગલમાં ચાલ્યા ગયા કે બધું ભય જતું રહેશે.

ક્રીસ્ટાઈન—બહુ સારી તજવીજ તમે યોજી છે! ચાલો ત્યારે પરોણાને જમાડો, તે ઉંઘી જાય ત્યાં સુધી રહી જુઓ ને પછી આ ઝુંપડીમાંથી ચાલ્યા જાઓ. એટલામાં હું જરા વિશ્રાંતિ લઉં છું, કારણ હું એટલી બધી થાકી ગઇ છું કે મારે આડા પડયા વગર ચાલે એમ નથી.

લેરા—તેમ કર ત્યારે. ને જ્યારે તારી મદદની જરૂર પડશે ત્યારે હું તને ઉઠાડીશ.

લેરા પ્રવાસી પાસેના બીજા ઓરડામાં ગયો. એ વિદ્રુપ ચેહરાની ક્રીસ્ટાઇન પોતે, મુગીના બીછાના પાસે જઇને સુતી, અને તે સ્ત્રી અગાઉથી નક્કી કરી રાખ્યા પ્રમાણે વર્તીને પરોણાનું રખેને ખુન કરે એવી સ્થિતીમાં જોઇએ બાઇની પડોસમાં સુવાની જરૂર પડી. પણ તે સુતા પછી મુગી જરાપણ હાલી કે ચાલી નહી: એ બન્ને માણસનું સંભાષણ તેણીએ પુરે પુરૂં સાંભળ્યું હતું તેથી તેઓએ શું કરવા ધાર્યું હતું તે બાબતનો એક એક શબ્દ તેના સાંભળવામાં આવ્યો હતો. તેથી એ પ્રવાસી લુટાઇ ન જાય તેમાંથી તેનું રક્ષણ કરવાની ઇચ્છા થઈ. અને જો એ છુટે તો પોતાનો પણ છુટકો થવાનો સંભવ રહે. એણીને એક બીક હતી. ને એ બીક પેલા ત્રણ ચોરો જે જંગલમાં ગયા હતા તે આવી પોહોચે તો બધું ફસકી જાય એવું હતું. ને એમ બન્યું તો બધું વ્યર્થ જશે. અને તે પ્રવાસીના જાનનો અંત તેણીના દેખતાં થાય અગર બન્નેના જાનનો ત્યાંજ અંત આવી જાય.

ક્રીસ્ટાઇન બીછાનામાં જઇને સુતી નહીં એટલામાં તેને નિદ્રા આવી ગઇ. ને પછી ઘોર નિદ્રામાં પડી. પછી મુગી પથારીમાંથી ધીમે રહીને ઉઠી ને ફડેકાળનો જે આંતરો બારી લીધો હતો તેની ફાટમાંથી લેરા ચોર શું કરે છે તે જોવા લાગી. પ્રવાસી ટેબલ આગળ નિરાંતે ખાણું ખાતો હતો, ને લેરો તેની પાસે બેઠેલો હતો. છતાં જંગલમાંથી કોઇનો અવાજ કાને પડે તે માટે લક્ષપૂર્વક ત્યાં કાન રાખી જો જો કરતો હતો. તેમજ પ્રવાસી માણસ જલદીથી ઉંઘી જાય તેની આતુરતાથી વાટ જોતો હતો. ને વૃદ્ધ સદ્ગૃહસ્થનો ચેહરો જોઇને તે ઉપર નીરાંતે વિચાર કરતી મુગી ખડી હતી ને જેમ જેમ તેણી તેના ચેહરાને બારીકાઈથી તપાસવા લાગી તેમ તેમ તેના મનમાં તેને માટે સાધારણ રીતે ગમ્યા ઉત્પન્ન થવા લાગી. એમ થવાનું કારણ તે બન્ને જાણે સરખીજ સ્થિતિમાં આવી પડયા હતા

તે માટે નહીં પણ કાંઇ બીજા કારણથી.–પણ તે શું કારણું હશે તે મુગી જાણતી ન હતી. જરાક પવન આવતાની સાથે ઝાડો હાલતાં ને તેના પ- રથી સુકાં પાંદડાં નીચે ખરી પડતાં તેના અવાજથી તે બીવા લાગી. કા- રણ ચોરો જંગલમાંથી આવ્યા કે શું એવું તે ધારતી. પણ તેથી ઉલટ લેરાના મોહપર આનંદની છાયા વ્યાપી રહી હતી. લેરા બારણા આગળ પોતાના સાથીને આવકાર દેવા ગયો.

પ્રવાસી—કોઇ અત્યારે આવવાનું છે?

લેરા—ના. સાહેબ. ચોર લોકો રખેને તમારી ખોળ કરતા હોય તેની મને ધારતી લાગે છે. પણ કદાચ તમારૂં પગલું શોધીને તમારી પાછળ પાછળ અહીં આવી પોહોચે તો હવે બીહીવાનું તમારે કાંઇ કારણ નથી. માટે તમે નિરાંતે ઉંઘી જાઓ.

પ્રવાસી—દહાડો ઉગતા સુધી હું નિદ્રા લઇશ. ને સવાર થઇ કે મ- હેરબાની કરીને મને પાસેના ગામડામાં પોંચાડી દેજો.

લેરા—ઘણી ખુસીની સાથે પોહોંચાડીશ સાહેબ. પણ તમને હું સુવા જતાં કાંઇ અટકાવતો નથી. દાહાડો ઉગતા સુધી તો તમને સારી ખાસી ઉંઘ આવી જશે. આટલીજ પથારી તમારે માટે મારી પાસે છે. ઘાસું તાજું છે એટલે પથારી કરતાં સુંવાળુ છે. હમે ઘણા નિર્ધન હોવાથી તેં- મારે માટે હું આના કરતાં સારી પથારી આપી શકતો નથી!

પ્રવાસી—આ પથારીમાં મને સારી ઉંઘ આવશે. તમારા મનમાં મુઝાશો નહીં.

આ શબ્દ બોલીને પ્રવાસી ઘાસ ઉપર જઇને લાંબો સુતો ને ત- રતજ તેની આંખ મળી ગઇ. લેરા ચોર સઘડી આગળ બેસી રહ્યો. પણ પ્રવાસીને ઉંઘ આવી કે નહી તે વારે વારે વળીને જોતો હતો. પડખેના કાણાંમાંથી મુગી આ બધું જોતી હતી. અને ચોરની હીલચાલ જોઇને આ બેળાં કીસ્ટાઇન ઉંઘમાંથી જાગૃત ન થાય માટે તેણીએ પરમેશ્વરની પ્રા- ર્થના કરી. આખરે પ્રવાસી ઉંઘી ગયો. ને ઝુપડીની જમીનની નીચે જે ખાડો ખોદી તેમાં હથીઆરો મુકેલાં હતાં તેમાંથી બે પીસ્તોલો લેવા લેરા ચોર ગયો. જતી વેળા બારણું વાસી દીધું. જો તે લેરા ચોર આ વૃદ્ધ પ્રવાસીના ઉપર હુમલો કરી તેનું ખુન કરને તો મુગીના મનમાં કેવું લા- ગને! પણ એમ બન્યું નહીં. બારણું વાસીને બહાર ગયો કે તરત તે ધીરે ધીરે બડબડતો હતો "મારે હવે મારી હમેશની જગો આગળ જવું

જોઇએ ને ત્યાં મારા સાથી મને જડી નહી આવે તો હું ઝુંપડીમાં પાછો આવીશ."

સંસા ચોરે બારણું સંભાળીને બંધ કર્યા પછી તે જંગલમાં પોતાના સાથીદારોને મળવા ચાલ્યો ગયો. હવેજ મુગીને પોતાની ચતુરાઇ અજમાવી જોવાને લાગ ફાવ્યો. તેથી એક પણ ક્ષણ વ્યર્થ જવા ન દેતાં તે હીંમત રાખીને અંદરની ઓરડીમાંથી ધીરે ઉઠીને, રખેને કીસ્ટાઇન જાગી ઉઠે તે ધાસ્તીથી પોતાના પગના અંગુઠાપર બહાર ચાલીને ગઇ. બહાર આવ્યા પછી ફડેકાળનું બારણું ધીરે રહી વાસી દીધું. ને તે ભોગ જોગે જાગી ઉઠે તો પોતાના કૃત્યમાં ખલેલ ન પોંચે માટે સાંકળ દઇ તાળું વાસ્યું. સઘડીમાં દેવતા બળતો હતો તેનો પ્રકાશ જે ઓરડામાં પ્રવાસી સુતો હતો. ત્યાં પડતો હતો. મુગી તેની પાસે જઇને તેનો હાથ ઝાલી તેને જોરથી ઢઢોળવા લાગી. તે ગૃહસ્થ જાગી ઉઠયો. ને જુવાન છોડી જેના ચહેરા ઉપર આતુરતાની છાપ પડેલી જણાતી હતી તે પોતાની આગળ આવીને મોં તરફ જુવે છે એવું એને જણાયું. તે બોલવા જતો હતો પણ તેણીએ એના મોઢાંપર હાથ મુકયો ને તેની તરફ સમજ જોઇને એક પણ શબ્દ તું બોલીશ નહીં એવી નિશાની કરી બતાવી. તે પ્રવાસી ઝટ લઇને ઉઠીને બેઠો થયો. અને આ પ્રમાણે કરવાનુ શું કારણ હશે તે વિશે વિચાર કરવા લાગ્યો.

મુગીએ પેલા ખાડા પાસે જઇ તેનુ બારણું ઉઘાડયું. અંદર પ્રકાશ કરવાને સઘડીમાં જે લાકડાં બળતાં હતા તેમાંનું એક બળતું લાકડું લઇને ને પ્રવાસીને પોતાની પાછળ આવવાની નિશાની કરીને, હાડપીંજર, લોહી લુહાણ થયેલાં કપડાં. ને આજુ બાજુ હથીઆર મુકેલાં હતાં તે બતાવ્યાં.

એ જોઇને પ્રવાસી નખથી તે માથા લગી ધ્રુજવા માંડયો. ને ધીમે અવાજે બોલ્યો—અરે પરમેશ્વર! જે ચોર લોકોએ મારા ઉપર હુમલો કીધો તેનીજ ઝુંપડીમાં હું રક્ષણ માટે આવ્યો! રક્ષણના બદલામાં તો અહીં ભક્ષણ થઇ જશે!

મુગીએ ડોકું હલાવ્યું, ને ઘાસની પાસે જઇને તેને એવું સમજાવ્યું કે લેગ ચોર રાતે તું ઉંઘી ગયો હશે તે વેળા આવીને તારૂં ખુન કરી નાખશે. ખાડામા જે હથીઆરો હતાં તેમાંની બે પિસતોલો લેવા પ્રવાસી ગયો ને બોલ્યો—ગમે તેમ હવે થાઓ, પ્રાણ જતાં પણ મારો જીવ બચાવવાની તદબીર કરીશ પણ ગરીબ છોડી-તારૂં કેમ થશે!

મુગીએ એક ક્ષણ પણ નકામી જવા ન દેતાં, ઝુંપડીના બારણા પાસે જઈને બારણું ઉઘાડયું—એકદમ એક ક્ષણ પણ ન ગુમાવતાં ઝુંપડી-માંથી બહાર આવવાને પ્રવાસીને જણાવ્યું. પોતે પણ તેની સાથે આવ-નાર છે એવી એની ખાત્રી કરી. આ વખતે રાક્ષસી બાઈ ફીરટાઇન, કાંઇ અવાજ સાંભળીને જાગી ઉઠી, ને ઓરડીમાંથી બહાર આવવાનો પ્રયત્ન કરવા લાગી. પણ બહારથી બારણું સજ્જડ વાસેલું છે એવું માલમ પડ-વાથી સેરા ચોરને બુમ પાડવા લાગી. જે બારીમાંથી જંગલનો રસ્તો જ-ણાતો હતો તેમાંથી જોવા લાગી ને તેમાંથી જોયું તો પ્રવાસી અને મુગી છોડીને ઝુંપડીમાંથી નાસી જતાં દીઠાં !

સુવાની ઓરડીની બારીના ગજીઆગાંથી નિકળવાનો પ્રયત્ન કરીને તે બોલી સત્યાનાસ, ઓ આ બન્ને નાસી જાય છે

પ્રવાસીએ ફીરટાઇનની સામા એક પીસ્તોલ તાકી. પણ મુગીએ પ્ર-વાસીને જણાવ્યુ કે પીસ્તોલના અવાજથી ચોર લોકો દોડી આવશે તો આપણે પાછા પકડાઈ જઈશું. એનું કેહેવું ખરૂં હતું એમ પ્રવાસીને જ-ણાયું. ને ફીરટાઇનને મનમાં આવે તેમ બટબડાટ કરતી ને ગાળો ભાંડતી ઓરડીમાં ગોંધેલીને મુકીને તેઓ ઝુંપડીથી દૂર નાસી ગયા. જંગલની ઘાડી ઝાડીમાં ફરીને-જરાપણ અવાજ થતો કે આખે શરીરે ધ્રુજતાં. મા-ર્ગમાં સેઠ અને તેના સાથીદાર રખેને મળે તેની બીકથી નાસતાં નાસી જનારા બન્ને જણાને ઘોડાની ખરીઓનો અવાજ કાને પડયો.

પ્રવાસી—આ અવાજ ચોરોને પકડવા નિકળેલા ઘોડેસ્વારના ઘોડાનાં પગલાનો હોવો જોઇએ.

જે ગમથી અવાજ સંભળાતો હતો તે દીશામાં આગળ ચાલતાં એ-ટલામાં એક માણસની પુઠે લાગેલો ઘોડેસ્વાર નજરે પડયો. પ્રવાસી અને મુગી છોડી જ્યાં આગળ ઉભાં હતાં ત્યાં ઘોડા ઉપર બેઠેલો એક બીજો માણસ આવી લાગ્યો.—અને આ માણસ પ્રવાસીનો નોકર હતો એવું માલમ પડયું.

નોકર—સારૂં થયું. આ રહ્યા મારા સેઠ. ચોરોએ એમને મારી નાખ્યા નથી.

પ્રવાસીએ ઘોડેસ્વારને ચોરોનું રહેઠાણ બતાવ્યું. ચોર લોકો નાસી ગયા પછી તેના નોકરે જે બીજો ઘોડો સાથે આણ્યો હતો તેના પર ચઢી એણે મુગીને પોતાની આગળ એજ ઘોડા ઉપર બેસાડી, અને આ પ્રમાણે

બન્નુ જણા બે ઘોડાપર બેસીને ચાલતા થયા. ઘોડા દોડાવતા જંગલમાંથી નિકળી તે પસાર કરીને આગળ ગયા. રસ્તે જતાં પોતાને સંકટમાંથી છો-ડાવનાર છોડી વિશે પ્રવાસી વિચાર કરતો હતો અને મુગી છોડી આ અ-કસ્માત અને અણધારેલી રીતે છુટકો થયો તે માટે પરમેશ્વરનો ઉપકાર માનવા લાગી. નોકરે પોતાના શેઠને કહ્યું કે ચોર લોકોએ હુમલો કીધા પછી પોલીસના ઘોડેસ્વારો આવી પોહોચ્યા. ચોર લોકોની સાથે સારી રીતે ઝપાઝપી થઇ તેમાં બે ચોરો ત્યાંજ મારયા ગયા. પછી નોકરે ગા-ડીને જે બે ઘોડા જોડયા હતા તે બન્નેને છુટા કરી એક ઘોડાપર પોતે બેસીને અને બીજાને સાથે દોરવી પોલીસ લોકને સાથે રાખી પોતાનો શેઠ કયાં હશે તેની ખોળ કરતો આવ્યો. મુગીએ જાણ્યું કે આ નોકર પોતાના શેઠને, "મારા લાર્ડ" અને "મારા લાર્ડ સાહેબ" એવું કહીને બોલાવે છે, પરંતુ આ શબ્દનો શો અર્થ હશે તે મુગી જાણી શકી નહીં.

ગઇ ગુજરી વાત જલદી ભુલી જવાએ છે. આપણા પ્રવાસીજન એક ગામડામાં આવી પહોંચ્યા. અને શેઠે પોતાના નોકરને એક ઘરનું બારણું ઠોકવાને કહ્યું, જ્યાં આગળ આપણા પ્રવાસીને બારણુ ઉઘાડી અંદર દાખલ કરવામાં આવ્યા. મુગી છોડીની આસનાવાસના ઘરના માણસો કરવા લાગ્યાં. આગલા બે દીવસ પર્યંત જે ભયંકર સ્થિતિમાં મુગી આવી પડી હતી, જે ભયમાંથી મુગીનો અચાનક રીતે છુટકો થયો ને તે ભયંકર રાત્રીએ હીમત રાખી મુગીએ જે હીંમત ભર્યા કામો કીધાં-આ બધી વાતો ક્રમભાગ્ય મુગીના મનમાં ઘોળાય કરી તેથી તેણીાામાં ઉભા રહેવાની શક્તી રહી નહી. તેણીને સુવાને માટે એક ઉત્તમ પ્રકારનું બીછાનું આપવામાં આવ્યું; અને ઘરના માણસોનાં જાણવામાં આવ્યું કે આ બધું કૃત્ય કરનાર મુગી છોડી છે અને પ્રવાસીનો છુટકો કરનાર પણ એ બાઇ છે તેથી ઘરના માણસો એના ઉપર ઘણી મમતા બતાવવા લાગ્યાં. તેણીને માટે સર્વ પ્ર-કારના સાધન મેળવી આપ્યા પછી પ્રવાસી એક બીજી જગોપર જ-ઇને સુતો.

બીજે દીવસે સવારે જંગલમાંથી જે ગાડી મળી આવી તે ગાડી આપણા પરોણા જે ઘરમાં ઉતર્યા હતા ત્યાં આવી. તે ગાડી લઇને જેમ ઉતાવળ કરી જવાય તેવી ઉતાવળ કરી એ ગૃહસ્થ ચાલતો થવા લાગ્યો. પરંતુ મુગીને સખત તાવ આવ્યો હતો. પણ મુગીનો તાવ ઉત-રી ગયા પછી તેણીને હવે કાંઇ હરકત થવાની નથી એવી ખાત્રી થયા

બગર એ ઘરમાંથી ચાલ્યા જવું એ તેણે સારૂં વિચાર્યું નહી. તેણે એ ગામના એક સારા વૈદ્યને બોલાવવા મોકલ્યું. અને તેણીને જ્યાં સુધી સારી રીતે મટે માટે ઉદાર હસ્તે વૈદ્યને સોનાના નાણાં કહી આપ્યાં. વળી પોતે ઓરડીમાં આખો દીવસ રહ્યો. ને ઘરના માણસો મુગીને સુખ મળે એવા જે ઉપાયો લેતા હતા તેમને મદત કરવા લાગ્યો. આ ઉપરથી મુગીને જણાયું કે એને માટે એ ગૃહસ્થના મનમાં કેટલી બધી દયાની લાગણીએ. તેથી તેણીનું અંતઃકરણ ઉપકારના દબાણ નીચે પીગળવા માંડ્યું. પોતે દુઃખ સહન કર્યાં છતાં આપણા પ્રવાસીનો હાથ પોતાના બન્ને હાથમાં ઝાલી ઘણા જ ઉપકારની લાગણીથી તેનો હાથ દાબ્યો.

તે સદ્ગૃહસ્થ મુગીની દયા આણીને બોલ્યો—ગરીબ બીચારી છોડી હવે તારા જીવને કાંઇ થવાનું નથી એવી મારી ખાત્રી જ્યાં સુધી થઇ નથી ત્યાં સુધી તને મુકીને હું જવાનો નથી. જો હું તને મારી ગાડીમાં બેસાડીને તારા ઘર સુધી લઇ જાઉં તો તે કામ હું ઘણી ખુસીથી કરૂં ! પણ તું મને કહે કે તારે માટે મારે હવે શું કરવું ? હું ધારૂં છું કે હું જે બોલું છું તે તું બધું સાંભળી શકે છે અને ફક્ત તને બોલવાને માટે જીભ નથી. કદાચ તને લખતાં આવડતું હશે કેમ ?

મુગીએ માથું ધુણાવ્યું. એક ક્ષણમાં તેણીને કાંઇ સાંભરી આવ્યું. તેણે લખવાને માટે કલમ ખડીઓ મંગાવ્યો. સદ્ગૃહસ્થ તે પ્રમાણે લેવા ગયો. પરંતુ કલમ કેમ ઝાલવી તેની મુગીને ખબરજ ન પડી. ટેબલ આગળ વાંકી વળીને ઘણી વારે મહા પ્રયત્નથી અક્ષરના તો ઠેકાણા મળે નહીએવી રીતે ટેબલના લાકડાના તક્તાપર "ફ્રેડરીક" એ નામ લખ્યું. આ બધું કામ કીધા પછી તેણી પાછી પથારીમાં પડી માથું ધુણાવીને જણાવ્યું કે મને તો આટલુંજ લખતાં આવડે છે.

મુગીએ જે નામ લખ્યું હતું તે વાંચીને તે સદ્ગૃહસ્થ ઘણા અચંબામાં પડ્યો. થોડીવાર સુધી વિચાર કીધો ને ઘણી માયાથી તેણી તરફ જોવા લાગ્યો. પણ ગરીબ છોડી તેના ચેહરા ઉપર કડકપણું દેખાતું હતું તે જોઇને તેમ થવાનું શું કારણ હશે તે સમજી શકી નહી;

સદ્ગૃહસ્થ—ને તારૂં નામ શું છે તે પણ તને લખતાં આવડે છે?

મુગીએ માથુ ધુણાવ્યું અને વળી પાછા "ફ્રેડરીક" એ [illegible] પાટીયા પર લખ્યો. એ જોઇ તે સદ્ગૃહસ્થના મનમાં અનેક વિચારોના તરંગ

આવવા મોંડપાન્ની જ્યારે મુગી તરફ જોતો ત્યારે પોતે પણજ ઉંડા વિચારમાં પડી જતો.

એક અઠવાડીઆ સુધી મુગીની અવસ્થા એવી થઇ કે તેણીની જીવવાની આશા છોડવી પડી. તેથી તે સદ્દગૃહસ્થથી ત્યાં આગળ તેને છોડીને જવાંઇ શક્યું નહી. પણ એક અઠવાડીયું વીત્યા પછી તેણી જરા સાજી થઇ અને વૈદ એવું કહેવા લાગ્યો કે હવે મુગી છોડીના જીવને કાંઇ થવાનું નથી. સાજી થઇ જશે. એ પણ વૈદે કહ્યું કે મુગીના શરીરમાં એટલી બધી નબળાઈ પેડી છે કે પ્રસવ થયા અગાઉ તે અહીંથી જાય તો વખતે એના જીવને ધોકો લાગશે. પછી તમારી મરજી. જ્યારે આ વાત તેણીએ જાણી ત્યારે મુગીની આંખમાંથી આંસુ નીકળી પડયાં. જે ઘરના માણસોએ એણીની આટલી બધી આસના વાસના કીધી હતી તેમના પર બોજા રૂપ થઇ પડવું એ ઠીક નથી એવું તેણીને લાગ્યું. પણ તેણી શા માટે ધાસ્તી રાખે છે તે જાણીને તેણીના મનનું તે સાંતવન કરવા લાગ્યો.

સદ્દગૃહસ્થ—(મમતાથી) તને અહી સર્વ પ્રકારના સુખના સાધનો મળે એવી મેં પૂર્ણ તજવીજ કરી છે. તારી તબીયત તદન સારી થાય ત્યાં સુધી તારે અહી રહેવું; અને તને કેથે જવાની મરજી નહીં હોય તો તને ફાવે ત્યાં સુધી આ ઘરમાં તું રહેજે. તેમની તારા પર ઘણી મમતા છે. મેં એમને પુષ્કળ પૈસા આપેલાછે ને વળી તને વધારે પૈસાની જરૂર પડે તો તું એમને કહેશે એટલે તેઓ મને લખી જણાવે માટે મેં મારૂં સરનામું એમને લખી આપ્યું છે. અને હું ખાતરીથી ધારૂં છું કે જેવું સુખ તને આ ઘરમાં મળી શકશે તેવું બીજે કેથે મળવાનું નથી.

મુગીએ ઘણી દીલગીર થઇને માથું હલાવ્યું. ને નીશાની કરી કહ્યું કે મારે ઘણો દુરનો પ્રવાસ કરવાનો છે. જે ગૃહસ્થે એ ઘરના માલીક પૈસાની સારી રકમ મુગીની બરદાસો લેવાને માટે આપી હતી તેણે મુગીના હાથમાં પણ સોનાના સિક્કાથી ભરેલી એક કોથળી મુકી. ઉપકારની લાગણી બતાવવાનું ન જાણવાથી તેણીએ તે થેલી કબુલ રાખવાની ના કહી પણ પાછળથી તે લઇ લીધી.

લાર્ડ સાહેબ—અરી મુગી, મેં તને નાણાં આપ્યા તેનો ઉપકાર પણ શું માનતી નથી ? તેં મારો જાન બચાવ્યો છે તે હું સારી રીતે જાણું છું તેથી આ દુનિઆમાં જ્યાં સુધી હું જીવુંછું ત્યાં સુધી હું તારી સંભાર

ખ રાખીશ. લે આ કાગળ, તેને તું તારી પાસે રાખ. તેમાં મારૂં સરનામું લખેલું છે; ને તને મારા જોવાની કોઇ કાળે જરૂર પડે તો મને પત્ર લ-ખજે એટલે તને જે પ્રકારની મદત જોઇતી હશે તે હું તત્કાળ આપીશ.

મુગીએ આ કીમતી કાગળ પોતાની પાસે લઇ રાખ્યો ને તે સુનાની ભરેલી થેલીમાં મુકયો. અને સદ્ગૃહસ્થે તેણીના માથાપર મમતાથી પોતાની જાણે પુત્રી હોય તેવી રીતે હાથ ફેરવી તેના કપાળપર બાચી કરી; પછી તેણી એનો ઉપકાર માનશે તે ટાળવાને ખાતર તે ઓ-રડીમાંથી બાહેર જઇને ગાડીમાં બેઠો. અને ગાડી તડાકાની સાથે ખ-રર ચાલી ગઈ. પણ જતી વેળાએ ઘરના આદમીને એટલું કેહેવા તે ભુલી ગયો નહતો કે પોતાની જે પરોણાગત એમણે કરી હતી તે બદલ એ તેમનો મોટો ઉપકાર માને છે. પછી એણે એની બેહેનની સંભાળ લેવાની ભલામણ કરી તેમને પૈસાની સારી રકમ આપી.

તે સદ્ગૃહસ્થ તો મુગીને મુકીને ચાલ્યો ગયો. તેના વિયોગથી મુ-ગીના મનમાં ઘણું દુઃખ થયું. તેની આવી માયા ભરેલી રીતભાત જોઇને તેણીનું હૈયું ઉભરાઇ ગયું. પણ એમ થવાનું શું કારણ હતું તે પોતે જાણી શકી નહીં. હમેશાં તે ફ્રેડરીકને યાદ કરતી. અને તે સદ્ગૃહસ્થને માટે જે સ્નેહ બંધાયો હતો ને તેના ઉપર જે માયા હતી તેથી કરીને તેણીના ફ્રેડરીક ઉપરના ખરા સ્નેહમાં કાંઇ અંતર પડયું નહીં.

---

## ભાગ ૨૩.

---

કાનસ્ટન્સ-ડી-વેલમંટને મળ્યા વિના ફ્રેડરીકનો એક પણ દીવસ જતો નહીં. જયારથી એ પ્રેમનાં જોડાએ, સ્નેહની પવિત્ર ગાંઠ બાંધવાને માટે એક બીજાના વચન લીધા ત્યારથી તેમનો પરસ્પર ઉપરનો સ્નેહભાવ દીનપ્રતિદિન વૃદ્ધિ પામતો ગયો. તેણી એવા તો ખરા દીલથી ફ્રેડરીકને ચાહતી હતી કે તેની સાથે વાતચીત કરતાં પોતાના હૃદયની માંહેનો પ્રેમનો ઉભરો દાબી શકતી નહીં. ફ્રેડરીકની સાથે પ્રેમ ગાંઠ બં-ધાયાથી તેણીને મગરૂબી આવી હતી ને તેની પ્રીતિ વધારે શી રીતે સં-પાદન કરવી એનાજ વિચાર રાત્ર દિવસ મનમાં ઘોળાયા કરતા હતા. આણીગમ જુવાન વાઇકાઉંટ બહુ ઉતાવળો, બહુ પ્રેમઘેલો, બહુ ઉત્સુક બની

પ્રેમના પ્રબળ બળને સ્વાધીન થઇ ગયો. પરંતુ ખરો વીચાર કરીએ તો કાન્સ્ટન્સની સાથે સ્નેહ કરવાથી તેનું ભવિષ્ય સુખી હોય એમ દેખાતું નહતું. ગઇ ગુજરી વાતો ભુલી જઇને પોતાના મનને કેવી રીતે સજી સુખી શકાય તેનાં સાધનોની રાત્રંદીવસ યોજના કરતો ને તેના સ્મરણપટ ઉપર જે સ્ત્રીની પ્રતિમા ચિત્રાઇ રહી હતી તે પ્રતિમા કેવી રીતે જલદી ભુસાઇ જાય તેનો પ્રયત્ન કરતો. કોઇ માણસની પાછળ જંગલી પ્રાણી લાગ્યું હોય ને તેના પંજામાં સપડાવાની ધાસ્તીથી આગળ નાહાસતો ફરે પરંતુ રખેને પાછળથી કોઇ આવે છે કે નહીં તે જોવાને જેનામાં હીંમત હોતી નથી એવા માણસના જેવી ફ્રેડરીકની સ્થિતિ થઇ હતી.

પાછળ શી હકીગતો બની હતી તેનું સ્મરણ સર્વ અટકાવવાને ફ્રેડરીકે ઘણોએ પ્રયત્ન કીધો. કાન્સ્ટન્સના ઉપરજ એનો સઘળો જીવ લાગેલો હતો. તે એવું ધારતો કે ભવિષ્યમાં ફક્ત કાન્સ્ટન્સ[illegible] કામ પડવાનું છે ને જે ગુમી છોકરીનો એવો ત્યાગ કીધો હતો તેને માટે બળાપો કરવો વ્યર્થ છે? આ પ્રમાણેના વિચાર તેના મનમાં દ્રઢ થતા ગયા. પરંતુ પેલો એશ આરામમાં ચકચુર થઇ ગયો હતો. છતાં તેના અંતઃકરણના ઊંડા ભાગમાં તેણે જે અન્યાયનું કામ કીધું હતું તે હમેશા નજર આગળ આવીને તેને ઠપકો આપતું હતું. જેના અંતઃકરણમાં આત્માને શોધી કાઢવાનાં ફાંફાં મારીએ પણ જડે નહીં તેવો આ માણસ ન હતો. તેનો આત્મા સર્વ ઠેકાણે શું થાય છે તે જોઇ શકતો. માત્ર તે મનના વિચારથીજ દોરવાતો.

પંદરેક દીવસ થયા કાઉંટ-ડી-મોઢ્રેવીલ બહાર ગામ ગયો હતો. અને તે શું કામે ગયો છે તેની ફ્રેડરીકને માહીતી ન હતી. છતાં તેને સંશય આવ્યો પણ પોતના બાપના જવાથી તેની ગેરહાજરીનો લાભ લઇ વીજીલ જઇ આવવાની ઉત્કંઠા થઇ નહીં. એનાંથી કાન્સ્ટન્સને છોડીને એક પણ દીવસ જવાએ એવું હતું? જો કે તેણીએ તે ખાનગી રીતે તેની સાથેજ પરણશે એવી ફ્રેડરીકની ખાતરી કરી હતી ને જે બાબત વિષે એના બાપે ચોકાવ્યો હતો તેથી ફ્રેડરીકે એક દીવસે કાન્સ્ટન્સે આ બાબત વિષે પોતાના કાકા આગળ વાત છેડી જોવાને માટે ફ્રેડરીકે કહ્યું પરંતુ એવી વાત કહાડવાને કાન્સ્ટન્સને ગમતું ન હતું. આખરે પ્રીતમના આગ્રહથી તેણીએ એ અગત્યની બાબત વીશે પોતાના સબધ કાકા આગળ વાત

કહાવાનો નિશ્ચય કીધો. તે પ્રમાણે તે એક દીવસે સહવારના કાકાના પુસ્તકખાનામાં જઇ, જયાં આગળ જનરલ સાહેબ પુસ્તક વાંચતા બેઠા હતા ત્યાં જરા શરમાયમાન થઇને રીતભાતમાં ગભરાતી ગભરાતી કાકાની આગળ જઇને બેઠી.

કાન્સ્ટન્સ--કાકા સાહેબ, ( નજર નીચી રાખીને ) મને એવી ખબર મળી છે કે મારે માટે તમે કાંઇ ગોઠવણ કરાછો.

એ સાંભળી જનરલ હસી પડયો ને ગંભીર ચેહેરાનું કારૂપ બદલીને તેણીના સવાલનો જવાબ આપવા લાગ્યો. પણ તેમાં તે ફાવી શકયો નહી.

જનરલ-- તને કોણે કહ્યું બેટા કે તારે માટે મેં ગોઠવણ કરી છે !

કાન્સ્ટન્સ—કાકા સાહેબ, એવું વાઇકાઉંટ-ડી-મોંટ્રેવીલ કહેતા હતા.

જનરલ--કોણ વાઇકાઉંટ-ડી-મોંટ્રેવીલ ? ને એ ગોઠવણ કેવી કરેલી છે તે કહે બેટા.

કાન્સ્ટન્સ—કાકા સાહેબ, એ બાબત તમે જાતે જેટલું જાણો તેના કરતાં મને શું વધારે ખબર હશે?

જનરલ—એ વાત તો ખરી. તારૂં કેહેવું બ્યાજબી છે, મેં ગોઠવણ એવી કરી છે કે—

કાનસ્ટન્સ--મારી બાબતમાં? (આ શબ્દ બહુજ નીચે સ્વરે કહ્યા.)

જનરલ--હા. જો આ. (એમ કહી ભીંતપર ટાંગેલા એક ચિત્ર તરફ આંગળી બતાવી) એ વિષય કેવો ગમે છે? એ ઘણું નવું ચિત્ર છે. મેં કાલે એને ખરીદ કીધું છે. હમણાંજ તે આપણે ઘેર કોઇ લાવ્યું. (એક નોકરની તરફ) આ આ બારીએ મારે માટે ટાંગી રાખ્યું.

એ ચિત્રનો વિષય એક લગ્ન સમારંભનો હતો. જેમાં વિવાહીત થએલાં સ્ત્રી પુરૂષ પોતાના સગાં સ્નેહીઓ સાથે એક હોડી જે નદીમાં તરતી ને ઝોલાં ખાતી ખાતી જતી હતી તેમાં બેસીને દેવળમાં જતાં હતાં.

કાનસ્ટન્સ—(શરમાઇને અને ધ્રુજતી) કાકા સાહેબ, આપ કેમ આજ આટલા વિચિત્ર જણાઓ છો? મારી સાથે એ ચિત્રનો શું સંબંધ છે? એ ચિત્ર ઉપરથી ઉપજતા વિચારો શું.—

જનરલ—હા. તેનો સંબંધ તારા લગન સાથેજ છે.

કાન્સ્ટન્સ—શું મારા લગન સાથે ? એમ કેમ બને, મારા કાકા સાહેબ !

એ સુંદર છોડીએ ઉચું જોયું તો તેણીના આંખમાં આનંદાશ્રુ આવ્યાં હતાં. એ પોતાના કાકાની આગળ હાથ જોડીને ઉભી રહી.

જનરલ—તું બેન, એ બાબત કાંઇ ચિંતા રાખતી નહીં હોં—એમ કહી તેણીનો હાથ ઝાલ્યો.—આ લગ્ન કરાવીને હું તને દુઃખમાં નાખીશ એવું તું કોઇ દીવસ મનમાં ધારતી નહીં. શું તું લગ્ન કરવા ચાહાતી નથી કે શું?

કાન્સ્ટન્સ—કાકાસાહેબ, એવું કાંઈ મહારૂં કહેવું નથી.

જનરલ—ત્યારે તારા લગ્નની વાત નિકળતાંની સાથે તને ધ્રાસકો પડ્યો હોય એમ શા માટે જણાવે છે?

કોનસ્ટન્સ—કાકા સાહેબ, મારી ઇચ્છા એવી નથી કે-મને એ વાત ગમતી નથી કે—

જનરલ—તારી ઇચ્છા નથી, તને ગમતી નથી! શા માટે તમેબૈરાંઓ સ્પષ્ટ ભાષામાં સમજાવી શકતાં નથી? અને મને તું શા માટે જણાવતી નથી કે તારો ફ્રેડરીક શિવાએ બીજા કોઇ પણ માણસ સાથે પરણવાનો ઠરાવ નથી.

કાનસ્ટનસ—ઓ કાકા સાહેબ, તમે જાણો છો કે—એટલુંજ કહી કાનસ્ટન્સે માથું નીચું નમાવ્યું અને લજીત થઇ ગઇ.

જનરલ—તારો ને ફ્રેડરીકનો આટલા દીવસનો સ્નેહ હું જો આંખે આંધળો હોઉં તો ન દેખી શકું. જે સારો જુવાન સદ્‌ગૃહસ્થ-જે મારી ભત્રિજીની સાથે પ્રેમમાં લપટાવાની ઇચ્છિા રાખે છે-તે મનમાં કષ્ટી થાય છે, નિરાશ થાય છે ને હીમતથી આગળ આવીને તેણીનું પાણી ગ્રહણ કરવાની માગણી કરવાના બદલામાં ઘણોજ મંદ પડી ગયો છે.

કાનસ્ટન્સ—કાકા સાહેબ, (આનંદમાં આવીને) શું તમો ખરેખર પરણવાની રજા આપશો?

જનરલ—કોઇ દીવસ મેં તને કશી વાતની ના કહી છે બેટા!

કાનસ્ટન્સ—તમે કરનલની સાથે મારૂં લગ્ન કરવાના હતા ને?

જનરલ—એ બધી મારા જુના મિત્ર વાઇકાઉન્ટ-ડી-મોંટ્રેવીલે તદબીર રચી હતી પણ તેમ કરવાનું શું કારણ હતું તે હું જાણતો નથી. એમ છતાં તેનું એ ખોટું બહાનું છે એમ કહેવાની મને ના કહી છે ને તેનું કહેવું માન્ય કરવાની મને ફરજ પડી છે. પણ એ વાતનો ખુલાસો તેઓ શા માટે કરતા નથી તેનું કારણ હું કાંઇ જાણી શકતો નથી. કારણ મને તો એવું માલમ પડે છે કે જ્યારે કોઇ તરૂણ પુરૂષ અને કોઇ તરૂણ સ્ત્રીની વચ્ચે પ્રેમ બંધાય છે ત્યારે લગ્ન થવાને માટે છકી જવાની, બેટા

સોગન ખાવાની અને બતાવણી કરવાની જરૂર નથી. પણ આ વાત તું ફ્રેડરીકને કહેતી નહી. નહી તો એનો બાપ મારા ઉપર ગુસ્સે થશે. છતાં બાકી સાહેબ બહાર ગામ ગયા છે તે પાછા આવશે—અને થોડા દીવસમાં તે આવી પહોંચશે—એટલે હું આ વાતો અટકાવીશ ને તમારૂં બન્નેનું લગ્ન જલદીથીજ કરી દઇશ. નહી તો ફ્રેડરીકના મનમાં અમસ્તી ગુરણી લાગશે.

કાનસ્ટન્સ કાકાને ભેટી પડીને પુસ્તક ખાનામાં ચાલી ગઇ, પોતાના પ્રિય-ભવિષ્યના પતિની આગળ આ નવી ખબર કરવાની હતી તેથી તેણી વધારે સુંદર દેખાવા લાગી. ફ્રેડરીક તુરતજ તેણીને ઘેર જઈ તેણીને છુપી આતુરતાથી જનરલ સાહેબનો શો વિચાર છે તે પુછવા લાગ્યો.

કોનસ્ટન્સે પોતાનો હર્ષ છુપાવી દીધો. જે સ્ત્રી પોતાના પતિ ઉપર અત્યંત પ્રેમ રાખે છે તે સ્વપતિની આગળ જરા ખોટું બોલી તેની સાથે ઘડીભર વિનોદ કરવાની તક મળે તો તેનો ઉપયોગ કરી લેવાને જરા દીલગીર થતી નથી. કારણ પ્રીયના મનમાં સંદિગ્ધ વિચારોથી જે ઉથલ પાથલ થઇ જાય છે તેમાં એના ખરા પ્રેમની પરીક્ષા થાયછે,

ફ્રેડરીક—(આતુરતાથી) તું કેમ મને જવાબ આપતી નથી? ને તેં લગ્ન બાબત તારા કાકા આગળ વાત કરી હતી કે નહી? તેણે કાંઈ ગોઠવણ કરી છે એ વાત ખરી છે કે?

કાનસ્ટન્સ—મારૂં લગ્ન કોઇ બીજા સાથે કરવાની ગોઠવણ તે કે? હા. એમણે એજ ગોઠવણ કરી છે.

ફ્રેડરીક—(એવા જોરથી બોલ્યો કે કાનસ્ટન્સ ધ્રુજી ગઇ) ત્યારે હું કાંઇ ફાવ્યો નથી. મારા બાપે જે વાત કહી હતી તે આખરે ખરી ઠરી! પણ હું તને જવા દેવાનો નથી. પરમેશ્વરના કસમ ખાઇને કહુંછું કે તારૂં લગ્ન બીજાની સાથે થાય તે હું કદી જોઇ શકવાનો નથી!

કાનસ્ટન્સ—તું જરા મનમાં શાંતી રાખ, વાલા ફ્રેડરીક, જરા શાંત થા.

ફ્રેડરીક-શાંતિ રાખ-વાત ખરી, જ્યારે તારૂં લગ્ન બીજા સાથે થવાનું છે એમ જાણીને મને "શાંતિ રાખ" એવું તું કેમ કહેછે? કાનસ્ટન્સ, જો તારા કાકાનો આવો ક્રૂરતા ભરેલો વિચાર હોય તો હું તને લઇને નાસી જવા માંગું છું! આપણે પૃથ્વીના કોઇ દૂરના ભાગમાં ચાલ્યા જઇએ કે જેથી આપણને જોવાનો પ્રયત્ન થાય તો પણ તે નિષ્ફળ જાય. મને સુખી કરવાને તું એકલી બસ છે. આજે રાતેજ આપણે નીકળી પડીશું! કેમ? પણ તું આમ હસે છે શા માટે?

કાનસ્ટન્સ-(તેના ઉપર હાથ ફેરવીને)ફ્રેડરીક-તું કેવા અધીરો માણસ છે!

ફ્રેડરીક--હું ધારૂં છું કે તું હમણા મને ધીરજ રાખવાનો પાઠ શીખવશે. આ લગ્નથી તને કાંઇ મનમાં દુઃખ થતું હોય એમ જણાતું નથી. આવીજ રીતે તું મને ચાહેછે કે! વાઃ

કાનસ્ટન્સ-નિર્દય! આવી રીતે તું મને ઠપકો આપે છે કે! અરે મારા વાહલા ફ્રેડરીક, મારી પ્રીતિ તારા કરતાં ઓછી શાંતિવાળી છે તે ઉપરથી હું તને મારા ખરા અંતઃકરણથી ચાહતી નથી એવું તારૂં કહેવું છે કે શું!

ફ્રેડરીક--પણ તારા કાકાએ તારા લગ્ન માટે વિચાર કાંધો છે તેનું શું?

કાનસ્ટન્સ--જો એમનો વિચાર મારૂં લગ્ન તમારી સાથે કરવાનો હોય તો પછી?

આ સાંભળીને ફ્રેડરીકના મોંઢાપર શેર લોહી ચઢી આવ્યું; કાનસ્ટન્સે તેના મોંઢાપર આંગળી મુકી અને બોલી.--હાં બોલ નહીં, મારા વાહલા ફ્રેડરીક, મારા કાકાએ આ વાત તારી આગળ કાઢવાની ના કહેલી છે. પણ તું ઘણો આતુર જણાયછે તેથી તને આવી આતુરતામાં મારાથી કેમ રખાય? તેમાંથી મારેજ તને છોડવવો જોઇએ.

ફ્રેડરીક--કાનસ્ટન્સ આ વાત તું ખરી કહેછે! તો તો કેટલી બધી ખુસીની વાત! તારા કાકા જેવો માણસ દુનિયામાં બીજો મળવો મુશ્કેલ છે. ચાલ હું જઇને હમણાં તેના પગ ઉપર માથું મુકુંછું!

કાનસ્ટન્સ—ના, ના એમ કરવાની કાંઇ જરૂર નથી. એમને કોઇ ઠપકો આપી શકે એવું નથી, પણ તારો મીજાજ આટલો બધો તપી જાય છે તે મારાથી શાંત થઇ શકતો નથી. આમ આવ ને મારી પાસે બેસ.

ફ્રેરીક—હું તનેજ ચાહુંછું એવું તારા કાકાને હું ક્યારે કહી શકીશ!

કાનસ્ટન્સ--જયારે કાંઉંટ સાહેબ આવશે ત્યારે-પણ હવે થોડા દીવસજ બાકી છે. શું તેઓ કોઇ આઘા પ્રદેશમાં ગયા છે?

ફ્રેડરીક—હું ધારી શકતો નથી—એટલે—હું જાણતો નથી—મને ખબર નથી, પણ—પણ-( એ પ્રમાણે અર્ધ શબ્દ બોલવા લાગ્યો. )

કાનસ્ટન્સ ( વચેજ બોલી ) વળી પાછો તું વિચારમાં ને ભ્રમણામાં શા માટે પડી જાયછે?

ફ્રેડરીક--હું કાંઇ ભ્રમમાં પડતો નથી, તારા સમ.

કાનસ્ટન્સ— ( ગંભીરતાથી ) જ્યાં સુધી તારા અને મારા વચ્ચેની પ્રીતીનૂં પરીણામ શું થશે તે આપણે નકી પણે જાણતા ન હતાં ત્યાં સુધી

તારી ખીજતા, તારો અભીત સ્વભાવ ને વારે ઘડીએ વિચાર વમળમાં પડી જવા ની ટેવ હું જોઇ શકતી હતી. પણ મહેરબાન, આવી ટેવ તું હવે રાખશે તો તે ચાલવાની નથી. ( વધારે ગંભીરતાથી ) એવું શું તને અંદરખાને શું દુઃખ છે કે જે તું તારી કાનસ્ટન્સને કહી શકતો નથી?

ફ્રેડરીક—ના એવું કાંઇ નથી.

કાનસ્ટન્સ—ત્યારે તું મને વચન આપ કે તું મને બધી વાત કહેશે. તારી અને મારી વચ્ચે કાંઇ ખાનગી નથી એવું તું વચન આપ, ને તું મારા પર હવે વિશ્વાસ રાખશે એવું પણ મને વચન આપી દે તું. જો કે આપણે હવે થોડા દીવસમાં લગ્નની પવિત્ર ગાંઠથી બંધાવાના છીએ. ને આવા ખુશ દીલથી આપણે વાતો કરીએ તો આગળ સારૂં થશે.

ફ્રેડરીક—મારી વહાલી કાનસ્ટન્સ, હા. હું તને વચન આપું છું કે હું મારી બધી છુપી વાતો તને કહ્યા વગર રેહેવાનો નથી. જા હું તારાથી પડદો રાખનાર નથી.

આ વચન આપતી વખતે ફ્રેડરીકે થોડીક કાનસ્ટન્સની સાથે ઠગાઇ વાપરી; પણ એ બાબતમાં એ માફીને પાત્ર છે. જો વધારે વિશ્વાસ એ મેલતે તો કાનસ્ટન્સને વધારે આનંદ થતે. ને તેણીને એમ લાગતે કે તેનો પતિ તેનાપર અત્યંત પ્રીતી કરે છે. તે ગરીબ સ્વભાવની છતાં તેનામાં જે શાંતી હતી, ને જે પ્રેમ હતો તેથી તેણી એને એટલી બધી ચાહવા લાગી કે દ્વેષભાવનો છાંટો પણ રહ્યો નહીં. કારણ દ્વેષ રાખનારી એ સ્ત્રિઓમાં ખરા પ્રેમનો સાથી હોતો નથી.

એક માસ ગેરહાજર રહી કાઉંટ-ડી-મોંટ્રેવીલ પારીસમાં આવી પોહોચ્યા. બીજી કંઇ વાત હોય ને તેનો બાપ કદાચ પંદર દીવસમાં પાછો આવે તો તો ફ્રેડરીકને અચંબો લાગ્યા વગર રહેને નહીં. પણ કાનસ્ટન્સ ની સાથે રહેવાથી આવી નજીવી બાબતોપર તેણે લક્ષ આપ્યું નહીં. જ્યારે તે પોતાના બાપને જઇને મળ્યો ત્યારે ડાકેનીમાં જે જે બાબતો બની હતી તે યાદ આવી, અને ગભરાટમાં પડીને એક પણ સવાલ પુછ્યા વિના પોતાના બાપની આગળ જઇને ઉભો. કાઉંટ સાહેબ પ્રવાસમાંથી પાછા આવ્યા પછી તેમના સ્વભાવમાં થોડો ફેરફાર થયો હતો. વારેવારે પોતે ભ્રમણતામાં પડી જઇ ખીજ થતા. જ્યારે તેમણે પોતાના પ્રિય પુત્રને જોયો ત્યારે તેની આગળ બધી વાત ફોડી દેવાની ફરજ લાગી. આખરે ફ્રેડરીકે પોતાના બાપને પ્રશ્ન પુછવાની હીંમત કીધી ને

તેવણે મારવું હતું તેથી ઉમટું જ્યારે તેવણે પોતાના પ્રિયપુત્રને જોયો ત્યારે તેમના ચેહરા પર જે કડકપણું દેખાતું હતું તે ક્ષણ માત્રમાં ચાલ્યું ગયું ને ચેહરો પ્રથમ જેવો નરમ થઇ ગયો.

ફ્રેડરીક—આય બાઈ, તમે ડૉર્કનીગાં ગયા હતા? તમે વીજીલ પણ જઈ આવ્યા કે શું?

કાઉંટ—હા બેટા. હું વીજીલ જઇને આવ્યો ને જે જંગલમાં તું આટલા બધા દીવસ રહ્યો હતો તે પણ જોઈ આવ્યો!

ફ્રેડરીક—ને તમને એક જુવાન છોડી મળી?

કાઉંટ—ના. તે મને મળી નહીં. હું ત્યાં ગયો તેની થોડા દીવસજ અગાઉ તેણી ત્યાંથી જતી રહી હતી. ને તે ઝુપડીમાં એક બુઢો ભરવાડ રહેતો હતો.

ફ્રેડરીક—શું! એની બેહેન ઝુપડીમાંથી ચાલી ગઇ? શું એ ખરી વાત છે? ને કેમ માર્ગારેટનું શું થયું હશે.?

કાઉંટ—તે ડોસી કેટલાક દીવસ થયા રામસરણ થઇ ગઇ છે.

ફ્રેડરીક—એની બેહેન ઝુપડીમાંથી ચાલી ગઇ ત્યારે! ગરીબ છોડી! તેનું શું થયું હશે? એવી મુગી સ્થિતિમાં તે પોતાના વિચારો બીજાને કેવી રીતે જણાવી શકશે? દીર્ભાગ્ય છોડી!

કાઉંટ—(પોતાના પુત્રની સામાં જોઇને તેના તરફ મમતા બતાવીને) તું એમ શું કરે છે? એ છોડીને શુ થયું? તેણીના ઉપર તને આટલી બધી દયા આ માટે આવે છે! ફ્રેડરીક, તું મને કહે. શું કારણ છે?

ફ્રેડરીક—બાપાજી, એની બેહેન સાત વર્ષની હતી ત્યારથી તેણીની બોલવાની ઇંદ્રી જતી રહી છે! બહુ ભયંકર વાત છે. અચાનક ભય આવી પડવાથી તેણીની બોલવાની શક્તિ જતી રહી છે!

કાઉંટ—(આ સાંભળીને મનમાં લાગણી થઇ આવી) અરે પરમેશ્વર! એજ તે બાબી હવે મને ખાત્રી થઇ!

પણ આ છેલ્લા શબ્દ જે બાપના મોઢાંમાંથી નિકળ્યા તે ફ્રેડરીકના સાંભળવામાં આવ્યા નહીં. ફ્રેડરીક તો એની બહેનની શી સ્થિતિ થઇ હશે તે ઉપર વિચાર કરવા લાગ્યો. તે એવું ધારવા લાગ્યો કે તેણી, કાલ જંગલના ખેતરમાં ફરતી હશે ને એની પાસે કાંઇ નહી હશે, કોઇ એણીને મદદ કરતુ નહીં હશે. જ્યાં જતી હશે ત્યાં બધાં એને હડધુત કરી કાઢી મુકતા હશે. ને તેના ઉપર નાના પ્રકારનાં સંકટ આવી પડતાં હશે

તે મનમાં સમજતો હતો કે આ બધું થવાનું મુળ કારણ તે પોતેજ છે; ને જો તેણે પ્રથમથી એની બહેનના મનમાં પ્રેમનો ઉદ્ભવ કરાવ્યો નહોત તો તેણી પોતાની જંગલની ઝુંપડીમાં સુખ ને ચેનમાં પડી રહેત ને આ દુનિઆની લેહજત જાણવા કદી બહાર પડત નહીં. કારણ દુનિઆનો એને ઝેરાપણ પવન વાયો નહતો, ને જે સ્થિતીમાં પોતે રહેતી હતી તેના કરતાં બીજી વધારે સારી સ્થિતિ હશે કે નહીં એ વાતની એને ખબર નહતી. આવા વિચારથી ફ્રેડરીકનું હૈયું ભરાઈ આવ્યું; જેણીના ઉપર આટલી બધી એક વખતે પ્રીતી કરી હતી ને હાલ તેમાંનું કાંઈ પણ મળે નહી અને જેની સાથે આવી રીત ચલાવી હતી તે સંભારીને પોતાની ચાલને ઠપકો દેવા લાગ્યો!

ઘણીવાર સુધી કાઉંટ સાહેબ તથા ફ્રેડરીક ઉંડા વિચારમાં પડ્યા. અરે! તેઓ બન્ને જણા ઘણા દીલગીર થઈ ગયા!

કાઉંટ—એ ગરીબ મુગ્ધી બાઈની સ્થિતિ જાણીને હવે તું શા માટે દીલગીર થાય છે? આખરે તેણી મને એક ઠેકાણે મળી હતી.

ફ્રેડરીક--શું તમને તે મળી હતી, મારા લાર્ડ! હું જે સાંભળું છું તે બધું ખરું છે?

કાઉંટ--હા. ઓનોબલની પાસે એક ઘરમાં તે મને મળી. ત્યાંજ આગળ તેણી રહે છે. હુ તેણીના પોષણ માટે એવી ગોઠવણ કરીને આવ્યો છું કે તેને જે જોઈશે તે ત્યાં મળી શકશે.

ફ્રેડરીક--(આતુરતાથી) પણ તમે એને શી રીતે ઓળખી કાઢી? તમે કેમ જાણ્યુ કે એજ એની બેહેન છે?

કાઉંટ—તેણીનું દુર્દૈવ—તેણીની જુવાની—અને બીજુ બધું જોઈને તેણીના ઉપર મને ઘણી દયા આવી ને એક ગુપ્ત અવાજે મને કહ્યું કે જે એની બહેન તને મળી હતી તેજ એ હતી. તું કહે છે કે એ મુગી છે તેથી મારી ખાતરી થાય કે તે એજ બાઈ હોવી જોઈએ! પણ હું તને ફરી કહું છું કે તેણીને માટે તુ દીલગીર ના થા. મેં તેણીને માયાળુ અને ઉપકારી માણસોને ઘેર મુકી છે, જે લોકો તેણીને ચાહે છે અને તેણીને જે જોઈશે તે આણી આપશે; ને મેં જાતે એવી ગોઠવણ કરી છે કે અને કરીશ કે તેણીને કશું દુઃખ પડવાનું નથી.

કાઉંટને જંગલમાં શું વીત્યુ હતુ ને પોતે એની બેહેન ને તેના પર કેવા પ્રકારનો ઉપકાર કર્યો હતો તે બધી બીના ફ્રેડરીકના જાણવામાં ન

આવે તેની ઘણી સાવચેતી રાખી. જો ફ્રેડરીકને ખબર પડતે કે એની બે-હેને તેનો જીવ જંગલમાં બચાવ્યો તો તો ફ્રેડરીકનો એની બેહેન ઉ-પરનો પ્રેમ તાજો થતે. અને એની બેહેનની બાબતમાં ફ્રેડરીકને વાકેફ કરી દેવો એવો કાઉંટ સાહેબનો પણ વિચાર નહતો; ફ્રેડરીક થોડા દીવ-વસમાં બાપ થવાનો છે એ વાત જો કોઇના જાણ્યામાં આવે તો મેડમ ડી—વેલમંટની સાથે ફ્રેડરીકનું જે લગ્ન થવાનું હતું તે બધી વ્યવસ્થા એક ઘડીમાં ભાંગી પડે. કારણ કાઉંટ સાહેબ જો કે હાલમાં એની બહેનનું કેમ ભલું થાએ એ બાબત પોતે હાથમાં લીધી હતી અને તેણી જે છો-કરાને જન્મ આપે તે વિશે પણ પોતાને ઘણીજ ફીકર રહેતી હતી, તે છતાં પોતાના મિત્રની ભત્રિજી સાથે પોતાના પુત્રનું લગ્ન થાય એ વાતની તેમને વધારે ચિંતા હતી. અને ફ્રેડરીક કાનસ્ટન્સના પ્રેમમાં પડેલો હતો તેમાં કાંઇ વિઘ્ન તો નહીં આવે એવા હેતુથી એની બેહેનને જે સ્થિતિમાં એક ગા-મડામાં મુકી હતી તે બાબત હાલ ફ્રેડરીકને જણાવવી યોગ્ય ન હતી. અમે એટલું અહીં કહીશું કે કાઉંટે પારીસમાં આવ્યા પછી પોતાના પ્રવાસમાં સાથે રાખેલા નોકરોને એવી તાકીદ કરી હતી કે જં-ગલમાં કેવી આપદા આવી પડી હતી ને જે બાઇને એક ગામડાંમાં પોતે મુકી હતી તે બન્ને બાબત વિશે કોઇએ કોઇની આગળ બીલકુલ વાત કાહવી નહીં.

એની બેહેનની પાસે માયાળુ મિત્રો છે ને તેણી સુખી સ્થિતિમાં છે એવું જે કાઉંટે ફ્રેડરીકને કહ્યું તે ઉપરથી ફ્રેડરીકના મનને કાંઇક શાન્તિ મળી. પ્રેમની બાબતમાં વિલાપ ઘણા દીવસ ટકતો નથી. ને થોડી મુદ-તમાં જુના જુસ્સા ને વિચાર જતા રહી તેને ઠેકાણે નવા વિચાર ને નવા જુસ્સા દાખલ થાય છે. કાન્સ્ટન્સની સંગતમાં પડવાથી ફ્રેડરીક જંગલની ગરીબ છોડીને બીલકુલ ભુલી ગયો હતો. ને ભવિષ્યની બીના કાનમાં પ્રેમ પ્રતિજ્ઞા કરતી વખતે ફ્રેડરીકે એની બેહેનની આગળ જે પ્રતિજ્ઞા કરી હતી તેનું તેને વિસ્મરણ થયું હતું.

કાઉંટ-ડી-મોંટ્રીવીલ પારીસ આવી પોંહચ્યા એટલે ફ્રેડરીક અને કા-ન્સ્ટન્સના લગનની તૈઆરીમાં પડયા. ફ્રેડરીક પરણવાને માટે તાલાવેલી થઇ રહ્યો હતો, કાન્સ્ટન્સ જાણતી હતી કે કાઉંટ સાહેબ આવી પોંહોચ્યા છે એટલે હમને કાંઇ વિલંબ થવાનો નથી. અને પ્રેમી જોડાને ઘણો વ-ખત સંશયમાં ન નાખવાને માટે આણીગમ જનરલ સાહેબ હમ સમારંભ

કરવાની તૈયારી કરવા લાગ્યા. લગ્ન થવાને કોઈ પણ વાત પ્રતીકુળ હતી નહીં. પછી લગ્નને માટે એક શુભ દીવસ નક્કી કરવામાં આવ્યો; અને જનરલ સાહેબ આખા જનમમાં કોઇ દીવસ નાચમાં નાચેલા નહીં તે આ વખતે પોતાની ભત્રિજીના લગ્નની ખુશાલીમાં જે નાચનો સમારંભ થવાનો હતો તેમાં પોતે નાચવાનો વિચાર કીધો. આણીગમ કાઉંટ સાહેબ ફ્રેડરીકને કાન્સ્ટન્સ જેવી ભલી સ્ત્રી મળશે એટલે તેને દીકરીના જેવી ગણશે એ ખુશાલીથી મનમાં રાજી થતા હતા, ને આવે પ્રસંગે પ્રેમનું જોડું જેવા અવર્ણનીય આનંદની ખુશાલીમાં આવે છે તે પ્રમાણે ફ્રેડરીક અને કાનસ્ટન્સને સ્વર્ગ તુલ્ય સુખ મળવાનો વખત નજીક આવ્યો જાણી બન્ને જણ મનમાં ખુસી ખુસી થઇ ગયા. આવી સુંદર અને ભલી સ્ત્રી મળવાની ઉમેદમાં ફ્રેડરીક જે પ્રથમ ભગિત થઇ ગ્લાનીમાં પડી જતો તે આ વેળા કોણ જાણે કયાંએ જતું રહ્યું; ને કદાચ કોઇ વેળા ફ્રેડરીક અહેજ નિસાસો નાખતો તો કાન્સ્ટન્સ તેની તરફ જુએ કે પાછો આનંદની વૃત્તીમાં આવી જતો. કારણ મેડેમ કાનસ્ટન્સ એને એટલી બધી વહાલી લાગતી; વધારે ખુશી થવાનો જેમ જેમ દીવસ પાસે આવતો ગયો તેમ તેમ તેણી એટલી તો સુંદર દેખાવા લાગી કે તેણીને જોતાંની સાથે ગમે તેવો માણુસ હોય તોપણ તેણીને ચાહ્યા વગર રહે જ નહીં !

આખરે તે લગ્નનો શુભ દીવસ આવી પોંહોચ્યો, તે દીવસે વર વાઇકાઉંટ ફ્રેડરીક-ડી-મોંટ્રીવીલ અને વધુ માડીમોસેલ કાન્સ્ટન્સ-ડી-વેલમંટ એ બન્નેને શુભ સુચક હતો. પુત્રે પોતાના બધા મિત્રોને એ શુભ અવસરે આમંત્રણ કીધાં તેથી કાઉંટ સાહેબ ખુસી થઇ ગયા. પણ ફ્રેડરીકને ડયુબર્ગ વિના બીજો કોઇ પ્રેમી મિત્ર ન હતો, જે મિત્ર પોતે નાના પ્રકારના કુછંદ કીધાં તે વખતે પણ મિત્રતામાં અચળ રહ્યો હતો. એ શીવાય ડયુબર્ગને પોતાની કાકીનો વારસો મળ્યો ત્યારથી તે ઘણો ડાહ્યો થયો હતો. પણ હપ્તો આવવાની અગાઉ એની પાસે પૈસા ખુટી જતા; છતાં તેણે પોતાની જીંદગી ઘરેણે મુકી ન હતી. પણ પાનાની રમત છોડી દઇ માત્ર ડોમીનોની રમત કોઇ વેળા રમતો. કારણ એ રમતમાં જુગાર રમી પૈસા ગુમાવવાનો થોડો જ વખત આવતો. પુજય ગુરૂરાજ આપણા ગિનાર્ડ સાહેબ પણ આ પ્રસંગે ભુલી જવાયા નહોતા; તેની ફ્રેડરીકના ઉપર ઘણી માયા હતી; પ્રવાસમાં છતાં

તે પોતાના શિષ્યને જો કે ઘણી વેળા લાડ લડાવતો તોપણ શિક્ષક ફ્રેડરીક
કર્યું ભલું ચાહતો હતો એજ કારણથી કાઉંટ સાહેબે એ નજીવી બાબત
ઉપર ધ્યાન આપ્યું નહિ. પણ એની જીભડીને ઘણો સ્વાદ હતો એજ
કારણથી તેને ગાદી બક્ષીને લગ્ન પ્રસંગે ભાગ લેવાને તેને બોલાવવામાં
આવ્યો.

વધુની સાથે રહેવાને ચાર સાહેલીઓની નીમણુક કરવામાં આવી હતી.
એ તે સ્ત્રીઓ પણ ઘણી સુંદર હતી. ને તેથી તેમની તસબીરો કાનવાસ
ઉપર કોઇ ઉસ્તાદ ચીતારના હાથે કાઢી લેવામાં આવી હતી. તે છબીઓ
હજી સુધી પારીસમાં કાઉંટ-ડી-મોંટ્રેવીલના મહેલમાં જોવામાં આવે છે.
તેમાંની બે જણીઓને માથે ભુરા વાળ હતા, ને બીજી બે જણીઓને
માથે કાળા વાળ હતા, ને દેખાવ ઉપરથી તે કુમળી અને સુસ્વભાવની
કુમારીઓ હતી.

હવે વધુની બાબતમાં—સુંદર કાન્સ્ટન્સ-તેણીએ મોટા મૈપની સાથે
કીમતી વસ્ત્ર પહેરેલાં હતાં, પણ કોઇનું લક્ષ તેણીના વસ્ત્ર તરફ જતું
નહીં, કારણ તેણીનું સુંદર શરીર એટલું બધું મોહક ને સોહામણું લાગતું
કે તેના ચહેરા તરફ લોકો એકી ટસે જોઇ રહેતા. તેણીના મનમાં જે
આનંદની હેલી થતી હતી તેથી તેણીના મોહક ચહેરાને ઘણી શોભા મ-
ળતી. આવેલા ગૃહસ્થો એના બહુ વખાણ કરવા લાગ્યા. તેમાં તેની ના-
જુકાઇ અને સભ્યતા એ વધારે દીપી નિકળતી; અને સ્ત્રીઓએ પણ વ-
ખાણ કીધાં, જો કે તેઓએ તેના પહેરવેશપર એક નજર નાંખતાની સાથે
પ્રસંશા કરીને જો જરૂર પડે તો એક બીજીને કહેતી કે ઓહો! સાડીની
કોર કેવી કરચોળી વાળી છે ને ટાકણીઓ કેવી બરાબર જગોએ મારી છે.
હવે તે સ્ત્રીનો કેવો પોષાક હતો તેની બારીકાઇમાં પેસવાની હમોને
એટલી બધી જરૂરીઆત લાગતી નથી. માટે તે બાબત પડતી મુકીને એટલું
કહીશું કે પોતાની આગળ જે સુખનો દીવસ આવવાનો હતો તેની ઉત્કંઠા
માં ફ્રેડરીક પડેલો હતો. આખી રાત પોતાની વધુ તરફ જોતો; અને બીજી
કોઈ બાબતમાં તેનું મ ા રે.કાઇને પાછી ભગાડ્યા થાય નહીં માટે આ
તદબીર તેણે ઠીક રચી હતી. ત્યાં આવેલી સ્ત્રીઓ પણ વરના બહુ વખા-
ણ કરવા લાગી. તેમનો ચહેરો ઉમદા અને ભવ્ય હતો. પુરૂષો જ્યારે વધુના
વખાણ કરતા ત્યારે સ્ત્રીઓ ફ્રેડરીકની સાથે કાન્સ્ટન્સ પરણી તેમાં તે સારે

તેમનું પડી એમ કહેવા લાગી.

બન્ને પ્રેમી જોડાને જોઈ જનરલ સાહેબ તથા કાઉંટ સાહેબ હર્ષથી ગાંડા જેવા બની ગયા. મોનશર ડી-મોંટ્રેવીલ કરતાં જનરલ સાહેબ વધારે ગડબડાટ અને ધુમાધુમ કરતા, અને કાઉંટ સાહેબ દરેકને જોઈને મોઢું મલકાવતા. અને જનાનામાં પેહેલીવાર એમણે આ વખતે પોતાના પ્રિય પુત્રને અત્યંત આનંદથી આલિંગન દીધું.

મોનશર મીનાર્ડ સારાં કપડાં બાંધેલાં પહેરીને ત્યાં આવ્યો હતો ને જમવાનું પીરસાય ત્યાં સુધી તેણે પોતાનો ચહેરો ઘણો ગંભીર રાખ્યો હતો. પોતાના મિત્રના લગ્ન પ્રસંગે હાજર હોવાથી અને કાઉંટ સાહેબની મહેરબાની મેળવવા આતુર બની, ડ્યુબર્ગે તે આખો દીવસ પોતાનો ચહેરો આનંદમાં રાખ્યો હતો, જાણે પોતે કોઈ સાધુ હોય તેવો ગંભીર બન્યો. હતો તે ઉપરથી કોઈ જાણે કે ડ્યુબર્ગ સાહેબ ખાસ મઝેના સાઠ વર્ષની ઉમરના હશે એમ જોનારને લાગતું. જ્યારે તે પોતાના મિત્રની સાથે ઉભો રહેતો ત્યારે કાઉંટ તેની પાસે જતો, અને ડ્યુબર્ગ તેની સાથે આ દુનિયા સઘળી ખોટી છે, સંસાર અસાર છે, પૈસો ઠગારો છે, એકાંત વાસમાં કેવું સુખ છે ને આ જીંદગીમાં કરેલાં સારાં યા માઠાં કૃત્યનો બદલો આવનારી જીંદગીમાં કેવો મળે છે તે વિષય ઉપર વાતો કરતો. તે એટલે સુધી કે તે સાંભળીને જનરલ સાહેબ ફ્રેડરીકને તેની સાબતા ઉપર વિશ્વાસ રાખવાને કેહેતા.

જનરલ—તમારા મિત્ર ડ્યુબર્ગ સાહેબ કેવા ચમત્કારીક પુરૂષ છે. શું તેઓ આખો દીવસ કબરસ્તાનમાં બેસી રહીને વિચાર કરે છે? એમની સાથે જરા સંભાષણ કરવાને મેં બોલાવ્યા એટલે એમણે ઇશ્વર પ્રાર્થના માહેલા વાક્યો કાઢ્યા. ખરેખર આવા લગ્નના પ્રસંગે આવા આનંદી માણસની ઘણી જરૂર છે.

ફ્રેડરીકે ડ્યુબર્ગને હમેશાની માફક ચંચળતા રાખવાને અને વધારે આનંદની વાતો કરવાને કહ્યું; પરંતુ તેનું કહેવું ડ્યુબર્ગે ગણકાર્યું નહીં. ડ્યુબર્ગે એવું ધાર્યું કે પોતાના શાંત સ્વભાવથી ને ગંભીર ચાલથી કાઉંટ સાહેબ ખુશી થશે. પણ ડ્યુબર્ગની ચાલ બુઝવવાને દુનિયામાં કોઈ સમર્થ ન હતું.

કાઉંટના મહેલમાં એક મોટી દમામ ભરી જાફતની તૈયારી થવા

લાગી. તેમાં એવી ગોઠવણ કરી હતી કે નવીન પરણેલું જોડું સાંજના જનરલ સાહેબના મકાનમાં જાય. બુઢા જનરલ સાહેબની ફ્રાન્સના દક્ષિણ ભાગમાં આવેલી એક જાહાગીર હતી તેની તે બહુ સંભાળ રાખતા. તેથી તેમણે પોતાની પારીસમાંની મીલકત પોતાના જમાઇ ફ્રેડરીક અને ભત્રીજી કાનસ્ટન્સના ઉપયોગમાં આવે એવી ગોઠવણ કરી હતી.

ફ્રાન્સમાં મોટા લોકોમાં જે લગન થાય છે તેમાં જે આનંદ હોય છે તેના કરતાં સાધારણ લોકોમાં લગ્ન પ્રસંગે વધારે આનંદ જોવામાં આવે છે. ને તેથીજ સાધારણ સ્થિતિના લોકો આવે પ્રસંગે મોટા લોકો કરતાં પોતાને વધારે ભાગ્યશાળી ગણે છે. છતાં અમે એવું કહેવા માંગતા નથી કે ફ્રેડરીક અને કાનસ્ટન્સના લગ્ન પ્રસંગે કાંઇ થોડો આનંદ હતો. જમતી વખતે જેટલો આનંદ હોવો જોઇએ તેટલો સર્વેના મોઢાપર દેખાતો હતો. મોનશર મીનાર્ડ માનશર ડી--ચાંબરટીનને ત્યાં જેટલા આનંદથી ખાતો હતો તેટલાજ બલકે તેથી વધારે ખુશીમાં આવી નવી નવી કીમતી વાનીઓ ઉપર હુમલો કરતો હતો, પણ ડયુબર્ગ ભાગ્યેજ વાનીને અડકતો. તેના આગળ જે વાનીઓ મુકવામાં આવતી તે ખાવાની એ ના પાડતો, ને સાદી વાનીઓજ માત્ર ખાતો. ચંપીન દારૂનો ગ્લાસ લેવાને કોઇ કહે તો તે તેની પણ ધસીને ના પાડતો.

" આવી કેફી ચીજો કોઇ દીવસ હું પ્રાશન કરતો નથી. " એમ ડયુબર્ગ કહેતો એટલે કાઉંટ સાહેબ તેના તરફ આશ્ચર્ય પામીને જોતા. ને મીનાર્ડ સાહેબ જે પણ તેની સાથેજ જમવા બેઠેલા હતા તેઓ કહેતા કે " મેં તમને ચંપીન દારૂ પીતાં ઘણીએ વખત જોયા છે! એમ કહો કે હું માંદો છું—એ સબબ બતાવવો ઠીક બંધ બેસતો આવશે! "

જનરલ સાહેબ—( ફ્રેડરીકને ) તમારા મિત્ર ઘણા મિતાહારી જણાય છે. તમે કોઇ સાધુનેજ અહીં લાવેલા દેખાઓ છો.

જમી રહ્યા પછી પરોણાઓ નાચના ઓરડામાં ગયા. ને નાચ શુરૂ થયો. નવીન પરણેલું જોડું કવાડ્રીલનો નાચ જોવા લાગ્યું. કારણ તે દેશમાં એવો રીવાજ છે કે દરેક લગ્ન પ્રસંગે નાચ તો કરવો પડે છે. પણ આ નાચમાં ડયુબર્ગે ભાગ લીધો નહી. જાણે એની ડોકી અકડાઇ ગઇ હોય તેમ ઉંચે ડોકી કરીને દીવાનખાનામાં તે ફરતો હતો ને પાના રમવાનું ટેબલ મુકયું હતું તેના તરફ જરાએ પણ નજર કરતો નહી.

કાઉંટ—(હસીને) કેમ મી. ડયુબર્ગ, તમે કેમ પાના રમતા નથી?

ડયુબર્ગ—ના, મારા લાર્ડ. મેં કાર્ડ રમવાનો ત્યાગ કીધો છે પણ મને બુદ્ધિ બળ વિના કશું રમવું ગમતું નથી. એજ રમત મને ઘણી ફાવે છે. એવી રમત શાણા ગંભીર લોકોજ રમે છે.

કાઉંટ—ને તમે કેમ નાચતા નથી.?

ડયુ૦—કોઇ દીવસ નહીં. મને મીન્યુએટ વિના બીજો નાચજ ગમતો નથી. એ ઉંચા પ્રકારનો નાચ છે, તેમાં કેવી સરળતાથી અંગ વિક્ષેપ કરાય છે! પણ ઘણી દીલગીરીની વાત છે કે એવા પ્રકારનો નાચ હાલમાં પ્રચારમાં આવતો નથી.

કાઉંટ—ખરેખર મો. ડયુબર્ગ, તમારામાં ઘણો ફેરફાર થયો છે. હું ધારૂં છું કે થોડા વખત અગાઉ તમે ઘણા ઉચ્છૃંખલ સ્વભાવના હતા.

ડયુ૦—અરે મારા લાર્ડ. રાઇના પહાડ તો રાતે વહી ગયા. તે વખત હવે જતા રહ્યા. જેમ જેમ હું મોટો થાઉં છું તેમ તેમ મારામાં ડહાપણ આવતું જાય છે,

કાઉંટ-(મોટેથી હસીને) મોટા થાઓ છો ત્યારે? તમે ડીપોસીટસનો વેષ લઇને નાટકમાં નાચતા હતા તેને કાંઇ બહુ દીવસ વિત્યા નથી ને મો. મીનાર્ડને થીસીયસ બનવા કહ્યું હતું તે તમેજ કેની?

ડયુ૦—(ગંભીરતાથી) મારા લાર્ડ, તે વખત પછી મારામાં મોટો ફેરફાર થયો છે. અભ્યાસ, ઉચાં વિષયો, ઉંચા ધંધા ને વિશેષ કરીને શાસ્ત્રનો અભ્યાસ એ વીના બીજા કોઇ પ્રકારનો અભ્યાસ હવે મને ગમતો નથી.

ડયુબર્ગની સાથે જરા હસીને કાઉંટ સાહેબ તો ચાલ્યા ગયા. ને કાઉંટ સાહેબ મારૂં ગંભીરપણું અને ડહાપણ ભરેલી ચાલ જોઇને ખુશી થયા હશે એમ ડયુબર્ગ ધારનો. રાત તો મઝામાં પસાર થઇ ગઇ. માનશર મીનાર્ડ, જેણે કાઉંટના મહેલમાં ઉત્તમોત્તમ વાનીનો સ્વાદ ચાખ્યો હતો તેની લેહરમાંને લેહરમાં લાકડી ફેરવતો પોતાના ક-ઓરીની ના મહેલ્લામાં લથડતો ચાલ્યો જતો હતો. અને ડયુબર્ગ સાહેબ મહેલની બહાર જતાની સાથે દોડવા, કુદવા ને ગાંડા માણસની માફક ચાળા કરવા લાગ્યો. અગર કોઇ કડક મેતાજીના નિશાળીઆ તેના તાબામાંથી છુટા થઇ જેમ રસ્તે તોફાન મસ્તી કરતા ચાલ્યા જાય તેમ ડયુબર્ગ તોફાન કરતો ઘેર ગયો. પણ ફ્રેડરીક અને કાનસ્ટન્સનું શું થયું? ખરેખર તે બન્ને

જયું તો આનંદ સાગરમાં તરતા હતા. બારણા આગળ વધુવરને લઇ જવાને માટે જે ગાડી ઉભી રહી હતી તેમાં પોતાની અર્ધાંગનાને બેસાડવાને માટે ફ્રેડરીકે કાનસ્ટન્સનો હાથ ઝાલી તેણીને ગાડીમાં ઉચકી બેસાડી ને પછી પોતે બેસીને ગાડીનું બારણું બંધ કરી બારીનો પડદો ઢાંકી દીધો. એવી રીતે નવા પરણેલાં ધણી ધણીઆણી જનરલ સાહેબના મહેલ ભણી ચાલ્યા ગયા.

## ભાગ ૨૪.

એની બેહેનને જે ઘરમાં કાઉંટ-ડી-ગોંડ્રીવીલે મુકી હતી ત્યાંજ તેણું રહેતી હતી એમ કહેવાનું કાંઇ પ્રયોજન નથી, કારણ હમારા વાચકોને ફ્રેડરીક અને કાનસ્ટન્સનું લગ્ન થયા પૂર્વેજ ખબર પડી હશે કે જે પ્રવાસીને જીવ ચોરોની ઝુપડીમાં મુગી આની બેહેને બચાવ્યો હતો તે આપણું વાર્તાનો નાયક ફ્રેડરીકનો પિતા કાઉંટ-ડી-ગોંડ્રીવીલ હતો. એ કાઉંટ, જે મુગીનો પોતાના પુત્રે ત્યાગ કીધો હતો તેની ખબર કાઢવાને માટે વીજીલ ગામે ગયો હતો. પરંતુ જંગલમાં એની બેહેનની મુલાકાત ન થત તે ઝુંપડીની આગળ માત્ર થોડા ઘેટાં બેઠાં હતા, અને જે ભરવાડ ત્યાં બેઠાં ચારતો હતો તેને એની બેહેન કઇ દીશાએ ને કયાં ગઇ છે તેની ખબર ન હતી. કાઉંટે જે જે સવાલો એ ભરવાડને પુછયા ત્યારે તેણે એવો જવાબ આપ્યો કે તેણી અહિંથી કયે ગઇ છે. તે અહીં રહેવા આવનાર નથી. પણ કયાં ગઇ છે તે હું જાણતો નથી.

જંગલમાંથી નિકળ્યા પછી કાઉંટે ચીનોઅલની આસપાસ ઘણી ખોળ કરી, પણ બધું વ્યર્થ. તેને પોતાના પુત્રના પ્રેમનો ભોગ થઇ પડેલ એની બહેન કયે જડી નહીં. પછી નીરાશ થઇને લાયન્સ શેહેર તરફ જતાં જંગલમાં ચોર લોકોએ એની ગાડીપર તુટી પડી તેની ગાડી લુટી, એ વાત અગાઉ હમે કહી ગયા છીએ.

પણ એટલું કહ્યા પછી આપણે પાછા આપણી વાર્તાના સગમ ચાલ્યા જઇએ. એની બેહેનને પ્રવાસમાં આગળ જવાનું ઘણુંએ મન થતું આવતું પણ તેણી જાણતી હતી કે પ્રવાસમાં જે સંકટો આવી પડશે તે સર્વે સહન કરવાની સ્થિતિમાં તેણી નહતી. કારણ તેણી આ વેળા બાળ

તેને જન્મ આપવાની તૈયારીપર હતી, અગર ફ્રેડરીકની સાથે પ્રીતિ કરવાનું જે ફળ મળ્યું હતું તેને છાતીએ ડાબી રાખવાનો સમય નજીક આવતો હતો. આ વિચારથી તેણીને પોતાની નિરાધાર સ્થિતીમાં સમાધાન મળતું. બાળકને જોવાની આશામાં તેણી પોતાનું દુઃખ ભુલી ગઇ; તે ઘરના માણસો એને સુખ મળે એવાં સર્વ સાધનો પુરાં પાડતા હતા ને તેણીના આગળ આનંદની વાર્તાઓ કરતાં તેણીનું મન રીઝવતા હતા. એથી તેણીનું મન હમેશાં શાન્ત રહેતું. એ ઘરના માણસો સઘળા ઘણા સારાં સ્વભાવના હતા તેથી એની બહેન ઉપર ઘણો પ્રેમ રાખતા. પણ તેમના સ્નેહને માટે અગર તેમને જે અગવડતા ભોગવવી પડતી તેને માટે કાઉંટે તેમને કાંઈ પણ આપ્યું ન હતે તોપણ તેઓ સારા માણસ હોવાથી તેટલીજ મમતાથી તેણીની સાથે રહેત. પરંતુ સોનું એવી ચીજ છે કે જે માણસને કોઇ પ્રકારનો અપાય થવા દેતું નથી. પણ એની બહેનની બરદાસ્ત કરવાને કાઉંટે જે નાણું એ ઘરના માણસોને આપ્યાં હતાં તે નાણાંની રકમ તેમના મનથી મોટો ખજાનો હતો. એજ ઘરમાં આપણને વધુ દીવસ રહેવાની ફરજ પડશે એમ જાણીને એની બહેને જે નાણા તેણીને ખાનગીમાં કાઉંટે આપ્યા હતા તે સર્વ નાણાં ઘરના માણસોને આપી દીધાં. પણ તે માણસોએ નાણાં લેવાની ઉપકાર સાથે ના પાડી.

ખેડુતની સ્ત્રી—બેટા, એ સુનાની કોથળી તારી પાસે જ રાખ, જે સદ્ગૃહસ્થને તેં ચોરોના હાથમાંથી બચાવ્યો તેણે સર્વ કાંઇ હમને આપ્યું છે. તેણે હમને જોઇએ તે કરતાં વધારે આપ્યું છે. તારી નોકરી કરવાને હમને લાલચ થાય તે માટે હમને એ ભલા ગૃહસ્થે નાણાની રકમ આપી છે પણ હમારે નાણાની કાંઇ જરૂર ન હતી. તું એવી હેતાળ, એવી ભલી ને એવી કમ ભાગી છોડી છે કે, હે ગરીબ છોડી, તારી નોકરી આવે વખતે કરવાને કોણ ના પાડે? તારો થોડો ઘણો ઈતહાસ હું જાણું છું. તારી બીન વાકેફગારી અને ગરીબાઇનો ગેરે લાભ લઇને કોઇ તને ફસાવી નીતીના માર્ગમાંથી આડે રસ્તે તને લઇ ગયો છે. તેણે તને ફસાવીને પછી તારો ત્યાગ કીધો છે. ! બહેન, આવા લોકો જુવાન સ્ત્રીઓને ફસાવવાને ફંદમાં નાંખવાને માટે પ્રેમની જાળ પાથરે છે ત્યારે જે નાદાન, કાચા અનુભવવાળી, માબાપ અગર કોઇ વડીલ સારો રસ્તો બતાવનાર ન હોવાથી, તારા જેવી જુવાન સ્ત્રીઓ તરત તે જાળમાં ફસી પડે છે. એવી ઘણી વાતો હમારા સાંભળવામાં આવી છે.

મારા બેટા, તું રડીશ નહી; હુ કાંઇ તે મારે તને ઠપકો દેતી નથી. જે સ્ત્રીઓ પોતાની ગમે એવા ફંદાગાં પડે છે તેના કરતાં તુ ઓછી દોષ પાત્ર છે. પણ જે માણસ તને આવી સ્થિતીમાં એકલી મેલી પોને ચાલ્યો ગયો તેનું સત્યાનાસ જજો. ! તને આવી નબળી સ્થિતિમાં છોડીને ચાલ્યા જવું !—અરેરે એવા માણસનું અંતઃકરણ પાષાણનું હશે કે શાનું હશે ?

આ શબ્દ એની બહેનને કાને પડતાંજ ખેડુતની સ્ત્રીને મુગા રહેવાની તેણીએ નિશાની કરી. તેણીએ પોતાના હોઠપર આંગળી મુકી, માથું ધુણાવ્યું ને આ જે ઠપકા જેવું ભાષણ સાંભળ્યું તેનો પ્રત્યુત્તર જાણે આપવાનો પ્રયત્ન કરવા જતી હોય તેમ દેખાયું.

ખેડુતની બાયડી—એ કોઇને પણ પોતાના પ્રિયની વિરૂદ્ધમાં એક પણ શબ્દ બોલવા દેતી નથી. તેણી હજી સુધી તેના પર પ્યાર રાખે છે ! આવી ટેવ બૈરાની હોય છેજ !—જે માણસે તેમનું ગમે એટલું નુકશાન કીધું હોય છે છતાં તેઓ તેને ક્ષમા કરે છે ! પણ બેટા, ભવિષ્ય મારે તુ કાંઈ ચીંતા મનમાં રાખીશ માં. તું હમારી સાથે મઝેથી રહેજે, તને હમારી છોકરી તરીકે ગણીશું ને તારૂં કલ્યાણ જેથી થાય એવા ઉપાય લેવામાં બાકી રાખીશું નહી. હમારા ઘરમાં તને કાંઇ નુકશાન થાય અગર તને દુઃખ થાય અગર તને કાંઇ જોઇએ તેની જોખમદારી હમે માથે લઇએ છીએ. !

ઘણા ઉપકારથી એની બેહને એ ખેડુતની સ્ત્રીનો હાથ કૃતજ્ઞતા બતાવવાને ચાંપ્યો. પણ તેણીએ એવું કાંઇ વચન આપ્યું નહીં કે જે પુરું કરવાને એનું અંતઃકરણ ના કહે. ફ્રેડરીકની મુર્તી હજી એના આગળને આગળ આવીને ખડી થતી. તેથી પોતાના પ્રિયને મળવાની આશા એણે કદી મુકી નહીં.

કાઉંટના ગયા પછી એણે જે પોતાનું સરનામું એની બહેનને આપ્યું હતું તે સાંભાળીને જે થેલીમાં ને મુકી રાખ્યું હતું તે લઇને ખેડુતની બાયડીના હાથમાં મુકીને તેણીને વિનંતિ સાથે કહ્યું કે તમે આ સરનામું મને વાંચી બતાવો. તે પ્રમાણે તે ખેડુતની સ્ત્રીએ તે પોતાના હાથમાં લીધું ને તેમાં નીચે પ્રમાણે વાંચ્યું.—

"કાઉંટ—ડી—મોંટ્રીવીલ. ૩—ડી—પ્રોવેન્સ. પારીસ"

એ કાગળ ઉપર બીજું કશુંએ લખ્યું ન હતું. પણ જે નામ તેણીએ સાંભળ્યું તે ફ્રેડરીકના બાપનું નામ છે એવો એને ખ્યાલ પણ ન

હતો. કારણ ફ્રેડરીક કોઇ દીવસ એની આગળ એ નામ દીધું ન હતું. પણ જ્યારે "પારીસ" એ નામ સાંભળવામાં આવ્યું ત્યારે તેણીને આનંદ થયો; અને ખેડુતની સ્ત્રીને એવું જણાવવાનો યત્ન કીધો કે પ્રવાસ પાછો ઘેર ફરવાનો વખત આવે ત્યારે તે ગામ તેણીને જવાનું છે. તેણીએ એ [illegible]માં પ્રબળ મેલ્યો ને પાછી શાંત થઇ ગઇ.

ખેડુતની સ્ત્રી—એ સહ્યંદરશનું નામ એજ છે કે ? તેની રીતભાત ઉપરથી તો એ કોઇ મોટો માણસ હોય એવું જણાય છે ! કાંઈ બીજાના જેવો આગનો નથી. તે ઉપકારી છે, તેં જે એના ઉપર ઉપકાર કીધો છે તે ભુલે એવો માણસ નથી. જો તું પારીસ જશે તો તારી સારી રીતે બરદાસ કરે એવો છે. પણ એવા મોટા શહેરમાં તું જઇને શું કરશે ! બેટા—તું હમારે ત્યાં રહે એવું જે હમે તને રોજ કહીએ છીએ તે જરા માન, તને જેટલું સુખ જોઇશે તેટલું હમે આપીશું, તારે એ વાતની ચિંતા કરવી નહી.

જે પત્ર ઉપર જ્યાં તેણીને આખર જવું હતું તે ગામનું નામ લખ્યું હતું તે પત્ર હાથમાં આવ્યાથી એની બેહેનને આનંદ થયો. એ સરનામું એની પાસે હોય તો પછી કોઇને પુછવું પડે નહીં; જે વાતની ઘણી જરૂર હતી તે વાત તેને અચાનક રીતે મળી આવી તેથી તેણીએ પરમેશ્વરનો ઉપકાર માન્યો.

આ ઘરમાં આવ્યાને એની બેહેનને બે માસ થયા ત્યારે ઇશ્વરકૃપાથી તેણીએ એક પુત્ર રત્નને જન્મ આપ્યો. બાળકને જોઇને માતાને તે વેળા કેટલો બધો આનંદ થયો હશે વારૂ ? જે નવા બાળકના રડવાનો અવાજ પ્રથમ તેણીને કાને પડ્યો ત્યારે તે કેટલી બધી ખુશી થઇ હશે તેની કલ્પના વાચકવર્ગે કરી લેવી. એની બેહેનને કેટલી ને કેવા પ્રકારની ખુશાલી ઉપજી તેની કલ્પના જે જાતે માતા હોય તેજ બરાબર રીતે કરી શકે. બાળકનું શરીર જોઇને જાણે ફ્રેડરીકજ મળ્યો એવું તેણીને લાગ્યું. હરેક ક્ષણે તે એની બાબતમાં વિચાર કરતી, બાળકને પ્રેમથી બચીઓ કરતી, ને તેને લઇને હૃદય ઉપર દાબતી. પોતાને નબળાઇ હતી છતાં તે બાળકનું પોષણ કરનાર પોતેજ હતી. આ બાબતમાં ઘરના માણસો આડા પડ્યા નહીં; કારણ ગમે તેવી નબળી માતા હોય તોપણ પોતાના બાળકને ખોળામાં લઇ તેને દુધ પ્રાશન કરાવવું એમાં જે માતા-

જે આનંદ રહેલો છે તે અવર્ણનીય છે, એ મમતાથીજ આવે છે. તેનું કરવું કેટલું જરૂરનું છે એ એની બેહેનને સારી રીતે ખબર હતું. તેણી એટલી બધી સુખી ને ગર્વિષ્ટ બની કે જ્યારે તેણી બાળકને હૃદય આગળ લઇ તેને ક્રોટી કરતી ત્યારે તેના આનંદમાં પોતાનું સર્વ દુઃખ વિસરી જતી. પણ તે દેડરીકને ભુલતી નહીં; પણ અત્યાર સુધી તેના ચેહેરા પર જે ગ્લાની દેખાતી હતી તે દેખાતી બંધ પડી. બાળકને જોઇને તે નિરંતર હાસ્ય મુખ કરતી ને એમ જાણતી કે બાળકને માટે ગમે તેટલું દુઃખ સહન કરવાનો વખત આવે તો તે માતાજ કરી શકે.

સુવાવડમાં કેટલાક અઠવાડીઆં ગુજરી ગયા બાદ એની બેહેને પારીસ જવાનો વિચાર કીધો. પરંતુ ઘરના માણસો તેને જવા દેતા નહીં.

ખેડુતની સ્ત્રી—તારે જવાનો વિચાર રાખવો જ નહીં ! જ્યાં સુધી બાળક દૂધ પીએ છે ત્યાં સુધી તારાથી જવાય નહી ! તું કેમ વિચાર કરતી નથી કે તું જાય તો તારો જીવ જોખમમાં આવે એટલું જ નહીં પરંતુ આ કુમળા બાળકનો જીવ પણ જોખમમાં આવી પડે. તું તારા મનમાં એમ સમજે છે કે પ્રવાસમાં હવે તારા ઉપર કાંઇ એવાં જ બીજાં સંકટ આવી પડે તો પુત્રના જીવનનું સાધન તારા હૃદયમાંથી તું આપી શકસે ? ના. એમ કદી બનવાનું નથી ! આવી વેળા પ્રવાસ કરવાને માટે ઉચ્છૃંખળ બનીને નાદાની કરશે તો તારો અને તેની સાથે આ કુમળા બાળકનો જીવ ખોઇ બેસસે !

બચ્ચાંના અસુરક્ષિતપણાની વાત સાંભળી બાળકની મા ધ્રુજવા લાગી. એવી એક પણ બાબત જગતમાં નથી કે જે પોતાના બચ્ચાના જીવને ખાતર માતા છોડી ન દે ? પ્રવાસ આ વખતમાં કરાય એવું નથી તેથી એણીની આશાનો ભંગ થઇ ગયો. પરંતુ માતા ઉપર સંકટ આવી પડે તો તેથી બાળકના શરીરને કાંઇ નુકસાન પોંહોચે નહીં એટલી બાળકમાં શક્તી અને ઉમર થઇ નથી ત્યાં સુધી એ ઘરમાં રહી પડવાનો ખેડુતની સ્ત્રીએ આગ્રહ કીધો તેથી તેણીનું કહેવું નિરૂપાયે એની બેહેનને માન્ય કરવું પડ્યું.

ખેડુતની સ્ત્રી—( એની બહેનની આંખ ઉપરથી પારખી કે એણીએ આગળ જવાનો આગ્રહ છોડી દીધો ) ચાલી બેટી, એ વિચાર તેં ઠીક કીધો ! વરસ દોઢેક વરસમાં બાળકને જરા તાકાદ આવે ત્યારે

હમે તારા જવાની બાબતમાં વિચાર કરીશું. પણ હાલમાં એ વિશે વિચાર કરવો એ નિરર્થક છે !

આ જે સદુપદેશ એની બહેનને મળ્યો તેથી તેણીને પોતાનો ઠરાવ ફેરવવો પડ્યો. અને ફ્રેડરીક વિશે વિચાર કરતાં બાળકના ઉપરનું હેત દીન પ્રતિદિન વૃદ્ધિ પામતું ગયું. તેણીએ બાળકને માટે જે કાળજી રાખી તેથી બાળકના શરીરમાં તાકાદ આવી ને દીવસે દીવસે તે વધારે સુંદર દેખાવા લાગ્યું. તેના ગાલ ઉપર તનદુરસ્તીની નિશાની જણાઇ. તે નાનું સરખું મોઢું ફાડીને વગર દાંતે હસતું ને જેના ખોળામાં સુતું હતું તે માતાના ગળામાં બન્ને હાથ ખોલા કરી વળગી પડવા લાગ્યું. ટેબલ ઉપર આથી " ફ્રેડરીક " એવું નામ લખીને ખેડુતને જણાવ્યું કે આ નામ હું બાળકને આપવા માગું છું. તેણીની ઇચ્છા પ્રમાણે બાળકને ખ્રીસ્તી ધર્મ પ્રમાણે તેના નામકરણ-સંસ્કારની વિધી કરી; ને તે દીવસથી "ફ્રેડરીક" એવે નામથી બાળક ઓળખાવા લાગ્યું. "ફ્રેડરીક" નામ જ્યારે જ્યારે તેણીના કાન ઉપર પડતું ત્યારે માતાને ઘણો હર્ષ થતો; ને તે ઉપરથી તેણી વિચાર કરતી કે જ્યારે તે બાળક ફ્રેડરીક નામ સાંભળીને પોતે તેનો જવાબ આપવાને સમર્થ થશે તે વેળા તેણીને કેટલો બધો આનંદ થશે !

ગરીબ મુગી છોકરી એ ઘરમાં છ માસ સુધી રહી એટલે એક દીવસે સવારમાં એક કાસદ પચ્ચીસ લુઇના નાણાની પોટલી લાવ્યો ને તેની સાથે એની બહેનના ઉપયોગને માટે એટલીજ રકમ કાઉંટ-ડી-મોંટ્રીવેલ દર છ મહીને મોકલી દેવાનું જેમાં કબુલ કર્યું હતું એવો એક કાગળ આપ્યો. આ વાત જણાવવાને ખેડુતની સ્ત્રી એની બહેનની પાસે આવી ગઇ. એની બહેનના સાંભળવામાં આવ્યું ત્યારે તેણીના આંખમાં કૃતજ્ઞતાના આંસુ આવ્યાં.

ખેડુતની બાયડી—કાઉંટ કેવો ભલો માણસ છે ! મને ખાત્રી હતી કે તે તને ભુલી ગયો નહીં હશે ! રે ! હું ફરીથી કહું છું કે પારીસ શહેરમાં જવાની તું બાએશ રાખતી હોય તો ત્યાં ગઇ કે તારે પ્રથમ કાઉંટને જઇને મળવું ! બેટા. કાઉંટ એટલે એક મોટો માણસને, એક મોટો ઉમરાવ હોય છે. એ ઘણો પૈસાદાર હોય છે; ને તારૂં મન લલચાવનાર સખસ પારીસમાં હોય તો તેને મારે તે માણસને કાઉંટ શોધી કહાડશે. ને એવું પણ બને કે કાઉંટ તારા ધણીને સારો ઉપદેશ આપશે

ને તે એવી ગોઠવણ કરશે કે હજી પણ તારે બાળક એની સાથે રહેવા આપશે.

ખેડુતની બાયડી જે બોલી તેને મળતોજ વિચાર પોતાનો છે એવી એની બેહેને નિશાની કરી ને તેણીના કહેવા પ્રમાણે પોતે કરશે એમ તેણીને જણાવ્યું. ડાક્ટરે જે રકમ મોકલી હતી તે બેવાને માટે એની બેહેને ખેડુતની બાયડીને કહ્યું ને આટલી મમતાથી તેને ઘરમાં રાખી એવા માયાળુ લોકોપર પોતે બોજા રૂપ નથી થઇ પડી એવું જાણી પોતે આનંદ માનવા લાગી.

વખત પોતાનું કાર્ય કર્યાજ કરતો હતો. એની બેહેને પોતાના બાળકને દેવના જેવું રાખ્યું. માતાએ બાળકને માટે જે દુઃખ સહન કીધું હતું તેનો બદલો વાળવાને બાળક પ્રયત્ન કરવા લાગ્યું; તે બાળકને જોઇને એની બેહેન, જેને પોતે અતિશય ચ્હાતી હતી એવો અગ્નિમાં બળી ભસ્મ થએલો પોતાનો પ્રિય ભાઇ સાંભરી આવતો ને એ બાળકને જોઇને જેના ઉપર તેની પુર્ણ ભક્તિ હતી તે ફ્રેડરીકનો અંશ છે એમ જાણી રાજી થતી! બાળકને જરા કરતાં કાંઇ ઇચ્છા થઇ તો તે શાની ઇચ્છા કરે છે તે સમજવા લાગી. તેનું હાસ્ય ને આંખના ચાળા જોઇ વિચાર કરતી અને એનોએજ રોજ દેખાવ જોવાની ટેવ પડવાથી તેનો ઘણી બીજીલમાંથી ગયો ત્યારથી વખત જેટલો ધીમે ધીમે પસાર થતો હતો તે પ્રમાણમાં વધારે જલદીથી પસાર થઇ ગયો. ને હમે એટલુંજ કહીશું કે તે બાળક પોતાના જીવીતનો આધાર જે પોતાની માતા તેના જેવું સુંદર અને મીલનસાર થશે એવા બચપણથી ચિન્હ જણાવવા લાગ્યાં. ને એટલામાં તે બાળક પોતાની માતે તેણીનું નામ દઇને તોતડી બોલીથી બોલાવવા લાગ્યું, જે શબ્દ માતાના કાનને અત્યંત પ્રિય હોય છે. એ ઘરમાં બાળકને જે સુખ મળતું હતું તે સુખ દુર નહીં કરવાની જરૂર એની બેહેને વીચારી. જો બાળક પોતાની માતા શીવાએ કોઇને જાણતે નહીં, તો એ કદી બોલતાં સીખતે નહીં. કારણ માતા મુગી હોવાથી બાળકનું અનુકરણ કરવાને માટે સારા શિક્ષકની જરૂર હોય છે.

બીજી વેળા ડાક્ટરે આગલા પત્રમાં વચન આપ્યા પ્રમાણે બીજા નાણાં મોકલાવી દીધાં; અને તેના જાસુદે એની બહેન અને તેના બાળકની તબીયત કેવી છે એમ ડાક્ટરે પુછાવ્યું છે એવું કહ્યું. વળી તેણે

પોતાના [illegible] તરફથી આની બેહેનને વિનંતિ કરી કે હું જ્યાં છું ત્યાં પધારી રહે છે, જ્યાં હું શાંતતાથી જીનગી ગુજારું છે ને જ્યાં તારી સર્વ પ્રકારની તજવીજ રહી આસના વાસના થાય છે તે ઘેર છોડીને તારે જવું નહીં, પણ એની બહેને પોતાનો પારીસ જવાનો વિચાર ફેરવ્યો નહતો. ખેડુતની સ્ત્રીએ ઘણી ના કહ્યા છતાં ફ્રેડરીકને શોધી કાહડવાને માટે ગમે તેટલાં સંકટ આવી પડે તો પણ તે સહન કરવાનો પકકો ઠરાવ કીધો હતો. પોતાના પ્રિય બાળકપર તેણીનું હેત હતું તેથી પોતે ફ્રેડરીક કનેથી છુટા પડવાનું દુઃખ કાંઇ ઓછું થયું ન હતું. એથી ઉલટું–જેનું સૌંદર્ય જોઇને પોતે આટલી ખુસી થતી ને બાળકની કાયા જોઇને તેણીને લાગ્યું કે આ બાળકને લઇને એના બાપના હાથમાં આપવું!

એની બેહેને મનમાં કહ્યું—આ બાળને ફ્રેડરીક પોતાની નજરે જુએ તો તેને ઇશ્વરની પેઠે પુજ્યા વિના રહે? નહીં ના. ના. ફ્રેડરીક મારાથી છુટે કદી પડશે નહીં.

નાહના ફ્રેડરીકની ઉમર આ વેળા અરાઢ માસની થઇ હતી. થોડો વખત થયો એણે ધાવણ છોડયું હતું ને હાલમાં પગે ચાલતા માંડયું હતું. દીવસે દીવસે તેનાં ટાંટીઆમાં જોર આવવા લાગ્યું. ને તેને હાથનો ટેકો આપી દોરવામાં એની બેહેનને ઘણો આનંદ થવા લાગ્યો. બાળકમાં પણ દીવસે દીવસ નવું બોલી આવીને શરીરે વધવા માંડયું અને બુદ્ધિનો વિકાસ થવા લાગ્યો એવું જોઇ, એની બહેન મનમાં રાજી થવા લાગી. જે પ્રમાણે કોઇ એક માળી પોતાની વાડીમાં રાતમાં જે છોડવા ઉદ્યાનમાં વધે છે તે સવારમાં તપાસી જુએ છે તે પ્રમાણે એક માતા પોતાના બાળકમાં રોજ કેટલો સુધારો થતો જાય છે તે લક્ષપૂર્વક અવલોકન કરે છે. પોતાનું બાળક સારી તંદુરસ્તીમાં હતું તેની એક ફીકર ઓછી, બીજું કાઉંટ-ડી-આંટ્રાવીલે જતી વેળા જે નાણું તેણીને આપ્યું હતું તે—ને ત્રીજું પોતે પારીસમાં ગયા પછી પોતાના સંરક્ષક અને મિત્ર લાર્ડ સાહેબ મળશે એ ત્રણ કારણથી એની બહેને પારિસ જવાને માટે પ્રવાસ કરવાનો નિશ્ચય કીધો. તે પ્રમાણે એક દીવસે સવારે જે ઉપર કાઉંટે પોતાનું સરનામું લખેલું હતું તે પત્ર ખેડુતની સ્ત્રીને આપ્યો; એની જુદા નહી પડે એવા હેતુની આ ભાવુક નિશાની હતી.। તેણીનો નિશ્ચય ફેરવી કરવા ખેડુતના કુટુંબના માણસોએ ઘણો પ્રયત્ન કરી જોયો, પણ આ

વખતે એની બ્હેન એકની બે થઈ નહીં. તેણીએ ઘરમાંથી નીકળી પા-
રીસ જવાનો પાકો ઠરાવ કીધો હતો, જ્યાં તેણીનું મન સાક્ષી આપતું કે
ફ્રેડરીક ત્યાં તેણીને મળશે.

ખેડુતની સ્ત્રી—શા માટે તું તારા છોકરાને સાથે લઈ જવા માંગે છે
બાઈએ તો છોકરાને હમારે ત્યાં મુકીને જા, તું જાણે છે કે હમને એ ઘણો
પ્યારો છે!

પરંતુ માતા પોતાનાં બાળકને એક ઘડી પણ, વીલો મુકી શકે એમ
એની બ્હેન સ્વપ્નામાં પણ ધારતી ન હતી. તેણીએ ફ્રેડરીકને છાતી
સરસો દાબ્યો ને એવી નિશાની કરી કે તેણી બાળકને મુકીને કોઈ દીવસ
જવાની નથી.!

ખેડુત—જ્યારે તારો પારીસ જવાનો નીશ્ચય જ છે તો કોઈ ભીખા-
રીની પેઠે તું પગે ચાલીને જતી નહી. હું તને મારી ઘરની ગાડીમાં લા-
યન્સ શહેર સુધી મુકવા આવીશ. ને ત્યાં સારી ભાડાની ગાડી કરી તેમાં
તને બેસાડીશ. ને તે ગાડી તને અને તારા બાળકને પારીસ શહેરમાં પોચ-
તાં કરશે. પારીસમાં ગયા પછી તારી પૈસાની થેલીમાં મુકેલો કાગળ બતાવજે,
એટલે કોઈ પણ તને કાઉંટ-ડી-મોંટ્રેવીલનું ઘર બતાવશે. ને કાઉંટ સા-
હેબ તને જોશે કે તને જવા દેશે નહી. ને તારા મનમાં અહીં પાછા આ-
વવાનું થાય ત્યારે તને હમારે ઘેર પહોંચતી કરવાની કાઉંટ સાહેબ ગોઠ-
વણ કરશે.

એની બ્હેને આ વખતે માયાળુ પણું બતાવ્યું માટે એ તેમના સર્વે
માણસોનો ઉપકાર બની શકે તેટલો માન્યો. પ્રવાસે જવાના દીવસનો નિ-
શ્ચય થયા પછી તૈયારીઓ થવા માંડી. ખેડુતની બાયડીએ એની બહેનને
માટે કપડું, લુગડાં વગેરે રસ્તામાં જે જે વસ્તુની જરૂર પડે તે તેણીને
આપ્યું તથા છોકરાને માટે ફલાલીનાં કપડાં સીવડાવી આપ્યાં. ને કાઉંટે
કાસદની સાથે જે નાણું ખેડુત ઉપર મોકલાવ્યા હતા તેમાંનાં થોડાં નાણાં
એની બેહનને પ્રીતીની લાગણીથી પોતાની છોકરી જાણી વાટ ખર્ચી
માટે આપવા માંડ્યા. પરંતુ એની બહેન પાસે પચાસ લુઈ કોથળીમાં હતા.
એ રકમ તેણીને ઘણી લાગી, ને પારીસ ગયા પછી ફ્રેડરીક જો તરત ન
મળે તો પોતાના ગુજરાન માટે જેટલાં નાણાંની જરૂર પડે તે કરતાં એ વ-
ધારે છે એમ તે ધારતી. તે કારણથી એની બેહેને ખેડુત અને તેની સ્ત્રીએ

જો નાણાં આપવા માંડયાં તે ઉપકારની સાથે પાછાં આપ્યાં. જે ભરવાડણો જે કપડાં ગમતા હતાં તેના કરતાં આ કપડાં એની પાસે એટલાં બધાં એકદમ થયા કે તે બેસ્વરૂપ થઇ પડયા, પોતે નવાં કપડાં પેહેરીને બાળકને બીજા પ્રદેશનીને પોતાનું સ્વરૂપ નિહાળીને જોયું ત્યારે તેઓનું અંતઃકરણ આનંદમાં તરવા લાગ્યું ને પોતાના સર્વ કપડાં જોઇને એવું માનવા લાગી કે પોતે પેહેલાં કરતાં ફેડરીકની નજરે વધારે કાંઇક લાગશે ને તેથી પેહેલાં કરતાં તે વધારે પ્યાર રાખશે.

પારીસ જવાની બધી તેઆરી થઇ ચુકી. ને એનીએતુમને લાયન્સ સુધી લઇ જવાને જે બંધ ગાડી ખેડુતે તૈયાર કરી રાખેલી હતી તેને એક ઘોડો જોડવામાં આવ્યો. મુગીએ બાળકને ખોળામાં લીધું. ને બધા માણસોનો ઉપકાર માની પોતાના બાળકને તેમાં બેસાડી ગાડી સવારના પોરમાં લાયન્સ તરફ જવાને વિદાય થઇ. ને તેજ દીવસે સાંજરે તેઓ લાયન્સ શેહેર પોંચી ગયા. ખેડુતે એક ભાડાની ગાડીમાં એની બહેન ને તેના બાળકને માટે જગો રખાવી, જે ગાડી ત્યાંથી બીજે દીવસે સવારમાં પારીસ તરફ જવાની હતી. ગાડીવાનને એનીએટુન અને તેના બાળકને રસ્તામાં કાંઇ ઇજા ન પોંચે માટે ભલામણ કરી આપી. ખેડુતને હવે જુદા પડવાનો વખત નજદીક આવ્યો. ને જુદા પડતી વખતે આંખોમાં પાણી આણીને જે માણસોએ આટલા પ્યારથી પોતાના પેટની છોકરીની પેઠે તેનું રક્ષણ કીધું, આટલી અગવડો સહન કરી, આટલે સુધી પોંહોચાડવા આવ્યા, તેમનો ઉપકાર માનીને એની બેહેને તેમની પાસેથી જવાની રજા માગી. ખેડુત જે પોતાનું કામ કાજ મુકીને આટલે દુર આવ્યો તેનું કારણ એની સ્ત્રીએ પણ તેની સાથે જવાનો આગ્રહ કીધો હતો. પછી ધણીઆણીએ છોકરાના ગાલ ઉપર એક બચી કરી.

ખેડુતની સ્ત્રી—બેટા, આખરે તું હમને મુકીને જાય છે નેં ! હું ધારૂંછું કે એમ જવામાં તું મોટી ભુલ કરે છે ! તું હવે એક મોટા શેહેરમાં જાય છે. ત્યાં તને હમારા ગામના જેવા હેતાળ માણસો મળવાના નથી. ત્યાં ગયા પછી હમો સર્વને વિસરતી નહીં હો ! જો મેં શું કહ્યું. સંભાળીને જજે. ને બાળકને રસ્તામાં સાચવજે, નાણું ખરચતાં બીતી નહીં. ને પારીસમાં ગયા પછી જે કાકુટે તારા ભલાને અર્થે આટલું બધું કીધું છે તે હમને તારે માટે લખી પોહોંચ્યાની ખબર આપશે; પણ જો

કદાચ એવું બને કે કોઇ અણધારેલી આફત આવી પડે તો તું હમ
મેર પાછી ચાલી આવજે. ને મનમાં ખાત્રી રાખજે કે હમે તને પોતા-
પેટની છોકરી સમાન ગણીશું હોં બેટા !

એની બહેન એ ભેટી. ને સદ્ગુણીબહેને ગળે વળગી રડતી આંખ
બેઠી પડી. ને ખેડુતને રડતાં રડતાં નમીને સલામો કરીને પોતાના બાળ
ને ખભામાં લઇને ગાડીમાં બેઠી. એટલે ગાડી સડસડાટ કરતીકે રસ્તે પ
અદૃશ્ય થઇ ગઇ.

---

## ભાગ ૨૫.

---

જે યુવાન સ્ત્રી સોળ વર્ષની ઉમર સુધી પોતાની ઝુંપડી છોડી
બહાર નીકળી ન હતી, અને પોતાની વિચિત્ર પ્રકારની સ્થિતિને લ
દુનિઆદારી ને રીતભાતથી કેવળ અજાણી હતી એવી સ્ત્રી જ્યારે ગામ
ડામાંથી શેહેર તરફ આટલા બધા માણસોને જે ચાલતાં-ફરતાં તાણી જા
છે એવી મોટી ગાડીમાં ઓળખાણ વગરના માણસોને જુએ છે ત્યારે
તેના મનમાં હજારો નવા વિચાર ઉત્પન્ન થાય છે. આવા પ્રકારની એ
બેહેનની સ્થિતિ હતી. તેણી આ વખતે સાડા અઢાર વર્ષની હતી,
તેણીના પુત્રની ઉમર ત્રેવીસ માસની હતી. ગાડીના વચલા ભાગમાં બેસ
ને પુત્રને ખોળામાં લીધો હતો, પણ તેણીની પાસે બીજા માણસો બે
હતા તેમના ઉપર જરાપણ નજર કરી નહીં. તેઓ તેણીના સમું જો
ત્યારે પોતે શરમાઇ જતી.

તેણીની યુવાવસ્થા, સૌંદર્ય, ને પોતાના બાળકપરના શુદ્ધ પ્રેમ
લીધે સર્વ મમતાળુ માણસોને તેણીના તરફ સાધારણ રીતે જોવું ગમત
પણ એવી ગાડીમાં માણસો કાંઇ એટલા બધા એક બીજા સાથે હળ
જતાં નથી. તેણીની પાસે જે બીજા માણસો બેઠા હતા તેમને એની બ
હેનને માટે કાંઇ પણ વિચાર આવ્યો નહીં. તેણીના ડાબા હાથ તરફ એ
વેપારી પોતાના ધંધાની વાતો તેની સામા બેઠેલા બીજા વેપારી સાથે
કરતો હતો. વેપારની જણસો, ખાંડ, કાફી, અનાજના ભાવ અને લાપન્સન
પાસે એક ગામડામાં ગઇ કાલે બજાર ભરાયો હતો ત્યાં કેટલો સોદો થયો
તે બાબતપર વાત કરવામાં તે વેપારીઓ એટલા બધા ચકચૂર બની ગ

હતા કે જો વાત આવેશમાં કરતાં કરતાં વખતે તેમની કોણી પાડોસીનાં પાંસળામાં વાગતી અગર તેમની તપકીરની દાબડી તેમના નાક ઉપર ગાડીના આંચકાથી વાગતી તો તેને માટે માફી માગવાનો પણ વખત મળતો નહીં. તેઓના જમણા હાથ ઉપર ચાળીસ વર્ષની ઉમરનો એક માણસ બેઠો હતો. તે કાંઇ બોલતો નહીં પરંતુ બીજાની વચ્ચે જે વાતચીત ચાલતી હતી તે કાન દઇને સાંભળતો હતો. તે તેમની સાથે ઓળખાણ કરવાનો પ્રયત્ન કરતો, વળી પોતાની દૃષ્ટીની વક્રતાથી મુખમુદ્રામાં જે ખામી હતી તેથી તે ઘણી અગવડતામાં આવી પડતો. ને તેથી એવું પરિણામ થતું કે જે માણસ હુંકારો પુરે તેની તરફ ન જોતાં બીજા ગૃહસ્થને જોઇને તે ગૃહસ્થને હુંકારા પુરતો હોય એવો જણાતો, એમ થવાથી એક બીજાં વચ્ચે વાત કરવાનો ચમત્કારીક રીતે ગોટાળો થતો, એની બહેનના સામા પચાસેક વર્ષની બાઈ બેઠી હતી, ને તેણીએ રંગ ઉડી ગએલો ચણીઓ પહેરેલો હતો, ફાટી તુટી ટોપી માથે પહેરેલી હતી તેમાંથી થોડાંક પીછાં બહાર નીકળી પડયા હતાં. મોંહે લાલ રંગ લગાડેલો હતો ને હાથમાં તપકીરની દાબડી રાખેલી હતી. ગાડી રસ્તાપર ગયાને દસેક મીનીટ પસાર થઇ નહીં હોય એટલામાં બાઈએ ગાડીમાં બેસનારાઓને જણાવ્યું કે તેણી એક નાટકકાર હતી ને તેણીએ આસમર્ગમાં નાઇકાનો, કેનમાં રાણીનો, સેંટ-માલોમાં રાજાની રાંડેલી માનો, કઈંબરમાં ભરવાડણનો, નાંકસમાં રાણીનો નાઇસી-લે-સેકમાં માતાનો, ટ્રોયસમાં જાદુગરનો વેશ નાટકમાં લીધેલો હતો. ને પોતે પારીસ જવાની છે ને ત્યાં જઇ પાંચમા નંબરની નાટકશાળામાં કુભાર્યાનો વેષ લેવાની છે, તેમાંથી પહેલા નંબરની નાટકશાળામાં જતાં કેટલા બધા શ્રમ વેઠવા પડેછે છે અને તે માનની જગો મેળવતાં કેટલી પ્રખ્યાતીમાં અવાય છે એવી વાતો ગાડીમાં બેઠી બેઠી કરતી હતી.

તેની ડાબી બાજુએ એક વ્યાપારી બેઠો હતો ને તેની જમણી બાજુએ એક જાડો માણસ આખે રસ્તે આંખો મીંચીને ઉંઘતો હતો ને વારે ઘડીએ આંચકો લાગવાથી જાગી ઉઠી બોલતો,-"ઓ પરમેશ્વર હમણાં આ ગાડી ઉથલી જતે. જરામાં બચી ગઇ હોં. મેં જાણ્યું કે આપણા બધાનું અહીં શ્રાદ્ધ જ થઇ જવાનું." એટલે આવો માણસ એ ગાડીમાં ઘણો ગમતી હતો. પ્રવાસમાં પ્રથમની થોડી મીનીટ સુધી એની બહેને કોઇક શબ્દનો અવાજ શીવાય કશું સાંભળ્યું નહીં. પણ જે શબ્દ સાંભ-

જોતા તેમાંના એક શબ્દનો પણ અર્થ સમજી નહીં. એક તરફ આ ને કાંપીની વાતો કરતા, બીજી મમ એ નાટકકાર ડોસી પોતાનાપર જે સંકટો પ-ડયા હતાં તેનું વર્ણન કરતી. તેણી જ્યારે દાબડીમાંથી તપકીર લઇને સું-ઘતી ત્યારેજ માત્ર બોલતાં અટકતી ને પાડોશીને કહેતી કે " સંભા-ળજો મેહેરબાન, મારા ઉપર શા માટે પડોછો ! બાઇરાં બેઠાં છે તે કાંઇ તમે જોતાએ નથી ? "

સદ્‌ગૃહસ્થ (જાગી ઉઠયો ત્યારે આંખો ચોળતો બોલ્યો)-ઓ બાપરે ઉંઘી પડયાં !

એટલામાં જે ગૃહસ્થની દષ્ટી વક્ર હતી તે એની બહેન અને તેના બાળકને જોઇને ઘણું વખાણ કરવા લાગ્યો. અને માતાએ તેમની સામાં જોઇને હસી દીધું—જ્યારે બાળકની સુંદરતા જોઇને કોઇ તેનાં વખાણ કરે છે ત્યારે બાળકના માતપિતાને ઘણો આનંદ થાય છે. પછી નાટકકાર બીનો વારો આવ્યો.

નાટકકાર બાઇ—આ બી ખરેખર ઘણી દેખાવડી છે. આ સામે બેઠીછે તે. ને તેનો ચહેરો કેવો મનોવેધક છે! મેં ૧૭૫૨ ની સાલમાં હું બીનેટ-બની ત્યારે જે પહેરવેશ પહેર્યો હતો તે વેળા હું એવી તો ખુબસુરત દેખાતી હતી કે તમને તેની શી વાત કહું તેવોજ એણીએ આજે પહેરેલો છે પારીસમાં ગયા પછી હું એવોજ પોષાક પહેરવાની છું.

બન્ને વેપારીઓ પણ તે બાઇને તથા તેણીના છોકરાને જોવા લા-ગ્યા. પણ બાળકના હાથમાં કાંઇ ખાંડનું બનાવેલું રમકડું હતું તે ઉપરથી તે પ્રાંતમાં કેવા ખાંડના ભાવ તજે ઉપર થાય છે તેની વાત કરવા લાગ્યા. નાટકકાર બાઇ-છોકરૂં તો દેખાવડું છે. બહુ સુંદર તેનો ચહેરો છે. પણ કેવો ચિત્તાકર્ષક દેખાય છે. જો એ મારૂં છોકરૂં હતે તો એને હું નાટકમાં મો-કલતે. એક બે વર્ષમાં તે પંચનો ખેલ કરી બતાવે એવો છે. હાલમાં છોક-રાઓને ઉછેરવાનું કામ માબાપને માટે ઘણું ઉત્તમ પ્રકારનું છે. કેટલાક પોતાની માનું કહેવું ન સાંભળતાં નાટકના તકતાપર બાર વર્ષની ઉમરમાં પ્યુરીઓ-સાસનો વેષ ભજવી બતાવે છે એ કેવી આશ્ચર્યની વાત છે !

પ્યુરીઓસ અને પંચ વિષે જે વાત ચાલતી હતી તેમાંના એક શબ્દનો અર્થ એની બહેન સમજી નહી, પણ પોતાના બાળક તરફ સર્વે જણા જુએ છે એમ જોઇ પોતે ઘણી ખુસી થતી, અને એવું જોઇને

માતાના મનમાં કેવા પ્રેમના ઉભરા આવે છે તેનો અનુભવ કરવા લાગી. થોડીક મીનીટ ગયા પછી એની બહેનને તે બાઈ પુછવા લાગી,

બાઇ—શું તને પારીસ જવું છે ?

વ્યાપારી—શું તમારા છોકરાને શીતળા કઢાવવા જાઓ છો ?

બીજો વ્યાપારી—તમે જ્યાં રહો છો ત્યાં એતો સીતળા કઢાવવા નથી કે શું ?

ગૃહસ્થ—તું પારીસ જઇને શું કરશે ?

બાઇ—તારો ધણી તારી અગાઉ ત્યાં ગયો છે ?

જાડો માણસ—(અડધો ઉંઘતો) ઓ મારી નાખ્યા. ગાડી આ ઉભી થઇ !

આ બધા સવાલોનો તેણીએ જવાબ આપ્યો નહી અને એની બહેન ન બોલી એટલે તે ગર્વીષ્ટ સ્વભાવની છે માટે બોલતી નથી એવું ધારીને તેણીનાપર તે બાઇ ઘણી ગુસ્સે થવા લાગી.

બાઇ—કેમ સંભળાય છે કે, હું શું કહું છું તે ! જ્યારે હું છોકરી સાથે બોલું છું ત્યારે હું ધારૂં છું કે તું મને જવાબ આપશે.

એની બહેને ખીન્ન થઇને માથું ધુણાવ્યું ને નીચે જોવા લાગી.

બાઇ—ત્યારે તું બોલતી નથી ને મુગી રહે છે ને જાણે સાંભળતીજ નથી, એનો અર્થ શો ? હું ધારૂં છું કે મારી સાથે બોલવું એને ગમતું નહી હોય ! પણ ઢોંગી બેટી મારી તરફ વધારે સભ્યતા બતાવવાને તારે શીખવું જોઇએ. કારણ માડેમ નાથાલી યુફેમી બેરેનીસ-ડ-ફ્રાન્સેનકોર્ટ (જે મારૂં નામ છે) એવા માણસો અપમાન સહન કરી શકવાના નથી. મારા આખા આયુષ્યમાં મેં ઘણા વેશ જોયા ને મેં ઘણા નાટકતકતાપર તે ભજવી પણ બતાવ્યા પણ તે સહુ કરતાં તારો આ વેષ જબરો. મેં પુરૂષના વેષ લીધા છે ને સીપાઇની પેઠે હું તરવાર ફેરવી જાણું છું. અલી બેદરકાર છોડી ! તું સાંભળે છે કે હું શું કહું છું તે ?

આ વૃદ્ધ સ્ત્રીના બોલવાથી એની બહેન બીહી ગઇ એટલે તેણીએ ડોળા કાઢયા. તે જોઈ એની બહેન તેણીનો જે પાડોશી જમણા હાથપર બેઠેલો હતો ને જે અચંબો પામીને તેણીની તરફ જોતો હતો તેના તરફ દીનતાથી જોવા લાગી. તે વૃદ્ધ સ્ત્રીની તરફ જોઇને બોલવા લાગ્યો.

ગૃહસ્થ-બાઇ, તમે ગુસ્સો કરો છો તેમાં તમારી ભુલ છે.

વૃદ્ધ સ્ત્રી—તમે શું સમજીને કહોછો સાહેબ ?

ગૃહસ્થ—બાઇ, હું એમ ધારૂં છું કે આ જુવાન બાઇ જે બોલતી નથી તે સ્વભાવિક વાત છે. એ આ ગાડીમાં આવીને બેઠી ત્યારથી તેણીના મોઢામાંથી એકે શબ્દ સરખો નિકળ્યો નથી એટલુંજ નહી પણ બાળકને રમાડવાને માટે પણ બોલતી નથી. તે ઉપરથી હું ધારૂં છું કે એણી મુગી હશે.

બાઈ—મુગી ! શું બાયડી મુગી હોય છે ? એમ કોઇ દીવસ બને નહી સાહેબ! મારા જોવામાં મુગી સ્ત્રી આજ સુધી આવીજ નથી. પુરૂષતો મુગો હોય છે પણ બાયડી કોઇ મુગી હોતી નથી !

વાત ખરી છે એવું જણાવવાને એની બહેને માથાની નિશાની કરી એટલે તે વૃદ્ધ બાઇએ અચંબો પામીને એવી તો ચીચીઆરી પાડી કે જે જાડો માણસ ત્યાં ઉંઘતો બેઠો હતો તે ચમકીને જાગી ઉઠયો.

બાઇ—તમે તે વળી કેવા ચમત્કારીક માણસ છો ? તમે ગાડી ઉંઘી વળી જાગી ચમકી ઉઠો છો તેથી મને બહુ ડર લાગે છે. ગરીબ બીચારી ! ગરીબ છોડી ! તું મુગી છે. તને બોલતાં આવડતું નથી ! કેવી દયાજનક વાત છે ? અરે તને જોઇને હું હમણાં ગુસ્સે થઇ હતી તેથી મારા પેટમાં દયા આવે છે. મુગી થવા કરતાં બહેરી અને આંધળી થવું સારૂં ! ગરીબ બીચારી ! તેને જોઇને મને ઘણોજ ચમત્કાર લાગેછે ! તને બોલતાં નથી આવડતું એ તે વળી કેવી વાત છે ! ને બેટા, મુગી થવાનું શું કારણ હશે તે તું જાણે છે ?

આ બાઇના ગુસ્સાથી પ્રથમ એની બહેન જેટલી બીધી હતી તે પ્રમાણમાં એ બાઇની સારી રીતભાત ને દયાજનક લાગણી જોઇને એણીને ઘણું આશ્ચર્ય પેદા થયું તેથી તેણીએ જે કાગળ ઉપર કાઉંટનું સરનામું લખેલું હતું તે કાગળ કાઢી તે બાઇના હાથમાં મુકયો.

બાઇ—તું જ્યાં જવાની છે તે ઘરનું સરનામું આ કે ? તું આ મોટા માણસના ઘરમાં દાઇની નોકરી કરવા જતી હશે નહીં વારૂં ! પાંટોમાઈમ સમાં તું કેવી સારી શોભે એવી છે ! ને તું કોલંબાઇન બને તો તે વળી ઘણુંજ સારૂ.

જાડો માણસ—હમણાં આપણે બચી ગયા હોં ! મને નક્કી લાગ્યું કે આપણે બધાએ ખાડામાં પડી ગયા હોત !

બાઇના પ્રશ્નનો જવાબ વક્ર દૃષ્ટીવાળાએ કાંઇ આપ્યો નહી. પણ કાઉંટ-ડી-મોંટ્રેવીલનું સરનામું બતાવવાને માટે જે થેલીમાં એ કાગળ મુક્યો હતો તે ગુંજવામાંથી બહાર કાઢી તે જોતાંની સાથે વક્ર દૃષ્ટીવાળો ઘણા ઉંડા વિચારમાં પડી ગયો. ત્યારથી એની બહેન તરફ વધારે સભ્યતાથી ને નમ્રતાથી જોવા લાગ્યો. તેણે નાના ફ્રેડરીકને રમાડ્યો ને તે એટલી સગાઇ જતાવવા લાગ્યો કે થાકેલા ઘોડા છોડીને નવા ઘોડા જોડવાને માટે જ્યાં ગાડી ઉભી રહી ત્યાં દુકાનદાર કનેથી ખાંડના રમકડાં ને સાકરીઆ ઘણા લઇને તે બાળકના હાથમાં આપ્યા.

આ નવા મિત્રની આંખમાં કપટ જાળ ને ઠગાઇ પૂર્ણ દેખાતી હતી તે એની બહેનનું સ્વચ્છ અને નિઃસંશય અંતઃકરણ હોવાથી તેણીના જાણ્યામાં આવ્યાં નહીં. એ માણસ જાણે પોતે કાંઇપણ લાભ વગર એની બહેનના ઉપર દયા દેખાડવા લાગ્યો. એવા માણસને બને તે રીતે પોતાની આશા, ને મનના વિચાર તે જણાવવા લાગી. ગરીબ છોડી! એ મુગી છોડીનું તે પારીસ પોંચે ત્યાર પછી શું થશે એ વિચારથી વાચક વર્ગને પણ દીલગીર થવું પડશે!

પ્રવાસને બીજે દીવસે આગલા દીવસ કરતાં વક્ર દૃષ્ટીનો માણસ એની બહેન તરફ વધારે નરમાસથી બોલવા લાગ્યો. ને લાગ સાધીને તેણીના કાનમાં એણે કહ્યું કે "કાઉંટ-ડી-મોંટ્રીવલ સાથે મારી ઓળખાણ છે. એ મારો પરમસ્નેહી થાય છે; ને તમે જો મને રજા આપશો તો તમને હું ઘણી ખુસીથી તેઓ સાહેબને ઘેર પોચાડીશ.

આ માગણીના જવાબમાં એની બહેને હાસ્યમુદ્રા કરીને ઉપકારની લાગણી બતાવી. અને એની બહેન અને આ માણસની વચ્ચે આટલી સ્નેહભરી વાતો ચાલે છે એવું જોઇને તે વૃદ્ધ ડોસી હોઠ કરડી તુચ્છકારની આંખો કરી દાંત પીસીને બોલી. "ગાડીમાં ઓળખાણ થતાં કાંઇ વાર લાગતી નથી!" જ્યારે માણસ આખા જન્મારામાં કશાં સારાં કામ કરતાં નથી પણ ગમે તેટલાં દુષ્કામો કરીને જીંદગી ગાળે છે એવા કેટલાએક લોકો ખરાબ વિચારને માટે પોતાના પાડોસીની આ પ્રમાણે તારીફ કરવા મંડી જાયછે. પણ એની બહેન આશ્ચર્યતાની નજરે જોવા લાગી અને ચોવીસ કલાકના અરસામાં એક નવો માણસ એક બાઇ તરફ ગુસ્સો-મિત્રતાને તુચ્છકાર-એવા ત્રણ મનોવિકાર બતાવે એ બની શકે નહીં એમ એણીએ ધાર્યું.

આખરે ગાડી પારીસ શેહરની નજીકમાં આવી ગઇ. આસપાસમાંના બંગલા બાગ વગેરે જોઇને એની બહેન તો ચકીત થઇ અચંબામાં પડી. તેણીના મનમાં આવ્યું કે તે કોઇ બીજી દુનિઆમાં પોતે આવી હોયની? કારણ બ્રાયન્સ શેહરમાં રાતે જવું પડયું હતું અને બીજે દીવસે મળસ્કામાં નિકળવું પડયું હતું તેથી શેહેરનો ભપકો, તેની સમૃદ્ધિ, ને વિસ્તાર વિશે કસો ખ્યાલ કરી શકી ન હતી. તેમ હોત તો પારીસ વિશેની કલ્પના કરી શકવાને સહેલું પડત. વક્ર દૃષ્ટીનો ગૃહસ્થ એની બહેન ને તેના બાળક ઉપર ઘણું હેત બતાવવા લાગ્યો. તેણે બાઇને અને છોકરાંને ગાડીમાંથી હાથ ઝાલી ઉતારયાં અને એક ભાડાની નાની ગાડી બોલાવી મંગાવી. વૃદ્ધ નાટકકાર એણે પોતાની ટોપી ઉપરના પીછાં જે અફરતફર થયાં હતાં, તે સમારી લીધાં; એ વેપારીઓ નાણાં બજારમાં ચાલ્યા ગયા. ને જાડો માણસ પોતાને ઘેર એમ બડબડતો ગયો કે "ગાડી ઉંધી ન વળી એટલું ઘણું સારૂં થયું. તેથી આપણે બચી ગયા, નહીં તો કાંઇને કાંઇ થઇ જાત મને ઉંધા પડી જવાની ઘણીએ ધાસ્તી લાગતી હતી" એટલામાં ભાડુતી ગાડી આવી. આગળ આગળ કરનારો મિત્ર જેના ઉપર એનીબેહેનનો વિશ્વાસ બેઠો હતો તેણે તેણીના સર્વે પોટલાં પોતે ઉચકી ગાડીમાં મુકયાં. તેમાં તેને ચઢાવી, પછી પોતે ગાડીમાં બેસી ગાડીવાળાને કાંઇ કહ્યું એટલે ગાડી ગડગડાટ કરતીકે ચાલી ગઇ.

ગાડી ચાલી તેવેળા એ ગૃહસ્થે એની બેહેનને કહ્યું—આપણે હવે કાઉંટ ડી-મોંટ્રીવીલને ત્યાં બારોબાર જઇએ છીએ. એ મારો મિત્ર થાય છે એથી હું ઘણો ખુશી થયો છું; નહીં તો તને બોલતાં આવડતું નથી તેથી લાર્ડ સાહેબનું મકાન શોધી કાઢવાને ઘણી હરકત પડત.

એનીબેહેને આ માણસનો ઉપકાર માનવાને નીશાની કરી બતાવી પણ તેણી જાણતી નહતી કે આ ગૃહસ્થ પારીસનો નામાંકીત ચોર, સાહસી, લુચો અનેપોતે ફ્રાન્સની દક્ષિણે આવેલાં કેટલાંક શેહેરોમાં મોટી ચોરીઓ કરી માણસોને લુટી લીધાં હતાં ને હમણાં તેના કૃત્યો લુટાએલા લોક આઠ વર્ષમાં ભુલી ગયા હશે ને નવા ઘરાકો લુટવા માટે પારીસ શહેરમાં જડી આવશે એવા વિચારથી એ માણસ અત્રે આવ્યો હતો. પણ તેણે જે કપટ જાળ રચવા માંડી હતી તેમાં એની બહેન જેવી સાદી સમજની ને ભોળી બાઇ ભોળવાઇ-સપડાઇ જાય એ બનવા જોગ હતું. જાતે ગ-

રીબ, નિગર્વી, દુનિઆનાં કપટ ફંદથી અજાણી, શું સંકટ આવી પડવાનું છે તેનો સંશય પણ આવે નહી–એવી એની બહેન હોવાથી તેણીએ આ નવા સોબતી ઉપર પૂરું વિશ્વાસ રાખ્યો. તેણીએ જંગલમાં જે પરાક્રમ કરી બતાવ્યું હતું તેથી વખતે જંગલના ચોરો પાછા મળી જાય તેની પોતે ઘણી બીક રાખતી હતી. પણ મિત્ર થઈને કોઇ શત્રુ તેની પાસે આવીને પોતાના કપટ જાળમાં ફસાવી દે એવા માણસ ઉપર વિશ્વાસ રાખવો નહી તે વાતની એણીને ખબર ન હતી. આવા માણસોનું ખરૂં સ્વરૂપ માલુમ પડી આવતું નથી, કારણ એવા લોકો બહારથી પ્રમાણીક પણાનો ઢોંગ કરી બતાવે છે. જે લોકો ખુલ્લી રીતે રસ્તામાં લુટી લે છે તેના કરતાં આવા માણસો ઘણાં ભયંકર હોય છે.

એ નાની ભાડાની ગાડી જેમાં પેલો લુચ્ચો ઠગ, મુંગી બાપડી છોડીને તેણીનું બાળક એટલાં જણ બેઠેલાં હતાં, તે એક મોટા ઘરના બારણાં આગળ આવીને ઉભી રહી. "તું જરા અહીં ઉભી રહેજે; આ કાઉંટ સાહેબનો મહેલ આવ્યો, પણ પેહેલાં મારે જાણવું જોઇએ કે સાહેબ ઘરમાં છે કે નહીં" એમ કહી તે ગૃહસ્થે ગાડીમાંથી નીચે ઉતરવા માંડયું.

ઠગારો ઘરમાં ગયો, થોડી મીનીટ તેમાં રહયો ને નિરાશ થઈને પાછો આવ્યો.

ઠગારો—આઇ, હું ધારતો હતો તેમજ થયું. કાઉંટ સાહેબ તો બહાર ગામ જતા રહ્યા છે ને થોડા દીવસ પછી પાછા આવનાર છે.

એની બેહેને ચેહેરો એવો બીધો કે "હવે મારે શું કરવું ? ને કયાં જવું ?"

ઉપકારી ગૃહસ્થ—તું ગભરા નહીં. તને સારો ઉતારો મેળવી આપીને પછી હું જઇશ, ત્યાં સુધી હું જનાર નથી, તારી બરદાસ્ત સારી રીતે લેવાએ એવે ઠેકાણે હું તને લઇ જઇશ. બે દીવસ તો જતા રહેશે; એટલામાં કાઉંટ સાહેબ પારીસમાં આવી પોંચશે.

એની બહેનો વળી ઉપકારની માગણી જાહેર કરી ને આશ્ચર્ય ન પામતાં તેણે આટલી બધી તસ્દી લીધી તેથી તેણીના મનમાં લાગી આવ્યું કારણ તે એમ સમજતી હતી કે મોટા શેહેરમાંના માણસો ઘણુંજ પરોપકારી હોવા જોઇએ. ગાડીના ખણુખણાટથી નાનો ફ્રેડરીક હસવા મંડી ગયો. તેને ઘણી ગમત પડી. તે કુદવા લાગ્યો. ને પોતાની માના ખોળામાં

નાના પ્રકારની બાળચેષ્ટા કરવા લાગ્યો. એની એડન મોટાં મોટાં ઘરો, ઘણા લોકોની ભીડ, સુંદર દુકાનો ને દ્રવ્યસમૃદ્ધિ, જ્યાં જાય ત્યાં નજરે પડતી તેથી ખુસી થવા લાગી.

ઠગ ગૃહસ્થ—આના કરતાં તારા જોવામાં આગળ એવું આવસે કે તને જોતાંની સાથે આશ્ચર્ય લાગશે. આશ્ચર્ય પામવાને અહીં તો હજારો પદાર્થ છે. આ પ્રવાસથી તને ઘણોજ ફાયદો થશે. અમારા કહેવાપર તું ભરોસો રાખ.

ગાડી એક કંગાલ દેખાવના મકાન આગળ જઇને ઉભી. એ મકાન ફાબર્ગ-સેંટ-જાર્મેનના લત્તાપર આવેલું હતું. ને અંદર જતાં એની બાઇ-નથી વિચાર કરયા વિના રહેવાયું નહીં કે આ સગવડતાવાળું મકાન કહે છે તે તો કંગાલ હાલતનું ને મેલું છે, છતાં તેણી આ ગૃહસ્થની પાછળ ગઇ, તે પોતે હાથમાં તેણીનાં પોટલાં ઝાલીને લઇ ગયો. એની એડેન જ્યારે તે ગૃહસ્થની સાથે એકલી પડી ત્યારે તેણે તેણીને કહ્યું "તમારી કનેથી રજા લેવા અગાઉ તમને જણાવવાની જરૂર છે કે જે કોઇ પારીસમાં કોઇ વીસીમાં ઉતરવા આવે ત્યારે તેણે એક પ્રકારની કબુલાત કરવી પડે છે. તમારી પાસે કેટલાં નાણાં છે તે તમારે કહી દેવા પડશે. આ ગોઠવણ પોલીસ લોકોએ એને માટે કરી છે કે ગામમાંથી કદી ચોરી થાય નહીં. દાખલા તરીકે આજે તમારી પાસે જાણે ચાળીસ લુઇ હોય ને તેમાંથી એક લુઇ ચોરાઇ જાય તો બીજે દીવસે પોલીસ લોકો પારીસમાં બધાની થેલીનાં નાણાં ગણી જુએ છે અને જેની પાસે એક લુઇ વધારે હોય તેને ચોર સમજીને શીક્ષા કરવામાં આવે છે. તમને આ ગોઠવણ કેવી લાગે છે? બહુ સારી ગોઠવણ છે. ખરૂં કે નહીં?

ગૃહસ્થ—તમે જાતે જઇને ઘરવાળી બાઇની આગળ કહી દેશો ? કે તમારેમાટે હું જઇને કહું ? કદાચ તમારા કરતાં હું સારી રીતે એનીને સમજાવી શકીશ. લાવો તમારી થેલી. એ ઘણી સારી ગોઠવણ થશે.

ગરીબ બીચારીએ આ કપટ ન જાણતાં પૈસાની થેલી કાઢી આપી ને તે ઉપકારી ગૃહસ્થ લઇને બોલ્યો " ઘરવાળી બાઇના દેખતા હું એમાંના પૈસા ગણી જોઇશ ને પછી તમને પાછી આપી જઇશ.

એમ કહી તે ઓરડીમાંથી નિકળી દાદરે ઉતાવળે ઉતરી ઘરવાળી બાઇને એક નાણું આપી તેણીને કહ્યુ કે જે યુવાન બાઇ આજે તમારા ભાગ

પર ઉતરેલીછે તેણીએ આ નાણું અગાઉથી તે મુંગી હોવાથી મારી સાથે મોકલ્યું છે " આ પ્રકારની ગોઠવણ કરીને તે ઠગારો ઘરમાંથી ગયો ને મનમાં મગન થવા લાગ્યો કે આ કપટ જાળ રચવામાં મેં મારી ખરી કુશળતા વાપરીછે. પછી નાણા લઇને તે જુગાર ખાનામાં પ્લે-રોયેલમાં ગયો જ્યાં એના કરતાં એના ઉસ્તાદ ઠગારા બેઠા હતા. તેમની સાથે રમવા બેસી તેણે એ બીચારી ગરીબ નિરાધાર છોડીને ઠગીને જે પૈસા મેળવ્યા હતા તે બધા જુગારમાં ગુમાવી દીધા. પાસે એક પણ નાણું રહ્યું નહી. " પાપીનો પૈસો ચંડાળે જાય" તેમ બધું જતું રહી હાથ ઘસવા લાગ્યો પણ બીજાને ઠગવાને માટે કોશીસ કરતાં એક ગૃહસ્થ જે તેની પાસે બેઠો હતો તેના ગજવામાં હાથ ઘાલી નાણાં કાઢી લીધાં; તે બીજાની નજરે પડવાથી તેણે આપણા પરોપકારી ગૃહસ્થને પોલીસમાં સોંપી દીધો. ત્યાંથી એને પ્રીફેક્ચર નામના પોલીસ ગૃહમાં લઇ જવામાં આવ્યો, ત્યાંથી બાઇસ્ટરમાં ગયો. જ્યાં તેના સાથીઓને પણ એણે છોડયા નહીં. તેથી પરોપકાર કરતાં કેદમાં પડી રહેવું પડયું. પછી તેનું શું થયું તે હમે જાણતા નથી. માટે આપણે એને કેદખાનામાં મફતના રોટલા ખાતો મુકીને એની બહેનની શી અવસ્થા થઇ તે જોઇએ.

એની બ્હેન પૈસાની થેલી જે ગૃહસ્થ લઇ ગયો તે પાછો ક્યારે આવશે તેની વાટ જોતી બેઠી હતી, પણ તે વેળા તેણીના મનમાં જરાપણ શંકા ન આવી કે પેલા ભાઈ તો ચીનના સાહુકાર હતા. તે બાબતનો વિચાર કરતાં તેણી પોતાના બાળકની સાથે રમવા લાગી. ને વારેવારે બારીમાંથી ડોકું બહાર કાઢીને રસ્તામાં જોવા લાગી. તે બીહીને પાછી ઓરડીમાં જતી રહી, કારણ તેણીનો ઓરડો ત્રીજે માળે હતો. ને એટલે ઉંચે જનમારામાં કોઇ દીવસ ચઢી ન હતી તેથી નીચે નજર કરતાં બીધી. આટલી વાર થયા છતાં પરોપકારી ગૃહસ્થ આવ્યો નહીં, પણ તે ન આવ્યો તેથી તેણી ઘણી અચંબામાં પડી. થોડીવાર પછી ઘરની માલીક બાઇ આવી; એટલે મુગીએ થેલી લેવા માટે પોતાનો હાથ તેણીના આગળ ધર્યો. પણ થેલી બેલી તો કાંઇ મળી નહીં

ઘરવાળી બાઇ-તને જમવાને માટે શું બનાવી લાવું ? તને જે ખાવાનું મન થતું હોય તે વાનીઓનું નામ લખીને મને આપ, લખીને આપશે તો ચાલશે. હું તો તારી સારી રીતે બરદાસ રાખીશ. વળી જે ગૃહસ્થ

તને મારે ત્યાં લઇ આવ્યો તેણે તેં અગાઉથી મોકલેલો એક લુઇ મને આપ્યો છે, તેટલા નાણામાં તારો બે દીવસનો જે ખર્ચ થશે તેમાં પુરો થઇ રહેશે. વળી તેણે મને કહ્યું છે કે તું માત્ર મારે ત્યાં બે દીવસજ રહેવાની છે!

ઠગ ગૃહસ્થ તો જતો રહ્યો. એની બહેનના મગજમાં ભયંકર વહેમ પેઠો, ને તેણીએ એ ઘરવાળીને જણાવ્યું કે જે ગૃહસ્થ તેણીને એ ઘરમાં લઇ આવ્યો હતો તે ગૃહસ્થને પૈસાની થેલી આપી હતી.

એની બહેનની નિશાની સમજ્યા વગર ઘરવાળી બાઈ બોલી "હું તને ખરૂં કહું છું કે તેં મને જેટલું નાણું આપ્યું છે તે ઘણું છે, અને તેથી મને સંતોષ થયો છે; હું તારી પાસે કાંઇ વધુ નાણાં માગવાની નથી, બેટા જમણાં હું ભોજન તારે માટે ઉપર મોકલાવી દઉં છું."

આ વળી બીજું સંકટ આવી પડયું જાણી તેણી ગાંડા જેવી બની ગઇ પૈસા ગયા તેને માટે કાંઇ તેણી દીલગીર થઇ નહીં. કારણ તે નાણાની કેટલી કીમત હશે તે પોતે જાણતી નહતી. પણ તે થેલીમાં કાઉંટ-ડી મોંટ્રેવીલના સરનામાનો કાગળ મુકેલો હતો ને તે પણ પેલો ઠગારો નાણાની સાથે લઇ ગયો, તેથી તે વધારે ખીજવાઇ ગઈ. હવે એની અવસ્થા કેવી થશે! જે કાઉંટના ભરોંસાપર અહીં આવી પહોંચી તેનું રહેઠાણ હવે શી રીતે મળી આવશે? આખા દીવસમાં તે ઠગ માણસ પાછો આવશે એવી આશા તેણીને હતી. તેણીના મનમાં આશાનો સમુળગો નાશ થયો નહતો; પણ જ્યારે રાત પડી ત્યાં સુધી ચાપલુસીઓ ઠગારો આવી પોંહોચ્યો નહીં ત્યારે તેણીનો જીવ ઉંચે નીચે થવા લાગ્યો. બાળકને છાતી સરસું દાબીને તે પુષ્કળ રોઇ પડી. તે પોતાને માટે જરાપણ ધાસ્તી રાખતી ન હતીઃ પણ તેણીના મનને જે દુઃખ થતું હતું તેની કલ્પના કરી શકાય નહીં. તેણીને એવું લાગ્યું કે બાળકને માટે જીવનનું સાધન જતું રહ્યું, તેથી તેણી ઘણી ધ્રુજવા લાગી, પોતાની નિરાધાર સ્થિતિનો ખ્યાલ આવ્યો ને ખેડુતના ઘરમાંથી ના કહ્યા છતાં પોતે હઠ કરી ચાલી આવી તે માટે પશ્ચાતાપ કરવા લાગી, હવે બાળકનું શું થશે એજ વિચારથી તેણી હીંમત હારી ગઇ.

બીજો દીવસ પણ એજ ઘરમાં રહી તેણીએ પસાર કીધો. જે ઠગારાએ તેણીની સાથે ઠગાઇ વાપરી હતી તેણે કહ્યું હતું કે મોનશર-ડી-મોંટ્રેવીલ

ફક્ત બેજ દીવસને માટે બહાર ગામ ગયા છે તેથી બે દીવસ ઘરમાં કાઢી ત્રીજે દીવસે કાઉંટને ત્યાં જવાનો તેણીએ વિચાર કીધો. તેણીના મનમાં આવ્યું કે જયાં બાડુતી ગાડી ઉભી રહી હતી તે કાઉંટનું ઘર પાછું ખોળી કાઢવું. જંગલ છોડીને આ વિશાળ શેહેરમાં આવીને હજારો ઘરોમાંથી કાઉંટનું ઘર મુગી છતાં વગર સરનામે પેહેલીજ વાર ખોળી કાઢવું એ કેટલું દુઃસહ હતું તેનો ખ્યાલ બચારી છોડીને કયાંથી હોય? અને પેલા ઠગારાએ ગાડીવાનને કાઉંટના જે ઘર આગળ ગાડી ઉભી રાખવાને કહ્યું હતું તે ઘર કાઉંટનું ન હતું પણ બીજા માણસનું હતું. ને એ ઠગે ખોટું ઘર બતાવ્યું હતું એવો શક લઇ જવાનું કાંઈ તે વેળા તેણીને કારણ પણ ન હતું.

ત્રીજે દીવસે સહવારે પોતાના બાળકને એક હાથપર બેસાડી બીજા હાથમાં પોટલું ઝાલી જે ઘરમાં ઉતારો રાખ્યો હતો ત્યાંથી કાઉંટને ઘેર જવા નીકળી; તે વેળા ઘરવાળી બાઇએ રેહેવાનો આગ્રહ પણ કીધો નહીં, કારણ તેણીને માત્ર બેજ દીવસનું નાણું ઠગારાએ આપ્યું હતું. ઇશ્વર ઉપર ભરોંસો રાખીને અજાણ્યા શહેરમાં ફરતાં હીંમત રાખી. દરેક ક્ષણે ગાડીઓના ખડખડાટથી બીતી, ઘોડાઓને જોઇને ચમકતી, ગરીબ ગુરબાં, ને ફળ મેવા વેચનારાના બુમાટા સાંભળીને ગભરાતી, જનાર આવનાર લોકોની ગર્દી જોઇને, એ લોકોની દોડાદોડી ભાળીને એણી એટલી બધી ગભરાટમાં આવી પડી કે પોતે કયા લત્તાપર જાયછે તે માલમ પડયું નહીં. પછી એક બારણા આગળ ઉભી રહી પોક મુકીને રડવા લાગી. ઘરની ચાકરડીએ આવીને તેણીને રડવાનું શું કારણ હશે તે પુછ્યું. પણ એની બેહેન નીશાની કરી બતાવે ને રડતી જાય. એટલે ચાકરડી ઘણા ગુસ્સાથી બડબડવા લાગી કે “ ગરીબ લોકોને પુછ્યાનું આ ફળ! રડવાનું શું કારણ હશે તે પુછવા જઇએ તો જવાબ પણ આપતા નથી તો આપણે તેમને શું માથું ફોડવા પુછવું જોઇએ ?

એની બેહેને ઘણો વખત સુધી રડીને આક્રંદ કીધો ને કાંઇ ન વળ્યું એટલે આખરે ત્યાંથી ચાલવા માંડયું; પરંતુ તેણી પારીસ શહેરમાં ચાર કલાક પર્યંત ફરી પણ કાઉંટ સાહેબનું ઘર કાંઈ જડી આવ્યું નહીં. મહોલ્લા, ઘરો ને અસંખ્ય દુકાનોપર ફરી વળી; પરંતુ કએ રસ્તે જવું તે જાણતી ન હોવાથી ચક્કર ફરી ફરીને જયાં આગળથી નીકળે ત્યાંને ત્યાં પાછા

અત્વાતું ! કાઉંટનું ઘર જડવું એ બનવા જેવું નથી એમ તેણીને લાગ્યું. હાથપર ઘણો વખત બાળકને લઇને ફરતાં આખરે થાકવાના ગાક થયા; એટલે બન્નેના પેટમાં ક્ષુધા પ્રદીપ્ત થઇ ને તેમનાં દુ:ખ અને નિરાધાર સ્થિતમાં તેથી વધારો થયો.

તેણી એક પથ્થરની બારટી ઉપર જઇને બેઠી; રસ્તામાંથી જનારા લોકો તેણીની કંગાલ સ્થિતિ જોઇને ચાલ્યા જતા કદાચ પંચ ને જુડીની રમત ચાલતી હોત તો તે જોવાને ત્યાં ઉભા રહેત; પણ રડતી છોકરીને જોવા કોણ ઉભું રહે ? સારે નસીએ એ ઉન્હાળાના દીવસો હતા તેથી હવા ખુશનુમા હતી, પછી તેણી એક બડીયારાને ત્યાં ગઇ, બાળકને થોડી રોટલી અપાવી ને રોટલીની કીંમતમાં ઘણીજ દીલગીરી સાથે અંગ ઉપરનું કપડું રોટલીવાળાને આપ્યું; પરંતુ દયા અને આશ્ચર્યતાની લાગણીથી એની બેહેનને જોઇને દુકાનદારે તે કપડું લેવાની ના પાડી, કારણ આવાં ખાસાં કપડાં પહેરે છે તેની પાસે પૈસા ન હોય એ કેમ બની શકે ? ત્યાંથી આગળ ચાલતાં રાત પડી, તેથી તેણીની સ્થિતિ વધારે દયામણી થઇ; માર્ગમાં ફ્રાનસના દીવા બળતા હતા, છતાં રાતની વખતે ઘોડાના પડઘાથી વધારે બીહીવા લાગી. કોઇ વખતે એમ બની જતું કે તેની ચારે બાસે ગાડીઓ દોડતી જતી તેથી ઘોડાની અડફટમાં પોતે તથા બાળક આવી જાય તેની ઘણી ધાસ્તી લાગતી; તેથી તેણી પથ્થરની બારટી ઉપર બેસવું સલામતી ભરેલું ધારી તે પર બેઠી.

એની બેહેન તે વેળા રૂ-મોંટમારટરના લત્તાપર હતી. ને દીવસે ઘણીવાર રૂ-ડી પ્રોવેન્સના લત્તામાંથી જતી આવતી, તેમાં મોનશાર-ડી-મોંટ્રીલના મેહેલ ઉપરથી પણ જવાતું, પણ તેણીને ખબર ન હતી કે પોતે કયાં આગળ છે. કાઉંટનું ઘર શોધી કાઢવું એ અશકય છે એમ જાણી તેણી નિરાશ થઇ; બાળકને છાતી સરસું દાબીને તેને ચુંબન કરતાં તેણીને નવી હીંમત આવતી, બાળક માતાને જોઈને હસતું ને તેણીના વાળ ખેંચતું. આ વખતે બાળકની ઉમર એટલી હતી કે માતાના ખોળામાં બાળક છતાં તેને દુ:ખનું ભાન હોતું નથી. મોડી રાત થવા આવી, દુકાનો બંધ થઇ, મોહોલામાં લોકોની આવજા મંદ પડી, ને અવાર નવાર કોઇ વેળા મોહોલ્લામાંથી ગાડીઓ પસાર થતી. એની બેહેને આસપાસ નજર કરી ને અત્યાર સુધી ખાતરી ન હતી પણ આ વેળા તેણીને માલ:

મ પડયું કે રસ્તા ઉપરથી કોઇ આવે છે. આખી રાત કયાં પડી રહેવું ! અસંખ્ય મકાનોવાળા રસ્તામાં અટવાઇ ગઇ પણ એકે માણસની સાથે બોલવાની હીંમત ચાલી નહીં ! રસ્તે જતા લોકોની તરફ ધારીને જોવા લાગી. તે કોણ હશે એ વિચાર કરવાને માટે રસ્તામાં થોડીવાર ઉભા રહી લોકો ચાલ્યા જતા. કેટલાક મજાક મશ્કરી પણ કરવા ચુકતા નહીં. તેઓ માંહો માંહે કહેતા " અલ્યા જોયું કે, આ કેવી રૂપાળી છે." તેમને પોતાનું બાળક તેણી બતાવા લાગે કે તે લોકો રસ્તે ચાલ્યા જતા.

એની બેહેન—( મનમાં ) અરે પરમેશ્વર ! આ પારીસ શહેરના લોકોને છોકરાં ગમતાં જ નથી એમ જણાય છે માારૂં બાળક બતાવું છું તો તેનો તિરસ્કાર કરી ચાલ્યા જાય છે !

રાત્રીના બાર વાગતે પોલીસની રોન ફરવા નિકળી હતી ત્યારે એની બહેનને જોઇને કેટલાક સિપાઇઓ તેની પાસે ગયા. એની બહેન થરથર ધ્રુજવા લાગી.

પોલીસ સીપાઇ—તારા છોકરાને લઇને તું શા માટે અહીં ઉભી રહી છે ? ઘેર ચાલી જા, નહીં તો રસ્તા ઉપર ફર, અહીં બેસવાનું તારે કાંઇ કારણ નથી. નહીં તો તને હમારી ચોકીમાં લઇ જવાની ફરજ પાડશે.

આ ભયંકર શબ્દ સાંભળી બીચારી મુગીનાનો હોંશકોંસ ઉડી ગયા. તરતજ ગભરાતી ઉઠી પોતાના બાળકને જોરથી છાતી સરસુ દાબીને ત્યાંથી ઉઠીને ચાલી. સોએક વાર આગળ ગઇ નહી હોય એટલામાં તેણીને પથરની બારસી ઉપર ભુલી જવાએલું પોટકું સાંભરી આવ્યું. તે લેવા તેણી પાછી બારસી પાસે આવીને જુવે છે તો પોટલું બોટલું ત્યાં કાંઈ ન મળે ? અરેરે ! કપડાં લત્તાં જતાં રહ્યાં. કમ નસીબ છોડી ! કપડાં વીના તને હવે કેમ ચાલશે ? તારૂં સર્વસ્વ જતું રહ્યું.

આ વળી નવા સંકટથી જે દુઃખ થયું તે જણાવવાને તેણીની આંખમાં હવે આંસુ પણ બાકી રહયાં ન હતાં. સર્વે આંસુનો સંગ્રહ અત્યાર સુધી રડવામાંજ ખપી ગયો હતો. છાતી ઉપર જાણે સો મણનો પથર મુકયો હોય તેમ થવા લાગ્યું. ગઇ વાતનો વિચાર ફોગટ છે એમ જાણી બાળકને તેડીને આગળ ચાલી. આ વખતે ઉતાવળે પગલે ગઇ. પણ પોતે કયાં જાય છે તેજ જાણતી નહોતી. બાળકને છાતીએ એવા જોરથી દાબ્યું કે તેણીના શરીરને જાણે ધ્રુજારી ચઢી હોય, ને તેમાં પોતાનું સખ-

હું દુઃખ વીસરી ગઈ. તેણી રૂ-માંટ-માર્ટરના લત્તા પરથી ખુસેવાર્ડના લત્તા પર ગઇ, ત્યાં આગળ ઝાડો નજરે પડયાં. તેથી તેણીના મનને જરા ઠીક લાગ્યું. કારણ ગરીબ બીચારી છોડીએ જાણ્યું કે તે ઝાડો ગામના કોટ બહાર હશે. જાણે કોઇ ભુત પાછળ લાગ્યું હોય તેમ. તેણીને જણાયું કે જાણે પોતે જંગલમાં અને ખેતરોમાં ફરતી હોય; પ્રથમ જે ઝાડ નજરે પડયું તેની આગળ ગઇ, ને આનંદની લહેરમાં જઇને ઝાડને બાઝી પડી. આંખમાંથી આંસુ પડયાં. પછી તે ઝાડ નીચે બેસીને બાળકને ખોળામાં લીધું. એ જગો જોઇને તેણીને જરા હીંમત આવી. પોતાના ઉપવસ્ત્રથી બાળકને હોરાડયું ને આખી રાત તેવીજ સ્થિતિમાં બેસી રહી.

આ પ્રચંડ શહેરમાં પ્રાતઃકાળ થવાનો વખત થયો. આખી રાત બીચારી ઉઘાડામાં પડી રહી પણ જરા પણ આંખ મળી નહી. હવે મારૂં શું થશે એજ વિચારમાં આખી રાત કાઢી. પછી પોતાને માટે અને નાના બાળકનો ખોરાક મેળવવાને માટે ભીખ માંગી કટકો રોટલી મેળવવા જવાનો વિચાર કીધો. જો એ એકલી હતે તો પોતાનો દુઃખી જીવ ક્ષણ માત્રમાં કાઢી નાંખતે. પણ બાળકને માટે જીવવાની જરૂર હતી. એ મરી ગઇ તો બાળકનું શું થાય ? સુવાવડ જ્યાં થઈ ત્યાં કેટલું સુખ મળતું હતું તેમજ તેણીની આસના વાસના કરનારા કેટલા પ્રેમી માણસો હતાં ! તેણીને અને બાળકને કેવો સારો ખોરાક પુરો પાડતા હતા. તે બાઇને આજે કટકો રોટલીને માટે ઘેર ઘેર ફરતાં પણ રોટલી મળી નહી. તેથી જીવ ખોવાને તત્પર થઇ. કર્મની ગતિ કાંઇ વિચિત્ર પ્રકારની છે ઇશ્વરે ધાર્યું હશે તેમ થશે. તેણીની સ્થિતિનો ચિતાર મનમાં આવતાની સાથે કેવી દયા આવે છે ! તેણીને સુવાવડમાં જે આશ્રમ મળ્યું હતું ત્યાંથી નિકળી પારીસમાં આવી તેથી તેણીને બેહદ પશ્ચાતાપ થયો. પણ ઉપાય શો ? પણ તે બાળકને જોઇને પોતાને ઠપકો આપવા લાગી.

એની બહેન—અરે મારા હૈયાના પ્યારા બાળક, તને જે દુઃખ સહન કરવું પડે છે તે મારેજ લીધે કે નહી ? હા, મારીજ ભુલને લીધે. મેં એવો શો ગુન્હો કીધો છે કે જેથી તને તારા બાપની પાસે લઇ આવવું પડયું. ? અરે ! જો મને આશ્રમસ્થાન પાછું મળે તો કેવું સારૂં થાય ? જે લોકોએ મને પોતાની પેટની દીકરી જાણી, અને ઘરમાં રાખી, મારી આ-

ચ્છી બરદાસ્ત કરી, તે માણસો મને પાછા કયારે મળશે ? ત્યાં જો હું પાછી જઈને મળું તો તેઓ મને ફરી કેથે જવા દેશે નહી ને મારી આવી નિરાધાર સ્થિતિ થતે નહી. ભલા, પરોપકારી બચારા કાઉંટ તો મારે માટે જેટલું બની શકયું તેટલું કીધું. તેમાં તેનો શો વાંક? વાંક મારા કરમનો. હવે ફ્રેડરીકને કયાંથી શોધી કાઢું? તે તો મળતો નથી. માટે હવે એને મળવાની આશા રાખવી એ વ્યર્થ છે. પણ આ દુ:ખમાં મારૂં મોત થાય તો, મારા વાહલા બેટા, આ મોટા શહેરમાં તારી શી અવસ્થા થશે?

નાનો ફ્રેડરીક ઉંઘી ગયો હતો તે વેળા ગરીબ બિચારી માતા તેનું શરીર અવલોકન કરીને રડી પડી. કેટલાક ખેડુતોએ બજારમાં જતાં તેણીને ખાવાનું અપાવ્યું. અને દુધવાળીઓએ તેણીને માટે અને બાળક સારૂ દુધ આપ્યું. પારિસ શહેરમાં કાંઈ સઘળાજ માણસો દયાળુ ન હતા. પણ જે દયાળુ હતા તે ગરીબોને સારી મદદ આપતા; કેટલાકતો ઢોંગી અને ધુતારા ગરીબ લોકોની દયાજનક વાણી સાંભળીને આંખમાં આંસુ આવે એવા ડરથી વારંવાર ધર્મ કરતા નથી.

તે દીવસના બાકીના ભાગમાં એની બ્હેન આખા શહેરમાં રખડી અને પોતાના સંરક્ષકના રહેઠાણની શોધ કરવાનો યત્ન કીધો. એમ ઘણીવાર બનતું કે ફ્રેડરીક જેવી ચાલ ને આકૃતિ જેવો માણસ મળતો તો તેને ફ્રેડરીક જતો હશે એમ તેણીને લાગતું; ને તેની પાસે જવાને તેણી દોડી જતી પણ જ્યારે તે ફ્રેડરીક નથી પણ તેના જેવો કોઈ પરાયો માણસ છે એવું જોતી ત્યારે તેણી પોતાની ભુલ માલમ પડવાથી ખીજતા પામતી. જેની પાસે તે જતી તેમાંના કેટલાક તેણીને આશ્ચર્યતાથી જોતા, અને કેટલાક તેણીને જોઈ હસતા: એવું જોઈ તેણી શરમાઈને કોરે ખસી જતી.

એની બહેન—અરે પરમેશ્વર! મને હવે ફ્રેડરીક કયાંએ જડવાનો નથી! તેણીને આખા દીવસમાં જે ખાવાનું મળ્યું તે સાંજ પડતાં થઈ રહ્યું, તેથી રસ્તે જનાર આવનાર આગળ હાથ લાંબો કરી ભીખ માગવાની જરૂર પડી. એવી દયાજનક રીતે રોટલા માટે ભીખ માગવાની હીંમત આણવા ખાતર તેણી પોતાના બાળકને ધારીને જોતી ને બીજાને દેખાડતી. કેટલાક ધર્માત્માઓને દયા આવતે તો બન્ને જણનું કામ થાત, પરંતુ એવું ન બનતાં કેટલાક તેણીને ધીઃકારી કાઢતા, કેટલાક મોઢું મરડી ચાલી જતા ને જે કેટલાક ધર્માત્માનું નામ ધારણ કરતા તેઓ તેણીના હાથમાં થોડુંક નાણું

મુકીને ચાલતા થતા.

એની બહેન—(આંખમાં આંસુ આણીને) અરેરે ! હું ગરિબ પડી માટે આ લોકો મને ગુન્હેગાર જાણી મારી તરફ આવી ચાલ ચલાવતા હશે !

ગામડાના લોકો શહેરના લોકો કરતાં વધારે દયાળુ હોય છે ને ધ-ર્માત્મા હોય છે એમ એણી જાણતી હોવાથી તેણીએ પારિસ શહેર છોડી બ-હાર ગામ જવાનો વિચાર કીધો. ગામડાના લોકોના સહવાસમાં આવ્યાથી તેણીને શરમને ભીતિ ઓછી લાગતી. જ્યાં આગળ તેણી ખેડુતના ઘરમાં રહી હતી તે ગામ જવાનો માર્ગ શી રીતે જડે ! અત્યાર સુધીના પ્રતી-કુળ સમયમાં ઇશ્વર ઉપર ભરોંસો રાખવાનો તેણીએ આખરે ઠરાવ કીધો. ગરીબ બાપડી ! ઇશ્વર તને મદદ કરે ને તારૂં દુઃખ મટે !

કયે રસ્તે જવું તેની ખબર ન છતાં આખરે શહેર છોડીને બહાર પડી. એક ગાડીની પાછળ કોઇ માણસ જતો હતો તેની સાથે સાથે તેણી ચાલી. થોડી વારમાં આ માણસ ફોબર્ગના લત્તામાંથી જઇ શહેરની બા-હેર આવ્યો. ગાડી ધીમે ધીમે ચાલતી હતી તેની પાછળ આ માણસ ચાલતો ને તેની સાથે એની બહેન પણ ચાલતી શહેરની બહાર આવી પહોંચી. હવે તેણીને જરા ઠીક લાગ્યું, પોતાના બાળકને કોટી કરીને મ-દદને માટે પરમેશ્વરની યાચના કરી ભીખ માંગવાને માટે જે ગામડું દૂર દેખાતું હતું ત્યાં ચાલી ગઇ.

---

## ભાગ ૨૬ મો.

---

ફ્રેડરીક—કાનસ્ટન્સને અત્યંત પ્રેમથી ચહાવા લાગ્યો—જો કે લગ્ન થયા પછી પહેલા પ્રથમના મહિનામાં જેટલો સ્નિગ્ધ પ્રેમ હતો તેના કરતાં આ વેળા ઓછો હતો. પરંતુ સ્રિના સમાગમમાં હમેશાં આવવાથી તેના તે-ણીના પરના પ્રેમમાં ન્યુનતા આવી ન હતી. કારણ કાનસ્ટન્સમાં દરરોજ સદ્ગુણ અને નવા વિચાર આવતા તેના જોવામાં આવ્યા. મુખની સુંદરતા અમુક કાળ પર્યંત મનને આકર્ષે છે, પરંતુ તે હમેશા મનને તાબેદારીમાં નથી રાખી શકતું નથીઃ—માટે જેમાં સદ્ગુણનો વધારો થયા કરે છે ને જેને કદી પણ એને ન્યુનતા પ્રાપ્ત થતી નથી એવી સ્રી જેને મળી હોય છે તે ખરેખર સુખી સમજવો.

કાનસ્ટન્સ માત્ર એક ન્યુનતાથી દુઃખી હતી—ને તેથી તેના સુખમાં કમતરતા થવા લાગી. કારણ તે ઉપર તેણીનો કાબુ રહ્યો નહીં. જો કે તેણીએ તે વિકાર પોતાના હૃદયમાં સંતાડી મુકયો હતો. તેણીનામાં મત્સર ઉત્પન્ન થવા લાગ્યો; અને તેણીના ફ્રેડરીક ઉપરના અત્યંત પ્રેમને લીધે તેણી વારંવાર ગુપ્ત દુઃખ સહન કરવા લાગી. જ્યારે ફ્રેડરીક વિચારમાં પડતો અગર ગ્લાનીમાં આવતો ત્યારે કાનસ્ટન્સનો જીવ કષ્ટી થતો; ને તેણીના મનમાં હજારો વિચાર જન્મ પામતા. હવે તેણીના પતિના મનમાં શું હશે વારૂ કે જેથી તે આટલો બધો દુઃખી હતો? તે વારંવાર હૃદયમાંથી નિસાસા મુકતો! તેમના લગ્ન થયા પૂર્વે ફ્રેડરીકની મુખપર જે ખીન્નતા જણાતી તે પ્રેમને લીધે હશે એમ લાગતું. ને તેથીજ આવા ભુલાવવામાં સંતોષ માનતી પણ હવે તો તેઓ લગ્નનિ પવિત્ર ગાંઠથી જોડાયાં હતાં, ચાહે તેટલો પ્રેમ એક બીજાપર કરી શકતાં હતાં, ને હાલમાં તેમના સુખમાં જરાપણ અંતર પડયું ન હતું, તો ફ્રેડરીકને દુઃખી થવાનું શું કારણ હતું? તે શા માટે વારંવાર નીસાસા મુકતો? શા માટે તે ઉંડા વીચારમાં પડી જતો? આવા પ્રશ્ન કાનસ્ટન્સ પોતાના મનમાં પુછવા લાગી. જો કે તેણીનું દુઃખ તેણીના પોતાના જોવામાં અગર જાણવામાં આવ્યું હોત તો તે પોતે તેનું કારણ પુછી શકતે. જોકે તેણીનામાં ફ્રેડરીકને વિષે મત્સર ઉત્પન્ન થયો હતો છતાં તેણી પતિને એ બાબતનો ખુલાસો પુછીને તેના મનની લાગણી દુખવતી નહીં. એટલુંજ નહી પરંતુ, તેણી બને તેટલી પ્રેમપાત્ર, માયાળુ ને વહાલી થવાય તેવી થવાનો પ્રયત્ન કરતી; ને જો પોતાના મનમાં દુઃખ થતું તો જેને પોતાના પ્રાણથી અધિક ચહાતી એવા પતિના મનને દુઃખ ન થવા દેતાં પોતાનું દુઃખ મનમાં દાબી રાખી તેનાથી છુપાવી રાખતી

એક દીવસે સાંજરે કાઉંટ-ડી-મોંટ્રીઅલના મહેલમાં એક મોટી જાફત આપવામાં આવી. તેમાં આવનારા ગૃહસ્થોને આવકાર દેવાને કાઉંટ સાહેબ આગળ ગયા તે વેળા કાનસ્ટન્સ તેમના હાથને ટેકો દઇને ઉભી હતી. ફ્રેડરીક થોડેક દૂર ડયુબર્ગની સાથે વાતો કરતો હતો. પોતાની પ્રિયતમાની તરફ નજર કરી જોતો. તેનું શરીર ઘણું રમણીય હતું. અને તેણીની ચાલ એવી તો ખુબીદાર હતી કે ફ્રેડરીક તે નીહાળીને મનમાં ખુશી થતો હતો. તેને એવું જણાયું કે આજે કાનસ્ટન્સમાં નવી નવી ખુ-

બીઓ જાણે પેદા થઇ હોયની? પણ પછી પાછો નિસાસા નાખવા માંડયો. કારણ તેણે મનમાં વિચાર કીધો "બીજી સ્ત્રીને ન સંભારતાં માત્ર તેણીના ઉપર હું પ્રીતિ કરતો હોઉ તો કેવું સારૂં?

આ વેળા કાનસ્ટન્સે પાછા વળીને જોયું એટલે બન્નેની નજર એક થઇ. તે ઉભો ઉભો તેણીના ભણી પોતાની દાઢી ઉપર હાથ મુગીને ગુપ ચુપ જોયા કરતો હતો. પોતાના ચેહરાનો દેખાવ તેણીની નજરે ન પડે એવું મનમાં ધારીને તેણે જે મોઢું કટાણા જેવું કીધું તે તરફ જોઇને પોતે વિસ્મય પામી હોય એવું બતાવીને તેણીએ પોતાનું મોઢું બીજી ગમ ફેરવી નાંખ્યું. પછી આખી રાત તેણીનું પણ મોઢું ઉતરી ગયું તે એટલું બધું કે જાણે કાંઇ અંદર ખાને શરીરમાં વેદના થતી હોયની ? કારણ તેણી મનમાં પોતાને પુછતી કે "ફ્રેડરીક આમ કેમ કરે છે?"

પણ આવી બાબતો જે હમે કહી તે હવે પછી જે બનાવો બનવા ના છે તેની આગળ નજીવી જેવી છે. તે પ્રેમી જોડાની ખુશાલીમાં પહેલાં એવો બનાવ બન્યો કે જનરલ–ડી–વેલમંટ એટલે કાનસ્ટન્સનો કાકો ગુજરી ગયો. સર્વ લોકોમાં એ ઘણો માનીતો હતો. તે કાનસ્ટન્સને બાપને ઠેકાણે હોઇને તેના ઉપર તેણીનો અતીશય પ્રેમ હતો. કાકાના મરણના દુ:ખનું વિસ્મરણ ધણીની પ્રીતી વડે થતું, અને કાઉંટ સાહેબ કાનસ્ટન્સના દુ:ખમાં ભાગ લેવા લાગ્યા, કારણ કાઉંટનો પણ જનરલ સાહેબ ઘણો પ્રેમાળ મિત્ર હતો. વૃદ્ધાપકાળમાં યુવાનીના વખત કરતાં જેમના મૃત્યુને લીધે આપણે શોક કરીએ છીએ. તેને ટેકો આપવાને આપણે વધારે કીંમત બતાવીએ છીએ. આ આપમતલબીપણું શું ઉપરને લીધે થાય છે? જ્યારે અંત:કરણમાં પ્રેમાવેશની કાંઈ અસર થતી નથી, ત્યારે મિત્રતાના આનંદની પણ અસર થતી નથી એ વાત શું ખરી છે? અગર માણસનું મૃત્યું થયું કે જે વિયોગ થાય છે તે વિયોગ માત્ર ટુંકા સમયને માટેજ છે અને જે મરી ગયા છે તેને આપણે પાછા એક વખતે મળવાના છીએ એવા બિચારથી અંત:કરણ લાગણી વિનાનું બનતું હશે?

કાનસ્ટન્સ પોતાના કાકાની એકલીજ વારસ હતી. જનરલ સાહેબ ઘણો દ્રવ્યવાન હોઈને તેની પાસે ઘણા ખેતરો અને બીજી સ્થાવર મીલકતો હતી. તે બધી જાણુવાનો ફ્રેડરીક પ્રયત્ન કરતો. તેથી કેટલી અને ક્યાં એ બધી મીલકતો આવેલી છે તે જાતે જોવાનો ફ્રેડરીકે ઠરાવ કીધો.

અને પોતાનો મિત્ર ગુજરી ગયો તેની ગમગીની કાઉંટને ઘણી ન માલમ પડી આવે તે કારણુસર કાનસ્ટન્સ ઘેરજ રેહેવાની હતી. પણ બાયડીએ હજી કાકાનો શોક મુક્યો નથી તે અગાઉ ફ્રેડરીક તેણીને એકલી મુકી ને શી રીતે બહાર જઇ શકે? પ્રવાસે જવાની કાંઈ ઉતાવળ ન હતી તેથી મહીના ઉપર મહીનાની ઢીલ થતી ચાલી. એક દીવસ પણ પોતાના પતિથી છુટી પડેલી નહી તેથી તેણી ફ્રેડરીકને જવા દેતી નહીં.

જનરલના મરણ પછી કેટલેક દીવસે—મીનાર્ડને કંઠમાળાનો રોગ થયો ને તેની પાસે હવે ઝાઝા શિષ્ય રહેલા નહી એવું જાણીને ફ્રેડરીકને એના વિના ચેન પડયું નહીં. તેથી ફ્રેડરીક પોતાના ગુરૂની ભેટ લેવા ગયો અને તેને પોતાની અને કાનસ્ટન્સની સાથે રેહેવાનો આગ્રહ કીધો.

ફ્રેડરીક—મારૂં કામ કાજ કરવાને, મારા ઘરની વ્યવસ્થા રાખવાને માટે, નોકર ચાકરોના પગારનો હીસાબ રાખવા માટે ને મારો ખાનગી પત્ર વ્યવહાર કરવાને માટે, એક વિદ્વાન, યુકિતવાળો, પ્રમાણીક અને સ્પષ્ટ બોલો માણસ જોઇએ છે. તો મારા વહાલા મીનાર્ડ, તારા વિના બીજો કોઈ માણસ મને ફાવશે નહીં. તેમજ તને જણાવું છું કે મારા કારભારી તરીકે નહી પણ મારા મિત્ર તરીકે મારે ત્યાં આવીને રેહેવાનો હું તને આગ્રહ કરૂં છું; ને જો પરમેશ્વરની કૃપાએ કરી મને છોકરાં થશે તો જેવો તું મહારો શિક્ષક હતો તેવીજ રીને તેમનો પણ શિક્ષક હું તને બનાવીશ.

મી. મીનાર્ડે આ જગો ઉપકારની સાથે લીધી. ને તુરતજ ફ્રેડરીકના ઘરમાં કામ કાજ જોવા લાગ્યો—જયાં કાનસ્ટન્સ પણ પતિ પ્રમાણે શિક્ષકનું માન રાખી તેના પર હેત બતાવવા લાગી. શિક્ષક પોતાના સ્વામીને ચાહે છે માટે તેણીને શિક્ષક ઘણો ગમતો; પોતાના ઉપર બાઇ સાહેબની આટલી બધી પ્રીતી છે એમ જાણીને પોતે તેણીના હાથપર ચુંબન કરતો ને વખતે એમ પણ કહેવા ચુકતો નહીં કે "બાઈ સાહેબ, તમે હવે ઉતાવળ કરો ને તમારા પતિને છોકરાં આપી તેમનો આશીર્વાદ મેળવો. હું તેમનો શિક્ષક થઇશ, ને તમારો સ્વામી જે મારો શિષ્ય હતો ને જે મારૂં આટલું માન રાખે છે તે સ્વામીના જેવા તેઓ સુંદર ને વિદ્વાન થશે."

આ સાંભળીને કાનસ્ટન્સને હસવું આવતું; સ્ત્રી પુરૂષની પ્રીતિનું ફળ જે છોકરાંઓ તેજ ફ્રેડરીકને મળે એવી આશા તેણીને હતી; પણ આપણી ઇચ્છા પ્રમાણે કાંઇ બનતું નથી.

વાંચનારે એવું સમજવું ન જોઇએ કે ડયુબર્ગે પોતાના મિત્ર ફ્રેડરીકની સાથેનો સ્નેહ તોડયો હતો.

ફ્રેડરીક—(ડયુબર્ગને) તારાથી બને તેટલી વેળા તારે મારે ત્યાં આવતા રેહેવું. તારે માટે ઓરડો તૈઆર છે.

આ પરવાનગીનો લાભ તેણે એવી રીતે લીધો કે પારીસમાં ફ્રેડરીકના ઘરની ઓરડીમાં તો તે રહયો નહીં પણ ગામની આસપાસ કંઇ પ્રસંગોપાત ફ્રેડરીકની મુલાકાત લેવા લાગ્યો. ત્રણેક માસની આખરે ડયુબર્ગ માંટમોરેન્સીમાં વારંવાર જઇને તેને મળતો. કારણ તેને દર ત્રણ મહીને મીલકતની જે આવક મળતી તે આવક છ અઠવાડીઆં સુધી ભાગ્યેજ ચાલતી માટે જો ફ્રેડરીક પારીસમાં હોય તો તેને ત્યાં જઇને જમી આવતો અગર તે બહાર ગામ રેહેતો હોય તો ત્યાં જઇને તેની સાથે ત્રણ માસમાં બાકી રહેલા દીવસ સુધી રેહેતો.

ડયુબર્ગ—(ફ્રેડરીકને) હું તારો ઉપકાર માનુંછું વહાલા મિત્ર, મને વરસ દાહાડે સોળસેં ફ્રેંક મળે છે તેમાં જાણે તે કરતાં બમણું મને મળતું હોય એવી રીતે હું રહું છું. મારી વરસ દીવસની આવક હું છ માસમાં ખરચી નાખું છું ને છ માસ તારી સાથે રહું છું.

ડયુબર્ગના આનંદી સ્વભાવથી કાનસ્ટન્સ ખુશી થતી ને પોતાનો મિત્ર આવે ત્યારે ફ્રેડરીક આનંદથી તેને આવકાર આપી બોલાવતો. કારણ તે સારી રીતે જાણતો હતો કે તેનો મિત્ર ડયુબર્ગ કાન્સ્ટન્સની આગળ એવો એકે શબ્દ બોલશે નહીં કે જે તેણીને સાંભળવાને અયોગ્ય હોય અને આગલા દીવસોમાં પોતે સ્ત્રી-લંપટ છતાં તેણે હાલમાં પોતાની રીતભાત ઘણી સુધરી દીધી હતી. ને ડયુબર્ગ કાન્સ્ટન્સને પોતાની બહેન હોય તેવી રીતે તેણીને ગણતો. જે માણસ મિત્રતાના નિયમ સન્માનપુર્વક સંભાળે છે તેનામાં બીજી ગમે તેવી ખામીઓ હોય છતાં તેને હમે ક્ષમા કરીએ છીએ. દુનિઆમાં એટલાં બધાં ખરાં સ્નેહી હોય છે કે પોતે ઘણા ડાહયા અને સદગુણી હોવા છતાં કોઇ વખતે બીજાના કુટુંબમાં ઘુસી તેમાં એક બીજાને લઢાવી મારી પોતે આનંદ મેળવે છે ને મનમાં એમ કહે છે કે "લઢાઇ લગે સો પૈસા દઉં"

જયારે ડુબર્ગ અને મીનાર્ડ ફ્રેડરીકના ઘરમાં મળયા—પણ મળવાનું ઘણું કરીને ત્રણ માસની અંદાજ થતું---ત્યારે ફ્રેડરીક અને કાનસ્ટન્સની વચ્ચે

ઘરમાં જે આનંદ વ્યાપી રહેતો તેના વખાણ કરવાની તક જુના શિક્ષકે સાધી.

મીનાર્ડ—બન્ને માટી બૈયર જાણે ઓરરીયસ અને યુરીડીસ, જાણે ડયુકેલીયન અને પીરા—જાણે ફીલેમાન અને બ્યુસીસ, જાણે પીરામસ અને થીસબી જેવા એક બીજાપર હેત રાખી રહે છે.

ડયુબર્ગ—તું કહે છે તેવુંજ મને નજર આવે છે. ખરેખર ફ્રેડરીકને તો સ્ત્રી સારી મળી ગઇ-તેણીનામાં વળી બધાજ ગુણ સારા છે-સારાંશ એ સ્ત્રી એક ખજાનો છે ને એવી સ્ત્રી મળવાથી જે સુખી ન થાય તેને હીણ ભાગ્ય સમજવો.

મીનાર્ડ—વાત ખરી છે. જો કે મારો શિષ્ય પોતાની સ્ત્રીને ચાહે છે, છતાં તેના મનમાં ઘણાજ વખાણવા લાયક શાંતતા અને સદાચરણના તત્વો મેં ન મૂકયા હોત તો આટલો આજે આબરૂદાર થાત નહી. વિચાર કરો કે રશીઆનો રાજા પીટર-ધી-ગ્રેટ પોતાની સ્ત્રી કેથેરાઇનપર કેવો પ્યાર રાખતો હતો, પણ તેથી કાંઇ તેની સેંકડો સ્ત્રીઓ જનાનખાનમાં છતાં તેણીને સ્ત્રી તરીકે રાખી હતી કે નહીં? ઘણા રાજા એવા છે કે પોતાની એક પરણેતર સ્ત્રી છતાં પારકી સ્ત્રીઓની સાથે પ્રેમ બાંધે છે ને વળી કેટલીક રાંડો પણ રાખે છે, પણ—

ડયુબર્ગ—મારા વહાલા મિત્ર, ફ્રેડરીકને તેં આટલી બધી ઉત્તમ પ્રકારની કેળવણી આપી છે તેનો ગર્વ ન કર, જો તું એકલોજ એનો શિક્ષક હતે તો ઇશ્વર જાણે શું.—

મીનાર્ડ—કદાચ તું એનો સારો શિક્ષક બનતે. જે વખતે આપ બેરન લાર્ડ પોટોસ્કી બનીને મારી સાથે પ્રવાસ કરતા હતા તે વખતને સંભારો એટલે બસ.

ડયુ૦—એમાં શું? મોનશર મીનાર્ડ. હવે તે પ્રવાસની વાત કાઢવી નિરર્થક છે! તે વખતે આપણામાંનો કોઇ પણ સખણો રહયો નથી. ને હું અંતઃકરણથી આશા રાખું છું કે કાઉંટેસ-ડી-મોંટરેવીલ(કાનસ્ટન્સે)-આપણે જંગલમાં જે જે કૃત્ય કીધાં—ને ફ્રેડરીક દુરાચરણ કરી નીતિના માર્ગમાંથી ભ્રષ્ટ થયો—તે બાબનો વિશે જરા પણ સંભારવાની નથી.

મી૦—તું મને વળી કેવો સમજે છે? મને સારી રીતે ખબર છે કે એ બાબત વાત કરવી એ કેવળ મુર્ખતા છે, કાનસ્ટન્સની સાથે ફ્રેડરીકનું લગ્ન થયું તેની અગાઉના વખતની જે બાબનો છે તેથી જો કે તે-

ણીને રીસ ચઢવાની નથી છતાં પણ આપણે એ બાબત વિષે એકપણ શબ્દ મોઢામાંથી કાઢવો નહીં એ ડાહાપણનું કામ છે, તેમજ હું ધારૂં છું કે જ્યારે ફ્રેડરીકનું લગ્ન થયું ન હતું તે વેળા તેના હાથથી જે મુર્ખતા ભરેલાં કામો થયાં છે તે જાણીને તેવી વાતો સાંભળીને તેનો તિરસ્કાર કરી તેને હસી કાઢે નહીં એટલી તેણીનામાં તો અક્કલ છે.

ડયુ૦—એણી ગમે એટલી ડાહી હોય તોપણ મારા બીનાર્ડ, કેટલીક બાબતો સ્ત્રીઓને સાંભળવી ગમતી નથી. પુરૂષ જો સ્ત્રી આગળ વાત કરે તો તેણીનું લગ્ન થયા અગાઉ કોઇ બીજી સ્ત્રી એના ધણીના પ્રેમની ભાગીયણ થઇ હતી એવી વાત માનવાને કારણ મળે તો તેવાં કારણો તેણી આગળ કહેતાં ઘણી સંભાળ રાખવી જોઇએ છે. જો કે એક જુવાન સ્ત્રી એટલું તો સમજે છે કે લગ્ન થયા અગાઉ પુરૂષ કોઇ વખતે અનીતિના માર્ગમાં ફસાઇ પડે છે, છતાં પોતાના ધણીનો પ્રેમ માત્ર પોતાના પરજ છે એમ મનને મનાવવાનો પ્રયત્ન કરે છે. તેણી એમજ સમજે છે કે મારી અગાઉ મારા ધણીને કોઇ સ્ત્રી ગમી નથી ને ફક્ત પોતેજ ધણીનો પ્રેમ મેળવવાને ભાગ્યશાળી થઇ છે. આવા પ્રકારની જે સ્ત્રીઓમાં સુખી અને નિરૂપદ્રવી સમજણ હોય છે તેનો નાશ કરવો એ કામ ઘણું અધમ છે.

બી૦—તારૂં શું કહેવું છે તે હું બરાબર સમજ્યો છું. તું એમ મનાવવા માંગે છે કે કુકડો જે ગામમાં બોલે ત્યાંજ સવાર પડે.

ડયુ૦—હું જે કહેવા માગું છું તેની તને હવે બરાબર સમજણ પડી. તને સરખામણી ઠીક કરતાં આવડે છે. પણ હું એમ ધારૂં છું કે વાઇકાઉંટેસ-ડી-મોંટ્રીવીલ ( કોનસ્ટન્સ ) પોતાના ધણીની સાથે એટલી બધી પ્યારમાં પડીછે કે તેણીના મનમાં મત્સર જલદી પેદા થાય એવો તેણીનો સ્વભાવ છે !

બી૦-તારૂં કહેવું ખરૂં છે એમ હું માનું છુ. જો ખરૂં પુછે તો હમેશ કરતાં એક દીવસ તેણીનું મોઢું ઉતરી ગએલું મેં દીઠું હતું. પણ તેની ગમગમી તેણીના પતિના કારણથી થઇ હતી. કારણ તેણીનો પતિ પાએક કલાક સુધી એક બલાડીને પંપાળતો હતો.

ડયુ૦—તારૂં ભલું થાય રે તારૂં ! પણ એટલી બધી બેવકુફી કોનસ્ટન્સ કરે એવી તે લાગતી નથી.

મી૦—એવકુફી ! એવા હજારો માણસો મળી આવશે કે જેઓ પોતાની સ્ત્રી કરતાં પોતાના કુતરાં ઉપર વધારે મમતા રાખે છે. અને એવી સ્ત્રીઓ પણ જડી આવશે કે પોતાના પતિના કરતાં તેઓ પોપટ ઉપર વધારે પ્રેમ રાખે છે. છતાં મારૂં એમ કહેવું નથી કે તારો શિષ્ય એમાંનો એક છે. અગર તેની સ્ત્રી તેમાંની એક છે.

ડયુ૦—વારૂં તે તો ઠીક. પણ મારે એક વાત તને પુછવી છે. તે એ કે કોઈ દીવસ કાનસ્ટન્સે તને એવું પુછેલું કે ફ્રેડરીકનું મોઢું એકાએક ઉતેરી જઇ બ્રમિષ્ટ જેવો તે કોઇ વેળા બનેછે તેનું કારણ શું હશે તે?

મીનાર્ડ—હા. મને યાદછે કે એક દીવસે રાત્રે તેણીએ મને કાનમાં કહ્યું હતું "ફ્રેડરીક નીસાસા નાખેછે; તેનું કારણ શું હશે તે તને ખબર છે?"

ડયુબર્ગ—ને તેનો તેં શો ઉત્તર આપ્યો?

મીનાર્ડ—મેં કહ્યું " બાઈ સાહેબ, તેનું કારણ એવું જણાયછે કે આપના પતિને અપચો થયો છે તેથી ખાટા ઓડકાર આવેછે તેથી મોઢું કટાણું કરી નીસાસા નાંખવાની એને ટેવ પડીછે મને પણ અઠવાડીયામાં ત્રણ ચાર વાર એવું થઇ આવેછે " એવું કારણ કહ્યાપછી બાઇકાઉંટેસે ( કાનસ્ટન્સે ) એ બાબત વિશે મને ફરીથી પુછયું નથી.

ડયુબર્ગ—તેનો જવાબ હું દઇશ.

જો કે હાલમાં ફ્રેડરીક દીવસ સુખમાં કાઢતો હતો છતાં તે જંગલ માંની મુંગી છોડીને ભુલી ગયો ન હતો; ને તેનું સ્મરણ થઇ આવવાથી પોતે બ્રમિષ્ટ જેવો બની એની બેનની શી ખરી સ્થિતે હશે તે જાણવાની ઇંતેજારી રાખતો, પરંતુ તે બાબત પોતાના બાપને પુછી જોવાની હીંમત ધરાવતો ન હતો. કાઉંટ સાહેબે તેને કહ્યુ હતુ કે તે પોતે તેણીનું સંરક્ષણ કરશે. ને ફ્રેડરીકને પણ પોતાના બાપની ખાતરી હતી કે તે પોતાનું વચન પાળે એવો માણસછે. પણ એની બેહેનનું શું થયું હશે તે જાણવાની ખાયશ તે રાખતો ને હજી તે પોતાના ઉપર પ્રિતી કરે છે કે નહીં તે જાણવાને ઇંતેજાર હતો કૃતઘ્ની ફ્રેડરીક એની બેહેનની પ્રીતી ઉપર શક લઈ જવા લાગ્યો. કદાચ પોતાના ઉપરથી એણે એની બેહેનની પરીક્ષા કરી હશે. તેજ જેમ જેમ તેનો કાનસ્ટન્સ ઉપરનો સ્નેહ નરમ પડતો ગયો તેમ તેમ એની બેહેનના વિશેના પ્રીતીના વિચાર તાજા થવા લાગ્યા. પણ કાનસ્ટન્સ તેની આગળ હાસ્યવિનોદ કરતી તે વખતે તે મુગી છોડીને ભુલી જતો પરંતુ તે પુરૂં થયું કે

પાછો એની બેહેન વિશે વિચાર કરવા મંડી જતો ! એ ઉપરથી એવું જ જણાયછે કે પુરૂષનું મન ધરાતું નથી, નવી આશા ઉત્પન્ન થાય છે, ને જુના વિચારો બદલાઇને નવા પેદા થાય છે. એક વખતે મન એક વસ્તુ પર લાગ્યું તો થોડી મુદતમાંજ તેના ઉપરથી ઉતરી જઇ બીજીપર લાગે છે ને તે ઉપરથી ઉતરી ગયું એટલે પ્રથમ વસ્તુ ઉપર પાછું મોહિત થાય છે એવા પ્રકારનું પુરૂષનું મન અસ્થિર છે.

ફ્રેડરીકનું કાનસ્ટન્સની સાથે લગ્ન થયાને બે વર્ષ થઇ ગયાં હતાં. તેમનાં સર્વ સુખો છતાં એકજ સુખ હજી ઓછું હતું. તે સુખ એટલે એમની મોટાઈ અને દ્રવ્ય સમૃદ્ધિ ભોગવવાને માટે એક વારસ પુત્રની જરૂર હતી. ફ્રેડરીકના મનમાં પુત્રની ઘણી ઇચ્છા હતી. અને કાનસ્ટન્સ પોતાના પ્રેમની નિશાની દાખલ એક પુત્ર રત્નને ફ્રેડરીકના હાથમાં કયારે અપાસે એવી મનમાં ઝંખના રાખતી હતી. મો. મીનાર્ડના મનમાં પણ એવું હતું કે હવે થોડા દીવસમાં એક નવો શિષ્ય તૈઆર થશે. કાઉંટ-ડી-મોંટરેવીલ પોતાના પુત્ર અને પુત્ર–વધુની સાથે રહેતો ન હતો. પરંતુ તેમને ઘેર વારંવાર જતો આવતો. જયારે તે જંગલમાં લુટાયો હતો તે વેળા ડાફ્ની પ્રાંતમાં તેની સાથે જે નોકર ગયો હતો તે હજી એની નોકરીમાં હતો. તે નોકરને કાઉંટ સાહેબે એવી તાકીદ કરી હતી કે જંગલમાં જે વાત બની હતી તે વાત કોઇના મોઢા આગળ કરવી નહી. પણ એક દીવસે સાંજરે ડયુમોંટ ( કાંઉંટના નોકરનું નામ) પોતાના ઓરડામાં બીજા નોકરોની સાથે વાતો કરતાં કાઉંટે જે તાકીદ કરી હતી તે તેના સ્મરણમાં રહી નહી. ને બીજા બધા ચોર ને લુટની વાત કરતા હતા ત્યારે ડયુમોંટના મોઢામાંથી અજાણમાં એવી વાત નીકળી ગઇ કે પોતે જયારે કાઉંટની સાથે પ્રવાસે ગયો હતો ત્યારે એક મુગી બાઇએ ઘણી ચમત્કારીક રીતે કાઉંટનો પ્રાણ બચાવ્યો હતો. આ વાત ચાલતી હતી તે વેળા ફ્રેડરીકનો નોકર ત્યાં હાજર હતો. ને બીજે દીવસે પોતાના શેઠના કપડાં ઝાડતો હતો ત્યારે ડયુમોંટના મોઢામાંથી નિકળી પડેલી વાત તેણે ફ્રેડરીક આગળ કાઢીને તેને પુછવા લાગ્યો કે ડયુમોંટની કહેલી આ વાત ખરી કે નહી ? ફ્રેડરીકે વિચાર કીધો કે ડયુમોંટ તો ગપ મારતો હશે. કારણ તે જાણતો હતો કે કાઉંટ સાહેબે ચોરોથી લુટાયાની ને તેમાંથી તેમને એક મુગી છોડીએ છોડાવ્યાની વાત કોઇ દીવસ તેની આગળ કહી નહતી.

નોકરે જે વાત હાલમાં કહી તેથી ફ્રેડરીકનું તુરત તે તરફ લક્ષ લાગ્યું. કોઇ ગુપ્ત વાણીએ એના કાનમાં કહ્યું કે એ બધી વાતો એની બહેનના સબંધની હોવી જોઇએ. તેણે નોકરને કાંઇ પણ જવાબ ન આપતાં પોતાના બાપને ત્યાં જવાનો વિચાર કીધો. પણ કાઉંટ ઘેર મળ્યા નહી, પણ ડયુમાંટ ત્યાં હતો. ફ્રેડરીક તેની સાથે ખાનગી વાત કરવા માંગતો હતો. અને આ પ્રમાણે તેણે પોતાની જીજ્ઞાસા તૃપ્ત કરી. તે વાત પાછી એણે બાપને પુછી, તે ઉપરથી કાઉંટ સાહેબે ડયુમાંટને કહ્યું કે મેં તને ના કહ્યા છતાં શા માટે એ વાત તેં બહાર પાડી? એવી રીતે સપડાવ્યાથી ડયુમાંટ શરમાઇ ગયો ને કાઉંટે ના કહી હતી તે વાત સાંભરી આવી. પણ ઘણી અસુરે સાંભરી આવી; નોકરે કહ્યું કે તમારા દીકરા આગળ વાત કાઢી તેમાં મેં કાંઇ ખોટું કીધું નથી. કારણ તે જાણતો ન હતો કે શા કારણથી કાઉંટે તાકીદ આપી હતી કે એ વાત બહાર પાડવી નહી. કાઉંટે જે મુગી છોડીને ખેડુતના ઘરમાં મુકી હતી તેણીના સ્વરૂપનું વર્ણન કરવાને માટે ફ્રેડરીકે ડયુમાંટને બોલાવીને પુછ્યું. તે ઉપરથી ડયુમાંટે બધી વાત કહી. આ વાત ઉપરથી તેને ખાતરી થઇ કે, એ મુગી છોડી બીજી કોઇ નહી પણ એની બહેનજ હોવી જોઇએ. પછી તેણે ડયુમાંટને ઝીણી વાતો પણ પુછી જોઇ. ને જેટલા સવાલ તેણે પુછ્યા તે સઘળા સવાલોના જવાબ જેવી રીતે ડયુમાંટથી દેવાયા તેવી રીતે તેણે દીધા.

ફ્રેડરીક—તું એવું ધારે છે કે તે બાઇ ખેડુતના ઘરમાં રહી છે !

ડયુમાંટ—હા સાહેબ. તે આગળ પ્રવાસ કરવાને નિકળતે પરંતુ તેણી ઘણી માંદી હતી તેથી ત્યાંજ રહી છે.

ફ્રેડરીક-શું તે માંદી છે ?

ડયુમાંટ-હા, મારા લાર્ડ, તેણી એક બાળકને જન્મ આપનાર હતી.

ફ્રેડરીક—ડયુમાંટ, આ તુ શું બોલે છે ? એ છોડી એક બાળકને જન્મ આપનાર હતી ! (પોતે આશ્ચર્યતામાં અને ગભરાટમાં પડી ગયો.)

ડયુમાંટ-મારા લાર્ડ, હું એમ ભુલ કરૂં એવો માણસ નથી.

એની બહેને એક પુત્ર રત્નને જન્મ આપ્યો હતો. એ વાત બધી કાઉંટે શા માટે છુપી રાખી હતી તેની હવે ફ્રેડરીકને સમજણ પડી ! જે ગામડામાં એની બહેન હતી તેનું નામ ને જે ઘરમાં તે-

ણીએ ઉતારો લીધો હતો તે ઘરની જગ્યા ફ્રેડરીકે ડયુમાંટ પાસેથી પુછી લીધી ને આ વાત ડયુમાંટે કહી તે માટે તેને કાંઈ સારૂં ઈનામ આપીને એને એવો હુકમ કીધો કે " આ વાત તારે કાઉંટમે મોંડે કહેવી નહી." આજ્ઞા પ્રમાણે કરવા ડયુમાંટે વચન આપી બાપ ને બેટા વચ્ચે આ પ્રમાણે છુપી વાતો શા માટે ચાલતી હશે તેનું કારણ શોધવામાં ડયુમાંટ પડી ગયો.

પોતે એક છોકરાનો બાપ બન્યો છે એવી જ્યારથી ફ્રેડરીકને ખબર પડી ત્યારથી તેને એક ઘડી પણ ચેન પડયું નહી. એજ વાત એના મનમાં ગોળાયા કીધી અને એવા પુત્રનું મુખ દર્શન કરવાનો વિચાર કીધો. એનીએજ વાત મનમાં આવતી. ને તેના બવાં ઉપરથી જણાતું કે તે કોઈ મહાન ઉંડા વિચારમાં પડેલો છે. પછી જ્યારે એ વાત સાંભરી આવતી ત્યારે તે મોટા નિસાસા મુકતો. તે સાંભળીને કાનસ્ટન્સના મનમાં ઘણું દુઃખ લાગતું. પણ શું કરે ? પોતાના સ્વામીને કેમ પુછાય ? તેથી તેણી એક બાજુએ જઈ રડતી ને નવા નવા તુરંગો મનમાં બાંધી કહી થતી. ફ્રેડરીક મારા સિવાએ બીજો કોઈ પણ વિચાર કરશે નહી—હુંજ તેના મનની રાણી થઈશ—એના વિચારનો વિષય હુંજ થઈ પડીશ—એવા તેણીના ખ્યાલ હતા, ને તેણી ફ્રેડરીકની પાસે બેસી, તેનો હાથ પોતાના હાથમાં લઈ જોતી કે ફ્રેડરીક જે નિસાસા મુકે છે તેનું કારણ પોતે નથી પણ આ પ્રમાણે નિસાસા મુકવાનું શું કારણ હશે તે ફ્રેડરીકને પુછવાની જ્યારે હીંમત કરતી ત્યારે તે હસીને તેણીને પોતાની છાતી સરસી દાબીને કહેતો " તું મારી સ્ત્રી થઈ છે તેથી હવે મને આ દુનિયામાં શું કમતી છે ? " જ્યારે ફ્રેડરીક હસતો ત્યારે તેનું હસવું નિર્માલ્ય ઉપલગીઆ હતું એવું જાણીને તેણીના મનમાં એવું આવતું કે મારો પતિ કાંઈ બધી વાતે સુખી નથી.

એક દીવસે સવારે ફ્રેડરીકે પોતાની સ્ત્રીને એવું કહ્યું કે " આટલા દીવસ જે પ્રવાસે જવાને મેં મોકુફ કીધું હતું તે કરવાનો મારો વિચાર છે. પણ હાલમાં પ્રવાસે જવાનો પ્રસંગ આવ્યો છે ને જવાની મારે ઘણી જરૂર છે. " કાનસ્ટન્સના મનમાં હતું ફ્રેડરીક ગયા પછી તેની ગેર હાજરીમાં મોનશર મીનાર્ડ ઘરમાં રહેશે. એમ કરવાની તેણીને ફ્રેડરીકે જાતે સુચના કરી હતી. પણ હાલમાં તે પોતાનો વિચાર ફેરવી પ્રવાસે જવા નિકળ્યો. તેને પ્રવાસે જવાની ના કહેવાની તેણીની હીંમત ચાલી નહીં, તેમજ તેની સાથે પોતે જવા ધારે છે એમ પણ તેણીથી કહેવાયું નહીં.

તેને અટકાવવાનો એણીને ડર લાગતો હતો, તેમજ તેણે જે ગોઠવણુ કરી હતી તેમાં ખલેલ પોંચાડવાની એણીને ધાસ્તી લાગતી હતી. પણ તેણીને લાગ્યું કે જો ફ્રેડરીક તેણીને સાથે લઇ જવાનું મનમાં આણે તો એનો એક શબ્દ નિકળતાની સાથે એણી તૈઆર થઇ જાય. પણ ફ્રેડરીકના મોઢામાંથી ચાલ એવો શબ્દ તો નિકળ્યો નહીં. ! તેથી કાનસ્ટન્સ ખાનગીમાં ડસકાં ભરવા લાગી. પરંતુ પોતાના ધણીની આગળ તેણી શાંત રહી. ફ્રેડરીકે તેણીને પ્રેમથી આલિંગન આપ્યું—જેમ જલદીથી પાછા અવાય તેમ આવીશ એવું વચન આપ્યું—ને એક માસમાં આવીને પાછો મળીશ એવું કહ્યું. કાનસ્ટન્સે આ સર્વ મુગે મોઢે સહન કીધું. ને મીનાર્ડ અને ડયુગર્ગના હવાલામાં કાનસ્ટન્સને સોંપીને ફ્રેડરીક ચાલતો થયો. પરંતુ ગમત કરવાને માટે કાનસ્ટન્સને મિત્રની જરૂર ન હતી. ફ્રેડરીકની ગેર હાજરીમાં તેણીને લાગ્યું કે ફ્રેડરીકની મૂર્તિ મારી પાસે હમેશાં રહેશે.

આ વખતે આગષ્ટ માસ ચાલતો હતો—વર્ષમાં આ ઉત્તમ ઋતુ હતી. જ્યારે બહાર ગામની હવા તનદુરસ્તી આપનારી અને શરીરને અનુકુળ આવે એવી હતી. અને પોતાના પતિની ગેર હાજરીમાંના દીવસમાં મોંટમોરેન્સીમાં જઇ રહેવાનો કાનસ્ટન્સે વીચાર કીધો, કારણ પારીસ કરતાં એ જગ્યા એકાંત અને એક બાજુએ આવેલી હતી. તેણીના મનમાં એમ હતું કે ત્યાં ગયા પછી પોતાના પતિનો વિચાર કરવાને સારો વખત મળશે ને તે પાછો આવે ત્યાં સુધી દીવસ ગણવાને સહેલ પડશે. ત્યાં ગયા પછી કાઉંટ-ડી-મોંટ્રીવીલ પોતાના પુત્રની વહુને મળવા વારંવાર જતો. પણ એકી વખતે ઘણા દીવસ ત્યાં રહી શકતો નહીં. કારણ આવેળા તેની ઉમર એટલી થઇ હતી કે જ્યારે તેના શરીરની સંભાળ અને સાચવણી પારીસમાં પોતાના મહેલમાં રહેવાથી સારી રીતે થઇ શકે એવું હતું તેમજ પારીસમાં તેની ઘણે ઠેકાણે ઓળખાણ, તેમ ત્યાં ઘણા મિત્ર હતા, કારણ તેને મિત્ર મંડળ ઘણું ગમતું. આ પ્રમાણે કાનસ્ટન્સની સાથે એક અઠવાડીયું રહ્યા પછી તે પારીસમાં પાછો આવ્યો ને ત્યાં ગયા પછી તેને જે વ્યવસાય ગમતો તેમાં પોતાનો વખત કાઢતો.

કાનસ્ટન્સ મોંટ-મોરેન્સી નામના ગામમાં પોતાના કાકાના મહેલમાં એકલી મીનાર્ડ અને તેણીના નોકરોની સાથે રહેતી હતી. હજી ચોમાસીકની શરૂઆત હતી. અને ડ્યુગર્ગ હજી ત્યાં ગયો ન હતો. જોકે કાનસ્ટન્સ એ

કાંતમાં રહેતી છતાં તેણીને તે સ્થિતિમાં રહેવું ગમતું હતું. કારણ જ્યારે મનને રોકાણ હોય છે ત્યારે મગજ કાંઈ ખાલી હોતું નથી. વળી આપણા મીનાર્ડ સાહેબ પણ ત્યાંજ પડી રહેતા. કાનસ્ટન્સનું મન રીઝવવાને લાટીન ને ગ્રીક ભાષાની કહેવતો કહેતો ને જગતના ઇતીહાસની કથામાં ગુંચવાઈ જતો. પણ જ્યારે તે બોલતો રહી જતો ત્યારે જો કે તે જાણતો હતો કે પોતે જે બોલે બોલે છે તેમાંનો એક શબ્દ કાનસ્ટન્સ સાંભળતી નથી છતાં તેણીને વાત કરી ખુસી કરતો. તેના બદલમાં તેણી જરા હાસ્ય મુખ કરી બતાવતી, એટલેથી મીનાર્ડ સાહેબને જાણે સ્વર્ગ મળવા તુલ્ય આનંદ થતો. સાંજના હમેશની રીત પ્રમાણે કાન્સ્ટન્સ મહેલની અગાશીમાં જઈ બેસતી. એ ઠેકાણું એણીની પ્રિય જગો હતી એજ ઠેકાણે પ્રથમ એણીએ ફ્રેડરીકની સાથે પ્રથમ પ્રીતિ બાંધી. તેજ ઠેકાણે પ્રેમનો પ્રથમ ઉછાળો પ્રદીપ્ત થયો હતો ! આજ કારણથી તેણીને અગાસીમાં બેસી રહેવાનું ઘણું ગમતું.

એક દીવસે સાંજરે તે પોતાની ઉંચી અગાસી બેસી ફ્રેડરીકની આગળ જે ખીણનું ચિત્ર તેણીએ ચિતરયું હતું તે ખીણ તરફ જોતી, ને મેહેલની વાડીની ચારે ભીતોની બાહારનો પ્રદેશ તેની નજરે પડતો તે ઉપર વિચાર કરતી બેઠી હતી એવામાં વાડીની બહારથી જે આડો રસ્તો જતો હતો તેની વચ્ચે એક મોટું ઝાડ આવેલું હતું. તે ઝાડ તળે ઉભેલી એક સ્ત્રી તેણીની નજરે પડી. તે ગરીબ બીચારીના હાથપર એક છોકરૂં હતું, તેણી મનથી અને તનથી ઘણી દુઃખમાં આવી પડેલી હોય એવું જણાતું. અને તે બાઇ પોતાના બાળક તરફ ખીન્ન મુદ્રાથી જોતી હતી. ને જ્યારે તેણી બાળકને બચી કરતી ત્યારે તેણીના મનમાં જે દીલગીરીએ વાસ કીધો હતો તેથી ઘડી ઘડી કંઠ ભરાઇ આવતો, જાણે કે હમણાં રડી દેસે. એવી બાઇને જોઇને કાન્સ્ટન્સના મનમાં દયા આવી. એવામાં મોનશર મીનાર્ડ અગાસીમાં આવી પહોંચ્યો.

કાન્સ્ટન્સ—( વૃદ્ધ શિક્ષકને તે બાઇ બતાવીને) જોયું કે તમે. પેલી બાઈ જોઇ ! કેવી તે પોતાના બાળકને કોટી કરે છે ! બીચારી દુઃખમાં રીબાતી હોય એમ જણાય છે ! કેમ તમને દેખાય છે ને ?

મીનાર્ડ—બાઇ સાહેબ, એક મીનીટ થોભી જાઓ. હું મારા ચસમાં ખોળી લાવું છું. મેં ચસ્મા ક્યાં મુકેલા છે વારૂ ?

આ વખતે તે ગરીબ બાઇએ આણીગમ જોયું. એટલે કાન્સ્ટન્સ

અગાસીમાં બેઠેલી નજરે પડી. તેણીને જોઇને ગરીબ બાઇની આંખો જો-
વીતો ચંચળ ને દયાની માગણી કરતી હોય એવી જણાઇ કે તે જોઇને
કોઇના પણ મનમાં દયા આવ્યા વગર રહે નહીં.

કાન્સ્ટન્સ—અરેરે–તે રડે છે–તેની આંખમાંથી તો આંસુની ધારા
ચાલે છે. ઓ ગરીબ બાઇ તું ઉભી રહેજે. હું હમણાં નીચે આવું છું !

અગાસીથી થોડેજ દુર બાગની ભીંતમાં એક મોટો દરવાજો હતો
તેમાંથી રસ્તાપર જવાતું. થોડીવારમાં કાન્સ્ટન્સ નીચે આવીને એ ગરીબ
બાઇ પાસે જઇને તેણીને કાંઇ પણ મદત કરવાના હેતુથી પાસે ઉભી રહી.
જેવી તેણી ગરીબ બાઇ કને ગઇ તેવી તેણીની સ્થિતિ જોઇને કાન્સ્ટન્સના
મનમાં ઘણીજ દયા ઉપજી. એ બાઇનો દેખાવ જોઇને ઘણીજ દુર્બલ અ-
વસ્થામાં નિરાશ થઇ જીંદગીનો કંટાળો આવી ગયો હોય એવું માલમ પ-
ડયું. તે બાઇ કાંઇ પોતાને માટે દયાની માગણી કરતી નહતી પણ મેડમ-
ડી- મોંટ્રીવીલના મોંઢા આગળ તેણે બાળક ધરયું. રડી રડીને આંખો રાતી
ચોળ થઇ ગઈ હતી તેમાંથી મોટા બોર બોર જેવડાં આસું નીકળી પડયાં.

કાનસ્ટન્સ—બચારા બાળકની કેવી સ્થિતિ થઇ છે! કેવો ફીકો પડી
ગયો છે! શરીર પણ છેક દુર્બળ થઇ ગયુ છે! છતાં બાળક કેવું સુંદર દેખાય
છે ! એમ કહી તે બાળકને પોતાની પાસે લીધું.

કાન્સ્ટન્સ— બાઇ! તું મારી સાથે ચાલ એટલે તારે માટે ખાવાનું
તઇઆર કરવાનો હુકમ આપી દઉ છું.

ગરીબ બાઇ ઉઠવાનો પ્રયત્ન કરવા ગઇ પણ વળી પાછી ઝાડની
સાથે અથડાઇ પડી. કારણ તેણીનામાં ચાલવાની ગતી નહતી.

કાનસ્ટન્સ—અરે પરમેશ્વર! આ બાઇ કેવી નિરબળ થઇ ગઇ છે !
બીચારીથી ઉઠવા જતાં પડી જવાય છે.મો, મીનાર્ડ, જરા આમ આવો.

શીક્ષક—( ઝાડ પાસે જઇને ) ઓ આવ્યો બાઇ સાહેબ હું આ-
વ્યો. આ રહ્યો. હું અહીંજ છું. મારા ચસમાં તો મારા ગજવામાંથીજ
જડી આવ્યાં. પણ આ બાઈને મદત કરવાને કોઈ બીજો માણસ જોઇએ

વાઇ કાઉન્ટેસ—તું જરા એને ઝાલ, મદત કર, બાપડી બાઇ !
તને જોઇને મારૂં અંતઃકરણ પીગળી જાય છે ! ઓહો ! આવા કંગાલ
લોકો દુનિઆમાં તે જીવતા હશે વારૂ ?

મી૦—કેમ નહીં ? જ્યારે પરિણામ દેખાય છે ત્યારે તેના કારણનો

આપણે વિચાર કરવો જોઇએ.

મીનાર્ડ અને કાનસ્ટન્સની સહાયતા વડે તેણી ઉઠી. કાનસ્ટન્સે તેણીના બાળકને હાથમાં લીધું. અને બીજા હાથે તેણીને ઉઠાડી. બાપડી ગરીબ બાઇ એમ કરતાં ઘરમાં ગઈ. ત્યાં ગયા પછી તેણીને અને તેણીના બાળકને શી વસ્તુની જરૂર છે તે જાણી તે તેણીને કાનસ્ટન્સે લાવી આપી. ગરીબ બાઇએ તેમાંની થોડી ચીજ ક્ષુધા શાંત કરવાને ખાધી ને કાનસ્ટન્સ તેણીને શું વધારે જોઇશે તેની તજવીજ રાખતી હતી.

મો. મી૦—ગરીબ બીચારી બાઇ હજુ જુવાન છે. એનો ચહેરો જોઇને કોઇના પણ પેટમાં દયા આવ્યા વિના રહે નહીં! તેણીનું અંગ સુંદર છે. ગરીબ બાપડી બાઇ! તું કયાંથી આવે છે? તું શું કરવા માગે છે?

પણ એ સવાલોનો એ ગરીબ બાઇએ કાંઈ પણ જવાબ વાળ્યો નહીં; અને શા માટે તેણીએ જવાબ આપ્યો નહી તેનું કારણ હમારા વાચક વર્ગને ખબર છે જ! જે બાઇને કાનસ્ટન્સ લઇ આવી તે આપણી એની બહેન હતી ને તેણીનો પુત્ર ફ્રેડરીક હતો. હા. એજ એની બહેન! તેણીને પારીસથી નિકળે દસ દીવસ થયા હતા; ને તે દસ દીવસ સુધી બાહાર ગામ ફરતી પેટને માટે કડકો ખાવાનો મળે અને રાતે સુવાની જગો મળે માટે તેણીને ભીક્ષા માગવાની જરૂર પડી. જ્યાં જતી ત્યાંથી લોકો તેને કાઢી મુકતા, ને જે કાંઇ થોડું ઘણું મળતું તે પોતાના છોકરાને ખવડાવીને પોતે કોઇ વાર ભુખી આખી રાત પડી રહેતી. આખરે તેણીની હીંમત અને કૌવત ઓછાં થતાં ગયાં. નિરાશા થવાથી જાણે ભ્રમિષ્ટ હોય તેવી બની; ને આવા દુઃખમાં દીવસ કાઢવા કરતાં મરણ આવે તો સારૂં તે માટે એની બેહેન દર રોજ મરણની વાટ જોયા કરતી. એટલામાં અકસ્માત રીતે ઇશ્વરે કોઇ પરીને મોકલી તેણીના દુઃખનો અંત આણવાને માટે તે પરીએ જઇને એનીબેહેનને બોલાવી લીધી.

પોતાના સવાલોના જવાબ આ બાઇ આપતી નથી એવું જાણીને તેજ પ્રશ્ન ફરીથી પુછવા લાગી; તે જોઇને એની બેહેને પોતાની આંગળી પોતાના મોંઢા ઉપર મુકીને દયામણે ચહેરે ડોકું હલાવ્યું ને એવી નિશાની કરી કે તેણીની ખરી સ્થિતિ શું છે તે કાનસ્ટન્સને ખબર પડે.

કાનસ્ટન્સ—અરે ઇશ્વર! તને તો બોલતાં આવડતું નથી! ગરીબ, બાપડી, એકલી, પૈસા વિનાની, માણસ વિનાની ને જવાનો રસ્તો પણ

પુછવાની શક્તિ મળે નહી ! અરે ! બધું દુઃખ તે એક માણસથી એકી વખતે કેમ કરી સહન થાય ?

એવું દુઃખ જોઇને મારી તો છાતી ફાટી જાય છે ! આ બોલતાંની સાથે કાનસ્ટન્સની આંખોમાંથી આંસુની ધારા ચાલી. તે મુગી બાઇએ જોયું કે મારી ભલી બાઈ મારા ઉપર દયા આણીને આટલી બધી દુઃખી થાય છે ને તેમ તેણીને દુઃખી થવાનું કોઇ દીવસ થયું ન હતું તેથી મુગીએ તેણીનો હાથ ઝાલી તેના ઉપર ચુંબન કરી તે હાથ પોતાના હૃદય ઉપર મુકયો.

શિક્ષકથી આ દયામણો દેખાવ જોઇ શકાયો નહી, તેથી તેની પણ આંખમાં આંસુ આવ્યાં, એવું જણાવવાને માટે કે પોતાના મનમાં દયા ઉપજી છે. અને આંખે રૂમાલ દાબી દીધો. તે બોલ્યો—હું એમ કેહેવાની આનાકાની કરતો નથી કે આ સ્થિતિ ઘણીજ દુઃખજનક છે. આયુષ્યના પ્રવાસમાં જીહ્વાની ઘણી જરૂર પડે છે. અને જેને જીહ્વા હોતી નથી અગર હોઇને તેનો ઉપયોગ થઇ શકતો નથી એવો માણસ પુંછડા વિનાનું કોલ્હું, પાંખ વિનાનું પતંગીયું, અગર પાંખ વિનાની માછલી જેવો હોય છે.

કાનસ્ટન્સે એ બાઇની અને છોકરાની આસના વાસના કરી. ન્હાનો ફ્રેડરીક તેણીના હાથમાં રમવા લાગ્યો. કારણ આ વખતે એ બાળકની ઉમર એટલી હતી કે જે વેળા ખાવાનું અગર રમકડું બતાવ્યું કે તરત બાળકને તે મળ્યું કે તે પોતાનું દુખ વિસરી જાય છે. કાન્સ્ટન્સ બાળકને લઇને તેને આલિંગન કરતાં થાકતી નહતી; અને તે બાળક હસે ત્યારે તે જોવા મીનાડેને કહેતી.

શિક્ષક—મને કાંઇ પણું આશ્ચર્ય જેવું લાગતું નથી. તેને તમે સાકરીઆ ચણા ખાવા આપો. આપણે મોટી ઉમરના માણસો બીજા માણસનું મન લલચાવવું હોય છે ત્યારે સાકરીઆ શબ્દ વાપરીએ છીએ ને બાળકો બીચારા ફક્ત સાકર જોઇનેજ લલચાય છે. આ બાબતમાં મોટા માણસો કરતાં છોકરાં ડાહયાં ખરાં કેની!

કાનસ્ટન્સ—આ છોકરાના અવયવ કેવાં સારાં છે આંખો પણ કેવી સુંદર છે? પણ આ મારી ભુલ હોય તો કોણ જાણે. પણ મને એવું દેખાય છે કે આ છોકરાની આંખો મારા સ્વામીને મળતી આવે છે.

મીનાર્ડ—કાણુમી મારા શિષ્યની! વરસના છોકરાની આંખો આવીસ વર્ષના માણસની આંખો જેવી હોય એ ઘણી અચંબાની વાત છે.

કાન્સ્ટન્સ—બાપડું ગરીબ છોકરૂં! મને આ છોકરૂં ઘણું ગમે છે! આવું છોકરૂં મને હોય તો કેવું સારૂં થાય?

શિક્ષક—બાઈ સાહેબ-કાળે કરીને સત્ય થઈ રહેશે. જ્યારે અબ્રાહામ-ની સ્ત્રી સારાએ આઇઝાકને જન્મ આપ્યો ત્યારે તેણીની ઉમર નેઉ વર્ષની હતી. હજી તો તમારી ઉમર નેઉ વરસની પણ થઈ નથી.

કાનસ્ટન્સ જ્યારે બાળકને લઇને જોવા લાગી ત્યારે તેને ઘણો આનંદ થયો જે છોકરાનો ચહેરો પોતાના ધણીના ચહેરાને મળતો આવતો હતો તેને લઇને તેનો ચેહરો જોતાં કાનસ્ટન્સને કંટાળો ઉપજ્યો નહી. મીનાર્ડ એની બ્હેનના ઉપર દયાની લાગણીથી જોતો પણ તે જાણી શકયો નહી કે જે છોડીને વીજીલમાં ફ્રેડરીકની સાથે જંગલમાં જોઇ હતી તે આજ મુગી છોડી છે. તે કેવી રીતે જાણી શકે? તેણે મુગીને માત્ર ક્ષણિક પર્યંત જોઇ હશે. ને તે વેળા તેણીના ચહેરાપર પ્રેમનો આનંદ વ્યાપી ચહેરા ઉપર લોહી હોવાથી તે લાલ દેખાતો હતો. તેણીનું મુખ દુઃખ અને આંસુથી સુકાઇને લાકડાં જેવું તે વેળા થયું ન હતું. બ્હાર ગામ ફરવાના શ્રમ, તેમાં જે દુઃખ આવી પડતું તે સહન કરવું પડયું તે, ને ખાવાનું ન મળેથી અપવાસ કરવાની ફરજ પડતી તે, એ બધા પ્રકારના સંકટથી બાબાપ વગરની મુગી છોડીના શરીરમાં મોટો ફેરફાર થયો હતો. તેમ મિનાર્ડને ખબર પણ ન હતી કે ફ્રેડરીકની રાખેલી આ સ્ત્રી મુગી હશે. તેથી એ એની બેહેન આજ સ્ત્રી હશે એવો સંશય આવવાનું તેને કાંઇ કારણ ન હતું.

કાનસ્ટન્સ—(એની બેહેનને) તને લખતાં આવડે છે? તેના જવાબમાં એની બેહેને ના કહ્યું.

કાનસ્ટન્સ—તને વાંચતાંએ પણ આવડતું નથી! આ નાના બાળકનું નામ જાણવાની મારી મરજી છે.

મુગી આતુરતાથી આસપાસ જોવા લાગી, તે એક ઓરડામાં હતી, જેની બારીમાંથી બાગ દેખાતો હતો; પોતાની જગોએથી ઉઠીને પોતાની પાછળ જવાને કાનસ્ટન્સને નિશાની કરી બતાવી. બાગમાં જઇને તેણીએ એક ઝાડની ડાળી તોડીને તે વડે જમીનપર પોતાના બાળકનું નામ લખી બતાવ્યું.

કાનસ્ટન્સ—શું એવું નામ ફ્રેડરીક ( લખેલું વાંચીને ) ફ્રેડરીક ! શું તારા છોકરાનું નામ ફ્રેડરીક છે ? હવે મને માલમ પડે છે કે હું કેટલો બધો પ્યાર રાખીશ તે. ફ્રેડરીક એ નામ મારા સ્વામીનું છે. ઓઃ મનાડં, આ કેવો ચમત્કાર છે !

શીક્ષક—એમાં ચમત્કાર છે એવું કાંઇ હું ધારતો નથી. માર્ટીન, પીટર, પોલ એવાં નામનાં દુનિઆમાં ઘણાં માણસો હોય છે. તેમ ફ્રેડરીક એ નામના બીજા પણ હોય. મને એક એવું નામ ખબર છે કે તેવા નામનો બીજો કોઇ મળે નહીં, ને તે નામ પલાટસે શોધી કાઢયું છે; એ નામ થીસારૌકાઇસોનીકોકાસીડીસ એ છે; ને મને જો છોકરો હતે તો—જો કે એ શબ્દ બોલતાં ઘણીવાર થાય છે છતાં—એવું નામ હું તેને આપને.

કાનસ્ટન્સે એ બાળકને હાથમાં લઇ તેને છાતી-સરસું દાબ્યું. તેણી ફ્રેડરીક એ નામથી તેને બોલાવવા લાગી. ને તે નામના જવાબમાં, ખેડુતને ઘેર એજ નામથી એને બોલાવતા હોવાથી તે શબ્દ સાંભળીને પોતે એ શબ્દ તે ખેડુતના ઘરના માણસોને ખોળતો હોય એવું જોઇને બોલતો.

કાનસ્ટન્સ—મેં નિશ્ચય કીધો છે કે આ બાળક મારા સ્વામીને બતાવવું ! એમ કેટલોક વખત વિચાર કરી, એની બહેન પાસે જઇ તેણીનો હાથ ઝાલી તેણીની નીશાની નીરખી જોઇ તે સમજવાનો યત્ન કરવા લાગી. તેણી બોલીઃ—" તું ક્યાં જવાની છે" ? અરે રામ તેણીને તે ખબર નથી. "બાપડી ગરીબ બાઇ ! તને મા બાપ કોઇ મિત્ર નથી ? " તે મરી ગયાં છે ? ને આ બાળકનો બાપ તારો વર તે શા માટે તારી સાથે આવ્યો નહીં ? અરેરે ! આનો રડે છે ! તેણે તારો ત્યાગ કીધો શું ? આવી કમનસીબ સ્ત્રીને અને આવા સુંદર બાળકને છોડી જવું એ કેવું કૃતઘ્નીપણું છે ? ખરેખર તે ઘણો ક્રૂર સ્વભાવનો માણસ હોવો જોઇએ. પણ બાઈ, ધીરજ રાખ, તારાં આંસુ લુછી નાંખ, પણ હું તારો ત્યાગ કરવાની નથી ! તારો છોકરો અને તું એ બન્ને જણની સંભાળ હું રાખીશ એવો મેં નિશ્ચય કીધો છે. પણ તું હમને છોડીને જતી નહીં. તું હમારી પાસે અહીં સુખેથી રહેજે. તને દરજણના કામપર મુકીશું ને કસીદો કાઢતાં હું પોતે તને સીખવીશ. ને આ છોકરો મારો પોતાનો હોય એવી રીતે એનું લાલન પાલન કરીશ. મારો વર

દયાળુ, ઉદાર ને ધર્માત્મા છે. ને મને ખાતરી છે કે આ મારા કૃત્યને માટે મારા ઉપર દોષ મુકશે નહીં. વળી આ બાળક એને ગમશે અને તને દુનિઆમાં ભીખ માગવા જવા દેનાર નથી, કેમ બેહેન, હું કહુંછું તે તું સાંભળે છે કે ? બહેન, રડ નહીં, ને આ બાળકને જોઈને મનમાં દીલગીર ન થા ? તું એમ જાણજે કે આજથી તું દરિદ્રતામાંથી છુટી છે. કેમ મો. મિનાર્ડ, હું શું કહુ છું તે જોયું ? ખરે ! આ બાઇ તો મને પગે પડે છે, મારા હાથપર ચુંબન કરે છે, જાણે હું કોઇ દેવી નહી હોઉં. આપણી પાસે પૈસો હોય ને તેનો સન્માર્ગે જો ઉપયોગ થઇ શકતો નથી તો તે પૈસો શા કામનો ?

શિ૦—બીજાનું કલ્યાણ કરવું એ આપણા શાસ્ત્રનું ફરમાન છે બાઇ સાહેબ. પણ એમછે કે તમારા જેવું એ કહેવત પ્રમાણે આજે ચાલેછે કોણ?

કાનસ્ટન્સ—આ બાઇને માટે એક જુદો ઓરડો તૈઆર કરવાનો હવે આપણે વિચાર કરવો જોઈએ. આટલા બધા શ્રમ વેઠયા પછી વિશ્રાંતિ લેવાની જરૂર હોવી જોઇએ. આપણે એને કયાં ઉતારો આપીએ વારૂ ? ઠીક મને સાંભર્યું. આ મકાનનો જે ભાગ આગળ આવેલો છે ને જે બાગમાં ઉન્હાળાની હવા લેવાનું જે ગૃહ બાંધ્યું છે તેના તરફ આવેલી ઓરડીઓ તે બાઇને આપીએ તો ઠીક પડશે. એ ઓરડીઓ વાંચવા માટે લેવાનું મારા ધણીના મનમાં હતું. પણ લખવું વાંચવું એ પોતાની ઓરડીમા કરી શકશે. મો. મીનાર્ડ આટલું કામ તમારે કરવું તે જોઇએ કે એ ઓરડામાં નોકર પાસે એના ઉપયોગમાં આવે એવી રીત ગોઠવણ કરી આપવી. માંડવામાં એક બીછાનું આજે એને માટે મુકવુ જોઇએ. કે આજેજ બીચારીને સારી ઉંઘ આવે, અને કાલે આપણે ઓરડીઓ તૈઆર કરવાનું કામ કરીશું, ત્યાં માંડવામાં એકાંત છે એટલે સારી ઉંઘ આવી જશે, ને તેની નજરમાં આવે તેમ સવારના પોહોરમાં આ બાઇ પોતાના છોકરાને લઇને બાગમાં ફરતી.

મીનાર્ડ જઇને બાગના બંગલામાં એની બેહેનને માટે ઉતારો તૈઆર કરવાનો નોકરોને હુકમ આપ્યો. તૈઆર કરતાં જે વખત લાગ્યો તેમાં કાનસ્ટન્સ એની બેહેનની પાસે બેસી રહી. પોતાનું કલ્યાણ ઇચ્છનારને કૃતજ્ઞતા કેવી રીતે બતાવવી તે જાણતી ન હતી. પરંતુ એની બેહેનના મોંઢાપરથી તે ઘણી ખુસી થઇ છે એવું સ્પષ્ટ જણાઇ આવતું. જેમ જેમ

વખત પસાર થયો તેમ તેમ એની બેહેન અને કાનસ્ટન્સની વચ્ચે પ્રીતિ વાઝતી ગઇ. કારણ ગરીબ ભીખારીઓ તકરાર કરીને ધર્મ કરનારા માણસોને પજવીને દયા કરવાની લાગણી ઉશ્કેરે છે પણ દયા ન કરતાં કેટલાક લોકો તિરસ્કાર કરી એવા ભીખારીઓને કાઢી મુકે છે તેવી સ્થિતિ ન હતી, એની બેહેન તો બીકણ અને શરમાળ હતી. કાનસ્ટન્સ આટલી બધી મમતા બતાવે છે તે જોઇ એની બહેન અચંબામાં પડી ને તેણીના અંતઃકરણમાં જે કૃતજ્ઞતા હતી તે તેની આંખમાંથી જણાઇ આવતી. વળી તેણીનામાં અને તેણીના પેહેરવેશમાં એવું કાંઇ ન હતું કે તેની કંગાલ અવસ્થા છતાં તેણીને જોઇને તેણી કાંઇ નીચા ખવાસની નેતીચી સ્થિતિની સ્ત્રી હોય એવી લાગે.

કાનસ્ટન્સ—જેમ જેમ તને હું જોઉં છું તેમ તેમ મને અચંબો લાગે છે કે તારા જેવી ભલી બાઇનો કોણ ત્યાગ કરી શકે? તારો ચેહેરો નાજુક અને તે જોઇને કોઇને પણ આનંદ ઉપજે એવો છે, તારી આંખોમાં નરમાશ અને ગરીબાઇ દેખાઇ આવે છે. જો તને સારાં કપડાં પહેરાવ્યાં હોય તો તું સ્ત્રિયોમાં એક નંગ દીપી નીકળે એવી છે! ને મારા વાહ્લા બાળક! તારી કેવી સંભાળ રાખવી તે હું જાણી શકતી નથી.

મી. મીનાર્ડ પાછા આવી કાનસ્ટન્સને કહ્યું કે એની બહેન અને તેના બાળકને માટે બાગના બંગલામાં સર્વે તૈયારી થઇ છે. કાનસ્ટન્સ તે ગરીબ બાઇનો હાથ ઝાલી તેણીના મુકામપર લઇ જઇ ત્યાંના ઓરડાઓ જાતે તપાસી જોયાં કે એમાં કાંઇ હજી કમતરતા છે કે નહીં. અને એની બેહેન શ્રમથી થાકી ગઇ હતી તેથી ઉંઘ લેવાની એટલી બધી જરૂર હતી કે તેણીને ત્યાં ઉંઘ લેવા દેવા તેણીને ત્યાં મુકીને પોતે ચાલી ગઇ. એની બહેને જેણે આટલી બધી દયા કરી તેનો ઉપકાર માનવાને કાનસ્ટન્સનો હાથ ઝાલીને પોતાના હૃદય ઉપર મુક્યો; અને જતાં જતાં કાનસ્ટન્સે મિનાર્ડને કહ્યું કે "હવે ફ્રેડરીક મોડો આવશે તોએ ફીકર જેવું નથી. આપણા ઉપર જ્યારે દુઃખ આવી પડે છે ત્યારે તેમાંથી મુક્ત થવાનો સારામાં સારો રસ્તો એ છે કે જેના ઉપર સંકટ આવી પડ્યું હોય એવા લોકોનું દુઃખ જોઇને પોતાને દિલાસો આપવો એટલે પોતાનું પણ દુઃખ ઓછું થાય છે."

# ભાગ ૨૭ મો.

બીજે દીવસે સવારના પોહોરમાં એની બેહેન નિદ્રામાંથી જાગી ઉઠી. ત્યારે થોડીકવાર સુધી એણી જાણે આ બધું સ્વપ્નામાં જોતી હોય એમ લાગ્યું.

એની બેહેને આટલાં બધાં પ્રકારનાં દુઃખ અને કષ્ટ વેઠયાં. એ દુઃખમાં બાકી એટલુંજ રહ્યું હતું કે તેણી દુખથી મરી ન ગઇ. પોતાને માટે અને પોતાના બાળકને માટે કાંઇપણ વિશ્રાંતિ સ્થાન ન મળવાથી ઉઘાડામાં આકાશ અને પૃથ્વીનું ઘર માની દીવસ ગુજરવા પડયા. તેથી અને પોતાના બાળકનો જાન બચાવવાને માટે એક માના જેટલું દુઃખ સહન કરીને—આ વખતે એક સારા ઓરડામાં આવી પડી કે જેમાં એક ઉત્તમ પથારી સુવાને માટે મળી ને તેની સાથે પોતાનું અને છોકરાનું પોષણ સારી રીતે થશે એવી ઘર ધણીઆણી તરફથી ખાતરી મળી. નહી તો બીજે ઠેકાણે આવા સુખ સાધનો ન મળતાં નિર્દય રીતે તેણીને કાઢી મુકતે, અને આ દયાળુ બાઇએ આટલી બધી આસના વાસના ને હેત પ્રીતિ બતાવી અને તે બતાવવામાં જેણે આટલી બધી મહેરબાની કરી બેવડો ઉપકાર કર્યો—આ સર્વ વાતોથી અત્યંત નિકૃષ્ટ સ્થિતિમાંથી એકદમ વિના પ્રયાસે સ્વર્ગ તુલ્ય સુખમાં આવી પડી તેથી આ સુખના સાધનો જે મળયાં તે ખરાં છતાં એણીના મનમાં સ્વપ્નવત્ લાગતાં હતા, એ કામ કેમ બની શકયું તેના વિચારમાં એની બહેન આવી પડી. તેના આનંદમાં પોતાના બાળકે કેવા આનંદથી કોડી કરી? ને જે ઉતારામાં તે ઉતરી હતી તેના બાગમાં બાળકને ખુલી હવામાં ફરવા લઇ ગઇ. આ કેવી મઝેની જગ્યો છે! આવા સ્વર્ગ તુલ્ય મકાનમાં રેહેવાથી કેવું સુખ ઉપજે છે ને ત્યાં તે બાળક પ્રથમ ચાલતાં શીખી ગયું એ જેઇને માતાને કેટલો બધો આનંદ થયો હશે? ગુલાબના કયારાઓમાં ને ઝાડની ઘટામાં નાનો ફ્રેડરીક થોડા દીવસ પછી દોડવા લાગ્યો. જ્યારે દોડતા જતાં અટવાઇને પડી જતો ત્યારે તેના પગ નીચેની જમીન નરમ હોવાથી ખસી જતી તેને દુઃખ ન થતાં તે પાછો ઉઠી, હસીને પોતાની તરફ જોતો એટલે માતા દોડતી જઇ તેને પાછા દોડવાનું કહેતી.

ફ્રાનસ્ટન્સ પણ સવારના પોહોરમાં જાગૃત થઇને ઉઠી; આખી રાત

તેણીને એની બેહેન અને તેના બાળક વિશે વિચાર આવ્યા કીધા. તે બન્નેનું ભલું શી રીતે થાય એજ વિચાર કરતાં આખી રાત નિરાંતે ઉંઘ ન આવી; જેમ દુઃખમાં અને સંકટમાં પડેલા માણસને નિરાંતે ઉંઘ આવતી નથી તેમ આરામી અને સદગુણી માણસથી પણ નિરાંતે ઉંઘાતું નથી. અને ઘણું કરીને એહવું બને છે કે પુરૂષના કરતાં સ્ત્રીઓ જો કાંઇ કામ માથે લે છે તેમાં ઉત્સુકતા અને ઉમંગ રાખે છે. જો કે સાધારણ નની સાડીને કોર દેવી હોય છે અથવા એવુંજ કાંઇ કામ કરવું હોય છે તો હમેશાં તેના વિચારમાં પડીને તેમાં નિમગ્ન થઇ તે તૈઆર થયું નથી ત્યાર સૂધી તેમને જરા ચેન પડતું નથી તો આવા પરમાર્થી ઉંચા કામ કરવામાં કેટલો બધો ઉમંગ ને તન મન ધનથી તે કામ પાર પાડવામાં ઉત્સુક થતી હશે વારૂ ? હા. સ્ત્રીજાત તું ખરેખર એક દેવલોકની પરી છે.

વાઇકાઉંન્ટેસ-ડી-મોંટ્રેવીલ પોતાના પરોણાને મળવા બાગમાં ગઇ. બાગમાં એક ખુણામાં ઝાડની નીચે એની બહેન અને તેણીનું બાળક એ બન્ને જણને બેઠેલાં જોયાં; બાળક પોતાની માતાના પગ આગળ રમતું હતું. જ્યારે એની બાહેનની નજરે કાનસ્ટન્સ પડી ત્યારે તેણી મળવા ગઇ, તેણીનો એક હાથ ઝાલી થોડીવાર લગણ પોતાના હૃદય ઉપર મુક્યો.

કાનસ્ટન્સ—કેમ તું ઉઠી છે કે? રાતના ઉંઘ ખુબ આવી હતી કે નહીં? ઠીક ત્યારે ! એ ઠીક થયું. આટલી બધી વિશ્રાંતિ લેવાની ઘણી જરૂર હતી! આ બાળક મારા તરફ જોઇને કેવું હસે છે ? જાણે તે મને ઓળખતું હોય. ચાલ મારી સાથે હું તુને મારા કપડાં પહેરવા આપું. મને ખાતરી છે કે તે તને બંધ બેસતાં આવશે. કારણ આપણે ઘણું કરીને ઉંચાઇમાં સરખા છીએ. તું ના કહેશે તે ચાલવાનું નથી મારે ઉતાવળ કર, નહી તો હું તારા ઉપર ગુસ્સે થઇશ!

કાનસ્ટન્સ એની બેહન અને તે બાળકને પોતાના મહેલમાં લઇ ગઇ. ત્યાં જઇને પોતાનાં સારાં કપડાં તેણીને પહેરવા માટે કાઢી આપ્યા. આ નવા કપડાં પેહેરીને એની બેહેન પાછી મનોવેધક બની ગઇ. તેનું કઢંગાપણું અને ગભરાટ જ્યારે કોઇ કપડાં અંગે બેસતાં ન આવે એવાં કપડાં પહેરે છે ત્યારે જે વિલક્ષણતા માલમ પડે છે તેમ તેણીને લાગ્યાં નહી.

કાનસ્ટન્સ—આ બાઈ તો ખરેખર રૂપાળી દેખાય છે, એમ કહી

પોતાની ચાકરડીને બોલાવીને તેણીને એનીબેહેનનો સાદો પણ ઉત્તમ પ્રકારથી ચોટલો વાળવાનો હુકમ કીધો. હવે કેવી સારી દેખાયછો અને થોડા દીવસમાં તેનો થાક બીલકુલ ઉતરી જશે ને તેણીના ગાલ ઉપર ગુલાબી રંગ આવશે ત્યારે આના કરતાં પણ વધારે સારી દેખાશો! બેહેન તું આરસીમાં જોવાને શરમાતી નહીં હો! આપણે સુંદર હોઇએ તે માટે આપણે શું શરમાવવું જોઇએ?

એમ કહી કાનસ્ટન્સ એની બેહેનને આરસી આગળ લઇ ગઇ. થોડી આનાકાની કીધા પછી મુગીએ પોતાનું મોઢું આરસીમાં જોયું; પણ થોડીવારમાં તેણીને હીંમત આવી અને હસવું આવ્યું. ખુસીની લાગણી મનમાં થવાથી ચેહરો તેજસ્વી બની ગયો; એવી કોઇ દુનિઆમાં બાયડી હશે કે જે પોતે સુંદર કેમ દેખાશે તે જાણતી ન હોય? પોતાનો ચેહેરો આરસીમાં થોડીવાર જોયા પછી એની બહેને વાઇકાઉંટેસ (કાનસ્ટન્સ) ના પગ આગળ પડી તેણીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કીધા.

કાનસ્ટન્સ—(તેણીને ઉઠાડવા માટે તેણીનો હાથ ઝાલીને) તું મને પગે પડે છે એ કાંઇ શોભતું નથી. મારી તો એટલીજ ઇચ્છા છે કે તું મારાપર હેત રાખીને સુખી થાય એટલુંજ મારૂં કેહેવું છે. આ બાળકને માટે મારો વિચાર પુછે તો મેં ઠરાવ કીધો છે કે એને પણ સારો પોષાક પેહેરાવવો; ને તેને જે જે જોઇશે તે લાવવાને માટે હું માણસને પારીસ મોકલું છું.

મોનશર મીનાડે તો એની બેહેનને ઓળખતોજ ન હતો તેથી તેને માટે કાંઇ પણ વિચાર ન કરતાં સુખેથી આખી રાત ઉંઘ કાઢી સવારમાં ઉઠીને રસોડા આગળ ભટકવા લાગ્યો. ને આગલી રાત્રે એની બેહેનને જોઇ હતી તે કરતા તે અત્યારે જુદાજ પ્રકારની જોવામાં આવી.

કાનસ્ટન્સ ( શિક્ષકને ) વારૂં મિનાડ, તને હવે એની બેહેન કેવી દેખાય છે !

મિનાડે—બાઇ સાહેબ, એ એવી તો સારી દેખાય છે કે હવે જાણે ઓળખાતીજ નથી.

કાનસ્ટન્સ—તેણીએ જુનાં વસ્ત્ર પહેરેલાં હતાં ત્યારે તે કેવી કંગાલ હાલતમાં દેખાતી હતી ?

શિક્ષક—એટલી વાત તો ખરી કે માણસ ઉપર જ્યારે દુઃખ આવી

પડે છે ત્યારે તેનું સ્વરૂપ જેવું ને તેવું રહેતું નથી, પણ તે બગડે છે. એ શિવાયે, સાફ સફાઇથી સુંદરતાંમાં વધારો થાય છે. જ્યારે આપણે મેલાં કપડાં પહેરીને જમવા બેસીએ છીએ ત્યારે આપણને ભોજન ભાવતું નથી; ને દારૂ ગમે એવો ખરાબ હોય ને પ્યાલામાં ભરેલો હોય તે કરતાં ગલાસમાં ભરેલો હોય ત્યારે કેવો મનને લલચાવે છે. ? તેવી આ બાબતની વાત છે.

એની બેહેનને જે વાતે સુખ થાય એવી ગોઠવણ કરવામાં કાનસ્ટન્સે આખો દીવસ પસાર કીધો. પહેલો મજલો એવો મઝેનો શોભાયમાન કીધો હતો અને તેમાં એવો સારો ઉંચો સામાન ગોઠવ્યો હતો કે તે જોતાંની સાથે મનને આનંદ થયા વિના રહે નહી. અને કાનસ્ટન્સના હુકમથી એક સારૂં ઘોડીયું આણીને એની બેહનની પથારી પાસે મુકયું હતું. બારીઓમાં ફુલોના કુંડા મુકયા હતાં; એની બેહેનની આંખે સારૂં લાગે માટે એ ગોઠવણ કાનસ્ટન્સે જાતે કરી હતી. ચોપડીઓ અને સંગીત તેણીને કાંઇ કાંઇ કામનું ન હતું; બીચારી જુવાન છોડીને બીજી સ્ત્રીઓની પેઠે મન રંજન કરી લેવાની શક્તિ ન હતી. માટે જેથી તેના મનને સંતોષ થાય એવી ચીજોની ગોઠવણી કરવાની જરૂર પડી. આટલી બધી મહેરબાની થઇ હતી તેના બદલામાં તેનો ઉપકાર માનવા આની બહેનને આવડતું ન હતું. મુગીને આ ગોઠવણ જોઇને જે આશ્ચર્ય પેદા થયું તેનો વિચાર કરતાં તેણીના મનને ગમત મળતી. તેમાં મુખ્યપણે કરીને પીઆનો સાંભળતાં તેણીની આખોમાં વખતે પાણી આવતું. વાજાના સરોદની સાથે અવાજ સામેલ કરતી. ને તે અવાજ પ્રથમ સાંભળીને એની બહેન ઘણી ખુસી થતી. વાજીંત્રના મંજુલ અવાજથી એણીના મનપર એવી તો સજડ અસર થઇ કે જે તેણી છુપાવી શકી નહીં. જ્યારે તેણી કાનસ્ટન્સને ભરત કામ કરતાં અગર સીવતા જોતી ત્યારે એવાં ઉપયોગી હુનરો પોતાને આવડતા નથી જાણી મનમાં પસતાતી હતી. પરંતુ તે કામો કરવા માટે સિખવવાનું કાનસ્ટન્સે પોતાને માથે લીધું તેથી પોતાનું ભલું કરનારની મમતાથી કોઇ હુન્નર શીખી લેવાનું તે બાપડીના મનમાં એટલુ તો હતું. કે થોડીવારમાં તેણી જે નજરેથી જોતી તે પોતાને કરતાં આવડી ગયું.

આ પ્રમાણે એક અઠવાડીયું પસાર થયું. અને દીવસે દીવસે કાનસ્ટન્સની એની બહેન અને તેણીના પુત્ર ઉપરની પ્રીતિ વૃદ્ધિગત થઇ. બા-

જોઇ પણ કાનસ્ટન્સને ચાહવા લાગ્યું ને તેના બદલામાં કાનસ્ટન્સ તેની ઉ-પર માયા કરવા લાગી. એની બહેન હમેશાં ધ્યાન આપી, ને ઉપકાર માનીને તેણીની આજ્ઞા પ્રમાણે ચાલીને એવું સિદ્ધ કરવાનો યત્ન કીધો કે તેણીએ મુગીના ઉપર જેટલા ઉપકાર કીધા હતા તે પોતે મનમાં સારી રીતે સમજતી હતી.

હમે કહ્યું કે એક અઠવાડીયું પસાર થયું; પછી એક દીવસે સહવારે ડયુબર્ગ ત્યાં આવી પોહોંચ્યો ત્યારે કાનસ્ટન્સ અને એની બેહેન બાગમાં ફરતાં હતાં. ત્રણ માસના વચ્ચેના ભાગમાં તે આવ્યો હતો. તેણીનો વર કાંઇ વખતે પ્રસંગોપાત ડયુબર્ગની રીતભાતના ઉપર વાત કરતો ત્યારે તેના મોંહમાંથી જે ટીકા નીકળી જતી તે ઉપરથી તેણી ડયુબર્ગ જલદી આવ્યાથી અચંબામાં પડતી.

કાન્સ્ટન્સ—આનશર ડયુબર્ગ, ભલે પધારયા. મારા સ્વામીને તમે કહ્યું હતું જે હું તમારી ગેરહાજરીમાં તમારે ઘેર જવા આવવાનું રાખીશ. ને તમે તમારૂં આપેલું વચન પાળ્યું નહીં માટે હું તમારા ઉપર ગુસ્સે થઇ છું.

ડયુ૦—( હસીને ) બાઇ સાહેબ. જે મિત્ર પોતાનું કૃત્ય કરીને તમને અચંબામાં નાંખે એવો મિત્ર હું નથી. પરંતુ તમને ગુસ્સો લાગે એવું જરાપણ મારી તરફથી કરવું બન્યું હોય તો હું ત્રણ માસની આખર સુધી તમારી પાસે રહીશ. એટલે જો જરૂર હોય તો વરસ આખર થાય ત્યાં સુધી રહીશ.

કાનસ્ટન્સ—તમને હું કાંઇ અત્રે નવું દેખાડું છું, હાલમાં મારે ત્યાં પરોણા દાખલ એક બાઇ આવીને રહી છે! ફ્રેડરીકની ગેરહાજરીમાં એની સાથે મારી ઓળખાણ થઇ છે.

ડયુ૦—એમ કે ? તમારો વર તે માટે ગુસ્સે થાય એમ હું ધારતો નથી.

કાનસ્ટન્સ—હું પણ તેવીજ આશા રાખું છું.

મી૦—મારા વાહલા ડયુબર્ગ, બાઇ સાહબે એક ગરીબ બાઇ અને તેણીના એક નાના બાળકને આશ્રય આપ્યો છે. તે બાઇ સાહેબ કહેતાં નથી; કારણ તે બાઇ સાહેબ પોતાના સારા કૃત્યથી ફુલાઇ જાય એવાં નથી.

કાનસ્ટન્સ—( હસીને ) મીનાર્ડ તમે વચમાં બોલશો નહીં; શું

તે બાઇને માટે જેટલું મેં કીધું છે તે કરવું યોગ્ય નથી શું ? એ સિ-વાય મારે બીજો કયો ધર્મ કરવો જોઇએ.

મી૦--હું કબુલ કરૂંછું કે તેણી મોજાં ગુંથતાં સારૂં શીખી છે. ને હું આશા રાખુંછું કે હું તેણીને વાંચતાં શીખવી શકીશ.

કાનસ્ટન્સ--મોનશર ડયુબર્ગ, એ બાઇ કેવી મઝાની હવે દેખાયછે! ને તેણીનો બે વર્ષનો છોકરો પણ ઘણો સુંદર છે !

ડયુ—ઓહો ! વળી તેને છોકરો પણ છે કે !

કાનસ્ટન્સ--હા. હું ધારૂંછું કે તમે એ છોકરાને જુઓ તો તમને એ ગમ્યા વગર રહે નહીં. પણ મને ખાતરી છે કે એ છોકરો કોના જેવો દેખાય છે તે તમને તરત જણાઇ આવ્યા વિના રહેશે નહીં. હું એ બંનેને અહીં તેડી લાવુંછું.

ડયુ૦—( કાનસ્ટન્સ તેડવા ગયા પછી ) ઘણી માયાળુ બાઇ ! તેણી-ની સાથે રહેતાં ફ્રેડરીક કેટલો બધો ખુસી થવો જોઇએ ! પણ શું કરીએ હજી એ પાછો આવ્યો નથી.

મીનાર્ડ—મારા વહાલા ડયુબર્ગ, પહેલાં કામ, પછી બીજું બધું. ! તપકીર સુંઘતી હોય તો લે આ દાબડી. મારા શિષ્યને પોતાની સ્રીનાં સબબથી ઘણી મીલકતો જાતે તપાસવી પડે છે;

ડયુબર્ગ--ને તે શા માટે પોતાની સ્રીને લઇને જતો નથી. ને પોતાના ધણીની સાથે જવા ખુશી છે તે વાત તને ખબર નથી કે.!

મીનાર્ડ--હું કાંઇ તેમ કહેતો નથી., "તપકીર તો સારી છે; તમે એકજ ઠેકાણેથી ખરીદ કરોછો !

ડયુ૦—જો ફ્રેડરીકના પ્રવાસમાં કાંઇ નવું જુનુ ન બને તો હું જા-ણું છું કે જો એનાથી એની બાઇડીનું જરા મન દુખાય તો ફ્રેડરીકને ચેન પડે એવું નથી. ને વળી હું એમ જાણું છું કે જો તેણીના આંખમાં જરા આંસુ આવે તો ફ્રેડરીકના જેવા માણસનો તો જીવજ જતો રહે.

મીનાર્ડ—હું તને કહુ છું કે ફ્રેડરીક તો પોતાની મિલકત તપાસવા માટે પ્રવાસે ગયો છે. તો શા માટે તું આટલું બધું બોલી બતાવે છે ! અને પછી તું તારી બાબતો માટે બોલે તેની મને કાંઇ હરકત નથી, હવે તને ડોમીનોની રમત રમતાં આવડે છે કે?

ડયુ૦—તારા કરતાં તો હું વધારે સારી રીતે રમી જાણું છું: પણ

ચાલ આપણે કાન્સ્ટન્સ પાસે જઇએ. જે બાઈની આટલી બધી કાળજી એ રાખે છે તે બાઇને જોવાની મારી ઘણી ખુશી છે.

મીનાર્ડ–એ બાઇ નહી ગમે એવી કાંઈ નથી. જો એ બાબત વાત કરીએ તો એમાંથી તકરાર ઉભી થયા વિના રેહે નહીં. પરંતુ જો વાતજ ન થાય તો લઢાઇ થવાનું કાંઇ કારણ નથી. આ વાતમાં તકરાર કરવી નહીં જોઇએ, કારણ મીનાર્ડના તર્ક–શાસ્ત્રના વાકયો તરફ ડયુબર્ગે કાંઇ લક્ષ આપ્યું નહી એટલામાં તો ડયુબર્ગે બાગમાં જઇ કાન્સ્ટન્સને તે બાઇના બાળકને હાથમાં લઇને આણીગમ આવતી જોઇ. તેણીની સાથે એક જુવાન બાઈ સભ્ય રીતે સફેત ગાઉન પેહેરીને વાળ બરાબર હોળીને પાછળ આવતી હતી. એવું જોઇને ડયુબર્ગ તેમની પાસે ગયો. તે ગરીબ મુગી બાઇએ ડયુબર્ગને જોયો. તેણી તેની પાસે દોડતી ગઇ, તેનો હાથ ઝાલીને ઘણીજ આતુરતાથી તેના મોં સામું જોવા લાગી. એ જોઇને ડયુબર્ગ તો ત્યાંનો ત્યાંજ સજ્જડ થઇ ગયો. કારણ તેણે સારી રીતે એ બાઇ એની બેહેન છે એવી ઓળખી કાઢી.

તે મુગીને આવા પોષાકમાં ને કાનસ્ટન્સની સાથે ચાલતી જોઇને ઘણાજ આશ્ચર્યતામાં પડેલા ડયુબર્ગ પાસે કાનસ્ટન્સ જઇને બોલી—ઓ ઇશ્વર આ વળી શો ચમત્કાર છે! તને જોઇને તેણીના મનમાં વળી શું! થઇ આવ્યું છે? કેવી તારા ભણી જુએ છે! તને નિશાની કરી કાંઇ પુછતી હોય એમ જણાય છે. તેની આંખો તને જાણે પુછતી હોય એમ દેખાય છે! આ બાઇની સાથે તારી ઓળખાણ છે?

ડયુબર્ગ—કોણ હું. ના. ના. હું એટલે મેં તેને જોઇ છે–બીજે કોઇ ઠેકાણે, પણ તે વેળાએ એ ઘણીજ જુદી દેખાતી હતી! આ પોષાક ને આવું છોકરૂં! હું તમને ખરૂં કહું છું કે મેં તેને ઓળખીજ નહીં.

ડયુબર્ગ તો ગભરાઇજ ગયો. પોતે શું બોલે છે તેનું ભાનજ રહ્યું નહીં. એની બહેને તેનો હાથ ઝાલી રાખ્યો ને આંખો એવી કીધી કે જાણે એની પાસે કાંઈ માંગતી હોય.

કાન્સ્ટન્સ—(અચંબામાં) શું તું એને ઓળખે છે! પણ તે તારી પાસે શું માંગે છે? તને બોલાવવાની માગણી કરે છે તેમાં તેનો શો હેતુ છે તેની તને સમજણ પડે છે?

ડયુ૦—બાઈ સાહેબ, હું તમારી ક્ષમા માગું છું. હું હમણાં સમજ્યો!

આ બાઇના ઉપર પ્યાર કરનારો કોણ છે તે હું જાણું છું; ને એના પ્યારાનું શું થયું તે મારી પાસેથી જાણવા માગે છે.

કાનસ્ટન્સ—ત્યારે તેને તું જવાબ આપ. જો કે તેણીના આંખમાંથી આંસુ પડે છે?

ડયુ૦—તેણી સાંભળીને રાજી થાય એવું મારી પાસે કાંઇ કહેવાનું નથી. તેણીનો પ્યારો પારકા દેશાંતરમાં ગયો છે, ને હું ધારૂં છું કે હવે એ આપણી નજરે કોઇ દીવસ પડવાનો નથી! (પછી એની બહેનને કહેવા લાગ્યો) તેનું શું થયું તે હું જાણતો નથી. તારી પેઠે હાલમાં મેં એને જોયો નથી. ને તેથી મારી વાહાલી બાઇ, તેને તું હવે ભુલીજા.

ડયુગર્ગના મોઢામાંથી જે શબ્દ નિકળ્યા તેમાંનો એકે શબ્દ જવા ન દેતાં બધું તેણીએ સાંભળ્યું અને માથું નીચું નમાવી દીધું; ને આંખમાં આંસુ આણીને તેણી પાસેની ઝાડીમાં ચાલી ગઇ ને ત્યાં જઇને પોક મુકીને રડવા લાગી.

કાનસ્ટન્સ—ગરીબ બાઇ! અરેરે! જે તેણીને છોડીને ચાલ્યો ગયો હશે તેના ઉપર હજી પણ એ કેવી પ્રીતિ રાખે છે! પણ કયા દુષ્ટે તેણીની ગરીબાઇ અને જુવાનીનો લાભ લીધો હશે?

ડયુ૦—બાઇ સાહેબ, તે માણસ એક ચીતારો હતો એમ હું ધારૂં છું. ને પોતાના ધંધામાં કુશળતા મેળવવા માટે પ્રવાસ કરતો હતો. એવું બન્યું કે તે એની બેહેનને (એ આ બાઇનું નામ છે) મળ્યો; એ બાઇ કોઇ ગરીબ ખેડુતની છોકરી છે. ને જાણ્યા પ્રમાણે એના માબાપ ઘણા પ્રમાણીક ખેડુત હતા. પણ તેણીના કુટુંબની મને બરાબર ખબર નથી; પણ ટુંકામાં, મારો મિત્ર તેણીને ભાગીને તેણીના પ્રેમપાશમાં પડયો. એવા ચીતારા લોકોને ઘણો સારો તર્ક કરતાં આવડે છે; ને તેમના વચ્ચે જે પ્રીતિ બંધાઇ તેનું પરિણામ એ આવેલું છે કે આ બાઇએ એક બાળકને જન્મ આપ્યો. આટલીજ વાત મને ખબર છે; કારણ તે બાઇને મારા જન્મારામાં માત્ર એક વખત મેં જોઇ છે, ને તે પ્રસંગે હું મારા મિત્ર સાથે ફરવા ગયો હતો.

કાનસ્ટન્સ—આ વાત મારી નજરે તો ઠીક માલમ પડતી નથી. પણ તમે લોકો આવી વાત હલકી જેવી ગણો છો. એક બાઇના ભવિષ્યનો નાશ કરવો—તેણીને દુઃખ અને નિરાશા આપીને તેણીને છોડીને

આવ્યા જતું—એમ તમે લોકો હમેશાં ગમતને ખાતર કરો છો ને તેમ મોટી બહાદુરી કરી મોટા ગર્વ માનો છો!

ડયુ૦—બાઇ સાહેબ—હું ખાત્રીથી કહું છું કે મારા આખા જન્મારામાં આવી વાત બની નથી.

કાનસ્ટન્સ—હું કાંઇ તમને કહેતી નથી પણ સાધારણપણે બધાજ માણસોની વાત કરૂં છું. પરંતુ મારી ખાત્રી છે કે મારો પ્યારો ધણી ફ્રેડરીક તને ખાત્રીથી કહેશે કે એ ઉછાછળો નથી. તે તમારા લોકોના જેવો ખોટે માર્ગે પગલું ભરે નહી એવી મને ખાતરી છે. કોઇ બાઇના જીવને દુ:ખ થાય એવું કૃત્ય મારા ફ્રેડરીકથી, તેનું અંત:કરણ કોમળ ને માયાળુ હોવાને લીધે, કોઇ દીવસ બને નહીં. વિચાર કર કે એવા અનીતિના કૃત્યથી કેવા મોટા ભયંકર પરિણામ થાય છે ! આ ગરીબ બાઇ પોતાનું અનિતી ભરેલું કૃત્ય કરવાથી શરમાઇને મા બાપના ઘરમાંથી નિકળીને પોતાની જન્મ ભુમીમાં આવેલી દેખાય છે. પાસે કાંઇ નથી ને ગુજરાનનુ સાધન નથી. આ જગતમાં જે ઇંદ્રીની જરૂર છે તે તો પાસે મળે નહી ને વળી પરાયા માણુસોની આગળ રડીને દયા લાવીને ભીખ માગવી પડે છે. નિરાશ થઇને બચારીને ગામે ગામ ને દેશેદેશ પેટને માટે ભટકતાં ફરવું પડે છે. ને ખાવાને નહિ મળવાથી એ બાઇની ફેરી આખરે દુર્દશા થાય છે. આપણે ધારી શકીએ તે કરતાં એ બાઇના ઉપર ઘણું દુ:ખ પડયું હશે તે જ્યારે મારે ત્યાં પ્રથમ આવી ત્યારે તારા જોવામાં આવી હોત તો તને એની દુરદશા જોઇને રડવું આવ્યા વગર રેહેતેજ નહીં એવી મારી ખાતરી છે. પણ હવેથી તે મારી મિત્રણ થાય છે ને હું હવે તેને જવા દેનાર નથી. ને જો મારાથી તેણીનું સર્વ પ્રકારનું દુ:ખ ટાળી નહીં શકાશે તો હું એટલું તો કરીશ કે તેને કોઇ પ્રકારનું દુ:ખ ન થાય અને તેણીને બે વખતે ખાવા પીવાનું મળે એવી હું જાતે તજવીજ રાખીશ.

ડયુબર્ગે કાંઇ પણ જવાબ આપ્યો નહી, કારણ એની બેહેનને જોયાથી તે તેણીના ભવિષ્યના ઘણા ઉંડા વિચારમાં પડી ગયો હતો.

કાનસ્ટન્સ—તારા આવ્યાથી તેણીને વધારે દુ:ખ થએલું દેખાય છે. તને જોવાથી તેણીનો પ્યારો સાંભરી આવ્યો. થોડીવાર તું હવણાં બાગમાંથી કયે ચાલ્યો જા, એટલે તેણીના મનનું હું સમાધાન કરૂં. જો કે

મને ખાતરી છે કે મારા કહેવાથી તેણીનું દુઃખ કાંઇ ઓછું થવાનું નથી જો એવી સ્થિતિમાં મને ફ્રેડરીક મુકીને ચાલ્યો જાય તો તું એમ ધારે છે કે મને કોઇ દીવસ પણ સુખ મળશે ? પણ તેણીને તો પુત્રનું સુખ છે ને પુત્રને જોયાથી પણ તેણીને સંતોષ મળતો હશે.

નાના ફ્રેડરીકને તેની માના ખોળામાં બેસાડવાને માટે તેણીએ ઉ-ચકી લીધો તે વખતે ડયુબર્ગ દોડતો દોડતો ઘરમાં ગયો, તે બુઢ્ઢા શિ-ક્ષકને ખોળવા લાગ્યો. પણ ડયુબર્ગ એટલો બધો ગભરાટમાં કેમ આવે છે તેનું કારણ મીનાર્ડ સમજી શકયો નહીં.

ડયુ૦—મી. મીનાર્ડ, અલ્યા સત્યાનાશની પાટી વગીજો ! એમ ક-હીને એક કુદકાની સાથે મો. મીનાર્ડની આગળ છાતી કાઢીને ઉભો રહ્યો.

મી૦—શું થયું ભાઇ, શું સ્ટાનિસલાસ રાજાની ગાડી તને પાછી મળી કે શું ? અગર પ્રશિઆના રાજાની તપખીરની દાબડી મળી કે શું ? તું જાણે છે કે એવી એવી તારી વાતો સાંભળી હું કાંઇ હવે ઠગા-વાનો નથી.

ડયુ૦—પરમેશ્વરને ખાતર, ટૈકડી કરવાની તારી ટેવ છોડી દે. જે બાબત હું તને કહેવા આવ્યો છું તે ઘણી ગંભીર પ્રકારની છે.

મી૦—તને પંદર હજાર ફ્રેંક મળ્યા કે શું ?

ડયુ૦—ચુપ રહે હવે, હું કેવો ગંભીરપણે તારી સાથે વાત કરૂં છું તે તું સમજતોએ નથી કે શું ? આ વખતે ફ્રેડરીક અને તેની સ્ત્રી (કાનસ્ટન્સના) સુખમાં ને ચેનમાં એક વાત જીવસટ્ટાની આવી પડી છે.

મી૦—તું કહેછે તે બધી વાત ખોટી નહી હોય તો મારૂં નામ મિ-નાર્ડ નહીં. તું વળી પાછો તારી ઠીશીઆરી મારી આગળ મારવા આવ્યો કે શું ? ને વળી કાંઇ નવું કૌતક ઉભું કીધું કે શું !

ડયુ૦—મો. મિનાર્ડ, મારૂં કહેવું શું છે તે તું જરા સાંભળી લેશ ! એ કેવો ચમત્કાર છે કે તારા જેવા બુઢ્ઢા માણસને જે બાબત કહેવા માગું છું તેની આગાઉથી અગમચેતી થતી નથી!

શિ૦—મો. ડયુબર્ગ, એ વળી મારી ઉમરની સાથે સંબંધ રાખે એવી તે શી વાત તું લાવ્યો છે? તે વાત મને કહેવાની હું તને વિનંતી કરૂં છું.

ડયુ૦—એ બાઇને પોતાના ઘરમાં બોલાવી તેણીને માટે રહેવાની

ગોઠવણ કાનસ્ટન્સને તેં કેમ કરવા દીધી?

મી૦—(જાણે ચોંકયો હોય તેવું બતાવીને બોલ્યો.) કઇ બાઇને ?

ડયુ૦—એની બેહેનને–તે એજ છોકરી કે જેણીને જોઇને આપણા ફ્રેડરીકનું માથું ફરી ગયું હતું તે, જેને માટે એણે હજારો મુર્ખતા ભરેલાં કામો કીધાં તે, ને જેની સાથે એકાંત જંગલમાં એક માસ ઉપર રહેતો હતો તે, જે માણસના ઉપર તે પ્રેમ રાખતો હતો તે, જેને હજી સુધી ચાહે છે (કારણ માણસનું મન આજે કેવું ને કાલે કેવું થશે તેનો કાંઈ ભરોંસો નથી) તે એની બેહેન. જે જંગલમા મુગી છતાં ઝુંપડીમાં વીજીલ ગામડામાં રહેતી હતી તે એની બહેન. હવે તેં ઓળખી ? ને વધારે કહેવડાવવા માંગતો હોય તો જેણીને બાગના બંગલામાં કાનસ્ટન્સે હાલ ઉતારો આપેલો છે તે એની બહેન. સમજ્યો હવે, કે હજી તારે કાંઇ પુછવાનું છે ?

મી૦—ડયુબર્ગ, તું શું કહે છે ? એ બનેજ કેમ ?

ડયુ૦—હજી તેં ઓળખી નહીં ?

શિક્ષક—ના, જે સ્ત્રીને મેં થોડીકવાર એકજ વખત જોઈ ને જેણીને હું કોણ ને મને તે કોણ તે જાણીએ નહીં તેને હું શી રીતે ઓળખી શકું? મને કાંઇ તારા જેવી દરેક છોકરી તરફ ધારી ધારીને જોવાની ટેવ નથી; ને તે મુગી છે એમ હું શી રીતે ધારી શકું? અગર મનમાં સંશય આણી તેના ઉપર શું સંકટો પડયાં તે કોઇએ મને કહ્યું હતું ? ને તેણીના સંબંધની બધી હકીકતો જાણી જોઇને મારાથી છુપી રાખવામાં નહોતી આવી કે ? તમે હાલના જમાનાના માણસો કાંઇ ચમત્કારીક લાગો છો ! મને જો લાટીન ભાષા શીખવેલી ન હોય તો લાટીન ભાષાની સાથે મારી ઓળખાણ થાય એમ તમે ધારો છો ?

ડયુ૦—તે ગમે તેમ હોય પણ તેં હવે એ બાઇને ઓળખી છે.

મી૦—હા. પણ લાટીન ભાષાના શબ્દ ગોખવાને માટે મને સોટીનો માર ખાવો પડયો હતો. ઝેનોફોનનું લેસન આવડયું નહીં ત્યારે સોટીઓ પડીને ફીડ્રસનો પાઠ આવડયો નહીં ત્યારે મારા બન્ને કાનો પકડયા હતા.

ડયુ૦-પરમેશ્વરને હાજર જાણીને થોડાવાર ઝેનોફોન, અને ફીડ્રસને એક કોરે મેલી દે. હું તો એની બેહેનને માટે બોલું છું. જે એની બેહેન ફ્રેડ-

રીકના ઘરમાં આ વેળા ઉતરેલી છે તે.

મી૦—ઘરમાં નહીં પણ બાગના બંગલામાં એમ કહેની !

ડયુ૦—( આતુરતાથી ) જ્યારે ફ્રેડરીક પાછો ઘેર આવશે ત્યારે તેની નજરે આ બાઇ પડશે. તેણીનાં આંસુ, વિચાર, ને લાડ–એ ઉપરથી બધું જણાઇ આવશે. જેને તેણી પ્રેમથી પુજેછે, જેને તેણી વિશ્વાસની મુર્તિ છે એવો ગણેછે, તે ધણી જ્યારે તેની રાખેલી સ્ત્રીના હસ્તપાશમાં જઇ પડશે અને તેણીના છોકરાને કોટી કરશે ત્યારે એ બધું જોઇને કાનસ્ટ-ન્સને કેવું લાગશે તેનો તું જરા વિચાર કરી તો જો. ને તે છોકરો.—

મી૦—હા. હા. મારા મગજમાં એ બધો ચીતાર ચીતરાઇ રહ્યોછે.

ડયુ૦—ત્યારે હવે કેમ કરવું?

મીનાર્ડ—આપણે તો ભાઇ એમાં કશું જાણીએ નહીં.

ડયુ૦—ફ્રેડરીકની સાથે એકજ ઘરમાં એની બહેન રહે તે આપ-ણાથી કાંઇ જોવાવાનું નથી.

મીનાર્ડ–એ વાતમાં મને ઘણો ઘોટાળો પડે છે. પણ તે કેટલી બધી દુ:ખી થઇ જશે! ને વળી તને યાદ હશે કે લીઓનીડાસ જ્યારે થરમાપીલી આગળ એક મોટી અગવડમાં આવી પડયો હતો ત્યારે તેણે પોતાની બુદ્ધિ વાપરી ભયમાંથી પોતાનો બચાવ કીધો હતો,

ડયુ૦—તારે ન સમજવું જોઇએ કે હું તે ગરીબ છોડીને તેના નસીબને હવાલે સોંપીશ, મને માત્ર વરસ દાહાડે સોળસેં ફ્રેંક મળે છે. ને હું આ મારી બધી મીલકત એની બેહેનને આપી દઉં, જેથી ફ્રેડરીક અને તેની સ્ત્રીના પ્રેમમાં એની બહેનના આવવાથી ખલેલ ન પડવી જોઈએ. અરે ! જો જરૂર પડે તો હું તેમ કરી શકું; અગર બધા ત્રિમાસ હું ફ્રેડરીકના ઘરમાં રહીને કાઢું એવો છું. ગમે તેમ થાઓ, હું એવું કરીશ કે એની બહેનને અને તેના છોકરાને રોટલાની તંગી પડવા દઇશ નહીં.

મી૦—મારા વ્હાલા ડયુબર્ગ, તું માણસના જેવું બોલે છે, ને મારી પાસે જે કાંઇ હશે તે હું એની બહેનને આપીશ, પણ લાટીન ભાષા શિ-વાય મારી પાસે આપવાનું કાંઇ નથી; ને એની બહેનને વાંચતાં આવડતું નથી તેથી તે પણ તેના કામનું નથી.

ડયુ૦—ત્યારે આપણે એની બહેન અહીંથી ચાલી જાય માટે તેણીનું

મન આપણે શી રીતે ફેરવીએ?

મી૦—આ કામ તો ઘણું અઘરૂં છે. કાનસ્ટન્સને એની બહેન ઘણી વ્હાલી છે તે તેના કરતાં છોકરાની સાથે તેની વધારે માયા થઇ છે ને પોતાના પિતાને મળતો એ છોકરો આવેછે, ને એ મળતાપણું આવવાનું કારણ શું તે હું હવે જાણું છું.

ડયુ—એ બાબત શી યુક્તિ રચવી તેના ઘોટાળામાં હું પડયો છું, ફ્રેડરીક કયારે આવનાર છે?

મી૦—ઘણું કરીને હજી એક અઠવાડીયું થશે, હજી આપણને ઘણો વખત મળશે.

ડયુ૦—વખતની તું શી વાત કરે છે! અઠવાડીયું જતાં કાંઇ વાર લાગે છે? આ એમ કરતાં અઠવાડીયું ગયું જાણજે. ને જો એ આવી પોંચે ને એની બહેનને જુએતો—

મી૦—તો હું ધારૂંછું કે ફ્રેડરીકની સાથે એની બહેન ન બોલે એવું હું તેણીને કહીશ એટલે થયું.

ડયુ૦—ખરી વાત હું સારી રીતે જાણુંછું કે તેણી બોલી શકતી નથી. પણ તેણીની નિશાનીઓ ને મોઢાના દેખાવ ઉપરથી બધું પોકળ ફુટી જશે.

મી૦—મારા સમ, હું પણ ઘણી વખતે તેણીની નિશાનીઓ સમજતો નથી. સમજવાને ગમે તેટલાં ફાંફાં મારૂં તોએ મને કાંઇ સમજ પડતી નથી.

માથાપર આવેલું સંકટ દૂર કરવાને અને એની બહેન ને તેના છોકરાને ત્યાંથી ખસેડવાની યુક્તિ શોધી કાઢવાને ડયુબર્ગે મીનાર્ડ સાથે એટલી બધી માથાફોડ કરી તે બધી વ્યર્થ ગઇ. ને મોનશર મીનાર્ડ પોતાની તપકીરની દાબડી જોઇ આ ગુંચ કેમ કાઢવી તેના વિચારમાં પડેલો દેખાયો પણ ખરેખર તેતો ગેમપાઇ (ખાવાની ચીજ છે) ઉપર વિચાર કરતો હતો, જે ગેમપાઇની વાની પારીસથી આવેલી હતી ને ખાના ઉપર તે દીવસે પીરસવામાં આવનાર હતી. એની બહેન સાથે તેના છોકરાને તેડીને કાનસ્ટન્સ આવતી હતી. એની બહેનના મોઢા ઉપરથી તેણીના મનમાંના દુઃખનું અનુમાન થઇ શકે એવું હતું; પરંતુ પહેલાના કરતાં તેણી વધારે વૈરાગ્યવાળી ને શાંત હતી. ડયુબર્ગને જોતાની સાથે તેણી હસી પડી; ને કાનસ્ટન્સ પાસેથી છોકરાને લઇને તેના હાથમાં મુકયું,

બાળકને જોઈને ડયુબર્ગ આશ્ચર્ય પામ્યો. કારણ તે છોકરાનું મોઢું ફ્રેડરીક-ના મોઢાની સાથે કેટલું બધું મળતું આવતું હતું તે જોઈને સ્તબ્ધજ બની ગયો.

કાનસ્ટન્સ—કેમ કેવો મઝાનો છોકરો છે !

ડયુ૦—( છોકરાના ઉપર ખોટી મમતાથી કાટી કરીને ) ઘણોજ સુંદર છે.

કાનસ્ટન્સ—કેમ, તેના બાપને મળતો આવે છે કે નહીં ?

ડયુ૦—ઘણોજ મળતો.

કાનસ્ટન્સ—એ ફ્રેડરીકને ઘણો મળતો આવે છે એમજ તમે ધારો છો કેની ?

ડયુ૦—ના. બાઈ સાહેબ, એ ફ્રેડરીકને બીલકુલ મળતો આવતો નથી.

કાનસ્ટન્સ—પણ મને તો એમ લાગેછે. એનું નામ પણ ફ્રેડરીક છે અને એ કારણથી એ બાળક મને વધારે વહાલું લાગે છે.

આ પ્રમાણે બોલીને કાનસ્ટસે છોકરાને હાથમાં લીધો—અને એની બહેન તે તરફ પણ લક્ષ પુર્વક અવલોકન કરવા લાગી. ને ડયુબર્ગ ,જેના મનમાં ઉછાળા મારી રહ્યા હતા તે છુપાવવાને માટે તેણે પોતાનું મોઢું બીજી ગમ ફેરવી દીધું. ત્યાર પછી આખો દીવસ ડયુબર્ગ એની બહેનને ઘ-રમાંથી દૂર કરવાને માટે યુક્તિઓ શોધવામાં પ્રયત્ન કરીને થાકયો; જે જે યુક્તિઓ રચતો તે સર્વ બની શકે એવી લાગતી નહીં. જ્યાં આગળ એની બહેનની આટલી બધી આસના વાસના થતી ત્યાંથી તેણીને બીજે ઠેકાણે શી રીતે લઈ જવાય ? તેમજ તેણીનો છોકરો આટલો બધો લાડકવાયો બની ગયો હતો તેને પણ કાનસ્ટન્સ પાસેથી છોડવીને કેમ બીજી ગમ લઈ જવાય ! જો એની બહેન વિશે કહેવા જઈએ તો તેમ કરવાને તેણી કેમ રજા આપી શકે?ને એમ ધારો કે કદાચ એની બહેન, ડયુબર્ગના કહેવા પ્રમાણે, કાનસ્ટન્સને ત્યાંથી બીજીગમ ચાલી જાય તો તેણીએ કૃત-ઘ્નતા વાપરી એવું કાનસ્ટન્સના મનમાં આવ્યા વિના રહે નહિ ને વળી એનીબહેનનું અંતઃકરણ માયાથી એટલું પીગળી ગયું હતું કે તેની આ-ગળ જઈને ડયુબર્ગ કહે તો એની બહેન તેમ કરવાની સાફ ના પાડે. જો ડ-યુબર્ગ એની બહેનને એવું જણાવે કે કાનસ્ટન્સનો ધણી ફ્રેડરીક છે તો

તેને વિશે એની બહેનના મનમાં કેવી દ્વેષની લાગણી ઉત્પન્ન થાય! મરજી બીજા ગમે તે વિચાર પેદા થાય પણ તે બધાના કરતાં સર્વોપરી વિચાર તેણીનો એ હતો કે ગમે તેમ કરી નિરૂપાએ મારે ફ્રેડરીકને મળવું. એની બેહેન મનમાં એમ સમજતી હતી કે બન્ને જણાએ પીટર્સબર્ગમાં જે પ્રેમ વચનો એક બીજાને આપ્યાં હતાં તે પ્રેમ વચનોથી એની બેહેન અને ફ્રેડરીક હજી બંધાએલાં હતાં; જે બંધનો બે કે વ્યાજબી ન હતાં પણ નિદાન પોતામાં કરતાં વધારે પવિત્ર હતા એવા પ્રેમ બંધનના હકો કાનસ્ટન્સ ભોગવે છે એમ એની બહેનને ડ્યુબર્ગથી શી રીતે કહી શકાય ? એમ કરવું એ બહુ મોટું ડ્યુબર્ગના મનથી જોખમ ભરેલું કામ હતું. ને એ શાસ્ત્રાએ બીજી યુકિતઓ અને યોજના શોધી કાઢવામાં એણે ઘણાંએ ફાંફાં માર્યા પણ તે સર્વે વ્યર્થ ગયા.

ડ્યુ૦—(મિનાર્ડને) એની બહેન કાનસ્ટન્સનું ઘર છોડીને જાય એવી કાંઇ યુકિત તેં સોધી કાઢી કે નહીં ?

મી૦—(તપકીરની સોડમ તાણીને પાંચેક મીનીટ પર્યંત ઉંડો ને ગંભીર વિચાર કરીને) મને તો કાંઇ સુઝ પડતી નથી.

કાનસ્ટન્સની સાથે વાતચીત કરતાં પારીસથી કેટલેક દુર આવેલી ફ્રેડરીકની મીલકતપર એક ઘરમાં એની બહેન અને તેના છોકરાને મોકલી દેવાનું ડ્યુબર્ગે કાનસ્ટન્સને કહ્યું; પણ કાનસ્ટન્સે તે વાત કબુલ રાખી નહીં.

કાનસ્ટન્સ-શું મારે એ જુવાન મુગ્ધ બાઇની સંગત અને જે છોકરાને હું આટલી બધી ચાહું છું તેને પણ મારા ઘરમાંથી કાઢી મુકવાં! તેણી જો મારે ત્યાંથી ચાલી જાય તો બીજા માણસો તેણીને મારા જેવી માયા બતાવશે ? કોઇ દીવસ નહીં. હું તો એણીને મારાથી કોઇ દીવસ વેગળી કરનાર નથી; મારાથી બને તેટલું તેણીનું દુઃખ ઓછું થાય એટલી તજવીજ રાખીશ. દરરોજ તેણીનો ને મારો સ્નેહ વૃદ્ધિ પામતો જાય છે. હું જેટલાં વાનાં તેણીને કરૂંછું તે તારા જાણવામાં આવે તો કેવું સારૂં થાય ! તેણીના મનની ગુપ્ત વાતો મને ખબર છે. મેં કોઇ અયોગ્ય બાઇને આશરો આપ્યો નથી. ને મને ખાતરી છે કે એ માટે ફ્રેડરીક મને ઠપકો દેવાનો નથી.

ડ્યુ૦—(મનમાં પોતાની સાથે) આ કામમાં મારાથી જેટલું બની શકે તેટલું હું કરી ચુકયો; ને એ બાબતપર મારૂં માથું દુખી આવે ત્યાં

સુધી વિચાર કરૂં તોએ હું નથી ધારતો કે મને આજ પ્રયતનમાં જસ મળ-
એની બહેન કાનસ્ટન્સથી હવે કોઈ ઉપાયે પણ છુટી પડે એમ નથી;
પણ હવે આપણે શાંતતા રાખી, શું થાય છે તે મુગે મોઢે જોયા કરવું
એટલું રહેલું છે, હવે મારા હાથમાં એટલું કરવાનું છે કે ફ્રેડરીક પાછો
આવે ત્યારે તેને અગાઉથી આપણે એની બેહેન વિશે વાત કરી ચેતાવ-
વો; પછી એ શું કહે છે તે જોઈશું.

સાંજરે કાનસ્ટન્સે ડયુબર્ગને કહ્યું—મારી એવી ઈચ્છા છે કે વાદ્યના
અવાજથી એની બહેનના મનપર કેવી ખુશીની અસર થાય છે તે તારે
જાતે જોવી. જ્યારે હું ગાવા બેસુંછું અગર પીઆનો વગાડવા બેસું છું
ત્યારે તેણી બોલવાનું ઘણુંએ મન કરતી હોય એવું જણાય છે.

કાનસ્ટન્સે એની બેહેનનો હાથ ઝાલી પીયાનો વાદ્ય આગળ લઈ જઈ
તેને એક ખુરસી ઉપર બેસાડી; પેહેલા કરતાં આ વેળા તેણી વધારે દીલ-
ગીરીમાં હતી. ડયુબર્ગને જોઈને તેણીને પોતાનું દુઃખ સાંભરી આવ્યું.
કાનસ્ટન્સને જોઇને તેણી હસીને ખુસી થવાનો પ્રયત્ન કરવા લાગી. કાનસ્ટ-
ન્સે પીઆનો–વાદ્ય ઉપર ગીત ગાયાં ને બોલી, "પણ મારા ધણીને જે ગીત
ઘણુંજ ગમેછે, ને જે ગીત મારા લગન થયા અગાઉ મારી પાસે ગવડા-
વતો, તે ગીત તો મેં હજી ગાયું નથી.

કાનસ્ટન્સ ફરીથી એકવાર પીઆનો–વાદ્ય તરફ જઇ ગાવા લાગી. તે
તરફ ડયુબર્ગે કાંઇ લક્ષ આપ્યું નહીં. તે થોડા વખત ઉપર જે બનાવ બ-
ન્યા તેમાં રોકાઇ ગયો હતો. તે બનાવ એવા હતા કે જેથી તેના મિત્રના
સુખનું સાધન જતું રહે; મી: મિનાર્ડ ઓરડીના એક ખુણામાં બેસી રહ્યો
હતો જ્યાં તે આ બાબતો સમજવાનો બને તેટલો પ્રયત્ન કરતો હતો. ના-
નો ફ્રેડરીક પોતાની માના પગ આગળ રમતો હતો. કાનસ્ટન્સે ગીતના પ્ર-
થમ બોલ ગાવા માંડ્યા નહીં એટલામાં એની બહેનના મનમાં એક પ્રબળ
મનોવિકાર ઉત્પન્ન થયો. તેણી કાનસ્ટન્સના તરફ વળી, તેણીના બોલ સાં-
ભળ્યા, મોટા કષ્ટથી શ્વાસ મુકવા લાગી અને તેના બધા વિચાર, આખું
શરીર, અને તેનો આત્મા ગીતમાં ડુબી ગયો. ને ગીતથી પાછલી વાતો સાં-
ભરી આવવાથી તેના મનપર ચમત્કારીક અસર પેદા થઇ. કાનસ્ટન્સે ગીત
પૂર્ણ કીધું નહીં એટલામાં જુવાન છોડીના મુખપર ફીકાસ આવવા માંડી;
તે એક ઉંડો નિસાસો મુકી એની બહેન ધરણીપર ઢળી પડી. ને પોતાની

આગળ ગીતની ચોપડી પડી હતી તેમાં કાનસ્ટન્સ જોતી હતી તેથી થોડીવાર સુધી એની બહેનમાં શું ફેરફાર થાય છે તે જાણી શકી નહીં; પણ તેણીએ જે નિસાસો મુકયો તે સાંભળીને કાનસ્ટન્સે ગીત ગાવાનું બંધ કીધું ને ઉઠીને તેણીની પાસે જઇ બોલી. "અરે! પરમેશ્વર! તને શું મળ્યું? તું તો બેશુદ્ધિમાં પડી છે!"

ડયુબર્ગ તે કમનસીબ છોડીને ઉઠાડવા ગયો અને મિનાર્ડ સુંઘાડવાનું ઓસડ લેવા અને ઘરના નોકરોને મદત આપવા માટે બોલાવવા ગયો.

કાનસ્ટન્સ—આ બાઇને શું થયું હશે વારૂ? મારૂં ગીત તો તે ઘણાં આનંદથી સાંભળતી હતી. એટલામાં બેભાન બની ગઇ. એ શું થયું!

ડયુબર્ગ—(આ પ્રસંગનો પોતે લાભ લઇને) બાઇ સાહેબ, કોઇ કોઇ વેળા આ બાઇ બેભાન થાય છે તે તમારા જોવામાં નથી આવ્યું કે શું!

કાનસ્ટન્સ—ના, એવું કોઇ વેળા મારા જોવામાં આવ્યું નથી. જ્યારથી એણી મારા ઘરમાં આવી છે ત્યારથી એવું કોઇ દીવસ બન્યું નથી. તેનું માઠું તો ઘણી વખતે ઉતરી જાય છે પણ તેની મને કાંઇ ધાસ્તી લાગતી નથી. બાપડીની આંખો પણ ઉઘડતી નથી!

ડયુબર્ગ—એમાં તો કાંઇ નથી. પણ હુ આવ્યો ત્યારથી મને જોઇને તેણીના મનમાં જે વિચારો આવ્યા હશે તેજ એણીના મંદવાડનું મુખ્ય કારણ હશે એમ હું ધારૂંછું.

કાનસ્ટન્સ—હું પણ એમજ ધારૂં છું.

મીનાર્ડ સુંઘવાની દવાની કજનેક બાટલીઓ લઇ આવ્યો. અત્યાર સુધી એની બેહેનને શુદ્ધીપર આણવાના જે જે ઉપાયો લીધા તેથી કાંઇ વળ્યું નહીં. ને તેથી કાનસ્ટન્સના મનમાં કેટલી નિરાશા ઉપજી. આખરે તે ગરીબ છોડીએ ઉંડો દમ લીધો, ને થોડીવારમાં તેણીની આંખો ઉઘડી ગઈ. પ્રથમ તેણીની નજર પોતાના છોકરા તરફ ગઇ તે બાળકને આ બધું શું થયું તેની ખબર ન હતી કારણ તે ઉમરના પ્રમાણમાં રમતમાં રોકાયો હતો. એની બહેને પુત્રને લઇને તેને કોટી કરી ને આસપાસ ઉભેલા માણસોએ જે કાળજી બતાવી ને જે આસનાવાસના કરી તેને માટે તેમનો ઉપકાર માનતી હોય એવી દેખાઇ.

કાનસ્ટન્સ—(એની બહેનને) તું જરા આડી પડ. આજે તને પાછલી વાતો યાદ આવી હશે. ને ઉંઘશે તો તે પાછી તું ભુલી જશે.

પણ કાનસ્ટન્સનું કહેવું ન માનતાં મુગી છોડીએ તેણીનો હાથ ઝાલી તેણીને પીયાનો-વાદ્ય તરફ લઈ ગઇ ને વાદ્ય વગાડી તેજ ગીત ફરીથી ગાવા કહેતી હોય એમ નિશાની કરી જણાવ્યું.

કાનસ્ટન્સ—ના, આજે નહી, હવે કાલે ગાઇશું. આ વાદ્ય ઉપર ગાએલા ગીતથી તારા મન ઉપર સજ્જડ અસર થઇ એમ મને લાગે છે. તું કહે તો કાલે સવારે તને તે ગીત ફરીથી ગાઇ બતાવીશ.

ગરીબ મુગીએ બન્ને હાથ જોડી આંખોના એવા ચાળા કરી જણાવ્યા કે તેણીનું કહેવું માન્યા વિના કાનસ્ટન્સનો છુટકો થયો નહીં. તેથી તેણી ફરી એકવાર વાદ્ય આગળ બેઠી. અને મીનાર્ડ બોલ્યો "આ મુગીને ગાયન સાંભળવાનો ઘણો શોખ છે. પણ તેણીને ગાતાં આવડતું નથી એટલીજ દિલગીરીની વાત છે."

કાનસ્ટન્સે ગીત ગાવા માંડયું; પણ એની બહેને તે ગાવાની ના કહી ને નિશાનીથી એવું જણાવ્યું કે આ ગીત નહીં. તેં જે હમણાં ગાયું તે ગીત ફરીથી ગા. કાનસ્ટન્સે બીજું ગીત ગાવા માંડયું તે પણ સાંભળવાની તેણીએ ના પાડી. જે ગીત ગાતી વેળા એની બહેન બેશુદ્ધમાં પડી તે ગીત આખરે ગાવા લાગી. એની બહેનના ચેહરાનો દેખાવ ને એની બેહેન તે લક્ષ પૂર્વક સાંભળતી હતી તે ઉપરથી એવું જણાયું કે એજ ગીત એને ગમતું હતું.

કાનસ્ટન્સ—આ ગીત એને કેવું ગમે છે ? આ ફ્રેડરીકને પણ ગમતું હતું. કાનસ્ટન્સ આ પ્રમાણે બોલી એટલામાં એની બહેને તેણીનો હાથ ઝાલી તેને જોરથી દાબીને નીશાનીથી જણાવ્યું કે તું જે કહે છે તે ખરી વાત છે. પણ તેણીનું કહેવું કાનસ્ટન્સ સમજી શકી નહી. ને તે શું કહે છે તે જાણવાને માટે ડયુબર્ગ તરફ જોવા લાગી.

ડયુ૦—હું બાઇ સાહેબને ખાતરીથી કહું છું કે આ મુગી બાઇને પોતે શું કરેછે તેની ખબર પડતી નથી. તેણીના મનથી પોતે પોતાના પ્યારને જોતી હોય અને સાંભળતી હોય એમ એંધાણી કરે છે. તેણીના ઉપર જે દુઃખ આવી પડયું છે તેથી તેણી તો ગાંડી બનીને ભાન ગમરની થઇ છે."

એની બેહેન શાંત રીતે સાંભળતી હતી, તેથી તેણીની આંખમાંથી આંસુની ધારા ચાલવા લાગી, તેણી રડી, ને દુઃખ મટાડવાના આ સુખેલા

ઉપાયથી તેઓના મનનું સમાધાન ન થયું. કાનસ્ટન્સ તેણીના ભણી લક્ષપૂર્વક જોવા લાગી, ને વારંવાર બડબડવા લાગી કે " ગરીબ છોડી ! જે દુષ્ટે તારો ત્યાગ કીધો છે તેણે તારો કેવો મોટો ગુન્હો કીધો છે ! "

થોડીવાર પર્યંત એની બેહેનની આસપાસ જે માણસો બેઠા હતા તેઓ એક પણ અક્ષર બોલ્યા નહીં; અને એ દુ:ખી બાઇના મનનું સાંત્વન કરવા માટે કાનસ્ટન્સ નાના ફ્રેડરીકને હાથમાં લઇ તેણીની પાસે ગઇ થઇ. એવા બેહેન પોતાનું ભલું ચાહનાર બાઇ તરફ પોતાના ઉપકારની ખરી લાગણી બતાવવા લાગી; અને પોતના બાળકને બચીઓ કરીને ઉઠી અને બાગમાંના બંગલામાં પોતાને ઉતારે જવા લાગી. કાનસ્ટન્સ પોતે તેણીને ત્યાં લઇ જવાની હતી. તેથી તેણીની સાથે બાગમાં જઇ તેણીને પોંચાડી, અને બોલી " હવે મનમાં ધીરજ રાખજે; તારૂં દુ:ખ હવે વહેલું જતું રહેશે. " અને હમે પણ એવીજ આશા રાખીએ છીએ. "પ્રેમી માણસોને માન આપવું જોઇએ" એવા વિચાર તને આડેમાર્ગે લઇ જનાર ધણીને આવશે. કારણ તે ધણી તને કાંઇ એટલામાં ભુલી ગયો નહીં હશે ! કદાચ એમ હોય કે મો. ડ્યુબર્ગને તને ભ્રષ્ટ કરનારની બરાબર માહિતી નહીં હોય ! બાઇ વારૂં આંસુ લુછી નાખ. હું ખાતરીથી કહું છું કે તને તારો ભ્રષ્ટ કરનાર કોઇ દીવસ મળશે, ને તે જો તને એકવાર જુએ ને તું તેના હાથમાં તારૂં બાળક આપે તો ભલાને ખાતર તેને પશ્ચાતાપ થઇ તારો ફરીથી કોઇ દીવસ ત્યાગ કરશે નહીં.

આ શબ્દ એની બહેનના જખમ થએલા અંત:કરણને બરફ જેવા ઠંડા ગાર લાગ્યા. કાનસ્ટન્સે તેણીના મનમાં જે આશાઓ ઉત્પન્ન કરી હતી તે આશા ઉપર દીવસ ગુજારવા લાગી અને હાસ્યમુદ્રા કરીને પોતાનું ભલું કરનારનો ઉપકાર માનવા લાગી. કાનસ્ટન્સ પોતાના ઓરડા તરફ ધીમે ધીમે ગઇ. જે બાઇને અત્યંત દયાજનક દુ:ખમાંથી છોડવી હતી તે દુ:ખથી પોતાના મનમાં ઘણી કષ્ટી થઇને તેના કષ્ટનું દુ:ખ હરણ કરવાને ઓ તેણીને દીલાસો આપવાને ફ્રેડરીક ત્યાં ન હતો! તે બન્ને ધણી ધણીઆણીનું લગ્ન થયા પછી એટલી બધી લાંબી મુદત પર્યંત બને જયાં જુદાં પડેલાં ન હતાં; અને તેના વિયોગથી કાનસ્ટન્સના જીવને વધારે દુ:ખ થવા લાગ્યું. બન્ને જણ ગયા પછી--

મી૦—( ડ્યુબર્ગને ) આજે મોટો ગડબડાટનો દીવસ છે.

ડ્યુ૦—મને ધાસ્તી લાગે છે કે હજી આજે આના કરતાં મોટું વાદળ ચઢી આવવાનું છે.

જે ગીત ફ્રેડરીકે એની બેહેનની આગળ ગાઈ બતાવ્યું હતું તે ગીત સાંભળીને જો એ જુવાન મુગી બાઈ બેશુદ્ધ થઇ તો તેણીનો પ્યારો જ્યારે તેણીના પાસે આવીને ઉભો રહેશે, અને તેમાં મુખ્યત્વે કરીને તે પ્યારો બીજી સ્ત્રીનો પરણેલ ધણી છે એમ માલમ પડી આવશે તો તે વેળાએ તે બાઈની કેવી અવસ્થા થશે! ઓ મિનાર્ડ, આ વિચારથી; તો હું ગાંડા જેવો બની જાઉં છું.

શિક્ષક—હું પણ એમજ ધારૂં છું. કારણ એ વિચારથી તો મારા પેટમાં ભુખ પણ લાગતી નથી.

ડ્યુ૦—ત્યારે આપણે જે સંકટ આવી પડવાનું છે તેનો કાંઇ અગાઉથી ઉપાય કરીએ તો સારૂં.

મી૦—ઠીક ત્યારે તેમ કરો, એથી કાંઇ બીજો સારો રસ્તો નથી.

ડ્યુ૦—પણ યાદ રાખવું જોઇએ કે સ્ત્રી-પુરૂષની શાંતતા અને સુખો આ વાત ઉપર બધો આધાર રહે છે, ને તારા શિષ્યનું માનપાન જવાની અણી પર આવ્યું છે, એટલુંજ નહીં પરંતુ આ બદનામીનો ટોપલો તારા માથા ઉપર આવી પડવાનો છે.

મી૦—ના. તું મને માફ કર! એ જો કાંઇ ગુન્હો કરે તો હું બકરરચના અને લાટીન કવિતા બધી છોડી દઉં. પણ મેં તેને કોઇ દીવસ જુવાન છોડીનો ત્યાગ કરવાને શિખવ્યું નથી. પણ આ સ્થિતી થવાનું કારણ મારો ઉપદેશ નથી, પરંતુ તે તારા ઉદ્દેશથી અને તારી કરેલથી આ પરિણામો આવ્યાં છે.

ડ્યુ૦—મી. મીનાર્ડ, એ તું શું બોલે છે?

મીનાર્ડ—ડ્યુબર્ગ, તું પણ કેવું બોલે છે?

ડ્યુ૦—ચાલ ત્યારે વધારે વાત કરવામાં કાંઇ માલ નથી. ચાલો. આપણે હવે સુવાના ઓરડામાં જઇ ઉંઘીએ.

શિક્ષક—એના કરતાં બીજું સારૂં શું?

## ભાગ ૨૮ મો.

---

ડયુગર્ગને આવ્યાને દસ દીવસ થઇ ગયા હતા. ફ્રેડરીકના આવવાથી મુગીના મનપર જે અસર થવાની હતી તે ન થાય તેને માટે શી યુક્તિ રચવી તેની ગોઠવણ કરવામાં તેણે ધણીએ માથાફોડ કીધી. તેના જોવામાં આવ્યું કે કાનસ્ટન્સનો એની બેહેન ઉપરનો સ્નેહ દીવસે દીવસે વૃદ્ધિ પામતો હતો; ને તેજ પ્રમાણમાં આની બહેનના મનમાં કૃતજ્ઞતાની લાગણી વૃદ્ધિ પામતી હતી. તે બન્નેને જુદાં કરવાં એ કામ મહાભારત જેવું લાગ્યું. કાનસ્ટન્સ વારંવાર કેહેતી કે મારાથી તો એની બહેન અને તેના બાળક છોકરા વિના રહેવાતું નથી. અને એની બહેન કાનસ્ટન્સની સંગતમાં પડવાથી પોતાનું સર્વ દુ:ખ ભુલી ગઇ.

આ વખતે ફ્રેડરીકના આવવાની વાટ દરેક જણ પાણીની માફક જોતા હતા; ને ઘણા દીવસ થયા પણ તે આવ્યો નહી તેથી કાનસ્ટન્સ અચંબામાં પડી. તેથી તેણીની હમેશની આનંદી મુદ્રા જતી રહી; પાંપણોમાં આંસુ ભરાઇ આવતાં ને તેણીના મનને, એની બેહેનના સાદા પ્રયત્નથી સમાધાન મળતું. ગરીબ છોડી નિશાની કરીને તેણીને એવું સમજાવવાનો પ્રયત્ન કરતી કે તેણીનો ધણી થોડા દીવસ પછી આવશે; ને તેથી થોડીક વખત કાનસ્ટન્સ એવા શબ્દ બબડતી કે "કદાચ તે મારા ઉપર હવે પ્રેમ કરતો નહી હશે." એની બેહેન કાનસ્ટન્સનો હાથ ઝાલી આરસી પાસે લઇ જતી તે તેણીને એવું જણાવતી કે "તમે આરસીમાં જુઓ; તમારા ઉપર પ્રેમ કરયા વિના તે રહેશે?

કાનસ્ટન્સ—અરેરે! તારો ધણી તને ભુલી ગયો છે. ને તું મારા જેવીજ સુંદર છે!

કાઉંટ-ડી મોંટ્રેવીલ જેણે પોતાના છોકરાની વહુ સાથે રેહેવાનું વચન આપ્યું હતું તે પારીસમાં કંઠમાળાના રોગથી પીડાતો હતો. આથી ડયુબર્ગ કંઇ દીલગીર નહતો. ફ્રેડરીકનો એની બેહેન સાથે મિલાપ થાય તે વેળા કાઉંટ સાહેબ હાજર હોય એ તેને ગમતું નહતું. તેમ કાઉંટ એની બેહેનને ઓળખતો હતો એ વાત પણ પોતે (ડયુબર્ગ) જાણતો ન હતો.

આખરે કાનસ્ટન્સને એક પત્ર તેના ધણી તરફથી મળ્યો, જેમાં

પોતાની મિલકતોપરના લોકો તેમજ નોકરોની ગોઠવણ કરવામાં જોઇએ તે કરતાં વધારે ઢીલ થઇ, પણ બની શકશે તેમ વેળાસર સર્વને પતાવીને જેમ મારાથી બનશે તેટલી ઉતાવળ કરીને હું પાછો આવીશ, એવું લખેલું હતું. ફ્રેડરીકનો કાગળ પ્રેમના વચનોથી ભરેલો હતો. અને કાનસ્ટન્સ ની તે ઉપરથી ખાત્રી થઈ હતી કે તેણીનો ધણી તેણીપર અત્યંત પ્રીતિ રાખે છે. તે ઘણા દીવસ થયા આવ્યો નહી તેથી જો કે તેણીને આનંદ થયો નહીં, પણ તેણે જે કારણો બતાવ્યાં હતા તે કારણો જાણીને તેણીના મનનું સમાધાન થયું. ફ્રેડરીક ત્યાં ન હતો તેથી તેણી મનમાં રડતી હતી; જો તે હાજર હતે તો તેણીને આંસુ પડવા દેતે નહીં.

તેણીના મનમાં જે દુઃખ થતું હતું તે એની બેહેનને લીધે થતું હતું; ને તેણીના મનને તેને લીધે સમાધાન મળતું.

ફ્રેડરીકને આવતાં વાર લાગી તેથી ડયુબર્ગ વિચારમાં પડયો કે એને જે વાર થાય છે તે એ થોડા વખત પછી આવી લાગવાનો છે તેની આગાહી આપે છે. તેથી તેણે મિનાર્ડને કહ્યું "જે ભય આવી લાગવાનું છે તેની ફ્રેડરીકને આપણે અગાઉથી સુચના કરી જોઇએ."

મીનાર્ડ—ઠીક—આપણે અગાઉથી એને સુચના કરીશું. મારો પણ એવોજ મત છે.

ડયુ૦—આપણે શું કરવું તેને માટે આજે દસ દીવસ થયા કાંઈ યુકિત ખોળી કાઢવાનો પ્રયત્ન કરૂં છું પણ કોઈ પણ યુકિત મને હજી જડી આવતી નથી.

શિક્ષક—વારૂ. પણ તારા કરતાં મારૂં નસીબ સારૂં છે; કારણ કાલેજ કાંઇ મહત્વની બાબત મેં ખોળી કહાડી છે.

ડયુ૦—અરે તો તે મને ઝટ કહી દે! શી યુકિત તેં ખોળી કાઢી ?

મીનાર્ડ-દુશ્મની મસ્લહ કેમ કરવી તેની મને ખબર પડી છે. હું જાણતો હતો કે તેની રીત હું ભુલી ગયો હઇશ.

ડયુ૦—ચલ ચલ. (એમ કહી ડયુબર્ગ આઘો ગયો.)

હવે આપણે ફ્રેડરીકનું શું થયું તે જોઇએ. જ્યારે તે કાનસ્ટન્સ ક-નેથી નિકળીને ગયો ત્યારે તે એની બેહેન અને તેના છોકરાને ખેડુતના ઘરમાં મળવા સીધો ચાલ્યો. ને જ્યાં તેના બાપે તેણીને ખેડુતના ઘરમાં રાખી હતી ત્યાં જઇને તેને ખબર પડી કે એની બહેન પોતાના બાળકને

ભાઈને ઘણા દીવસ થયાં પારીસ જતી રહી છે. હવે શો રસ્તો લેવો તેના વિચારમાં ફ્રેડરીક પડી ગયો. અને તેમાં વધારે નિરાશી મળવા જેવું કારણ એવું મળી ગયું કે ખેડુતને ઘેર ગયા પછી એક બે દીવસમાં તેના બાપે મોકલેલો જાસુસ પૈસા, કપડાં રીત પ્રમાણે એની બહેન અને તેના બાળકના ઉપયોગને માટે લઇ આવ્યો હતો. આ વાતથી ફ્રેડરીકને ખાતરી થઇ કે એના બાપનો જીવ બચાવનાર એની બેહેન અને તેના બાળકનું શું થયું તે કાઉંટ સાહેબ જાણતા હોવા ન જોઇએ અને એની બેહેનને પારીસમાં હજી કાઉંટનું ઘર શોધી કાઢવામાં જસ મળ્યો નથી. આવી શોકજનક બાબતોથી ફ્રેડરીક તો છેકજ નિરાશ થઇ ગયો, ને તેનો શોક નિવારણ કરવાનો ખેડુતોના માણસોએ પ્રયત્ન કીધો. એની બેહેનને એકલી જવા દીધી તે કારણથી તેઓ પશ્ચાત્તાપ કરવા લાગ્યા. પણ તેણીની હઠ આગળ તેમનું ચાલે પણ એવું ન હતું. તેણીનું શું થયું હશે? પારીસમાં કોઇ મિત્ર અગર સંરક્ષક કોઇ ન હોવાથી તેણીની પારીસમાં શી અવસ્થા થઈ હશે? બીચારી મુગી છોડીને કોઇએ તેણીની પાસે જે કાંઇ હતું તે લુંટી લીધું હશે, એવી જો ખબર હોત તો ખેડુતોને વધારે દુઃખ થયા વિના રહેત નહીં.

ફ્રેડરીક ખેડુતને ત્યાં થોડા દીવસ પર્યંત રહયો ને પછી પારીસ આવવા નિકળ્યો. પણ પારીસ તરફ જતાં આખે રસ્તે ઘરબાર વિનાની છોકરીની ભાળ કાઢતો ગયો. પારીસમાં આવ્યા પછી તે પ્રથમ પોતાને ઘેર ગયો નહી. તેના મનમાં હતું કે મારી આવી પોંચવાની વાત છુપી રાખવી જોઇએ. કારણ એની બેહેનની બાબતમાં કાનસ્ટન્સને કશી પણ ખબર પડવી ન જોઇએ. અને તેની પ્રેમ જાળમાં ફસાઇ પડેલી બાઇ અને તેણીનો છોકરો કયાં હશે તેની ભાળ પારીસમાં કાઢવાની હતી. એક અ-ઠવાડીઆ કરતાં વધારે દીવસ એ પારીસમાં પુષ્કળ ફરયો. વસ્તી વગર ને વસ્તીવાળા સર્વ મોહોલ્લાઓ ફરી વળ્યો. ગરીબોના ઘરો જોઇ વળ્યો ને એની બેહેનને ખોળી કાઢવાનો ઘણો પ્રયત્ન કીધો પણ તે બધો વ્યર્થ ગયો. એની બેહેનનો કયે પણ પત્તો લાગ્યો નહીં. તેણીની બાબતમાં એક પણ માણસે ખબર આપી નહીં. દુઃખ અને પશ્ચાત્તાપથી પીડીત થઇ આખરે તેણે કાનસ્ટન્સને ઘેર જવાનો ઠરાવ કીધો. જેને માટે આટલો બધો શ્રમ વેઠીને ખોળ કરવામાં ફાવ્યો નહી, તે માને દીકરો તેને કાનસ્ટ-

ન્સના ઘરમાંજ મળશે એવી એના મનમાં જરાએ શંકા આવી નહીં !

દરરોજ ડયુબર્ગ કાનસ્ટન્સના મોંટ-મોરેન્સીની પાસેના મહેલ તરફ જે રસ્તો જતો હતો તે રસ્તાપર ફ્રેડરીક આવે તો તેને અગાઉથી ચેતાવવાને માટે ચોકી રાખતો હતો. ને મીનાર્ડ એજ રસ્તાપર જે તે સામી બાજુએથી આવે તો તે તરફ ચોકી કરતો બેસી રહેતો. એ મહેલમાં જવાના માત્ર બેજ રસ્તા હોવાથી ડયુબર્ગે ધાર્યું કે ફ્રેડરીક આવે તો એ બેમાંથી ગમે તે એક રસ્તે આવશે. પણ એક દીવસે સહવારમાં મો. મીનાર્ડ જે પોતાની સાથે થોડું ખાવાનું લઇને ચોકી કરતો બેઠો હતો તે ક્ષુધા લાગવાથી ખાવાનું ખાતો હતો તે વેળા જેને માટે એ ચોકી કરતો બેઠો હતો તે માણસ એકાએક ઓચિંતો મહેલમાં ચાલ્યો ગયો. તે મીનાર્ડ જોઇ શક્યો નહી. ને બન્યું પણ એમજ. એ આવનાર માણસ ફ્રેડરીક જાતે ને પોતે હતો. તે એકદમ કોઇને કહ્યા વિના ગહેલમાં ચાલ્યો ગયો. કાનસ્ટન્સે તેને આવતાં બારીમાંથી જોયો. તેણી દાદર ઉતરીને નીચે ગઇ. બારણા બહાર તેને પગથીઆપર મળી. પોતે તેના આવવાથી ખુશી થઇ છે એવું જણાવ્યું ને તેના હૃદય ઉપર પડી. અત્યાર સુધી જે વિયોગનું દુઃખ થયું હતું તે સઘળું પોતાના ધણીના હૃદય ઉપર પડવાથી વિસરી જવાયું. એ પ્રેમના ઉદ્‌ગારનો ફ્રેડરીકે ચુંબન આપી યોગ્ય બદલો વાળ્યો. ને થોડીવાર ફ્રેડરીક જાણે સ્વર્ગ તુલ્ય સુખમાં હોય એમ જાણી ખુસી થયો.

બન્ને જણાએ પ્રેમાનંદનો લાભ લીધા પછી, કાનસ્ટન્સ જેની સાથે નવી ઓળખાણ થઇ હતી તે વિશે વાત કરવા લાગી.

કાનસ્ટન્સ—તમારા ગયા પછી મેં એક ગરીબ બાઇને ઘરમાં આસરો આપ્યો છે. ને હું એવી આશા રાખું છું કે મેં જે કામ કરેલું છે તે કેવળ ધર્મ જાણીને કીધું છે એવું તમને ખબર પડશે ત્યારે તમે તે કામ પસંદ કર્યા વગર રહેશો નહી.

ફ્રેડરીક—કાનસ્ટન્સ, જે કાંઇ તું કરશે તે મને ખરેખર આનંદદાયક લાગશે. તારૂં મન એવું છે કે તે કોઇ દીવસ ખોટે માર્ગે દોરાય એવું નથી; ને હું ખાત્રીથી કહું છું કે તેં જેને ઘરમાં આશ્રય આપ્યો છે તેને મેં નજરે જોયા અગાઉ તેં જે દયાનું કામ કીધું હશે તે યોગ્ય જ કીધું હશે.

કાનસ્ટન્સ—એ એક જુવાન બાઇ છે- ઘણી માયાળુ-ઘણી સુંદર ને બાપડી બેહદ પ્રેમમાં ફસાઇ પડેલી છે; તેનો ગમે તે ગુન્હો હોય તો પણ આપણે તેના ઉપર કઠણતા ન બતાવતાં તેણીને તે કુસ માટે ઠપકો આપવો જોઇતો નથી. જે માણસના પ્રીતપાશમાં તે સપડાઈ ગઇ હતી તે માણસે તેણીનો ત્યાગ કરેલો છે ને તેની સાથે વળી એક બાળક છે તે પણ તેણીના જેવોજ રૂપાળો છે. તે છોકરો મને બહુ ગમે છે હો. તેનું નામ પણ તમારા નામના જેવુંજ ફ્રેડરીક છે. પરંતુ મારા વહાલા, મારૂં કહેવું સાંભળતાં તમે એકાએક ચમકી કેમ જાઓ છો ! તમને શું થાય છે ? તમારૂં મોઢું કેમ ફીકું પડી ગયું ? તમે ધ્રુજો છો શા માટે, મારા વહાલા !

ટાંટીઆ થર થર ધ્રુજવા લાગ્યાથી ઉભા રહી શકયું નહી તેથી ત્યાં આગળ બેસીને ફ્રેડરીક બોલ્યો-કદાચ મને શ્રમ થયો છે ને હું થાકી ગયો છું તેથી તને મળવાને માટે ઉતાવળ કરીને દોડતો આવ્યો તેથી એમ થતું હશે.

કાનસ્ટન્સે જે બીના ફ્રેડરીકને કહી સંભળાવી તેથી તેના મનમાં એવા ઉછાળા મારવા લાગ્યા કે જે કેમે કરી દાબી શકયા નહી.

ફ્રેડરીક—"તે બાઇ કોણ છે ને તે છોકરૂં વળી કોણ?" એમ કહી ખભા હલાવ્યા ને ધ્રુજતે અવાજે બોલ્યો.

કાનસ્ટન્સ—તેણીને મેં આપણા બાગના બંગલામાં ઉતારો આપ્યો છે. પણ આ વખતે તેણી બાગમાં ફરે છે.

એમ કહી ઉઠીને પોતે એની બહેન પાસે દોડતી જતાં બોલી. મારી વાલી સખી, ચલ, આમ આવ, ઉતાવળ કર, મારો વર આવી પહોચ્યો છે તેથી મને કેટલો બધો આનંદ થયો છે ! હવે તારૂં નસીબ ખુલવાને વાર નથી લાગવાની હોં બેન !"

કાનસ્ટન્સ મુગી છોડીનો હાથ ઝાલી પોતાનો ધણી જે ઓરડામાં બેઠો હતો ત્યાં લઇ ગઇ. પરંતુ તે નજરે પડતાંની વાર એની બહેને એક મોટી કીકીઆરી પાડી દેટ મુકી, તેના બાહુપાશમાં જવા દોડી, ને તેના હૃદય ઉપર એકદમ પડતાં બેભાન થઇ ગઈ !

ફ્રેડરીકે કમનસીબ જુવાન છોડીનું સ્થીર પડી રહેલું માથું એક હાથે ઝાલી લીધું ને બીજે હાથે પોતાની આંખો ઢાંકી દીધી, જાણે તેની

આસપાસ જે ઉભી હતી તેના તરફ નજર કરવાની હીમત ચાલી નહી. બચારૂં બાળક તેના પગ આગળ પોતાની માતાએ હાથ ઝાલી દયામણું મોઢું કરીને જોવા લાગ્યું.

હવે કાનસ્ટન્સની શી અવસ્થા થઇ તે જોઇએ. કાનસ્ટન્સ તો ખસીઆણી પડી ગઈ. તેના મોઢાપરનું લોહી ઉડી જઇ ફીકાસ આવી ને પોતે થરથર ધ્રુજવા લાગી. ને એ બન્ને જણ આગળ એક પણ શબ્દ ન બોલતાં સ્તબ્ધ બની આ શો ચમત્કાર છે તે ટક ટક જોવા લાગી ને તેથી તેનું મન તોફાની સમુદ્રની પેઠે વિહ્વળ થઇ ગયું. તેણીનો અસલ રંગ બદલાઇ ગયો. આંખ ઉપરથી બેચેની સાથે આશ્ચર્ય માલમ પડવા લાગ્યું. તેણી થર થર ધ્રુજવા લાગી ને મનના ઉછાળા કાઢી નાંખવાનો વિચાર કરતી હોય એવી દેખાવા લાગી. પણ તેણીની નજર એની બહેન અને પોતના પતિ ઉપર હતી. ને પોતાના ધણીના મોહડા ઉપરના દેખાવ ઉપરથી ખરૂં શું છે એ જાણવાનો પ્રયત્ન કરવા લાગી.

પ્રથમ તેણીના મનમાં એવો ઉછાળો મારી આવ્યો કે આગળ જઇ ફ્રેડરીકના બાહુપાશમાંથી એની બેહેનને છોડવવી પરંતુ તે પ્રમાણે તેણીનાથી બની શક્યું નહી.

પોતાના ધણી તરફ જોઇને ધ્રુજતે અવાજે કાનસ્ટન્સ બોલી—એણીને શું થયું? તારા આવવાથી આ બધું શું થયું? ફ્રેડરીક, મને જવાબ આપ ! તું આ બાઇને ઓળખે છે?

પોતાની સ્ત્રીના સવાલોનો જવાબ આપવાની અને તેણીના તરફ જોવાની ફ્રેડરીકની હીમત ચાલી નહી. પરંતુ પોતાના પુત્રને જોઇને તે બાળકને હાથે ઉચકી લઇને તેના ગાલ ઉપર બચીઓ કરવા લાગ્યો. તે વેળા કાનસ્ટન્સના મનમાં એક હડી મણનો જાણે પથર પડયો હોય એવું થયું. જે કાંઇ સત્ય હતું તેનું ખોટું છુપું આવરણ નીકળી જતાં, પોતે જે હતું તે પોતાનાજ ખરા સ્વરૂપમાં સર્વ ચીતાર નજરે પડયો ! આ વેળા ડયુબર્ગ અને મીનાર્ડ આવી પહોચ્યા. ને ફ્રેડરીકને જોતાંની સાથે આ બધું શું બની ગયું તે તર્કથી જાણી ગયા. આ ગુસ્સા ભરેલો દેખાવ થઇ પડવાને જે કારણરૂપ થઇ પડી હતી તેણીને મદત કરવા માટે આગળ જઇ ડયુબર્ગ બોલ્યો, "વળી પાછી આ બાઇ બેસુધ થઇ ગઇ હોં ! તેને જોઇને તેણીને પોતાનો પ્યારો સાંભરી આવ્યો હોં, એ હું ખાતરીથી કહુ છું.

વળી કોઇ વેળા એમ પણ બનેછે કે પોતે શું કરે છે તે પોતે પણ જાણી શકતી નથી.

કાનસ્ટન્સે કાંઇ પણ જવાબ આપ્યો નહિ. તેણીએ એની બહેનને ડયુબર્ગ અને મીનાર્ડને સોંપીને પોતાનો ધણી તે છોકરાને હાથમાં ઝાલી રહયો હતો તેની પાસે જઇને ઘણીજ દુઃખજનક આતુરતાથી ધણીના મોઢા તરફ લક્ષપુર્વક અવલોકન કરવા લાગી.

કાનસ્ટન્સ—આ છોકરો ઘણોજ દેખાવડો છે. ખરી વાત છે કેની !

આ વાકય બોલતી વેળા મન ગભરાટમાં હોવાથી ઉંડો અવાજ નીકળ્યો.

ફ્રેડરીકના મોઢામાંથી એક પણ શબ્દ નીકળ્યો નહી. કાનસ્ટન્સે ધણીના હાથમાંથી બાળકને ઝુટવી લીધું. પણ આ વખતે તેણીના મનમાં જે ઉભળો મ.રી રહયો હતો તેને તાબે થઇને ને બાળકને બચીઓ કરવા લાગી ને બોલી " બાપડા છોકરા! હજી તારો કાંઇ વાંક મારાથી કાઢી શકાય નહી !"

ડયુબર્ગ અને મીનાર્ડ એની બહેનને બાગના બંગલામાં તેડી લઇ ગયા. અને ફ્રેડરીક કાનસ્ટન્સ અને છોકરો આટલાં ત્યાં રહ્યાં. ફ્રેડરીક શરમનો માર્યો નીચું જોઇ રહ્યો હતો ને કાનસ્ટન્સની સાથે આંખે આંખ મેળવવા ચાહતો ન હતો. કાનસ્ટન્સ બાળકને ખોળામાં લઇને બેઠી હતી. તેણીએ આંસુ પાડતાં બંધ રહેવાનો ઘણોએ પ્રયત્ન કીધો પણ તેમ થઇ શક્યું નહી. તેમ તેણીનાથી બોલાઇ પણ શકાયું નહી. થોડીવાર સુધી બધી ચુપાચુપ રહી. અંતે તેણે આંખો ઉંચી કરી અને એની બહેનના છોકરાના કાનસ્ટન્સ લાડ કરે છે એવું જોઇ પોતે ઉઠીને કાનસ્ટન્સને પગે પડીને તેણીની આગળ સઘળું કબુલ કરી દેવાની તૈઆરીમાં હતો એટલામાં બાણી ગગ વળતાં તેણે ડયુબર્ગને આવતો જોયો.

ફ્રેડરીક તરફ જોઇને તેને ખરી વાત બહાર ન પાડવાની નિશાની કરીને ડયુબર્ગ બોલ્યો, એમાં શું થવાનું છે ? તું ગભરા નહી. ! પછી મોટેથી બોલ્યો–આ ગરીબ છોડીને બેભાન થવાનો મરજ છે ને તેને લીધે તેણી જે માણસને જુએ એટલે તેને પોતાનો પ્યારો દેખાય છે ! મેં બાઇ સાહેબને ઘણીએ વખત તેણીને આ ઘરમાં ન રાખવા માટે કહ્યું છે.

ફ્રેડરીક–આ ચમત્કારીક બનાવ કેમ બની શક્યો તેનું કારણ હું પણ

જાણુતો નથી. ! પણ મને એવી બીક લાગી ને એ ગરીબ છોડીને જોઈને મને એવી અસર થઇ—કે હું શું કરૂં છું તેની મને જાતે સમજણ પડી નહી !

કાનસ્ટન્સ કંઇ બોલી નહી. તેણીએ પોતાના ધણીને અને ડયુબર્ગને જોઇનેજ આનંદ માન્યો.

ડયુબર્ગ (કાન્સસ્ટન્સના હાથમાંથી બાળકને લેવા આગળ જઇને) હું તેણીના છોકરાને લાવ પાછો આપીને આવું.

કાનસ્ટન્સ—તું જવા દે.એ કામ ફ્રેડરીક જાતેજ કરશે.

ફ્રેડરીક વળી પાછો હારી ગયો; તેનાથી કાનસ્ટન્સની સામા જોવાયું નહી.

ડયુ૦—(ધીરેથી ફ્રેડરીકને) હીંમત રાખજે ! યાદ રાખજે કે તારી સ્ત્રીનું હીત આમાં સમાએલું છે ને તેને માટે તેણીને ઠગવાની જરૂર છે.

આ વખતે મો. મીનાર્ડ આતુર ચહેરે આવી પહોચ્યો અને બોલ્યોઃ- તેણી તો શુદ્ધીમાં આવી છે. પણ તેણીને ઓરડામાં રાખવામાં આવનાર નથી. એ સ્ત્રી તો રાક્ષસી છે ને તે અહી આવવા માંગે છે. હમણાં તેણી બાગમાં ગાંડાની માફક કુદતી ફરે છે.

ડયુબર્ગ—તું તેણીને મુકીને કેમ આવ્યો ? એમ કહી પોતે ઓરડામાંથી બહાર ગયો.

કાનસ્ટન્સ—એણીને શું થયું છે? ઠીક તો છે ના !

મી૦—(શું બોલવું જોઇએ તે ન જાણતાં) ના. બાઈ સાહેબ. પણ મને બીક લાગે છે કે—તેણીનું માથુ-જ્યારે આંઓ પ્રેમમાં—ને હું કાંઇ જાણતો નથી.—

કાનસ્ટન્સ—હું હમણાં તેણીની પાસે જાઉ છું. હું તેણીના છોકરાને લઇ જાઉં તો કદાચ તેણીના મનને શાંતતા મળશે. ફ્રેડરીક. તું મારી સાથે નહી આવે ? તે ગરીબ નિરાધાર બાઇને મદદ કરવા તું મારી સાથે કેમ આવતો નથી ?

ફ્રેડરીક આનાકાની કરી. હવે શું કરવું તે સુઝયુ નહી. તેણીની ભયંકર સ્થિતિ જોઇને તે બીહી ગયો—પણ પોતે તેની પાસે ફરીથી જઇને ઉભો રહે તો બધું પોગળ બહાર પડયા વિના રહે નહી એવી એને બીક હતી.આ વેળા મોટા અવાજો સંભળાયા. એની બહેન બાગમાં દોડતી હતી

તેની પાછળ નોકરો દોડતા હતા ને સઉની પાછળ ડયુબર્ગ દોડતો હતો. તેણીની આવી સ્થીતિ જોઇને અને ખભા ઉપર વાળ વીખરાએલા પડેલા એવી રીતે બાગમાં દોડતી જોઇને ઘરના નોકર ચાકરો એમજ ધારવા લાગ્યા કે એની બહેન તો ગાંડી બની છે, ને ડયુબર્ગ પણ તેમને ઉત્તેજન આપવા એમજ કહેવા લાગ્યો. કારણ તે લોકો ખરી વાત જાણે એ ડયુબર્ગને ગમ્યું નહીં. પણ એની બહેને ફ્રેડરીકને નીચલા માળની બારીમાંથી જોયો હતો. હરણની ગાફક તેણી મકાન તરફ દોડી ગઈ. જે ઓરડીમાં તેણીનો પ્રિયકર બેઠો હતો-તેમાં ઘુસી ગઇ-તેના બાહુપાશમાં પોતે પડી ગઇ-ને પાસે બેઠેલી કાનસ્ટન્સને એક ધકકો મારી ખસેડી મુકી-ને તે આતુરતાથી જોઇને એવું જણાવવા લાગી કે તમારા હૃદય ઉપર પડવાનો મારોજ હક છે. હુંજ માત્ર હકદાર છું."

સઘળા નોકર ચાકરો ઓરડાના બારણામાં આ વિચિત્ર દેખાવ જોતા ઉભા હતા. મુગી છોડીને એના ધણીના હસ્તપાશમાં પડેલી દીઠી ત્યારે કાનસ્ટન્સના મનમાં ઘણાજ ત્રાસદાયક ને દુઃખદાયક તરંગો ઉછાળા મારવા લાગ્યા. છતાં સમયસૂચકતા વાપરી પોતે નોકરોની પાસે જઇ ધ્રુજતે સ્વરે તેમને કહેવા લાગી "તમે બધાં અહીંથી ચાલ્યા જાઓ. કોઇ વેળા આ બાઇને પોતે શું કરે છે તેની સ્મૃતિજ રહેતી નથી; પણ હમે એની પાસે છીએ એટલે કાંઇ ફીકર નથી. હમે તેણીને શાંત કરીશું."

નોકરો ને ચાકરો શેઠાણીના હુકમ પ્રમાણે ઓરડીમાંથી ચાલ્યા ગયા. અને મીનાર્ડ ડયુબર્ગને ખોળવા ગયો. જ્યારે કોઇ પ્રકારની ગભરામણ થાય અગર અડચણ આવી પડે ત્યારે ડયુબર્ગની સલાહ પ્રમાણે પોતે ચાલતો. એની બહેન પોતાના પુત્રને હાથમાં લઇને ફ્રેડરીક અને કાનસ્ટન્સની વચ્ચે ઉભી રહી. ગરીબ છોડીના મનમાં હતું કે હું ફ્રેડરીકની સોડમાં જઇ ઉભી રહું. પણ તેણીને દૂર કરવાની ફ્રેડરીકમાં હીંમત ક્યાં હતી? તેણી ફ્રેડરીક તરફ જોઇને હસી, તેનો હાથ ઝાલી પોતાના હૃદય ઉપર મુકયો ને પછી પોતાનું બાળક ઉચકી તેના હાથમાં મુક્યું; પરંતુ તેજ વખતે તેણી કાનસ્ટન્સ તરફ આતુરતાની નજરે જોવા લાગી. કાનસ્ટન્સે દૂર બેસી પોતાના બન્ને હાથ પોતાના મોંહોપર મુકી મોઢું છુપાવ્યું હતું. કારણ તેણીનાથી આ દેખાવ જોઇ શકાયો નહીં. તેથી આત્યાર સુધી જે આંસુ

આંખમાં આવીને નીચે પડવાને ટમટમી રહ્યા હતા તેણે પોતાનો માર્ગ લીધો, તેથી મ્હોટા હૃદયભેદક સ્વરે રડી પડી. અને એની બ્હેન પગથી માથા સુધી ધ્રુજવા લાગી! પોતાની સ્ત્રીનું દુ:ખ ફ્રેડરીકથી જોઈ શકાયું નહી. તેનાથી દુ:ખ ખમાઇ શકાયું નહી તેથી પોતે દોડીને કાનસ્ટન્સના પગઉપર માથું મુકી માફી માગવા જવા લાગ્યો. એટલામાં કાનસ્ટન્સે તેને ધકકો મારીને પાછળ હડસેલીને કહ્યું "જા, જા મારા કરતાં એ ગરીબ બાઇનો તારા ઉપર વધારે હક છે તેણીનું છોકરૂં એ તારા પેટનું છે. તું તેણીને છોડીને ચાલ્યો આવ્યો તેથી તેણીને જે દુ:ખ થયું છે તેથી તેણીના મનનું સાંતવન કર! અત્યાર સુધી મને જે સમજાતું ન હતું તે બધું મારા જાણવામાં હવે આવી ગયું. હજી તેની શુધ બુધ ઠેકાણે છે; તેણીને લલચાવનાર મળી આવ્યો છે. આખરે છોકરાનો બાપ કોણ હતો તે મળી આવ્યો!

આ વખતે તેના મનને બેહદ દુ:ખ થતું હતું! ફીકા પડી ગએલે મોઢે, ધ્રુજતે શરીરે તે કાનસ્ટન્સના પગ ઉપર જઇને પડયો; ને એની બહેને પોતાની નજર તેની તરફ તાકીને તે હવે કોનો પક્ષ લે છે તેનો નિર્ણય થવાની રાહ જોતી હતી. પરંતુ તે કાનસ્ટન્સનો હાથ ઝાલીને તેના ઉપર ચુંબન કરી આંખમાંથી આંસુ પાડવા લાગ્યો. આવું પ્રેમનું ચિન્હ જોઇને એની બહેન મોટેથી ચીચીઆરી પાડીને બેશુદ્ધ થઇ સેતરંગી ઉપર ધબાક કરતાં કે પડી ગઇ. બની શકે તેટલી મદત આપવાને કાનસ્ટન્સ તેણીની પાસે ગઇ.

કાનસ્ટન્સ—(ફ્રેડરીકને) થોડી વાર તમે આઘા જાઓ. તમને જોઇને તેના મનમાં વિકારો ઉછાળા મારે છે કે જે તેણીથી સહન થઇ શકતા નથી. તમે એની બહેનને મને સુખેથી સોંપી દો, હું તેણીની સાથે જેવી અત્યાર સુધી ચાલતી હતી તેમજ હવે પછી ચાલીશ.

તેણે કાંઇ પણ જવાબ આપ્યો નહી. પણ ઓરડામાંથી ગાંડા માણસની પેઠે નિકળીને ડયુગર્ગ અને મીનાર્ડની પાસે બાગમાં ગયો.

ફ્રેડરીક—આપણે એની વાતો છુપાવવાને પ્રયત્ન કરીએ છીએ તે બધો વ્યર્થ છે, કાનસ્ટન્સના જાણવામાં બધું આવ્યું છે ને તે સઘળું જાણે છે!

મીનાર્ડ—તે જ્યારે જાણે છે તો તેણીનાથી વાત છુપી રાખવામાં

જેને માલ નથી.

આ વાતો ચાલતી હતી તે વેળાએ કાનસ્ટન્સ એની બહેનની સંભાળ રાખી લક્ષ પુર્વક આસના વાસના કરતી હતી. આખરે ગરીબ મુગાએ આંખો ઉઘાડી. જ્યારે તેણીએ ફ્રેડરીકની આને જોઈ ત્યારે પ્રથમ તેણીના મનમાં કે કાનસ્ટન્સને ધક્કો મારીને આઘી ખસેડીને તેણીની પાસે પોતાનો પ્રિયતમ ઉભો છે કે નહી તે જોવું. કાનસ્ટન્સે બચારા બાળકને કમનસીબ મુગીના હાથમાં મેલ્યું. અને તે બચારા નિરપરાધી બાળકે હાથ લાંબા કરીને માતાને કોટી કરી. જેણીએ તેને પોતાના હૃદયની સાથે દાબી રાખ્યું, કાનસ્ટન્સની રીતભાતથી એની બેહેનના મન ઉપર અસર થઈ; તેણી પ્રથમ કરતાં કાનસ્ટન્સ ઉપર ઓછા મત્સરથી જોવા લાગી, પણ તેણીનું સર્વાંગ ધ્રુજતું હતું. દાંત વાગતા હતા—આંખો મીચી દીધી અને-તે ભયંકર ચીકાસ ઓડાંપર આવી ગઇ. કાનસ્ટન્સે નોકરોને એની બેહેનને બાગના બંગલામાં લઇ જવાનો હુકમ આપ્યો, તેણીને બીછાનામાં સુવાડી, ને તેને તાવ ચઢી આવ્યો ને માથું ફરી જઈ બેશુદ્ધીમાં બબડવા લાગી. આંખો ફાડીને આસપાસ જોવા લાગી. કોઇને ઓળખી શકી નહી ને પોતાના બાળકને પણ ધક્કો મારીને આઘો ખસેડી દીધો.

કાન૦—ગરીબ બીચારી છોડી! અરેરે! હું તને કદી છોડી દેનાર નથી એમ આશ્વાસન આપીને એની બહેનની પથારી પાસે આખો દીવસ બેસી રહી.

સાંજરે પોતાની માંદગીમાં પડેલી એની બહેનને શાંતા વળ્યા પછી તેણીને મુકીને આઘી ખસી. તે પોતાની જે અત્યંત વિશ્વસનીય દાસી હતી તેણીના હવાલામાં સોંપીને બાગના બંગલામાંથી બહાર આવી. કાનસ્ટન્સ જ્યાં ફ્રેડરીક બેઠો હતો ત્યાં મહેલમાં ગઇ. પરંતુ વાઇ-કાઉંટના ગયા આગાઉ જે દીવસો ગયા તેના કરતાં જે દીવસે આજે બન્ને જુવાન સ્ત્રી—પુરૂષો મળ્યાં તે દીવસમાં કેટલો બધો અંતર પડ્યો? કાનસ્ટન્સ એક પણ શબ્દ બોલી નહી. તેણીના મનમાં હજારો વિચિત્ર પ્રકારના ઉભરા આવવા લાગ્યા. હૃદય કંપાયમાન થવા લાગ્યું,—અને પોતાના મનને જે લાગણીઓ થઈ આવી તે દાબી દઈ પોતાના ધણીની આગળ જે શાંતતા રાખવી પડી તેથી તેણીના મનમાં ઘણું લાગી આવ્યું. જેવી રીતે ન્યાયાસન ઉપરથી ન્યાયાધીશ અપરાધીને સજા

વિષયમાં કેમ કરવું તે તું મારા ઉપર સોંપસે તો હું તેણીને દુઃખ દે
નથી. હું એણીને માટે બહારગામ એક સારા અને મનને આનંદ મળે એ
ભાગમાં એક સુંદર ઘર રેહેવાને માટે આપીશ. ને એવી ગોઠવણ ક
આપીશ કે તેણીને કાંઇ પણ પદાર્થની ગરજ પડે નહીં તેણીનું બા
એક ઘણું સુંદર છોકરૂં છે ને આજથી હું તેણીની મા થવા માંગું છું.
રંતુ તેની માતાથી બાળકને વિખુટું કેમ પાડી શકાય? તેને સારો વિદ્યાભ્ય
મળે એવી આપણે તજવીજ કરી આપીશું: ને જ્યારે તે મોહોટો થશે ત
તેને સન્માર્ગે દુનિયાદારીમાં લગાડવો હોય તો લગાડજે. હું કહું છું તે ઉપર
વિશ્વાસ રાખજે. તું તેને લાડ કરશે તેનો હું તને દોષ દેનાર નથી. જેના ઉ
તું પ્રીતી કરતો હતો તેણીને માટે હવે મારો વિચાર દર્શાવું છું. પ
કદાચ એવું બની શકે કે આ બાપડીને જોઇને જુનો પ્રેમ પ
તાજો થાય ને કદાચ તું હજી મનમાં તેણીના ઉપર પ્યાર પણ રાખ
હશે. ફ્રેડરીક! હું તને વિનંતિ કરીને કહું છું કે તું મારી સાથે પ
અંતઃકરણથી બોલ! તારા અંતરના ઉંડાણમાં જે વિચારો હોય તે મને
કહી દે. જે ઉપાયથી તું સુખી થાય તે કરવાને હું કાંઈ પણ વાતની બ
રાખું એવી નથી. મારૂં ગમે તેમ થાય પણ તારૂં કલ્યાણ હું નિર
ચાહુ છું. હા! મારા વહાલા સ્વામી, બીજી સ્ત્રીની સાથે પ્રીતી કરી
તને દુઃખ થતું હશે તે શિવાય હું બધું સહન કરી શકીશ, પરંતુ
રૂં દુખ મારાથી સહન થઇ શકતું નથી. હજી તને તેણી ગ
હોય તને હજી વાહલી લાગતી હોય તો હું ચાલી જાઉં છું, ને
જઇને આપણી દૂરની મીલકતપર રહી હું મારી એકાંત જીનગીનો શ
આર્ણુાસ. ને પછી તારી ને મારી ભેટ કોઇ દીવસ થશે નહીં. ને
તારી સ્ત્રી અને તારા વાહાલા બાળક સાથે સુખમાં જીંદગી ગાળજે!

કાનસ્ટન્સની આંખમાંથી આંસુ વહ્યા જતાં હતાં તે કેમે કરી બ
રહી શક્યાં નહીં. મનને શાંતિ વળવાને માટે ઘણીએ યત્ન કીધો
બાંથે. જ્યારે તેણીએ ફ્રેડરીકની પાસેથી હમેશને માટે જુદા પડવાનો વિ
દર્શાવ્યો ત્યારે તેણી હીંમત હારી ગઇ.

કાનસ્ટન્સને ફ્રેડરીક પોતાના હૃદય સાથે ગાંડાંપણાથી વળગાડીને
બોલ્યો—હું તને છોડી શકું? અરે કાનસ્ટન્સા કોઇ પણ એવો વ
તારાથી બતાવાશે કે જ્યારે હું તારાપર પ્રીતી કરતાં અટકી પડયો હ
ના. ના. હું તારા કસમ ખાઇને કહું છું કે મારા મન ઉપર તારૂં સ્વા

છે! મેં એની બેહેનનો અપરાધ કીધો છે તેનું મને ઘણું દુઃખ થાય છે. ને મારાથી બની શકે એટલી તેની અસર ભુસી નાખવાનો પ્રયત્ન કરીશ. જ્યારે તેણી મારે નજરે પડી ત્યારે મારા મનનાં ઉભરાઓને હું શી રીતે દાબી શકું? અને તે બચાડી બાળકી અરેરે! તે મને ઘણું પ્યારું લાગે છે. ને હું ખુલ્લા દીલથી કહું છું કે તેને જે પ્રકારે સુખની પ્રાપ્તિ થાય તેવા ઉપાયોની યોજના કરવાનો મેં નિશ્ચય કીધો છે. તારા બધા વિચારો મને ગમે છે. ને તાહરી બધી યોજનાઓની સાથે હું મળતો થાઉં છું. મારું તારૂં અંતઃકરણ કેટલું સાફ છે તેમ તારો સ્વભાવ કેવો ઉંચો છે ને તારૂં મન કેવું મોટું છે તે સર્વ હું સારી પેઠે જાણું છું! અરે! આ દુનિઆ-માં આવા સારા સ્વભાવની કેટલી બાઇડીઓ આવી રીતે વર્તન કરતી હશે? તને જેમ ઠીક લાગે તેમ કર. એની બેહેનને જોઇએ તો આવતી કાલે સહવારે—"

કાનસ્ટન્સ—કાલે ના—ના એમ બનવાનું નથી. કાલે નહીં. ગરીબ બાપડી હજુ દુખમાંથી છુટી નથી ને હજી માંદી છે. જ્યાં સુધી તેણી અહીં રહેશે ત્યાં સુધી તારે એનું નામ પણ દેવું નહીં, તને જુએ છે એટલે એનું મન લાગણીથી ઉભરાઇ આવે છે. હવે તારે તેણીને મોઢું દેખાડવું નહીં. એટલુંજ હું તારી પાસે હાથ જોડીને માંગી લઉં છું.

ફ્રેડરીક—અરે! હું તારા કેહેવા પ્રમાણે ચાલીશ.

કાનસ્ટન્સ—એણી માંદગીમાંથી સાજી થઇ જાય તારે હું તેણીની સાથે જઇને તેણીને નવા ઘરમાં પોંહોચાડીને આવીશ. ને તેણીને માટે સર્વ પ્રકારની યોગ્ય બ્યવસ્થા કરી નથી ત્યાં સુધી હું તેણીને છોડીને પાછી આવનાર નથી.

ફ્રેડરીકે પોતાની સ્ત્રીને આલિંગન આપ્યું. કારણ તેણીનો આ માયાળુ સ્વભાવ જોઇને તેણી વધારે પ્રીય લાગવા લાગી. સ્ત્રીને કાંઇ હથીઆર સેવાની જરૂર નથી; ઠપકાના શબ્દ એજ સ્ત્રી પુરૂષની વચ્ચે અંતર કરાવવાને બસ છે. પણ અંતઃકરણને છુટું પાડવાનો પ્રયત્ન ન કરતાં તે અંતઃકરણને સર્વ પ્રકારની છુટ આપી તેની આજ્ઞા પ્રમાણે ચલાય તો પ્રેમ જેવું ને તેવું હમેશાં ટકી રહે છે! કાનસ્ટન્સ પતિના હસ્ત-પાશમાં પડયાથી તેણીને ફરીથી સુખ થયું. ફ્રેડરીકે તેણી ઉપર પ્રેમ રાખે છે એવા કસમ લીધા ને તેના ઉપર કાનસ્ટન્સે ભરોસો રાખ્યો. શું ફ્રેડ-રીકના પ્રેમ વિના તેણી જીવી શકે!

બીજે દીવસે સહવારે તેણી બાગના બંગલામાં ગઈ; ફ્રેડરીક પોતાની સ્ત્રીનું ઉમદાપણું કેવું હતું તે જણાવવાને પોતાના મિત્ર કને ગયો.

ડયુ૦—એના જેવા સાસ સ્વભાવની બાઈ દુનિયામાં જડી આવવી મુશ્કેલ છે. તેણીને સંભાળજે; તારાથી હદ ઉપરાંત પ્રીતિ થઇ શકશે નહીં, તને જે સ્ત્રી મળી આવી છે તે તો એક અણમોલ ખજાનો છે.

મીનાર્ડ—તમારી સ્ત્રીની ચાલ પ્લુટાર્કમાંની નાયિકા જેવી છે, એવાત કોઇનાથી ના પાડી શકાય એવું નથી; એટલુંજ નહી પરંતુ બીજા હેનરી રાજાની સ્ત્રીના જેવી છે કે જેણીએ પોતાનું પવિત્ર પણું સિદ્ધ કરવા આગીમાં બળતો ધગધગતો લોખંડનો સળીઓ હાથમાં લીધો હતો. એના જેવો દાખલો ઇતિહાસમાં ગણવો મુશકીલ છે.

એની બહેનનો મંદવાડ હજી ઘણો હતો. તે કોઇ શખસને ઓળખી શકતી ન હતી. પરંતુ તે બાપડી પોતાના હાથ લાંબા કરીને કોઇને મળવાનો પ્રયત્ન કરતી હોય એવું જણાતું, પણ તે હાથમાં કોઇ આવી શકતું ન હતું. તે અમસ્તા હાથ પહોળા કરી રાખતી. તેણીના મંદવાડમાં જે કરવું જોઇએ તે બધું કાનસ્ટન્સ તેની પાસે બેસીને કરતી પછી જ્યારે મંદવાડનું સ્વરૂપ બદલાયું નહી ત્યારે પારીસથી એક સારા વૈદને બોલાવવામાં આવ્યો ને તે માંદી બાઇને માટે એક વિશ્વાસુ નોકરને મંદવાડની પથારી આગળ બેસાડવામાં આવ્યો ને તે માણસને એવો સખત હુકમ આપવામાં આવ્યો કે તેણે જરા પણ મંદવાડની પથારી આગળથી ખસવું નહી. પછી કાનસ્ટન્સ બાળકને હાથ ઉપર લઈને પોતના પતિની પાસે ગઇ.

કાનસ્ટન્સ—હું એ એની બહેન ઉપર આટલી પ્રીતિ રાખું છું એનું કારણ એ છે કે આ છોકરાનું કાંઇ બહેતર થાય, અને તેં જે એણીનો અપરાધ કીધો છે તેમાંથી મુક્ત થવાને માટે તારે પણ એ છોકરાનું જે રીતે બેહતર થાય તેવી તજવીજ રાખવી જોઇએ. અરે! ફ્રેડરીક હું એ બાળક ઉપર આટલી ચાહના રાખું છું તેનું કારણ હું એ બાળક મારૂં પોતાનું હોય એમ સમજું છું. જ્યારથી એ છોકરો મારી નજરે પડ્યો છે ત્યારથી કોઇ ગુપ્ત અવાજ મારા કાનમાં થયો, પણ તે કોણે અવાજ કીધો તે મારા જાણવામાં આવ્યું નહી. તે અવાજ એવો કે "એ બાળક ફ્રેડરીકનુંજ છે." માટે તેના ઉપર ઓછી પ્રીતિ રાખવાના બદલામાં હું એના ઉપર મારાથી બની શકશે તેટલો પ્રેમ રાખીશ.

ફ્રેડરીકે બાળકને કોઠી કરી. ને તે આખો દીવસ પોતાના બાપ અને રહ્યું. કારણ તેની મા બેશુદ્ધીમાં પડી બડબડાટ કરતી હતી તેથી તે માતા પાસે જઇ શકયું નહી. એક પખવાડીઆ સુધી એની બહેન મરણની પથારીમાં પડી રહી હતી. તે પ્રસંગે કાનસ્ટન્સ આખો દીવસ ને રાત બાગના બંગલામાં એની બહેન પાસે બેસી રહી તેણીની સારવાર કરતી ને જ્યારે મંદવાડ વધી પડતો ત્યારે પોતેજ તેણીને હાથપર ઉઠાવીને ઓસડોપચાર કરતી ને તેણીના મનને ધીરજ આપતી. આની રાત દીવસ વિશ્રાંતિ લીધા વિના કાનસ્ટન્સ એની બહેનની પથારી આગળ બેસી રહી દીવસો પસાર કરવા લાગી. ત્યાં છતાં એણી એની બહેનનાજ વિચાર કરતી। તે કાનસ્ટન્સને હમેશાં એમ કહેતો કે તું તારી પ્રથમ તબીયત તપાસ ને ઉંધ લે પણ તે વાત કાનસ્ટન્સ માનતી નહી.

કાનસ્ટન્સ---મનેજ એની બહેનની પાસે બેસવા દો. તેણીની સારવાર કરતાં હું એમ ધારૂં છું કે તમે જે એણીનો ગુન્હો કીધો છે તેનો હું બદલો વાળી આપું છું.

એની બહેનની માંદગી ચાલતી હતી ત્યાં સુધી ફ્રેડરીકને એક મીનીટ પણ ઉંઘ આવતી ન હતી. એકવાર તેણીની પાસે જઇને મળવાનો એનો વિચાર હતો. પણ તેણે કાનસ્ટન્સને વચન આપ્યું હતું કે હું હવેથી એની બહેન પાસે જઇશ નહી ને તેની સ્ત્રી તેને માટે આટલું દુઃખ અને સહન કરતી હતી તેથી તે પોતાનું વચન કેમ ભંગ કરી શકે? ઘડીએ પઘડીએ તે બાગના બંગલા આગળ જ્યાં એની બહેન માંદગી ભોગવતી હતી ત્યાં જતો ને જે તેના ઓરડામાંથી બાહેર આવતું તેની પાસેથી એની બહેનની તબીયતના સમાચાર પુછી લેતો. પણ વખતે કાનસ્ટન્સ બહાર આવતી અને તેની નજરે તે પડતો તો એને એની બહેનની તબીયતના સમાચાર સાંભળવાને કેટલી બધી ઇન્તેજારી રાખે છે એવા વિચાર કાનસ્ટન્સને માલમ ન પડે તેવી રીતે તે પોતાના મનોવિકાર તેની આગળ છુપાવતો. આખરે વૈદે એવી સલાહ આપી કે હવે એની બહેનના જીવને કશું નુકશાન થનાર નથી. એની બહેન બેશુદ્ધિમાંથી સાજી થઇ. તેણીનો બડબડાટ જતો રહયો. તેણી બાળકને ઓળખવા લાગી, તેને પોતાના હૃદય ઉપર દાબીને બચીઓ કરવા લાગી, ને તે બાળકને જરાવાર પણ વીસરી મુકતી નહી. માંદગીમાંથી ઉઠયા પછી જ્યારે તેણી કાનસ્ટ-

મને જોતી ત્યારે તેણીનું આખું શરીર ધ્રુજી જતું; ને બીજી વખતે થોડી-વાર પછી તેણીના મનના ઉછાળા શાંત પડ્યા પછી પોતાનું ભલું કરનાર કાનસ્ટન્ટસનો હાથ ઝાલી તેના ઉપર ચુંબન કરતી ને આંખમાં આંસુ આણી-તેણીને પોતાને લીધે જે દુઃખ સહન કરવું પડતું તેની કાનસ્ટન્સ પાસે હાથ જોડીને ક્ષમા માગી લેતી.

કાનસ્ટન્સ—(એની બહેનનો હાથ દાબીને) ગરીબ બાપડી છોડી—તારા ઉપર જેવું મારૂં મન છે તેવુંજ હમેશા રહેશે. મારી તારા ઉપરની માયા ઓછી થવાની નથી. મારા ધણી તરફથી તને જે અન્યાય થયો છે તેનો બદલો હું તને વાળી આપું છું. અને હવે પછી પણ વાળી આપીશ. હું એમ માનું છું કે આ તારૂં બાળક મારૂંજ છે ને હવેથી તમારા બન્નેની ચિંતા મને છે. એ તું કબુલ રાખ. હું માત્ર કરજ વાળી આપું છું. તારો બાળક બહુ રૂપાળો છે. તેના નસીબથી તારૂં બધું દુઃખ નાશ પામશે. માટે તું નિરાશ થઈશ નહી બહેન. હજી તારી જીંદગી લાંબી છે ને તેમાં તને ઘણું સુખ આગળ મળવાનું પરમેશ્વરે સરજેલું છે!

એની બહેનની આંખમાં આંસુ આવ્યાં. ને તેણીની આંખ ઉપરથી એવું જણાતું કે કાનસ્ટન્સે જે આશા બતાવી હતી તેમાં તે લેશ માત્ર ખરી માનતી ન હતી. એની બહેન ફ્રેડરીકને ભુલી જાય એ વાત તો કાનસ્ટન્સ કોઇ દીવસ માને એવી ન હતી. પરંતુ માંદગીવાળા માણસના મનનું સમાધાન કરવા અર્થે આપણે ઘણી વેળા જુઠું બોલીએ છીએ. થોડીવાર પર્યંત મુ-ગી છોડીએ ઓરડામાં ચારે બાજુએ જોયું અને પછી કાનસ્ટન્સ તરફ જોઇને જાણે નિરાશા બતાવતી હોય એવું જણાતું. એણીના મોં ઉપરથી એવું જણાતું કે પોતે કાનસ્ટન્ટસ જેમ કહે તેમ કરવા તઇઆર હતી. કાનસ્ટન્સે પોતાના ધણીને જઇને કહ્યું કે એની બહેન માંદગીમાંથી બચી ગઇ છે પરંતુ તેમાંથી સાજી થતાં હજી ઘણો વખત લાગશે. વૈદે એમ કહ્યું હતું કે માંદગીમાં પડેલી બાઇને પ્રવાસ કરવાનો શ્રમ સહન કરવાની શક્તિ આવતાં હજી ઘણીવાર લાગશે ને તે શક્તિ વહેલી આવે માટે તેણીને આજ જગાએ એટલે બાગના બંગલામાં રાખવી જોઈએ.

એની બહેનના શરીરને હવે ધાસ્તી જેવું નથી એવું જ્યારે ફ્રેડરી-કના જાણવામાં આવ્યું ત્યારે તેના મનમાં ખુસી પૈદા થઇ ને તેણીની થોડી વાર પણ ભેટ લેવાનું બની આવે એવી તેની મરજી હતી તેથી તેનું

મન આકુળ વ્યાકુળ બની જતું, બીજી વાતની પણ એની ઇચ્છાને પુષ્ટી મળતી. જ્યારે બાપડી મુગી મરણતોલ અવસ્થામાં પડી હતી ત્યારે દીવસની વખતે તે બાળકને ફ્રેડરીકના હવાલામાં સોંપવામાં આવ્યું હતું, એને રમાડવાની ફ્રેડરીકને ટેવ પડી ગઇ હતી ને બાપને પુત્રનો લાડ લડાવતા જેવો હર્ષ થાય છે તેવો તેને થવા લાગ્યો. એવી પિતૃ-પ્રેમની લાગણી ગમે એટલો વખત થઇ જાય, અગર તે બાળક બાપની નજરથી દૂર હોય, તોપણ નાશ પામતી નથી. એવી બહેનને ફરીથી નજરે જોવાની આતુરતા કાનસ્ટન્સના જોવામાં આવે નહીં એમ તે ધારતો હતો, તોપણ પોતાના પુત્રની ખબર પુછી જોવાની હીંમત તે હારી ગયો ન હતો.

કાનસ્ટન્સ—મારા વહાલા ફ્રેડરીક, આ બાળક ઉપરજ માત્ર એવી-બહેનની આશા રહેલી છે. ને એ બાળકો આપી દેવાને માટે એવી બહેનને શી રીતે પુછી શકાય ! થોડા દિવસ પછી વિચારના યોગે કરીને તેણીના મનનું દુઃખ ઓછું થશે, ત્યારે તેણી પોતાના બાળકને લઇ જવાની મને રજા આપશે; પણ હાલમાં તો તેણી બાળકને પાસેજ રાખશે.

ફ્રેડરીકે કાંઇ પણ જવાબ આપ્યો નહીં. તેના મનમાં જે વિચારો આવ્યા તે તેણે જણાવ્યા નહીં; કારણ કાનસ્ટન્સ તેના તરફ જોતી હતી અને તેના મનમાં જે વિચારો ચાલતા હતા તે સર્વ છુપા વિચારો તે વાંચી શકતી.

એવી બહેનને ધીરે ધીરે ફેર પડવા લાગ્યો. ને તેને થોડા દીવસ પછી કાનસ્ટન્સનો હાથ ઝાલીને બાગમાં છોકરાના સાથે ચાલવાની શક્તિ આવી. તેણીનામાં શક્તિ લાવવાનો કાનસ્ટન્સ પ્રયત્ન કરતી હતી ત્યારે કાનસ્ટન્સ આસપાસ નજર કરી જોતી. તેણીની પાસે ફ્રેડરીક હોય તો તેણીને બીક લાગતી હતી. પણ તેણીએ ફ્રેડરીકને અગાઉથી જણાવ્યું હતું કે એવી-બહેન આજે બાગમાં ફરવા નીકળવાની છે. અને એણીએ જે સુચના કરી હતી તેનું કારણ એવું હતું કે કાનસ્ટન્સ અને એવી બહેન હોય ત્યાં ફ્રેડરીકે જવું નહીં. ફ્રેડરીક સારી રીતે જાણતો હતો કે હું જાને ત્યાં જાઉં તો વળી પાછા એવી બહેનના મનમાં વિચિત્ર પ્રકારના વિચારો આવવાથી તેણીની તબીયત પાછી બગડી આવે, માટે ફ્રેડરીક પોતાના ઓરડામાંજ બારણું બંધ કરીને બેસી રહ્યો. એવી બહેનના જીવને શાંતી હતી. અને નિરાશા કરતાં તેણી અત્યંત દીલગીર થવાથી તેણીનું મન શાંત દેખાતું

હતું. તેણી આસપાસ જોતી ન હતી, તેણી જમીન તરફ જોતી અગર ચારે વારે છોકરા તરફ જોતી, તેણી હવે રડતી નહીં પરંતુ તેણી એવો ચહેરો કરી દેતી કે તેણીના મનમાં શું હશે તે સ્પષ્ટ જણાઇ આવતું. એવું છતાં થોડા દીવસમાં તેણીના શરીરમાં શકિત આવ્યાથી તેની કાન્તી વધારે તેજસ્વી બની, અને તેથી બાગના બંગલાની આસપાસ પોતાના છોકરાને સાથે લઇ ફરવા લાગી.

બીજા અઠવાડીઆમાં એવી ગોઠવણ કરવામાં આવી કે કાનસ્ટન્સે એની બહેનની સાથે છોકરાને લઇને જે ઘર એની બહેનને રહેવા માટે રાખવામાં આવ્યું હતું ત્યાં જઇને રહેવું; આ કાનસ્ટન્સનો વિચાર ફ્રેડરીકને પસંદ પડયો; અત્યાર સુધી જેના ઉપર પ્રેમ રાખતો હતો ને હજી પણ રાખે છે, તે બાઇને ફરીથી મળવાનો એનો વિચાર હતો. તે જાણતો હતો કે દરરોજ સવારમાં એની બહેન પોતાના બાળકને હાથમાં લઇને બાગના બંગલાની થોડેક દૂર એક ઝાડની ઘટામાં જઇને બેસે છે. કાનસ્ટન્સ ઉંઘી ગઇ છે તેવી તક સાધીને તે એક દીવસે સવારમાં ઉઠીને સુર્ય તરતજ ક્ષિતિજમાં આવ્યો હતો, ત્યારે એની બહેનની પાસે જઇને તેણીને મળવા ગયો, મનમાં કાનસ્ટન્સની ધણીએ ધાસ્તી હતી પણ તે ઉપર જીત મેળવીને ગયો. એની બહેન સાથે બોલવું નહીં એવો કાનસ્ટન્સના કહેવાથી એનો નિશ્ચય હતો અને તે પ્રમાણે ચાલવાને એણે કાનસ્ટન્સને વચન પણ આપ્યું હતું, તે છતાં ફકત એની બહેનને દૂરથીજ નિહાળી જોવાનું મનમાં આવ્યું. કારણ બીજે દીવસે તો તેણી બીજા ઘરમાં રહેવાને માટે જવાની હતી, તે પોતાની ઇચ્છા પુર્ણ કરવા આ છેલોજ પ્રસંગ એને મળે એવો હતો, ને તે પ્રસંગનો એણે આ લાગ સાધ્યો.

ફ્રેડરીક ઓળખાઇ ન આવે એવા પોષાક પહેરીને ગુપચુપ ચાલ્યો ગયો. પ્રથમ તે કાનસ્ટન્સ જે પથારીમાં સુતી હતી ત્યાં ગયો. તેણીએ પાસું ફેરવ્યું, પરંતુ તેની આંખ મીચાયેલી હતી. ખરેખર હજી તેણી ઉંઘમાં હતી, ને આ તકનો લાભ લેવાનો તેણીના ધણીનો વિચાર હતો. ધીરે રહીને તે બાગમાં ઉતરીને ગયો, રાત્રીનો જરા અંધકાર હતો તેમાં પ્રકાશનો કોઇ કોઇ ભાગ દેખાતો હતો ને આસપાસ સઘળે શાંતતા હતી. તે ઉતાવળે પગલે જે ઝાડીમાં એની બહેન હમેશાં બેસતી હતી ત્યાં ગયો. તેનું હૃદય ધડકવા લાગ્યું, ને સુખના વખતે જ્યાં આગળ એની બહેનની

પ્રથમ મુલાકાત થઇ તે નદીને કીનારે જુવાન મુગીને શોધી કાઢવાની એની આંખને જે ટેવ પડી હતી તેવીજ આંખે વીજીલના જંગલમાંથી આ વખતે જાણે પોતે પસાર થતો હોય એવું તેના મનને લાગ્યું.

હજી તેણી ઝાડની ઘટામાં આવી ન હતી. ને હજી એની બહેનને બહાર પડવાને માટે પાએક કલાકની વાર હતી. જ્યાં આગળ તેણી બેસતી હતી ત્યાં એક બારટી ઉપર તે બેઠો, તે ઠેકાણેથી જે બાગના બંગલામાં એની બહેન અને તેણીનો પુત્ર રહેતાં હતાં તે નજરે સહેજ જોઇ શકતો. જેના ઉપર તે આટલો મોહીત થઇ પડ્યો હતો તેના રંઢાપણ ભણી એણી નજરે જોઇ રહ્યો. તેનું મન આ વખતે મળવાને આતુરતાવાળું બની ગયું, અને ડેમ મારગારેટની ઝુંપડી આગળ જતાં તેને પહેલાં જે વિચારો આવતા તેવાજ વીચારો આવવા લાગ્યા, પણ તેમ કરતાં તે એટલી વાત ભુલી ગયો કે તે વખત અને આ વખત એ બે જુદા છે. એની બહેનની બાગમાં આવવાની રાહ જોતો હતો ને મનમાં આણતો કે જાણે એની બહેન પોતાનાં ઘેટાંને હાંકતી તેની તરફ દોડતી આવતી હોય.

આવા વિચારમાં ને વિચારમાં પાએક કલાક નિકળી ગયો. એટલામાં બાગના બંગલાનું બારણું ઉઘડયું, ઉમરા ઉપર એક બાળક આવીને ઉભું, તે બાળક કોણ હતું ? બેશક ફ્રેડરીકનો પુત્ર ! એ છોકરાને ક્રોટી કરવા ફ્રેડરીક દોડવા જતો હતો; પરંતુ તેમ કરવા અગાઉ કાનસ્ટન્સને જે વચન આપ્યું હતું તે યાદ આવ્યું. જો તે બંગલામાં જાય તો પાસે ઉભેલી એની બહેનને જોઇ શકે; તેથી એની બહેનની નજરે ન પડવાની જરૂર પડી. તે ઝાડની ઘટાની પાછળ ગયો ને એક ઝાડના ઓથામાં છુપાઈ રહ્યો. ને ત્યાંથી એની બહેનની આવવાની રાહ જોતો ઉભો રહ્યો. ઘટામાંથી પસાર થયો નહીં એટલામાં એની બહેને બંગલામાંથી બહાર આવીને પોતાના છોકરાનો હાથ અઙ્યો, તેણીએ સફેત ગાઉન સભ્યતા ભરેલી રીતે પહેરેલો હતો ને તેણીના વાળ અમસ્તાં વળેલા તેણીના ખભા ઉપર પડેલા હતા, તેણીના મોંઢા ઉપર તે દુઃખી હોય એવું જણાયું. છતાં છોકરા ભણી જોઇને હસી ઉભી રહી, દીલગીર થઇને ચારે પાસ જોયું ને ઉંડો નિસાસો મુકયો.

તેણીના સંબંધમાં વિચાર કરતાં ફ્રેડરીક જરા પણ થાકી ગયો નહીં, હવે તેણીના તરફ સહજ જોઇ શકતો, પરણુ પોતાની ઓની હાજરીમાં

તેણે એની બહેનને નિહાળીને નખથી તે માથાં સુધી જોઇ ન હતી. તેના ગભરાટથી નેનમાં ઓર રંગ આવ્યો હતો ને તેણીની ખુબસુરતી વધી હતી. પછી તે ચાલવા માંડી, બાસ્કી ઉપર જઈને બેઠી; હવે તેણી તેની પાસેજ હતી, માત્ર વૃક્ષની શાખા એ બેની વચ્ચે આવી હતી. તે તેણીના નિસાસા સાંભળી શકતો હતો ને તેણીના હૃદયના ધબકારા સાંભળતો. તેણીના ચહેરાપર કેવી દીલગીરી દેખાતી હતી! અરેરે! હવે એણીના મનનું કોણ સમાધાન કરે. તેણીને દિલાસો કોણ આપે? તેણીના દુ:ખનું કારણ પોતેજ હતો ને તે ઓછું કરવાની એને કાનસ્ટન્સની રજા ન હતી! બાળક માને કોટી કરીને માતાના દુ:ખમાં ભાગ લેતો જણાયો. તેણીએ છોકરાને છાતી સાથે દાબ્યો, ને તેણીની આંખમાંથી પુષ્કળ આંસુ પડતાં હતાં, અરે! તે દીલગીરી એનાથી દુર થઇ શકે? તેણીનું રૂદન તેના કાનપર પડયું, કાનસ્ટન્સને આપેલા વચનનું તેને વિસ્મરણ થયું, આની બહેનની આંખોમાંથી નિકળી પડતાં ઉષ્ણ આંસુના ટીપાં પોતાના (ફ્રેડરીકના) મનપર સીસાના રસના બીંદુ જાણે પડતા હોય એમ લાગતું! વચમાં આવેલી વૃક્ષની શાખા એક બાજુએ ખસેડી નાંખી—તેણીની પાસે જઇને તેને પગે પડયો, તેના હાથનું ચુંબન લીધું અને બોલ્યો—ક્ષમા કર મને તું ક્ષમા કર!

ફ્રેડરીકને જોતાંની સાથે એની બહેને એવી નિશાની કરી બતાવી કે જાણે તેણી ઉડીને તેની પાસેથી દુર નાસી જશે. પણ તેમ કરવાની હીમત ચાલી નહી. પાછી જગોપર બેઠી—નજર બાજુએ ફેરવવાનો પ્રયત્ન કીધો પણ એક અજીત્ય શકિતએ તે આંખો તેણીના પ્રીયતમ ઉપર લગાડી! ફ્રેડરીકે તેણીના પગ ઉપર માથું મુકયું હતું, તેણે તેણીની ક્ષમા માગી! તેણીનાથી તેને આઘો ખસેડાયો નહી, તેણીએ બાળકને તેના હાથમાં આપ્યો, ને ઝટ લઇને તેને પોતાના હૃદય સાથે દાબ્યો! આ વખતે થોડેક દુર એક મોટો અવાજ કાને પડયો. ફ્રેડરીક બીધો—ગભરાયો—ગાત્ર નરમ થઇ ગયાં—ઝાડીમાંથી નીકળ્યો—ને ચારે તરફ નજર કરી જોવા લાગ્યો—તે કોઇ નહી એમ જાણી એની બહેનની પાસે પાછો આવ્યો. પણ તેણીએ તો બાળકને હાથમાં લઇને બંગલા તરફ ચાલવા માંડયું હતું; ફ્રેડરીકે ઉભી રાખવાનો પ્રયત્ન કીધો—તેણી છુટી ગઇ—આંખેથી પ્રેમી સલામ કરી—તેણીએ સુખના વખતનો લ્હાવો લીધો, પરંતુ ફ્રેડરીક સાથે થોડા પણ વખત

શકે તો પોતાનું ભલું ચાહનાર કાનસ્ટન્સ તરફ કૃતઘ્નતાનો આરોપ માથે આવે.

એની બહેન અને છે.કરો ચાહવાં ગયાં. અને ફ્રેડરીક એકલો બાગમાં રહી ગયો. પોતાની રાખેલી સ્ત્રીને જોઇને તેના ગાલે જે મઝા લાગી તેથી ખુસી થયો પણ તે મઝામાં ભય મિશ્રિત થયું. જે અવાજ કાને પડ્યો તેથી તે ગભરામણમાં પડી ગયો. બાગમાં ફર્યો—ચારે પાસ નજર કરી—કોઇ નજરે પડ્યું નહીં. પોતે ઠગાયો છે એવું માની લીધું. અગર અવાજ પાસેના પેતરમાંથી આવ્યો હશે એવું ધાર્યું. ક્ષણેક પર્યંત પોતાની સ્ત્રીનો અવાજ હશે એમ લાગ્યું! એની બહેનના હસ્તપાશમાં વીંટળાએલો ફ્રેડરીક કાનસ્ટન્સની નજરે પડે એ બને ખરૂં? ના, બની શકે એમ ન હતું; કારણ તે નિકળ્યો ત્યારે તે ઉંઘતી હતી. તે ઘર તરફ વળ્યો. નોકરો નિદ્રામાંથી જાગૃત થઇને પથારીમાંથી ઉઠતા હતા. ગીનાર્ડ અને ડયુગર્ગ બાગમાં એને મળ્યા. આ વેળા તેની સ્ત્રીને મળવાની હીમત ચાલી નહીં. સવારના નાસ્તા વખતે તેણીને મળવાની રાહ જોતો હતો. એવામાં પોતાના મિત્રોને લઇને બાગમાં ફરવા લાગ્યો. પરંતુ તેનું મોઢું ઉતરી ગએલું અને તેના પર દીલગીરી છવાઇ હતી.

ડયુ૦—એની બહેન હવે જલદીથી જતી રહેવાની છે તેનું તને દુઃખ લાગે છે? મારા વાલા મિત્ર, તેણીએ જવું એ જરૂરનું છે! કોઈ પણ માણસ એકજ ઘરમાં પોતાની પરણેતર સ્ત્રી અને રાખેલી સ્ત્રી એ બન્ને સાથે રહી શકતો નથી, જો કે રાખેલી સ્ત્રી ગમે એટલી નિઃકાળજી વાળી હોય; કારણ પરણેતર સ્ત્રી હમેશાં મુલાકાતો, અરસપરસ મળવું, ને પ્રીતમને રાજી કરતાં ડરે છે. જો તેણી પોતાના ધણી ઉપર પ્રેમ રાખતી હોય તો પણ તેણીને નિરાંતે ઉંઘ આવતી નથી.

મી૦—એ સ્પષ્ટ છે કે આપણે વાઘ બકરી સાથે એકી વખતે રહી શકીએ નહીં. એ તો કેવું થાય કે જાણે એક પાંજરામાં પોપટ અને બીલાડીને સાથે રાખ્યાં હોય. કાન્સસ્ટન્સ વિશે કાંઇ મારૂ કહેવું નથી, ઉદાર ના અને માયાળુ પણાની એ પરી છે અને બીજી સ્ત્રીની સાથે જરાપણ ટંટો કરે એવી નથી. પરંતુ એક ગ્રીસ દેશનો તત્વજ્ઞાની એમ કહે છે કે "જો તમને દુનિયામાં જીવતા જીવત નરકમાં પડવું હોય, તો તમે તમારી સ્ત્રીને અને રાખેલીને સાથે રાખજો."

ફ્રેડરીક—મારા વાહલા મીનાર્ડ. આવા વિચાર કરવા કરતાં જો ગરીબ મુગી મારાથી દુર જઇને જુદી રહે તો હુ સુખી થાઉં. મને લાગે છે કે મારા પોતાના નિશ્ચય ઉપર મારે ઘણો વિશ્વાસ રાખવો જોઇએ નહી.

મી૦-દુનિઆમાં એક બાબત એવી છે કે જેના ઉપર આપણે વિશ્વાસ રાખીએ તે એ કે-જમ્યા પછી નાહીએ તો અપચો થયા વગર રહે નહી.

નાસ્તો કરવાની વેળા થઇ—ગૃહસ્થો નાસ્તો કરવાના ઓરડામાં ગયા, ત્યાં કાનસ્ટન્સ આવી પહોંચી; તે રીત પ્રમાણે પોતાના સ્વામીને આલિંગન કરવા ગઇ.

ફ્રેડરીક—( મનમાં ) હુ ઠગાયો. એ કાંઇ કાનસ્ટન્સનો અવાજ હોય નહી. –

એમ છતાં તેણે જોયું કે તેની આનો ચહેરો ફીક્કો પડી ગએલો છે, તેની આંખો લાલ અને સુજેલી લાગી. ને તેણીનો હાથ એના હાથમાં છતાં ધ્રુજતો હતો. તેથી ઘણી આતુરતાથી એણે તેણીની તબીયત કેવી છે તે પુછ્યું.

કાનસ્ટન્સ—મારી તબીયત સારી છે. હુ કાંઇ માંદી નથી. મને કાંઇ થયું નથી.

આ તેણીના જવાબનો અવાજ તેણીના શબ્દને ખોટા પાડે એવો હતો. તે દીવસ તો ચાલ્યો ગયો. ને તેણે અચંબાથી જોયું કે એની બહેનને મોકલી દેવાનો કાનસ્ટન્સ આજે કાંઇ આગ્રહ કરતી નથી. આખરે તેનું કારણ પુછવાની હીમત તેણે કરી.

કાનસ્ટન્સ-(મનના વિકારો દાબી દેવાનો પ્રયત્ન કરી ) મેં એ વિચાર ફેરવી નાખ્યો છે. ગરીબ મુગીએ શા માટે આ ઘર છોડીને બીજા ઘરમાં જઇને રહેવું તેનું કારણ મને સમજાતુ નથી. આપણી સાથે રહેવાથી તેણીને કેટલું બધું સુખ મળે છે ને તે અહી હોવાથી તમને ગમે નહી એમ બનેજ કેમ ? ઉલટું તે અહી ન રહેવાથી તમને દુઃખ થશે.

ફ્રેડરીક ( અચંબાથી ) તું એમ કેમ બોલે છે. ?

પરંતુ કાનસ્ટન્સ પોતાના પતીના વિચાર જાણવા પ્રયત્ન કરતી હોય એમ ન જણાવતાં શાંત અને સ્વસ્થ મનથી બોલી. " ના. હુ તેણીને જવા દઇશ નહી. હવે તે આપણી પાસેથી જાય એ મને સારૂં લાગતું નથી. "

આ શબ્દ બોલીને કાનસ્ટન્સ પોતાના ઓરડા તરફ ચાલી ગઈ ને તેનું બારણું વાસી દઈને સાંકળ દીધી. પોતાની બ્હેનનો વિચાર શા માટે બદલાયો તેનું કારણ તે જાણી શકયો નહી. અને સાંજના કાનસ્ટન્સના હુકમથી તેણીની એક દાસી એની બહેનની પાસે જઇ તેણીને કહેવા લાગી કે તેણીએ બાગના બંગલામાંજ રહેવું ને તેણીને બીજે કયે લઇ જવાનો વિચાર માંડી વાળવામાં આવ્યો છે. આ સાંભળીને મુગીને ઘણું આશ્ચર્ય પેદા થયું, છતાં તેણીના મનમાં તેની પાસે રહેવાનું થયું તેથી મનમાં છુપો આનંદ થવા લાગ્યો. છતાં તેણીને આશ્ચર્ય લાગ્યું કે પ્રથમનો ઠરાવ બદલાયો એવું તેણીનું ભલું ઇચ્છનાર અને તેણીની સંભાળ લઇ આટલી આસના વાસના કરતી હતી એવી જે કાનસ્ટન્સ તેણીએ જાતે આ વાત કહી નહોતી. કેટલાક દીવસ ચાલ્યા ગયા. પણ તેણી કાનસ્ટન્સને મળી શકી નહી. એની બહેન અને તેનો છોકરો એઓની નિત્ય નિયમ પ્રમાણે સંભાળ લેવાતી હતી. પરંતુ કાનસ્ટન્સ હવે બાગના બંગલામાં જે રહેતાં હતા તેમને મળતી નહી. તેણી પોતાનો બધો વખત ઘરમાં બેસીને કહાડતી હતી. તેણી તેને એક પણ ઠપકાનો શબ્દ બોલી નહી પરંતુ પોતાના મનના છુપા વિચારોને દબાવવાને ઘણોએ પ્રયત્ન કર્યા છતાં તેણીના ચહેરા ઉપરથી તેણીના મનમાં કાંઇ પણ દુઃખ છે એવું સ્પષ્ટ જણાઈ આવતું. તે પુછવાની ફ્રડરીકની હીમંત ચાલી નહી ને જ્યારે તેણે પુછ્યું ત્યારે તો તેણીએ મમતાથી જવાબ આપ્યો કે—"એતો કાંઇ નહી"

ડયુ૦—(શિક્ષકને) મારા સમ, આ ખેલ વળી કાંઇ જુદોજ દેખાય છે. તે ગરીબ બીચારી છોડીના મનને તો અત્યંત દુઃખ થશે. એની બહેનને અહીં રાખવાનો તેણીએ નિશ્ચય કીધો છે ને હું સ્પષ્ટ રીતે કબુલ કરૂંછું કે તેમ કરવાનું તેણીનું શું કારણ હશે તે હું સમજી શકતો નથી.

ગીનાર્ડ—મને પણ એમાં કાંઇ સમજણ પડતી નથી. પણ તમે જેમ ધારો છો તેમજ હું પણ ધારૂં છું. મને તો આ વાતમાં કાંઇ ગુપ્ત ઘોટાળો દેખાય છે. હરકયુલીયન નામનો કોઇ વિદ્વાન એમ કહે છે કે "સ્ત્રીઓના જેટલા ઢોંગઢોંગ ભુત પીશાચમાં પણ હોતા નથી." એ એનું કહેવું વાસ્તવિક હોવાથી હું એના કહેવાને મળતો થાઉં છું.

# ભાગ ૨૯ મો.

એની બેહેન અને તેણીનો પુત્ર બાગના બંગલામાં રેહેવા લાગ્યા. ગરીબ મુગી કવચીત બાગમાં ફરવાની હીંમત કરીને જ્યારે એક ક્ષણ પણ ઘર છોડીને જવાતું નહી ત્યારે બંગલાની પાસેની પાસેજ ફરતી. કોઇ દીવસ કાન્સ્ટન્સના ઘર પાસે જતી નહીં. કારણ એ કે તેણી હજી ફ્રેડરીકને ચાહતી હતી તોએ ફ્રેડરીકને મળવાની ધાસ્તી લાગતી હતી. તેમજ ફ્રેડરીકની બાગના બંગલા તરફ જવાની હીંમત ચાલતી નહીં. જે દીવસે તેણે એની બહેનને પોતાના હડાની સાથે બાગમાં સારતા દીઠી હતી તે દીવસથી કાનસ્ટન્સની રીતભાત બદલાઇ ગઇ ને તેથી ફ્રેડરીકને સંશય આવ્યા વિના રહયો નહી કે જે અવાજ તેણે બાગમાં સાંભળ્યો હતો તે કાનસ્ટન્સનોજ હતો. પોતાની રાખેલી સ્ત્રીના પગ ઉપર માથું મુકતાં કાનસ્ટન્સે તેને જોયો હતો તો તે પતિના વચન ઉપર કાનસ્ટન્સ કેમ આધાર રાખી શકે? તેના તો જાણવામાં આવ્યું કે હું એકલીજ કાંઇ ફ્રેડરીકની પ્રીતિપાત્ર નથી. કાનસ્ટન્સના પગ ઉપર માથું મુકવાનું ને પોતે તેણીને ચાહે છે એવી તેણીની ખાતરી કરી આપવાનું એને ઘણી વેળાએ મન થઇ આવતું; પણ તેમ કરતા પરંતુ પોતે વચનનો ભંગ કીધો છે એવું એણીની આગળ જઈ કબુલ કરવું એ ને આ વાતની કાનસ્ટન્સને જો ખબર ન હતે તો તેની આગળ તે ઉઘાડો પડી જતે. એવી સંશયી સ્થીતિમાં તેણે મોંહ વાટે એક પણ શબ્દો કાઢયો નહીં; કારણ તે જાણતો હતો કે આખરે પોતાની સ્ત્રીના મનમાં જે મત્સરી સંશય ઉત્પન્ન થયો છે તે જાતે કાઢી નાખવાને તે કોઇના શક્તિમાન થશે.

કાનસ્ટન્સ ઘર છોડીને કયે જતી નહીં એટલુંજ નહી પરંતુ બાગમાંએ ફરવા જતી નહીં. તેણીનો ચેહેરો બદલાઇ ગયો હતો ને તેના ગાલપરનો તન-દુરસ્તીનો રંગ જતો રહયો હતો. તે હસવાને માટે પ્રયત્ન ઘણોએ કરતી. જે દુઃખથી તેણીનું શરીર ગળાઇ જવા લાગ્યું તે તેણીના બધાં કૃત્યમાં જણાઇ આવતું હતું. હમેશ કરતાં વધારે ગાયાગુ અને સંભ્યતા ભારેલી થઇ. પોતાના ધણીનું લક્ષ પોતાના ઉપર કેટલું છે તે સારી રીતે જાણતી હતી. ને ફ્રેડરીક જાણી જોઇને બાગમાં હવણાંનો જતો નથી એવું જોઇ હમેશની માફક બાગમાં ફરવા જવાને તેણી ધણીને આગ્રહ કરવા લાગી.

ફ્રેડરીક—તને છોડીને મારે શા સારૂં ત્યાં જવું જોઇએ. તારા વિના મને બીજે ઠેકાણે સુખની પ્રાપ્તી થાય એવું શું છે?

કાનસ્ટન્સે તેનો હાથ પ્રેમથી ઝાલ્યો ને પોતાના આંસુ છુપાવવાને માટે માથુ બીજી ગમ ફેરવી દીધું. તેણીની નજરે ઝાડની ઘટામાં સવારે જે દેખાવ પડ્યો હતો તે મનમાંથી કેમ કરી નીકળી શકે? તેણીએ એની બેહેનને ફ્રેડરીકના હસ્તપાશમાં પડેલી રાત્રીએ સ્વપ્નામાં દીઠી હતી. તેણીને માલમ પડયું કે મારા ફ્રેડરીકનું અંતઃકરણ મારા ઉપર નથી અને મુગીથી વેગળો પડ્યાથી એના મનને દુઃખ લાગે છે. ને એ હાલમાં મારી આગળ જે પ્રેમ બતાવે છે તે માત્ર મારૂં સમાધાન અગર મને સારૂં લાગે તે માટે છે. આવા વિચારથી તેણી રાત્રી દીવસ પીડાયા કરતી હતી, ને પોતાના મનનું દુઃખ છુપાવી દેવાનો ઘણોએ પ્રયત્ન કીધો પરંતુ સર્વે વ્યર્થ.

ડયુબર્ગે (ફ્રેડરીકને) આ પ્રમાણે સ્થિતિ ઘણા દીવસ પર્યંત ચાલે એમ હમને લાગતું નથી. તારી સ્ત્રી ધીમે ધીમે શરીરે નબળી પડતી જાય છે. ને ગરીબ મુગી તો નિરાશાથી જાણે નંખાઈ ગઇ છે. જો એ બન્ને જણી સાથે રહેશે તો બન્નેને હમનો આભાર થશે.

ફ્રેડરીક—હું તે શું કરૂં? એની બહેનનું ભવિષ્ય કાનસ્ટન્સના હાથમાં છે. તેની આગળ વાત કરવા જાઉં છું ત્યારે તેણી મને બોલવા દેતી નથી ને પછી આખરે એમ કહે છે કે એની બહેનને હું જવા દઇશ નહીં!

મીનાર્ડ—આવી સ્થિતિ ઘણી અટપટી છે. હું જો તારી જગોએ હોતે તો હું સારી રીતે જાણું છું કે મારે શું કરવું જોઇએ.

ડયુ૦—ત્યારે તું શું કરે?

શિક્ષક—શું કરે! તું જેમ કરે છે તેમ વળી. તે વેળા મારે શું કરવું તેનીજ મને સુજ પડતી નથી!

જે ગૃહમાં દુઃખ ને આપદા આવી પડી તેમાં પુષ્કળ ફેરફાર થાય એવી એક વાત આ વખતે બની. એક દીવસે સવારે કાઉંટ–ડી મોંટ્રેવીલ કંઠમાળાના રોગથી સાજો થયા પછી પોતાના પુત્રના રહેવાના ઘરમાં આવી પોહોચ્યો. જો કે ડયુબર્ગ સારી રીતે જાણતો હતો કે કાઉંટ સાહેબ એની બેહેનને ઓળખે છે તેથી એ સદ્ગ્રહસ્થ આવી પોહોચ્યો તેથી પોતે રાજી થયો. કારણ તે આશા રાખતો હતો કે કાઉંટ આવવાથી ફ્રેડ-

રીકને કાંઈ પણ ઉપાય લેવાની જરૂર પડશી. હમણાં જે બધું થઇ ગયું હતું તે બાબતોથી કાઉંટ સાહેબ અજાણ હોવાથી તે આવી પોહોચ્યો તેથી ફ્રેડરીકને ઘણી અગવડતા થઇ પડી. શું તેણે બધી વાતો બાપના મોં આગળ કાઢવી જોઇએ? શું એની બહેન બાગના બંગલામાં રહે છે એવું તેણે બાપને કહેવું જોઇએ? પણ તેની અને તેના બાપની મુલાકાત થયા અગાઉ આ બાબતો કાઉંટ સાહેબને ન કહેવાની કાનસ્ટન્સે ફ્રેડરીકને વિનંતિ કરી હતી. કારણ તેણી માનતી હતી કે કાઉંટ સાહેબને પોતાના પુત્રની શરમ ભરેલી વર્તણુકની ખબર પડી હશે નહીં. ને તેથી ઉલટું જો મુગી છોડીએ કાઉંટનો જીવ બચાવ્યો હતો તે એની બેહેન વિશે કાઉંટનો જીવ ઘણો કષ્ટી થતો હતો, વળી ખેડુતને ઘેર જે છેલ્લા જાસુદને એમણે મોકલ્યો હતો તેણે આવીને કહ્યું કે એની બહેન તો ઘર છોડીને પારીસ ગઇ છે, અને તે પ્રમાણે એની બેહેન પોતાના મકાનમાં હજી આવી પહોચી નથી એવું ધારીને તેણીને ખોળવાને ચારે ગમ માણસોને મોકલાવી દેવા પડયા.

દીકરાને ઘેર ગયા પછી કાઉંટ-ડી-મોંટ્રેવીલ કાનસ્ટન્સના ગોઢા મું. પર દીલગીરી જોઇને ઘણો ચકીત થઇ ગયો. આ પ્રમાણે થવાનું કારણ તેણે પુછયું પરંતુ તેનો જવાબ સીધી રીતે ન દેતાં માત્ર એટલુંજ બોલી કે મારી તબીયત હાલમાં સારી રહેતી નથી તેથી મારૂં મોઢું ફીકું લાગતું હશે. પરંતુ વૃદ્ધ કાઉંટ સાહેબ ખરી વાત શોધી કાઢવામાં ઘણા કુશળ હતા. તેમને તરત ખબર પડી કે કાનસ્ટન્સ કાંઇ પણ બાબત તેમનાથી છુપી રાખવા ચાહે છે. તેમની આગળ તો ફ્રેડરીકને ગભરામણ થતી. મેનશર ગીનાર્ડ તો તેમની પાસે જતોજ નહીં, કારણ રખેને કાઉંટ સાહેબ ઠપકો આપે એવી તેના મનમાં બીક લાગતી હતી. તેમના આવવાથી ડયુબર્ગે માત્ર ખુશી થયો. આ બધી બાબતો ઉપર લક્ષ પૂર્વક અવલોકન કરયા પછી કાઉંટ સાહેબને માલુમ પડયું કે ઘરમાં કાંઇ પણ નવું જુનું બન્યું છે.

કાન્સ્ટન્સ જાણતી હતી કે કાઉંટ-ડી-મોંટ્રેવીલ સાહેબને મોંટ-મોંરેન્સીમાં આવીને રહે ને વેળાએ બાગના બંગલામાં જઇને વાંચવાની ટેવ હતી. તેથી કરીને તેણીને જઇને કાઉંટ સાહેબને કહ્યું કે એ બંગલામાં એક ગરીબ બાઇ અને તેણીનો છોકરો રહે છે. કાઉંટ સાહેબ કાંઇ પણ બોલ્યા નહીં. જો આટલો બધો ભોગ કરવાને માટે પ્રયત્ન કીધો તે

બાઈ આટલી નજીક આવીને રહી છે એવો સંશય આવવાનું કાઉંટ સાહેબને કાંઈ કારણ ન હતું. તેમજ એની બહેન પોતાના પુત્રના ઘરમાં હશે એમ પણ ધારવાનું કાંઈ કારણ ન હતુ.

જે દીવસે કાઉંટ સાહેબ ત્યાં પધાર્યા તે દીવસે રીત પ્રમાણે સહવારના પોહોરમાં ઉઠીને બાગમાં ફરવા ગયા. જ્યારે બંગલાની નજીકમાં ગયા ત્યારે આગલી રાત્રે કાનસ્ટન્સે એમને જે કહ્યુ હતું તે યાદ આવ્યું. તેથી બીજે માર્ગે વળીને અગાસી તરફ પોતે ગયા. પણ થોડેક છેટે ગયા એટલે એક બાળક બંગલામાંથી બહાર આવી તેની પસે દોડતું આવીને ઉભું રહ્યું. ને તરતજ એક જુવાન બાઈ દોડતી આવીને તેના પગ ઉપર માથું મુકીને તેમના હાથ ઉપર ચુંબન કરવા લાગી. જ્યારે કાઉંટ સાહેબે એ બાઈને ઓળખી તથા છોકરાને જોયો ત્યારે એમને કેટલું આશ્ચર્ય લાગ્યું હશે વારૂ!

એની બહેને કાઉંટને આવતાં બારીમાંથી તેને જોઈને ઓળખી કાઢ્યો હતો. તેણીનું ભલું ઇચ્છનાર-કાઉંટના ચહેરાની તેણીના સ્મરણ પટ ઉપર છાપ પડી હતી. તે બંગલા પાસે ફરતો હતો ત્યારે તેના પગ ઉપર મસ્તક મુકવાને માટે દોડી ગઈ. તેમને ફરીથી જોવાથી તેણીના મનમાં જે આનંદ ઉપજ્યો તે બને તે પ્રમાણે દર્શાવવા લાગી. પરંતુ એ સંપબાં-માંથી મુક્ત થયો નહોતો એટલામાં આ પ્રકાર બન્યો હતો.

કાઉંટ સાહેબ-શું! તું અહીઆં આવી છે! ને તને કોણે દાખલ કરી? જેણે તને ઠગી છે તેના ઘરમાં આવીને તુ રહી છે તેની તને ખબર નથી કે શું? ને જે સ્ત્રીએ તને આશ્રય આપ્યો તે તેની સ્ત્રી થાય છે એવી તને ખબર નથી કે શું? એની બહેને એવું જણાવવાની નિશાની કરી કે હું એ બધી વાતો જાણું છું. મેં તેને જોયો છે-ને આ બંગલામાં રહેવાની કાનસ્ટન્સે મને રજા આપી છે. દરેક ક્ષણે કાઉંટને વધારે અચંબો લાગવા માંડ્યો. જેટલી ખબર એની બહેનની પાસેથી જોઈતી હતી તે ન મળ્યાથી તેની પોતાના પુત્રને મળવાની ઇચ્છા થઈ.

કાઉંટ-(એની બહેનને) તું હવે તે બંગલામાં આવી જા. પછી તું મને મળજે. તને આવ્યાને ઘણો વખત થઈ ગયો છે. પણ હું તારો ત્યાગ કરવાનો નથી હોં.!

એની બહેન બંગલા તરફ ત્યાંથી ચાલી ગઈ પણ કાઉંટની આગળ

થી જવા અગાઉ કાઉંટ સાહેબે તેના બાળકને કેટી કરી.

ફ્રેડરીકના જાણુવામાં હતુંજ કે આવા પ્રકારની મુલાકાત થવીજ જોઇએ માટે તે પોતાના બાપ આગળ બધી વાતો કબુલ કરવા જતો હતો એવામાં તેને કાઉંટ સાહેબ મળી ગયા, જેના ઉમ ચહેરા ઉપરથી એણે ધાર્યું કે, પીતાજી એની બહેનને મળીને આવે છે.

કાઉંટ—બંગલામાં જે રહે છે તેને હમણાંજ મળીને હું આ આવું છું. તારી સ્ત્રીની સ્થિતિ બદલાઇ ગઇ છે તેથી હવે મને કાંઇ આશ્ચર્ય લાગતું નથી. તેમ તેણીની બધી રીતભાત પણ બદલાઇ ગઇ છે. તું મને તો દુદૈવી માણુસ લાગે છે! આટલી બધી પ્રીતિ અને આવા તારા ઉત્તમ ગુણુનો તને કેવો બદલો મળે છે તે જો. જે સ્ત્રીને તેં લલચવીને ફસાવી તેને તેં તારા ઘરમાં તારી પરણેતર સ્ત્રીની સાથેજ રેહેવા દીધી છે."

ફ્રેડરીક—મારા લાર્ડ મેં આપનો મોટો અપરાધ કીધોછે. એમ બોલી તેની ગેરહાજરીમાં જે જે હકીકત બની હતી તે સર્વ વિસ્તારથી કહી સંભળાવી—તેની સ્ત્રીએ કેવી દયાની લાગણીથી ગરીબ મુગી છોડીને આશ્રય આપ્યો હતો ને દીન પ્રતિ દીન તેની ઉપર અને તેના છોકરાપર કાનસ્ટન્સનું કેવું હેત હતું.—એ બધી વાતો વિસ્તારીને કહી. કાઉંટ સાહેબ વચ્ચે ન બોલતાં એ સઘળું શાંન્ત પણે સાંભળતા હતા.

કાઉંટ—(થોડી વાર પછી) આ પ્રમાણે તારી સ્ત્રીને બધી ખબર પડી છે! તે જાણે છે કે આ યુવાન સ્ત્રીનું મન લલચાવનાર તું છે, તેમજ તું એ છોકરાનો બાપછે એમ પણુ તે જાણે છે. એટલું છતાં એની બહેનને તું બાગના બંગલામાં રેહેવાદે છે!

ફ્રેડરીક—પ્રથમ તેણીનો વિચાર એવો હતો કે એની બેનને "આપણી મીલતમાંથી એકમાં તેણીની રહેવાની ગોઠવણુ કરી આપવી. તેણીને ત્યાં જવાનો પણુ દીવસ નક્કી કરવામાં આવ્યો હતો, પણુ તેઠરાવ તેણીએ શામાટે બદલ્યો તે હું જાણુતો નથી. પણુ તેણી હવે એની બેનને અહીંથી જવા દેવાની નથી!

કાઉંટ—અને તેનું શું કારણુ હશે તેની તું કલ્પના કરી શકતો નથી! મારા વાહલા દીકરા, આ તેણીની રીત ઉપરથી એવું જણુાયછે કે એમાં કાંઇ ગુપ્ત કારણુ હોવું જોઇએ! જે સ્ત્રી પોતાના પતીને ચાહતી હોય, તેને પુજતી હોય, તેના ઉપર બરોબરીયણુ—એટલે પોતાના જેવા હક કરે તે-

સહન કરી શકે નહી. ને તેનો કાંઇ દ્વેશ કદાચ ન રાખે તો પણ બધું બરીપણુ તેણી સહન કરી શકતી નથી. તેણીને એવીજ સ્થિતીમાં તું રાખવા માંગેછે? તેણીની પ્રકૃતીમાં ફેર પડેલો છે તે તને દેખાતું નથી કે શું? તેણી તારાથી રડવું છુપાવે છે પણ તેણીના ગાલપર જે ફીકાસ આવી છે તે છુપાવી શકતી નથી. તેમ તેણીના મોંપર જે ગમગમી ફેલાઇ રહી છે તે પણ કાઢી શકતી નથી. દરેક વખતે તેણીને યાદ આવે છે કે તું તારા પુત્રની માની પાસેજ છે, તું તેણીની સાથે વાતો કરેછે, ને તે તને ગમે છે.

ફ્રેડરીક—મારા વાહલા બાપાજી—હું કસમ પુર્વક કહુંછું કે,

કાઉંટ—તું જે કહે છે તે સઘળું હું ખરૂં માનું છું પણ તારે કબુલ કરવું જોઇએ કે તારી સ્ત્રીની સ્થિતી ઘણીજ નઠારી છે. આવતી કાલથી એની બેહેનને આ બાગમાં રહેવું ન જોઇએ એવી મારી ઇચ્છા છે.

ફ્રેડરીક—શું કહ્યું, મારા લાર્ડ.

કાઉંટ—મારો ઠરાવ તને પ્રસન પડતો નથી કે શું?

ફ્રેડરીક—કોને મને? ના-ના એમ નથી. મને એમ લાગે છે કે એ બધું તમારી કૃપાવડે છે. તે ગરીબ બાઇને તમારી સંભાળ નીચે મુકવા શું મારે તમને સીફારસ કરવી પડે-અને-મારો છોકરો.—

કાઉંટ—ના, હું એવી ગોઠવણ કરીશ કે જેથી તે બન્ને જણાં સુખમાં રહેશે. તારી સ્ત્રીના જે સારા વિચાર છે તેપણ પુર્ણ થશે. તું એમ જાણે છે કે તે બાઇ અને તેનો પુત્ર એ બેનું હું કલ્યાણ ચાહતો નથી? જુવાનીના ઉછળતા જુસ્સા મારામાં હવે નથી માટે મારૂં અંતઃકરણ બરફનું બનેલું છે એવું તારે ધારવું નહી. તારી સ્ત્રીને અને તને શાંન્તિ મળે એવું મને કરવા દે. જે તારી પ્રીતીને પાત્ર છે તે તારી સ્ત્રીના તરફ તું બેવડી કાળજી રાખ અને બેવડી માયા રાખ. તેના ગાલ ઉપરની લાલી પાછી આણવાની ચિંતા રાખજે. ફ્રેડરીક, આ પ્રમાણે તારા ગુન્હાનું તને સ્મરણ થશે નહી અને એની બહેન અને તેણીના પુત્રને માટે જે કરવા હું માંગુ છું તેનું ઇનામ મને આપ.

ફ્રેડરીક પોતાના ભલા બાપના હાથ પર આંસુ પડયાં. ને પછી કાઉંટ સાહેબ કાનસ્ટન્સને મળવા ગયા. ગરીબ મુગ્ગી વિશે વિચાર કરતાં એક પણ શબ્દ તેણી આગળ કાઢયો નહી, પણ પોતાની પુત્રવધુ વિશે વિચાર કરતાં પોતાનું આશ્ચર્ય દાબી શક્યા નહી અને તેઓ માનવા લાગ્યા કે હમે-

ર્મા કરતાં મને કાનસ્ટન્સ ઉપર વધારે માયા છે. કાઉંટ સાહેબ થડા ખિં-
જાજના હતા, એવા સસરાનું હેત શા કારણથી વધ્યું છે તે કાનસ્ટન્સના
જાણવામાં આવ્યું નહી. પણ તે માનની કે કાઉંટ સાહેબને પોતાના પુત્ર-
ના એની બેહેનના સબંધી કૃત્યની કાંઈ ખબર નથી.

કાઉંટે એક નોકરને પારીસ મોકલ્યો, ને તેને એવો હુકમ આપ્યો
કે બીજે દીવસે સવારે એક પ્રવાસની ગાડી ને એક સુંદર ઘોડાની જોડ
સાથે લાવી બાગના બંગલાની પાછળ ઉભી રાખવી. કારણ પોતે પણ એ-
ની બેહેનની સાથે જ્યાં તેણીને રાખવાનો વિચાર હતો ત્યાં જવાના હતા.
એમ કહીને પોતે એ વાતની ખબર કહેવા એની બેહેન પાસે ગયો. કાઉંટ
સાહેબ ઘરમાં આમ તેમ ફરતા હતા તે ઉપરથી ડયુબર્ગે ધાર્યું કે કાઉંટ
સાહેબ એની બહેનના સંબંધમાં કાંઇ ગોઠવણ કરે છે.

ડયુબર્ગ ( મીનાર્ડને ) હવે થોડા દીવસમાં કેટલોક ફેરફાર થનાર છે.
ઇશ્વર કરેને આ ઘરમાં સુખ શાંતિનું સામ્રાજ્ય થવા પામે.

મીનાર્ડ—હું કબુલ કરૂછુ કે કેટલાક દીવસો થયાં આપણે આનંદમાં
રહેતા નથી. બાઇ સાહેબ તો વિલાપ કરેછે. મારો શિષ્ય દીલગીર રહેછે.
ગરીબ મુગી છોડી એક પણ શબ્દ કોઇને કહેતી નથી. ને તું જાતે
મારા વાહલા ડયુબર્ગ, કેવળ બદલાઇ ગયો છે.

ડયુબર્ગ—જે લોકોને હું ચાહુંછું તે કષ્ટી થાયછે ત્યારે મને કેમ
આનંદ થાય ? હું પ્રણાએ તત્વજ્ઞાની છું છતાં બીજાના દુઃખની મને કાળ-
જી નથી એવું કાંઇ તારે ધારવું નહીં.

મીનાર્ડ—આ બાબતમાં તું મારા જેવો છે, આખો દીવસ ફ્રેડરીક અને
એની સ્ત્રીની સ્થિતિ વિશે હું વિચાર કરૂં છું.

ડયુબર્ગ—ને એટલું છતાં તારી ક્ષુધા શાંત થતી નથી.

મીનાર્ડ—તુ એમ સમજે છે કે હું માંદો પડું તો એ લોકો સુખી થશે?

ડયુબર્ગ-આખર તું માદો પડે એવો માણસ જણાતો નથી. તું તો
પીપના જેવો હજી શરીરે ગોળમટોળ ને મજબુત જણાય છે.

મીનાર્ડ—રસોઇઓ મને તો સારી સારી વાનિઓ બનાવીને જમાડે
છે ને હું જાડો થાઉં નહી તો શું થાઉં ?

ડયુબર્ગ—હું ફ્રેડરીકના બાપના ઉપર સઘળો આધાર રાખું છું. એ
એ બાગના બંગલામાં ગયા હતા—એની બેહેનને મળ્યા હતા—તે થોડા દી-

જાસમાં મોટો ફેરફાર થશે એમ મારૂં ધારવું છે.

મીનાર્ડ—શું આપણુને હવે સારૂં સારૂં ખાવાને નહી મળે એમ તારૂં ધારવું છે ?

ડયુબર્ગ—ખરેખર મો. મીનાર્ડ, તારો જન્મ ફ્રાન્સમાં રેહેવા માટે થયો નથી, તારે તો જઇને સ્વીટઝરલેંડમાં રહેવું જોઇએ, જયાં લોકો આખો દીવસ ખાયાજ કરે છે.

મીનાર્ડ—મહેરબાન, ગમે ત્યાં રહેલા હું જન્મ્યો છું. જ્યારે તમે હમારી સાથે બેરન પોટારફી તરીકે ઓળખાયા ત્યારે તમે પૈસા ઉડાવવામાં તો મોટી બહાદુરી વાપરી હતી. ને જમવાની વાત કાઢી એટલે મને સાંભરી આવે છે કે કાલે મારે તમને સુચના કરવી પડી કે પેલી નવી વાની તમે બધી ખાઈ ગયા ને જ્યારે મેં બીજી વધારે માગી ત્યારે તમે કહ્યું કે હવે થઇ રહી.

ડયુબર્ગ—મો. મિનાર્ડ, એ વાની તો તારા પેટમાં અપચો થાય એવી હતી.તારે ખાવા લાયક ન હતી તો.

મીનાર્ડ—હું તમને વિનંતિ કરૂં છું કે મારી તબીયતને માટે તમારે પંચાત કરવી નહીં. ટેબલ ઉપર માછલી આવી કે મારે માટે થોડી રહેવા દેવી. તમારે જાણવું જોઈએ કે ગમે એટલો મારી આ ઉમરમાં મને અપચો થાય તોએ હું ખાધા વિના રહેનાર નથી.

કાઉંટ સાહેબ હવે શું કરવા માગે છે તે વિશે સઘળા માણસો જ્યારે વિચારમાં પડયા ત્યારે કાઉંટ સાહેબ બાગના બંગલામાં ગયા. એની બહેન પહેલે માળે રહેતી હતી, ને જ્યારે કાઉંટ સાહેબ પોતાનો ઠરાવ જણાવી દેવાનો વિચાર કરતા હતા ત્યારે રાત પડી ગઇ હતી. જે બાઇએ તેના પ્રાણનું રક્ષણ કીધું હતું તેને મળ્યા અગાઉ પગથીઆં પર ઉભા રહીને થોડીવાર વિચાર કરવા લગ્યા.

કાઉંટ—ગરીબ બાપડી ! તારા મનને દુ:ખ ઉપજાવ્વાનું કારણ હવે હું થવાનો કેમ ? હું તને ફ્રેડરીક પાસેથી છુટી કરીશ! રે તારા પ્રીયતમથી હમેશને માટે તને વેગળી કરીશ. ને તે કામ કર્યા વિના મારો છુટકો પણ નથી. અને તારૂં મન એટલું નિર્મળ છે કે જેણે તને અને તારા છોકરાને દરિદ્રતાના દુ:ખમાંથી છોડવ્યા, જેણે તારા ઉપર ઉપકારનો વરસાદ વર્ષાવ્યો તેને સંપ, શાંતી, અને નવું જીવન આપવાની જરૂર છે એમ તને લાગતું નથી?

આખરે કાઉંટ સાહેબ પગથીઆં ચઢીને ઉપર ગયા અને મુગી છોડીના ઓરડામાં પેઠા. કાઉંટને ઓળખતાની સાથે એની બહેન ઉઠીને તેમને મળવા ગઇ. તેણીનું કાઉંટ ઉપર કેવું હેત છે તે તેણીની આંખ ઉપરથી જણાઇ આવતું. એની બહેનને જોઇને કાઉંટનું હૃદય પિગળી ગયું. તેણીની સ્થિતી ઉપર તેમણે થોડો વિચાર મુગે મોઢે કીધો; તેણી બીજે દીવસે નીકળવાની તૈઆરી કરે એવો પોતાનો વિચાર તેણીની આગળ દર્શાવવાની જરૂર છે એમ તેઓ સારી રીતે જાણતા હતા.

કાઉંટ—મારી વહાલી બેટી, મેં તને સવારે કહ્યું હતું તે મુજબ આ ઘરમાં તારાથી વધારે દીવસ રહેવાય એવું નથી. જેણીએ તને અત્રે આશ્રય આપ્યો તેના ઉપર તારા રહેવાથી ગરણપ્રાય પ્રહાર થશે. કાન્સરટન્સ પોતાના પતિને પ્રેમથી ચાહે છે. મારી ખાત્રી છે કે તું તેણીની શાંતી અને સુખ લુંટવી લેવાનો વિચાર રાખતી નથી. તેણીના જીવને જે દુઃખ થાયછે તે તેણી બતાવી શક્તી નથી, છુપું રાખે છે. પરંતુ તેણીના હૃદયમાં શી છુપી વાત છે તે હું જાણી ગયો છું. જેણે તને મરતાં બચાવી તેનુંજ મરણ થાય એવી તું કદીજ ઇચ્છા રાખે નહીં!

એની બહેને નિશાની કરી બતાવ્યું કે કાન્સરટન્સને સુખ થાય તે માટે મારૂં સર્વસ્વ સુખ જતું રહે તો પણ કાંઈ ફીકર નથી.

કાઉંટ—ત્યારે તું ચાલ, આ ઘર છોડીને તારે બીજે ઠેકાણે જવું પડશે. કાલે સવારે મળસ્કામાં તારૂં ભલું ઇચ્છનારીને મળ્યા વગર તારે નિકળી પડવું પડશે. તું તેના ઉપર માયા રાખે છે તેને વિષે અને તેણીના તરફની તારી કૃતજ્ઞતા વિષે તેણીની ખાત્રી કરવાનું હું માથે લઊં છું. તેમજ ફ્રેડરીકની રજા લેવાનું તારાથી બની શકે એવું નથી. તેની મુલાકાત લેવાનું તારે માંડી વાળવું જોઇએ એમ કહેવાની કંઇ જરૂર નથી એમ મને લાગે છે.

કાઉંટનો આવો હુકમ સાંભળીને એની બહેન તો સ્તબ્ધજ થઇ ગઇ. તૈઆરી કીધા વિના—તેમજ ફ્રેડરીકને છેલ્લી સલામ કર્યા વિના એકદમ ચાલ્યા જવું એ કેમ બને? તેમ કરવાની તેની હીંમત ચાલી નહીં. તેણી હીંમત હારી ગઇ ને તેની આંખમાંથી આંસુ દડ દડ નિકળી પડયાં. કાઉંટે પાસે જઇને તેણીનો હાથ ઝાલીને કહ્યું—ગરીબ છોડી, હું જાણુંછું કે આ મારા એકાએક ઠરાવથી તને કેટલું દુઃખ થતું હશે, પણ તું હા-

આમાં જે સ્થિતીમાં છે તેમાં એક પણ મિનિટ વધારે રહેવું સલામતી ભરેલું નથી, એટલુંજ નહીં પરંતુ જેમ જેમ વાર લાગેછે તેમ તેમ તું ગુન્હેગાર બને છે. હું તને અહીંથી બળાત્કારે વેગળી કરૂં છું એ વાત ખરી છે, પણ તારી સાથે કડકપણું રાખ્યાવિના મારો છુટકો નથી, માટે એની બહેન તું હીંમત રાખ ! ચોર લોકોની તરફથી જે મારવા જતો હતો તેમાંથા તેં જેનું રક્ષણ કીધું તે હું–તારા ફ્રેડરીકનો પિતા છું, ને તેજ હું આજે પોતાના પુત્રનું સુખ સાધવાને માટે તારી પાસે આ માંગણી કરૂંછું તે તું કબુલ રાખ !

કાઉંટના ધાર્યા પ્રમાણે આ શબ્દથી એની બહેનના મન ઉપર અસર થઇ. પોતાના પ્રિયતમનો (ફ્રેડરીકનો) કાઉંટ સાહેબ બાપ થાયછે એવું તેના જાણવામાં આવતાંની સાથે તેણી કાઉંટના પગ ઉપર જઇને પડી. અને તેની ક્ષમા માગતી હોય એવી રીતે તેની આગળ બન્ને હાથ જોડીને ઘુંટણીએ પડી.

કાઉંટ—દિકીજા ! (તેણીના કપાળ ઉપર ચુંબન કરી) કમનસીબ છોડી ! તને હું કેમ સુખી કરી શકતો નથી ? જે કાંઇ મારાથી બની શકશે તે એટલુંજ કે તારૂં અને તારા છોકરાનું સુખેથી ગુજરાન થાય એટલી તજવીજ મારે તને કરી આપવાની છે. તારે માટે મેં એક મિલકત ખરીદ કરી છે તેના બંગલામાં હું તને લઇ જવા માંગુ છું. તે બંગલો ઘણો સારોછે ને તેમા તારે રહેવાનુ છે. તારી પાસે વિશ્વાસુ નોકર રાખવામાં આવશે, તે તારાપર માયા રાખીને તને માન આપશે. ત્યાંજ તારો પુત્ર મોટો થશે. ત્યાં તારા શાંત બંગલામાં હું આવતો જતો રહીશ, તારી ખબર અંતર લઇશ ને હું અંતઃકરણથી એવી આશા રાખું છું કે તારા મનમાં અને તારા ઘરમાં હમેશાં શાંતિનો નિવાસ થાય.

એની બહેને કાઉંટનું કહેવું સાંભળી લીધું ને તેની આજ્ઞા પ્રમાણે ચાલવાનો ઠરાવ કર્યો, તેણીએ જાણ્યું કે હવે મારે સુખની આશા છોડી દેવી જોઇએ. પરંતુ તેણીએ નિશાનીથી કાઉંટને જણાવ્યું કે તમારે મારૂં જેમ કરવું હોય તેમ કરો, તમારા હુકમ પ્રમાણે ચાલવા હું તૈયાર છું.

કાઉંટ–ત્યારે આવતી કાલે સવારે દીવસ ઉગતાની સાથે હું જાતે આવીને તને લઇ જઇશ. ઘરમાં કોઇ પણ ઉંઘમાંથી જાગ્યું નહીં હશે તે વખતે તારે ઘરમાંથી બહાર પડવું પડશે. તારા છોકરાની તૈયારી કરજે,

ત્યારે ઘણાં કપડાં સાથે રાખવાની કાંઇ જરૂર નથી. કારણ તને જે કાંઇ જો-
ઇસે તે સઘળું તને તારા નવા મકાનમાં પુરૂં પાડવામાં આવશે. હાલ તો
રામરામ. સવારે હું તારી પાસે પાછો આવીશ.

બાગના બંગલામાંથી કાઉંટ સાહેબ તો ચાલ્યા ગયા. એની બહેન
પાછી એકલી પડી ને તેણીનો પુત્ર ઉંઘતો હતો. વખત રાત્રીનો હતો.
ફ્રેડરીકની સાથે રહેવાનો અને તેને મળી લેવાની આ છેલ્લી રાત્ર હતી કાર-
ણ તેણી ફ્રેડરીકને છોડીને જવાની હતી, તે થોડા દીવસને માટે નહી પણ
હમેશને માટે આખર સુધી! આ વિચારથી તેણીનું મસ્તક ભમી ગયું ને
બીચારી મુંગી છોડી પોતાના બાળકના ઘોડીઆ આગળ ઉભી રહીને પુતળા
જેવી ચાલ્યા ચાલ્યા વિના ખુરસી પર બેઠી. તેણીના મનમાં હવે એકજ વિ-
ચાર ઘોળાયા કરતો હતો. તે વિચાર એવો કે—જેને આટલી બધી મુશકેલી
વેઠીને શોધી કહાડયો ને જેને તે અત્યંત પ્રેમથી ચાહતી હતી તેનાથી
છુટા પડી ચાલ્યા જવાનું નકી ને જરૂરનું છે. જેને પોતે હજી ચાહે છે
તેને છોડીને ચાલ્યા જવાનું હતું, આ બધું કરવાનું શું કારણ હશે? કદાચ
એવું હશે કે તેણીનું ભલું ઇચ્છનાર—કાનસ્ટન્સની શાંતિ અને જીવની સ-
લામતીને ખાતર આ પગલું ભરવાની કાઉંટને જરૂર પડી હશે!

જે કાંઇ થોડા કલાક તેણી બાગના બંગલામાં રહેવાની હતી તે વખત
જલદીથી પસાર થયો. તે વિચારના વમળમાં ગુંચવાઇ. બીજે ઠેકાણે જાકે
જવું પડશે તેની તૈયારી કરવાનું ભુલી ગઇ. ગામના મોટા ઘડીઆળમાં
રાત્રીના બાર વાગ્યાનો અવાજ સંભળાયો. આ વેળા મુંગી પોતાના બા-
ળકના ઘોડીઆ આગળ કાઉંટના દેખતાં બેઠી હતી તેજ સ્થિતિમાં હતી.
ઘડીઆળનો અવાજ સાંભળીને તેણી વિચારમાંથી જાગ્રત થઇ—ઉઠીને જે
કપડાં સાથે લેવાનાં હતાં તેનું પોટલું બાંધ્યું ને બધી તૈયારી કરી રાખી
પછી પણ રાત પુરી થતાં હજી થોડા કલાકની વાર હતી. હવે તેણીએ
જરા વિશ્રાંતિ લેવા માટે આડા પડવું? તે જાણતી હતી કે ઉંઘ લેવાનો
હું જરા પ્રયત્ન કરીશ તોએ ઉંઘ આવનાર નથી. પણ તેણીના મનમાં
શું વિચાર ચાલતો હતો? ઘરમાં સઉ કોઈ ભર નિદ્રામાં પડેલાં હતાં.
જેને તે અત્યંત ચાહતી હતી તેને એકવાર ફરીથી નિહાળી જોવાની તક
મળી હોય તો શી હરકત છે? પણ જે નિદ્રામાં પડેલો તેને કેમ ઉઠાડી
શકાય? જો હું અત્યારે એની મુલાકાત લઉં તો કાઉંટ અને કાનસ્ટન્સ

મારા ઉપર કૃતઘ્નતાનો આરોપ મેલશે, એમ તેણીને લાગ્યું. પણ ફ્રેડરીકનેના જવા આગમાં તેને છેલ્લી સલામ કરવા જવું ખરૂં. તેના ઘરને કેટલી ને ક્યાં બારીયો આવેલી છે, તે મારા જાણવામાં છે. ને ફ્રેડરીક સુતો હશે તે હું જાણું છું; એકવાર તેને મળી લઉં તો પછી જવાને માટે હું મોકળી થાઉં. ને હું સલામ કરીશ તે ફ્રેડરીકને ઉંઘમાં સંભળાશે.

એ પ્રમાણે કરવાને એની બહેને આળસ કરી નહીં; હમણાં જે કપડાં ગાંસડીમાં બાંધ્યાં હતાં તે ગાંસડી ખુરશી ઉપર મુકીને તેની પાસે એક સળગતી મીણબત્તી મુકી. બાળક ઘોડીઆમાં સુખનિદ્રામાં ઘેરાઈ પડેલું હતું તેના ઉપર થોડાં આંસુ પાડયાં, એમ સમજીને કે થોડી વાર પછી એ બાળક પોતાના બાપથી હમેશને માટે છુટું પડવાનું છે! અત્યારે અવાજનું તો નામે ન હતું. તે બંગલામાંથી બહાર પડી. રાત્ર અંધારી હતી પણ બાગમાંના રસ્તા તેણીને ખબર હતા. તેણીના પગ ભાગ્યેજ જમીનપર અડકતા. એક તીરની પેઠે દોડતી કાન-સ્ટન્સના ઘર ભણી ગઈ. જમણા હાથપર પહેલા માળપર ફ્રેડરીકની સુવાની ઓરડી હતી; બારી આગળ તેણી ઘુંટણીએ પડી ને ઓરડા તરફ હાથ જોડયા કરી પોતાના પ્રિયતમને છેલ્લી સલામ કરી. અનુમાન કરી એક હાથનો માથે ટેકો આપી જે સ્થળે ફ્રેડરીક સુતો હતો તે સ્થળેથી પોતાની નજર ખસેડવાને નારાજ જણાઈ એવી એની બહેન નિરાશા, પ્રેમ અને દુઃખની પાશ્સીમામાં પડી. તેણી બંગલામાંથી થોડીવાર ગેરહાજર હતી. વખત પસાર થવા લાગ્યો. ત્યાંથી ખસ્યું નહીં. છતાં ત્યાંથી ચાલ્યા જવાની ફરજ પડી!

કમનસીબ છોડીએ છુટવાનો પ્રયત્ન કીધો. તેણી ઉઠી, દુઃખિત અંતઃકરણ અને નિરાશાથી પાછી ફરી. બાગમાંના રસ્તે જતાં કંપાયમાન થઈ ને મોટેથી ડુસકાં ભરવા લાગી. એટલામાં એકાએક બાગમાં મોટું અજવાળું પડયું. એની બહેને તે તરફ જોયું. આ અજવાળું ક્યાંથી આવે છે તેની ખબર પડી નહીં. તેણી બંગલા તરફ ગઈ. પ્રકાશ વધ્યો. રાત્રીના અંધકારથી પ્રકાશ બેવડો તેજસ્વી જણાયો, અને મોટી રાતી જ્વાળાએ બાગમાંથી આકાશમાં જતી જણાઈ. આ અચાનક ભયથી ચકિત થઈ, એની બહેનથી આગળ ચલાયું નહીં. પણ તેણી દોડતી ગઈ. બંગલા આગળ જઈ પોંચી. પહેલા માળની બારીઓમાંથી આગની

જ્વાળાઓ નિકળતી જોઇ એલી એડ્રેને એક કીકીઆરી પાડી, કારણ તેણીને પોતાના પુત્રનું સ્મરણ થયું, જેને સળગેલા બંગલામાં સુતો મુકીને ગઇ હતી! નિરાશા થઇ છતાં અંગમાં જોર લાવી હીંમતવાન થઇ. તેણી બંગલામાં પોંચી ગઇ. બંગલાના દાદરમાંથી ધુંમાડાના ગોટા નિકળ્યા. પરંતુ આવી સ્થિતિમાં માતાને ભય એ શું છે તે માલમ પડતું નથી! પોતાના બાળકને તો બચાવવું જોઇએ, ને જેમાંથી જ્વાળા પણ જણાતી નહીં એવા ધુંમાડાના ગોટામાં પેઠા, પણ તેણીને પોતાની ઓરડીનું બારણું જડયું નહીં. એવા ધુંમાડાથી કાંઇ જણાતું ન હતું તે શોધવાને હાથ પોહળા કીધા પણ વ્યર્થ! આખરે આગના ભડકાનું જોર વધી ગયું. ને તેના પ્રકાશથી ધુંવાડો ઓછો થયો ને દુઃખી માતાને રસ્તો જણાયો. તેણી હીંમત રાખી, મન દૃઢ કરી ઓરડીમાં પેઠા. તેમાં પણ અગ્નીની જ્વાળાઓ હતી! તેણીના કપડાંનું પોટલું ખુરસી પરથી નીચે પડી જઇ ભડભડ સળગતું હતું, જેથી આસપાસના સર્વ પદાર્થ સળગી ઉઠયા. એલી એડ્રેન પુત્રના ઘોડીઆ આગળ દોડી, તેને બાથમાં લઇ લીધો. બારણા તરફ વળી પરંતુ બારણું કેણીગમ આવેલું તે જણાયું નહીં. આગના ભડકા ચારે તરફથી ફરી વળ્યા. તેણી હીંમત હારી. મદદ માટે બુમો પાડવાનો પ્રયત્ન કીધો. તેણીએ જાણ્યું કે આ વખતે પોતાની વાચાશક્તિ કામે લાગે તો કેવું સારૂં થાય? નહીં તો આખરે મોંતના મોંમાં તો પડેલીજ છે! તેજ ક્ષણે કુદરતી નવા પ્રયત્નના જોરથી તેણીની વાચાશક્તિ જે આટલા દીવસ પર્યંત બંધ હતી તે એકાએક ઉઘડી ગઇ! અને બાપડી છેડી જમીન પર પડતાં સ્પષ્ટ બોલી "ઓ ફ્રેડરીક, તું દોડતો આવીને તારા પુત્રનો પ્રાણ બચાવ!"

એવામાં મેહેલમાંના જાગી ઉઠેલા બે ત્રણ માણસોના જોવામાં એ આગના ભડકા આવ્યા. ફ્રેડરીક ભયભીત થઇ પોતાની ઓરડીમાંથી બહાર આવી મદદ માટે બુમો પાડવા લાગ્યો. બધા જાગી ઉઠયા ને બંગલામાં મદદ આપવા માટે દોડી ગયા.

બધા બોલી ઉઠયા—બંગલામાં તો આગ સળગે છે!

મહેલમાંના બધા માણસો બંગલા તરફ દોડી ગયા, તેમાં ફ્રેડરીક પહેલો ત્યાં જઇ પોંહચ્યો.

એલી એડ્રેને બચાવવા તે મોંતની સામા દોડયો. અને તેણી એ-

શુદ્ધીમાં પડ્યા પછી તરતજ તેણીના ઓરડામાં પેઠો. એક હાથે તેણીને ઉચકી લીધી. ને બીજા હાથમાં પોતાના પુત્રને લીધો; આગની વચ્ચેથી નિકળી બાગમાં પાછો આવ્યો. આ પ્રમાણે બન્નેનો પ્રાણ તેણે બચાવ્યો!

ફ્રેડરીકની પાછળ આ આગવાળી જગો તરફ સઘળાં દોડી ગયાં; ને કાનસ્ટન્સ પણ બધાની સાથે ફ્રેડરીકની પાછળ દોડી ગઇ. તેણી એની બહેનને બાથમાં લઇ પોતાના મહેલમાં ચાલતી થઇ. મહેલમાંના સર્વ જણ એણી આગળ વિટલાઇ વળ્યાઃ—તેણીના શરીરપર દાઝી ગયાની નિશાનીઓ જણાઇ. પણ પુત્ર તો સહી સલામત બચી ગયો! તેણીના છોકરાને દુદેવી માતાના હાથમાં આપવા માટે સર્વ જણ તેણી શુદ્ધીમાં આવવાની વાટ જોવા લાગ્યા. આખરે તેણીના મોઢાંમાંથી ઉંડો નિસાસો સંભળાયો. પછી આંખો જરા ઉઘાડી અને કાનસ્ટન્સે તેણીના વા'લા પુત્રને તેણીના હાથમાં મુકયો.

એની બહેન-"મારા દીકરા,ઓ મારા દીકરા!" એમ કહી તેને બચીઓ કરી. આ તેણીના શબ્દો સાંભળી જેટલા જણ ત્યાં ઉભેલા હતા તે સર્વ મોટા અચંબામાં પડી ગયા. તેઓ લક્ષપૂર્વક અવલોકન કરી એની બહેનને જોઇ રહ્યા, ને જે સાંભળ્યું તે બરાબર હતું કે નહીં તેના વિચારમાં પડયા.

એની બહેન—અરે પરમેશ્વર! ત્યારે આ કાંઇ હું સ્વપ્નું જોતી નથી! તેં મને પાછી વચાશક્તી બક્ષી! ઓ વા'લા ફ્રેડરીક, હવે હું તને કહીશ કે હું તને કેવા પ્યારથી ચાહુ છું! (કાનસ્ટન્સ તરફ જોઇ) ને તું એની સુકુમાર ને વાની સ્ત્રી, તું મને ક્ષમા કર. મને લાગે છે કે જે સુખ તેં મને આપ્યું તે હું ઘણા દીવસ ભોગવવાની નથી. આ મારા પર પડેલું દુઃખ સહન કરવાને મારામાં હવે કૌવત રહ્યું નથી! હું મરવાની અણી પર છું. પણ એટલું સારૂં થયું જે મારો છોકરો બચી ગયો! અરે! મારૂં હવે શું થશે તેની તમે ચીંતા રાખતા નહીં!

એની બહેને મહા કષ્ટથી આ શબ્દો બોલવાનો પ્રયત્ન કીધો; ને તેણીની આંખો ફરી ગઈ. તેણીના હાથે સીત વાળ્યાં. ને તેણીના મોઢાની કાંતી બદલાઇ ગઇ. ફ્રેડરીક તેણીની આગળ ઘુંટણીએ પડી, તેણીનો હાથ પોતાના હાથમાં લઇ, તેનાપર અશ્રુપાત કર્યો. કાઉંટ સાહેબ તો આ જોઇ ગાંડા જેવા બની ગયા. "આ નાના બાળકને જો" એમ કહી તેણીને શુ-

ગીપર આશુઆનો કાનસ્ટન્સ પ્રયત્ન કરવા લાગી. દરેક જણ આ હ્રદય ભેદક દેખાવ જોઇને સ્તબ્ધ બની ગયાં; અને કયુબર્ટ જેની આંખમાંથી આજ સુધી કોઇ પણ વખતે આંસુ નિકળ્યાં ન હતાં તે પણ અત્યંત રડવા લાગ્યો ને એની બહેનના માથા આગળ જઇને બેઠો.

એની બેહેન છેવટનો પ્રયત્ન કરી બોલી—તમે મારે સારૂ શા માટે દુઃખી થાઓ છો? આ દુનિયામાં સુખ મેળવવાની આશા મને રહી નથી. પણ હવે મને શાંતપણે મરણ આવે એટલીજ ઇચ્છા બાકી છે! તમે આસ બાળકની રક્ષા કરજો, કાનસ્ટન્સ, તારા હાથમાં તે કેવો શોભે છે! તું એની મા થજો ફ્રેડરીક, હવે તને હું નમન કરૂં છું અને તમે લોર્ડ સાહેબ, અરે! તમારા દીકરા ઉપર મેં જે અત્યંત પ્રીતી રાખી તેના પર ચાહના રાખી તે માટે તમે મને ક્ષમા કરજો!

એની બહેને કાનસ્ટન્સના હાથપર બેઠેલા પોતાના વહાલા પુત્ર તરફ નજર કરી જોયું ને તેને જોઇને પોતાની મુખમુદ્રા કિંચિત હાસ્ય યુકત કરી. આખરે તેણીએ આંખ મીચી પોતાનો આત્મા પરમાત્માને સોંપી દીધો.

\+ \+ \+ \+ \+

પારિસમાં પીરી-લા શેઝમાં આવેલા સ્મશાનમાં અલ્પ નકશીવાળી સાદીને દેખાવડી સંગેમરમરના પથરની ઘોર છે; ને તેના પર માત્ર આ બે શબ્દો કોતરેલા છે:—“એની બહેન”

